*Sanctioned as a text-book by the Educational Department)*

# SÂHITYA RATNA.

## ( Gems of Gujarati Literature. )

*With a short history of Gujarati Literature.*


COMPILED AND PUBLISHED BY

**Ishwarlal Pranlal Khansaheb, B. A.**

Head Master, Sarvajanik High School, SURAT.

AND

**Narharilal Trimbaklal, M. A., LL. B.**

Pleader, NADIAD.


"Why are not more gems from our great authors scattered over the country ? Great books are not in everybody's reach; and though it is better to know them thoroughly than to know them only here and there, yet it is a good work to give a little to those who have neither time nor means to get more."—*Coleridge.*

**Tenth Edition.**




PRINTED AT THE "DIAMOND JUBILEE" PRINTING PRESS, SALAPOSE ROAD, AHMEDABAD. BY DEVIDAS CHHAGANLAL PARIKH.

**Price Rs. 2-0-0.**

**1925.**

# સ્ત્રીની એક ભૂલ.

સ્નેહ સૃષ્ટિના અનેક પ્રશ્નોનું રસમય નિરૂપણ કરતી એક અત્યંત સુંદર સુબોધક અને મનોરંજક નવલકથા.

લેખક,

વકીલ નરહરિલાલ ત્રંબકલાલ.

એમ. એ. એલએલ. બી.—નડીઆદ.

*Sole Agents for the first edition of the novel*

**Messrs, Karsandas Narandas & Sons.**

BOOK-SELLERS, *Nanavat, Surat.*

(શાળાપયોગી પુસ્તક તરીકે સરકારે મંજૂર કરેલું.)

# સાહિત્ય રત્ન.

પ્રાચીન અર્વાચીન ગુર્જર લેખકોના ગદ્ય પદ્યના
ઉત્તમ નમુનાનો સંગ્રહ.


સંયોજક અને પ્રકાશક,
ઇશ્વરલાલ પ્રાણુલાલ ખાનસાહેબ, બી. એ.
હેડમાસ્તર, સાર્વજનિક હાઇસ્કુલ, સુરત.
નરહરિલાલ ત્ર્યંબકલાલ, એમ. એ. એલ એલ. બી.
વકીલ—નડીયાદ.


The literature of a people is the best expression
of their life, their thoughts, their
hopes and their ideals.


( દશમી આવૃત્તિ. )





અમદાવાદ—સલાપોસ રોડ,
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૮૧. પ્રત ૩૧૦૦. ઇ. સ. ૧૯૨૫.

મૂલ્ય રૂ ૨-૦-૦.

"જે સંગ્રહો બહાર પડયા છે ત્હેમાંથી જે વિદ્યાર્થીઓ એકજ પુસ્તક ખરીદી શકે તેમ હોય તેમણે તો સાહિત્ય રત્નનું જ પુસ્તક ખરીદવા જેવું છે."

સમાલોચક અંક. ૧—૧૯૦૯.



## પ્રેમાનંદની પ્રાર્થના.

### શાર્દૂલવિક્રીડિત.

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે ફેલાય ફાલી ઘણી;
સર્વે દેશ વિદેશ ગુર્જર ગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઈ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી. ૧

સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી;
જે ગીર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાઓ શ્રેષ્ઠ સહુ સખીજન થકી એ આશ પુરો હરિ. ૨

જેવો આ ગુજરાત દેશ સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારૂતર છે, બ્રહ્મે ન જાયે કહ્યો,
એવા દેશની જે ગિરા ગુણવતી નામે મહાગુર્જરી;
વાધો તે સુરસે કસે ગુણગણે જો પ્રિય વાંછો હરિ. ૩

# ગ્રંથાર્પણ.

## ગુર્જરગિરાના પરમભક્ત સદ્‌ગત સાક્ષર શિરોમણિ
## શ્રીયુત્ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના
### અમર આત્માને.

( ગોવર્ધનરામભાઈના અવસાન સમયે ગુર્જરી માતાનો અશ્રુપ્રવાહ.)

**ગરબી.**

મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા !
વિશ્વવિલાસ સુવાસ ભર્યાં તુજ વેણ જો !
ક્યાં તુજ પગલાં તેજ પનોતાં પાથરે !
સ્વર્ગપ્રભા ઝરતાં રસિયાં તુજ નેણ જો !
મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા ! ૧

ઉંડા દિવ્ય પ્રદેશ થકી સરી આવતી,
મોંઘેરી ત્હારી મોરલીની તાન જો !
મધુરાં, કોમળ, સ્નેહરસ્યાં, સુણાવતી;
ગંભીર ઉંડાં મનુજ હૃદયનાં ગાન જો !
દૈવી મોરલીધર ગુર્જરીના બાલુડા ! ૨

સુની સુની લાગે આ મુજ વાટિકા,
બાલુડાં પંખીડાં દીન મુંઝાય જો;
તું જ્યાં બેઠો ત્યાં નહિ કોઇ ઉડી શકે,
વિલાસ મ્હારા અધુરા રે રહી જાય જો !
મોંઘા મોરલીધર ગુર્જરીના બાલુડા ! ૩

મુજ ઉંડી આશાના વ્હાલા વીરલા !
મુકી ગયો જે મોરલી તુજ આ હાર જો !
એમાં ત્હારાં અધુરાં સ્વપ્ન કળીશ હું;
એ મુજ દંડ અને મુજ કરશણગાર જો !
મંગલ મોરલીધર ગુર્જરીના બાલુડા ! ૪

તુજ રવ મધુરા મધુરા સઘળે સાંભળું,
તેજ તિમિરમાં હસતું મુખ તુજ જોઉં જો,
પ્રેમઝરણમાં નિર્મલ ઉર ન્હાતો દીસે,
એ તુજ રાસ અખંડ વિષે ચિત્ત પ્રોઉં જો !
મોહન મોરલીધર ગુર્જરીના બાલુડા ! ૫

ખબરદાર.

## Preface to the 2nd Edition.

The following improvements are made in this edition.

1. Classical authors like Premanand and Samal are more fully represented. The best portion of Nalakhyan (722 lines) has been put in, for use in Std. V. Nearly 75 pages of extra matter, have been added from old poets, in this edition Some passages of modern poetry have been omitted.

2. The ariticle on the development of Gujarati prose, has been dropped, at the desire of Mr. Ranjitram, its author.

3. The arrangement has been altered in deference to the views of some eminent Gujarati scholars. Authors have been arranged in a chronological order in poetry, dramatic pieces and prose respectively.

4. The pieces that may be read in each standard. are indicated in the Table of Contents.

**Borsad.** } **I. P. K.**

*11th October 1909.* } **N. T.**

## Preface to the Eighth Edition.

All editions after the second are reprints. In view of the enormous rise in the cost of paper aud other materials as also very heavy printing charges we have been obliged to raise the price of the book to two Rupees. The same get-up has been maintained.

**Nadiad,** } **I. P. K.**

*7th June 1911.* } **N. T.**

## Preface to the Ninth Edition.

It is with grief too deep for words that I have to note the sad and untimely death of my friend and colleague Mr. N. T. Deshbhakta M. A. LL. B. Of his valuable assistance in carrying the work through the press I have been deprived. I am thus obliged to work single-handed and have to crave the indulgence of the reader for any imperfections that may have crept in.

I should not omit here to mention gratefully that the labour I had to go through in the compilation of this edition was materially lightened by my assistant teacher Mr. R. J. Trivedi B. A. who readily and willingly gave me valuable help in going through the proof sheets.

1ST JANUARY, 1923. **I. P. K.**

# PREFACE.

The introduction of a vernacular paper in the Matriculation Examination, has necessitated the compilation of a book that would give the candidates a fairly good idea of Gujarati language and literature. The compilers of these gems had considerable difficulty in selecting a suitable Gujarati text book for High School-classes and they had to adopt the rather circuitous and inconvenient course of dictating prose and poetical passages to the class. In the absence of a suitable book some schools have taken up only modern writers while others content themselves with the ancients. Poetry only is read in some places and only prose in a few others.

It is hoped that the present compilation will supply a longfelt and a now urgent want. The book is primarily intended to be read in High-Schools and among its leading features are :—

1. Selections have been made from the writings of ancient as well as modern authors.

2. Poetry, prose and literary dramas have all been drawn upon.

3. An outline history of Gujarati literature has been given in the introduction.

4. Great care is taken to avoid everything that would have an unhealthy effect on young minds. An attempt has been made to convey moral lessons through the medium of these gems. While trying to secure instructive and ennobling pas-

sages, the compilers have at the same time eschewed the dull and dry.

5. Prose passages in the book may also be used for translation into English and thus the necessity of a separate book for translation may be done away with.

6. The poet Akho is in many places hard to understand. Some of his best lines have been picked up and put together in the present collection. It is hoped that they will be found instructive and easily intelligible.

7. Though the book is meant primarily for High-School students, it will also be found useful to the general reader, wishing to have an idea of Gujarati literature and yet not having sufficient leisure on his hands to dive deeper and consult the originals.

Tastes may and do differ and some passages to which the compilers have given place in this collection may appear to some to be out of place in a book of gems. Some may also question why particular passages of great merit have been omitted. All collections are more or less open to these objections, and on that score the compilers only request the indulgence of the reader.

Suggestions that would tend to increase the usefulness of the work are invited from all quarters.

*Sarvajanik High School,*
**Surat,**
*1st October 1908.*

**Ishvarlal P. Khansaheb.**
**Narharilal Trimbaklal.**

# અનુક્રમણિકા.

## દશમી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થયાને સોળ વર્ષ પુરાં થયાં. એ સમયમાં આ પુસ્તકની દશમી આવૃત્તિ બહાર પાડવાનો સુયોગ પ્રાપ્ત થયો છે, એજ એની ઉપયોગિતાનું સબળ પ્રમાણ ગણી શકાય.

નવમી આવૃત્તિ એક વરસ જેટલા અલ્પ સમયમાં ખપી જવાથી દશમીની આવશ્યકતા જણાઈ છે. આવું પ્રોત્સાહન અતઃપર ચાલુ રહેશે એમ આશા રાખવી અનુચિત છે એમ કોઈ કહેશે નહિં.

મારા મદદનિશ શિક્ષક રા. રંજુલાલ જદુનાથ ત્રિવેદી બી. એ. એમણે નવમી આવૃત્તિ વખતે જેમ ઉદાર દિલથી સહાય કરી હતી તેમ—બલકે—તેથી વિશેષ શ્રમ લઇ આ સમયે જે મદદ કરી છે તેની આ સ્થળે નોંધ લઈ આભાર પ્રદર્શિત કરૂં છું. કાળ શક્તિ વિગેરેના એમણે આપેલા ભોગની પ્રશંસા શબ્દ વડે કરવાથી સંપૂર્ણ થયલી ગણાશે નહિં.

# શુદ્ધિપત્ર

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૪ | પ્રિયવંદા | પ્રિયંવદા |
| ૨૧ | ૧૬ | ક્રૂક્લીન | ક્રૂક્લીન |
| ૨૩ | ૨ | કૃષ્ણુભક્તિના | કૃષ્ણુભક્તિના |
| ૩૧ | ૧૩ | અમદાવાદ...ગોમતીપુર | (અમદાવાદ)...(ગોમતીપુર) |
| ૩૫ | ૭ | ગુંચણીથી | ગુંચવણીથી |
| ૪૦ | ૫ | નિાવવાદ | નિર્વિવાદ |
| ૪૪ | ૧૪ | કવિતાનાં | કવિતાના |
| ૪૬ | ૫ | ગુર્જરાતીઓના | ગુજરાતીઓની |
| ૫૧ | ૮ | વૈષ્ણુવ | વૈષ્ણુવ |
| ,, | ૫ | અધ્વવધ્વરાને | અધ્વવધ્વરાને |
| ૫૮ | ૧૨ | વળગી | વળતી |
| ,, | ૨૦ | પ્રાછ | પ્રીછ |
| ૬૫ | ૫ | સંભળ્યે | સંભાળ્યે |
| ,, | ૧૬ | કાંચકા | કાચકાં |
| ૭૨ | ૪ | આવ્યું | આપ્યું |
| ૭૬ | ૧૯ | જધા | જંઘા |
| ૮૨ | ૭ | અગ્નિ | અગ્નિ |
| ,, | ૧૧ | કેશ | કોશ |
| ૮૩ | ૧૭ | રહામો | રહામો |
| ,, | ૨૦ | હારે | હારે |
| ૧૦૬ | ૧૭ | પુણ્યશ્લોક | પુણ્યશ્લોક |
| ૧૦૨ | ૨૪ | હયશાળામ | હયશાળામાં |
| ૧૧૩ | ૨ | રાકડી | રાંકડી |
| ૧૩૪ | ૩૨ | ખાતે | ખાંતે |
| ૧૩૮ | ૧૨ | સેં | શેં |
| ૧૩૯ | ૨૧ | [ અંગદનું બોલવું "મુજને તુજ પર હેત" વિગેરેથી શરૂ થાય છે ]. | |
| ૧૪૭ | ૨૨ | પાડે | પીડે |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૭ | ૩૨ | તાહર | તાહરી |
| ૧૫૨ | ૨૩ | ઘેનું | ઘેનુ |
| ૧૫૫ | ૧૬ | ચાદ | ચૌદ |
| ૧૫૬ | ૧૦ | દાદ | દાદા |
| ૧૬૯ | ૧૪ | ટેક | ટેક |
| ૧૭૯ | ૨૫ | ઝ્હોળાં | ઝ્હોળા |
| ૨૦૦ | ૧૬ | ગોવધનરામ | ગોવર્ધનરામ |
| ૨૦૨ | ૩૨ | નાનકડાં | નાનકડા |
| ૨૧૫ | ૨૧ | નિબળનો જપાતા | નિર્બળનોજ પાતા |
| ૨૧૭ | ૧૪ | તરંગમા | તરંગમાં |
| ૨૧૮ | ૬ | [ " સ્મરણ અને શોકાશ્રુ " એમ કાવ્યનું મથાળું વાચો ] | |
| ૨૨૨ | ૧ | છટ્ઠા | છટ્ઠા |
| ,, | ૨૧ | વહો | વળી |
| ૨૨૩ | ૧૨ | અફળાનો હાથ ગયા | અફળાતો હાથ ગયો |
| ૨૨૭ | ૧૮ | ગરીખ | ગરીબ |
| ૨૨૮ | ૨૬ | ક્યાં | કા |
| ૨૩૪ | ... | ૧૩૪ | ૨૩૪ |
| ૨૪૬ | ... | ૧૪૬ | ૨૪૬ |
| ૨૫૩ | ૧૦ | રોપદાશકા | રોપદર્શિકા |
| ૨૫૯ | ૧૨ | સવપ્ને | સ્વપ્ને |
| ,, | ૧૩ | ત્યારા | ત્હારા |
| ૨૬૦ | ૧૫ | લ્યા | લ્યો |
| ૨૬૦ | ૨૨ | ઓલ્લું | ઓલ્યું |
| ૨૬૮ | ૬ | તણુા | તથા |
| ૨૭૧ | ૨૪ | નિવૃત | નિવૃત્ત |
| ૨૭૮ | ૨૩ | પૂણુ | પૂર્ણ |
| ૨૮૩ | ૧૧ | આવ્યાં | આવ્યા |
| ૨૯૦ | ૧ | આપણે | આપણી |
| ૨૯૨ | ૧૪ | નિવૃતિ | નિવૃત્તિ |
| ૩૦૦ | ૭ | વીનમે | વીનર્મે |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦૬ | ૧૩ | પ્રદાશત | પ્રદર્શિત |
| ૩૦૭ | ૧૩ | કરસદાસ | કરસનદાસ |
| ૩૧૦ | ૧ | મૂતિ | મૂર્તિ |
| ,, | ૧૭ | કૃત્યકૃત્ય | કૃતંકૃત્ય |
| ૩૧૨ | ૧૭ | અથવાનો | અથવાતો |
| ૩૧૫ | ૩૧ | હારકથા | હરિકથા |
| ૩૨૨ | ૧૬ | वाक्यवाणं | वाक्यबाणं |
| ૩૨૮ | ૨૯ | થઈ | રહી |
| ૩૨૯ | ૫ | कालौ | कौला |
| ૩૩૮ | ૫ | ઘુત | ઘૂત |
| ,, | ૮ | શ્વાસિત | શ્વસિત |
| ૩૩૯ | ૧ | प्रथमं | प्रथमो |
| ,, | ૧૦ | આવિર્ભાપ | આવિર્ભાવ |
| ૩૪૦ | ૨૨ | કુટી | કૂટી |
| ૩૪૨ | ૧૨ | આપના | આપની |
| ,, | ૨૧ | ઉજાસ | ઉજાસ |
| ૩૪૭ | ૨૯ | આત્માધાનથી | આત્મઘાતથી |
| ૩૫૧ | ૧૦ | નીતિનાં | નીતિના |
| ૩૫૩ | ૧૭ | [ તારા પીડકૃત શુકનાસ | સમાશ્વાસન—એમ મથાળું વાંચો ] |
| ,, | ૧૯ | શુકનાશનું | શુકનાસનું |
| ૩૫૪ | ૧ | યાવન નિાવકાર | યૌવન નિર્વિકાર |
| ,, | ૩૦ | બહુદાસત્વ | બહુદર્શિત્વ |
| ૩૫૫ | ૪ | દુાવલાસના | દુર્વિલાસના |
| ૩૫૫ | ૬ | પામતાં | પામતા |
| ૩૬૨ | ૫ | સત્રયંત્ર | સૂત્રયંત્ર |
| ૩૭૨ | ૧ | આવવું | આવું |
| ૩૮૧ | ૧૮ | દેશકારમાં | દેશકાળમાં |
| ,, | ૨૬ | એટેલી | એઠેલી |
| ૩૮૩ | ૧૭ | બીજી વાતજ | બીજી જ વાત |
| ૩૮૫ | ૧૨ | સ્વભાવિક | સ્વાભાવિક |

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮૫ | ૧૩ | નાહ | નહિ |
| ૩૯૩ | ૮ | આખી | આવી |
| ૩૯૮ | ૩૦ | એના | એનો |
| ૪૦૧ | [ | કવિતા અને નીતિ એમ મથાળું વાંચો ] | |
| ૪૦૨ | ૨૧ | લેખકા | લેખકો |
| ૪૦૫ | ૧૧ | બાધવાળાં | બોધવાળા |
| ,, | ૧૩ | નીતી | નીતિ |
| ૪૦૭ | ૨ | સાંધ | સંધિ |
| ,, | ૩૦ | સવ | સર્વ |
| ૪૦૯ | ૩ | **गुणात्** | **गुणान्** |
| ૪૧૪ | | ૩૧૪ | ૪૧૪ |
| ,, | ૧૧ | રાજ્યનીતિની | રાજ્યનીતિ |



# ગુર્જર સાહિત્યનો ઇતિહાસ.



## ( સિંહાવલોકન. )

કવિતા એ કવિના મનનું ચિત્ર છે. કવિજીવન એ રસસરિતાનું ઉદ્‌ભવસ્થાન છે: કવિનું જીવનવૃત્તાંત જાણ્યા વિના કવિતાના હાર્દનું સંપૂર્ણ જ્ઞાન અસંભવિત નહિ હોય પણ અતિકઠિન તો છેજ. નવલ-કથાકારો અને જનસમુદાયના સ્વભાવચરિત્રના સર્વ ઉલ્લેખકોને માટે પણ એમ કહી શકાય. કલ્પિત કે અર્ધકલ્પિત પાત્રોના સ્વભાવવર્ણનમાં કાં કવિ નાટયકાર કે કથાકાર જાણ્યે અજાણ્યે પોતાનાજ દશ્ય અદશ્ય હૃદયભાવનું, પ્રબળ વા નિર્બળ મનોવિકારનું અને સ્થૂલ સૂક્ષ્મ સંસ્કારનું પ્રતિબિંબ પાડે છે, પોતાનાજ વિચારનું પ્રત્યારોપણ કરે છે અને સર્વ પ્રકારે પોતાના અનેક અનુભવનું મિશ્ર ચિત્ર આલેખે છે.

કવિતા એટલે સુંદર અર્થનો સુંદર શબ્દમા પ્રયોગ. અન્ય જનના હૃદયસંસ્કારને જગવવા કવિના અંતઃકરણમાંથી વ્હેતો હૃદયભાવનો પ્રવાહ તેજ રસ. પર હૃદયને ઉદ્‌બોધવાની જે હૃદયશક્તિ તે કવિનું રસમન્દિર, એ રસને ત્વરાથી ગ્રહણ કરવાની શક્તિ તે રસિકતા. કાવ્યમા ગદ્ય પદ્યનો મેળ નથી, રસ એજ આવશ્યક છે. શિષ્ટ ભાષા એ કાવ્યનું બીજું જરૂરનું અંગ છે. ક્લિષ્ટ કે ગ્રામ્ય ભાષા રસનો નાશ કરે છે. સુંદર સરળ અને સ્વચ્છ ભાષા રસવૃદ્ધિ કરે છે. ભાષા-જ્ઞાન વિના કવિને ચાલે તેમ નથી. એમ પણ બને છે કે રસ ઉત્કૃષ્ટ હોય તો સુંદર શબ્દ આપોઆપ આવી મળે છે; ઉત્તમ કવિની શ્રેષ્ઠ કવિતા એ પ્રતિની હોય છે.

### જુની ગુજરાતી.

કાળક્રમે **સંસ્કૃત** શબ્દોના અપભ્રંશ થવાથી ને દેશ્ય શબ્દોના **મિશ્રણથી સંસ્કૃત** ભાષા પલટાઇને પાંચ પ્રાકૃત ભાષા થઇ. ત્હેમનાં નામ–૧ **પ્રાકૃત** ૨ **શૌરસેની** ૩ **માગધી** ૪ **પૈશાચી** ૫ **અપભ્રંશ, પ્રાકૃત** ભાષાના ઘણા શબ્દ અધિક અપભ્રંશ પામીને ગુજરાતીમાં આવ્યા છે. **અપભ્રંશ** ભાષા જુની ગુજરાતીને ઘણી મળતી આવે છે.

**શૌરસેની, માગધી** ને **પૈશાચીને** ગુજરાતી સાથે નહિ જેવો જ સંબંધ છે. ઉપર ગણાવેલી પાંચ પ્રાકૃત ભાષાઓમાં દેશ્ય શબ્દો ઘણા થોડા છે પણ જુની ગુજરાતીમાં તો ગુર્જર દેશ ( મહી અને **આબુ** તથા **પાવાગઢ** ને ખંભાતના અખાતની વચ્ચેનો પ્રદેશ ) **સૌરાષ્ટ્ર** ( કાઠીઆવાડ ) ને **લાટ** દેશ ( મહીની દક્ષિણનો મુલક, વડોદરા, ભરૂચ, સુરત વિગેરે ) ના મૂળ વતનીઓની દેશ્ય ભાષાના ઘણા શબ્દ છે.

**અલાઉદ્દીન** ખીલજીએ ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાત જીત્યું ત્યારથી જુની ગુજરાતીમાં ઘણા ફારસી શબ્દનો પ્રવેશ થયો. મુસલમાની રાજ્યમાં સંસ્કૃત ભાષા વિસારે પડી અને તે સાથે ગુજરાતીનો ત્હેની સાથેનો સંબંધ ઓછો થવા માંડયો. આ ક્રિયા સુમારે સવાસો દોઢસો વર્ષ ચાલુ રહ્યા પછી નવી ગુજરાતી એટલે આપણી હાલ બોલાતી ગુજરાતી ભાષાનો જન્મ થયો, એમ કહીએ તો ચાલે. ભાષાવિકાર ધીમે ધીમે થાય છે. ભાષાનાં જન્મ મરણ એક બે વર્ષમાં થતાં નથી. પણ અભ્યાસની અનુકૂળતા માટે ઐતિહાસિક બનાવોને માટે પ્રખ્યાત વર્ષ મુકયાં છે.

જુની ગુજરાતી ઇ. સ. ૧૦૨૪ ( **મહમદની સોમનાથ** પર ચઢાઇ, ) થી તે ઇ. સ. ૧૪૧૪ ( તઘલખવંશનો અંત ) સુધી સમજવી; ત્યાર પહેલાં ગુજરાતમાં મિશ્ર અપભ્રંશ ભાષા બોલાતી હશે એવું અનુમાન થાય છે.

## જુની ગુજરાતીના નમુના.

૧ વૃક્ષ તઉ પાન પડઇ. ૨ કુંભાર ઘાડા ઘડવા માટી આણઇ. ૨ શિષ્ય શાસ્ત્ર પઢી અર્થ પુછઇ. ૪ કરસણી હલ ખેડતઉ બીજ વાવઇ. ૫ સાપ મરાઇ નઇ લાઠી ભાજઇ. ૬ બિલાડી નઇ કર્મિમસીકાં ત્રુટાં.

તઘલખ વંશના અંતથી ઇ. સ. ૧૪૧૪ થી નવી ગુજરાતી જાણવી. થોડા ફેરફાર સાથે એ ભાષા હાલ બોલાય છે. આ અંગ્રેજના શાંતિરાજ્યમાં સંસ્કૃત સાહિત્યનો પ્રચાર વધવાથી ગુજરાતી ભાષાનો નવો યુગ બેઠો છે. અંગ્રેજી શબ્દો ને અંગ્રેજી વાક્ય રચનાનો પણ ભાષામાં પ્રવેશ થઇ ચુકયો છે. ગુજરાતી ભાષા હાલ સંક્રાંતિ દશામાં છે.

**પ્રેમાનંદનાં નાટકોએ ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરી એ વાત ખરી, પણ ગુજરાતી ગદ્યનો નવયુગ તો નર્મદાશંકરના કાળથીજ ખરેખરો**

શરૂ થાય છે. જે અરસામાં અમદાવાદ બાજુએ દલપતરામ અને મહિપતરામ વિગેરે અને મુંબાઇ બાજુએ નર્મદાશંકર અને કરસનદાસ મૂળજી વિગેરે મળી ગુજરાતી ગદ્યનૌકા ધપાવી રહ્યા હતા તે અરસામાં રણછોડભાઇ, મનઃસુખરામ, ઝવેરીલાલ યાજ્ઞિક વિગેરેનું એક તૃતીય મંડળ પ્રાદુર્ભાવ પામ્યું. અંગ્રેજી ભણતરનો સારો પ્રચાર આ સમયે થવા માંડયો હતો તેથી સમાજની ભાવનાઓમાં એક પ્રકારનું પરિવર્તન થતું જતું હતું. આ કાલને નવયુગ (renaissance) કહીએ તો ચાલે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ૧૮૫૩ થી ૭૯ સુધી અવિશ્રાન્ત સેવા કરનાર કવિશ્રી **દલપતરામ** હતા. "બુદ્ધિપ્રકાશ" ના તંત્રી પદેથી અને "મિથ્યાભિમાન" નાટકમાં એમણે જે ગદ્ય લખ્યું તે સિવાય એમના ગદ્યપરીક્ષણ માટે આપણી પાસે વધારે સાધન હોય એમ લાગતું નથી. દલપતરામના ગદ્યમાં હાવકાશ, સરળતા અને મીઠાશના ગુણો છે.

રૂઢ ગદ્ય તો **નર્મદાશંકરે** જ દાખલ કર્યું. એમના ઐતિહાસિક સામાજીક, ધાર્મિક અને સાહિત્ય વિષયક લેખો "નર્મગદ્ય"મા પ્રસિદ્ધ થયા છે. તેઓ પોતાના યુગની સમયમૂર્ત્તિ હતા. પ્રેમ અને શૌર્ય એ એમનો મુદ્રાલેખ હતો. પ્રેમાનંદે માતૃભાષા માટે અને નર્મદે માતૃભૂમિ માટે આપણા હૃદયમાં અભિમાનનો સચાર કરાવ્યો છે. આકર્ષણશક્તિ, જુસ્સો, પ્રૌઢતા, અને સમગ્રપણું એ એમની શૈલીના ખાસ ગુણો હતા.

ત્યાર પછી "નવા જમાનાની નવી ભક્તિના આદિભક્ત" કવિ **ભોળાનાથ** સારાભાઇએ ઇશ્વર પ્રાર્થના માળા રચી. એમની ગદ્યશૈલી ભક્તિભાવને અનુકૂલ એટલે સરળ, કોમળ સંસ્કારી અને શુદ્ધ હતી.

વિવેચક પક્ષના નેતા અને નર્મદાશંકરના અંગત મિત્ર **નવલરામ** પણ આજ સમયમાં થયા. નવલરામની વિવેચન પદ્ધતિ ઉત્તેજક હતી. દોષ કરતાં ગુણ ઉપર તેઓ વિશેષ ભાર મૂકતા. "નવલગ્રંથાવલિ" એમનાં લખાણનો સંગ્રહ છે.

પ્રેમાનંદનાં નાટકો પછી ધ્યાન ખેંચે એવા નાટકોના ગ્રંથ બહુ જૂજ છે. કવિ **ગણપતરામના** "પ્રતાપ નાટક"માં નર્મદાશંકરની શૈલીના ગુણ જોવામાં આવે છે. "ભટના ભોપાળા"માં નવલ-

રામે રસિક, માર્મિક, અને તોફાની હાસ્યરસ ઉપજાવ્યો છે. પછી આપણી ભાષામાં સંસ્કૃત નાટકોનાં ભાષાંતર થયાં. "મુદ્રારાક્ષસ" કવિ વિશાખદત્તના તેજ નામના નાટકનું રા. **કેશવ હર્ષદ ધ્રુવે** કરેલું સફલ ભાષાન્તર છે. **મણિલાલ** નભુભાઇ દ્વિવેદીએ ભવભૂતિના નાટકના બે ગ્રંથ "માલતીમાધવ" અને "ઉત્તર રામચરિત" આપણી ભાષામાં ઉતાર્યા ત્યાર પછી નાટકનું સાહિત્ય એક ઝોલો ખાય છે. નથુરામ, ડાહ્યાભાઇ ધોળશાજી, અને વાઘજી આશારામે ભજવાય એવાં સંસ્કારી નાટકો ઇતિહાસ અને પુરાણ ઉપરથી રચ્યાં. અત્યારે પણ ઘણાં નાટકો લખાય છે અને ભજવાય છે. પણ રા. **વિભાકર**નાં નાટકોમાં જે ઉચ્ચ રસિકતા અને ઉત્કૃષ્ટતા દેખાઇ આવે છે તે બીજાં ગુજરાતી નાટકોમાં નથી. સાહિત્યની દૃષ્ટિએ અગત્યના સ્વતંત્ર નાટકો ચાર છે. "કાન્તા," "ઇન્દુકુમાર," "જયા અને જયન્ત," અને "રાઇનો પર્વત."

"પ્રિયવંદા" અને "સુદર્શન"ના વિદ્વાન તંત્રી તરીકે જુસ્સાદાર, ગંભીર, ગૌરવયુક્ત અને વૈવિધ્યપૂર્ણ ગદ્યવડે ગુજરાતી ભાષાની અપ્રતિમ સેવા રા. **મણીલાલે** કરી છે. "ગુલાબસિંહ," "નારી પ્રતિષ્ઠા," "સિદ્ધાન્તસાર," "ચારિત્ર," "બાળવિલાસ" અને ભગવદ્ ગીતાનું ભાષાંતર એ એમના મુખ્ય ગ્રંથો છે. પ્રેમભર્યું હૃદય, અશ્રાન્ત અને ઉગ્રપ્રભાવવાળી બુદ્ધિ, સ્વદેશાભિમાન, ઉત્સાહ અને સામર્થ્ય, મણીલાલના પુસ્તકોમાં પ્રકટ થાય છે.

કવિ અને સ્નેહી **કલાપી** કવિ તરીકે વધારે જાણીતા છે છતાં "કાશ્મીરનો પ્રવાસ," "ચાર સંવાદો" "માલા અને મુદ્રિકા" અને એમના "પત્રો"માં એમની સુંદર અને ભાવપ્રધાન શૈલી ઝળકી ઉઠે છે. મુદ્દાસર લખાણ, અંધએસ્ના ભાવવાહી શબ્દો, નિગ્રહ, અતિશયોક્તિનો અભાવ અને મધુરતા એમની સરલ શૈલીને ભવ્ય બનાવે છે.

**હરિલાલ** હર્ષદરાય ધ્રુવે ગદ્યમાં "આહારમીમાંસા," "યુરોપયાત્રા," "ગુજરાતી ભાષા અને તેનો કૌટુમ્બિક સંબંધ" એમ પુસ્તકો લખ્યાં છે. બંગાલી વાચનની અને સરલ વાર્તા લેખનની સારી પિછાન એમણે આપી છે. તેઓ ફારસી સ્કૂલના ઉપાસક હતા છતાં પ્રાચીનતાએ એમની શૈલીને બહુ ગૌરવયુક્ત અને વિદ્વત્તાભરી બનાવી છે.

ઘણું કરીને મહીપતરામ રચિત "સાસુવહુની લડાઇ" ગુજરાતી ભાષામાં સંસાર ચિત્રનું પ્રથમ પુસ્તક છે. ઐતિહાસિક નવલકથા તરીકે "કરણઘેલો" પ્રથમ આવશે. "ઇરાવતી," "ગંગા," "ચંદેરીનો ઘેરો," અને મણીલાલ છબારામ ભટની "ગુજરાતી જૂની વાર્તાઓ" પણ સરસ નવલકથાઓ છે. આ પ્રમાણે "સરસ્વતીચન્દ્ર" પ્હેલાં બીજી નવલકથાઓ અસ્તિત્વમા હતી તોપણ **ગોવર્ધનરામે** નવલકથાના ઇતિહાસમાં નવો યુગ ઉભો કર્યો એમ કહી શકાય. "સરસ્વતીચન્દ્ર" એ વર્તમાન સમાજનું પ્રતિબિમ્બ અને ભવિષ્યમાટે દિશાસૂચક યન્ત્ર કહેવાય છે એ યોગ્યજ છે. પ્રથમ ભાગમાં શુદ્ધ નવલકથાનું સકલ કલાવિધાન, સુવ્યવસ્થિત અને પૂર્ણપણે દૃષ્ટિગોચર થાય છે. ઉચા પ્રકારની રસજ્ઞતા, ચિત્ર પાડવાની કલા, પાત્રોની વિવિધતા, ઉત્કૃષ્ટવર્ણન શક્તિ, એ ગોવર્ધનરામનાં ભૂષણ છે. એમની ભાષા પ્રૌઢ તથા શુદ્ધ સંસ્કારવાળી છે. દેશપ્રીતિની વૃત્તિ સાથે પરમ વિદ્વત્તા, ઉંચી રસિકતા, વિશાલ કલ્પના તથા કુશલ લેખનશક્તિનો સમાગમ થવાથી "સરસ્વતીચન્દ્ર" એ ગુજરાતી સાહિત્યમાં અનુપમ ભૂષણરૂપ ગ્રંથ બન્યો છે. "દયારામનો અક્ષર દેહ" અને "સાક્ષર જીવન" એ એમના અવસાન પછી પ્રકટ થએલા ગ્રન્થો છે. "લીલાવતી જીવનકલા" એ નામનો અપૂર્વ લેખ પુત્રીવત્સલ પિતાએ પોતાની સાથે પુત્રીનું સ્મરણ પણ ચિરંજીવ રહે એમ કરી જાણે ન લખ્યો હોય એમ લાગે છે.

વિવેચક સ્કૂલના મુખ્ય અને સફલ અનુયાયીઓમાના એક કવિ પિતાના કવિપુત્ર રા. **નરસિંહરાવ** વૃદ્ધ ઉમરે પણ ગુજરાતી સાહિત્યની પાર વગરની સેવા કરી રહ્યા છે. "જોડણી વિષે નિબંધ" પ્રેમાનંદનાં નાટકો સંબંધે ચર્ચા, અભિનયકલા ઉપરનો લેખ અને તેમના તમામ છૂટક લેખો ઉચ્ચ અભ્યાસ, ન્યાયપુરઃસરતા, સહૃદયતા અને સૂક્ષ્મ અવલોકન શક્તિની સાખ પૂરે છે. ઘણે મોટે ભાગે, બોલવું તેવુંજ લખવું એ એમનો જોડણી સંબંધે અભિપ્રાય છે. ગુજરાતી ભાષાનું વ્યક્તિત્વ જળવાઇ રહે એ એમની તીવ્ર અભિલાષા છે. તુલનાત્મક વિવેચન પદ્ધતિ એમણે ખૂબ કેળવી છે અને પોતે પ્રખર શબ્દશાસ્ત્રી ( philologist ) હોવાથી શબ્દશાસ્ત્ર પણ ઠીક ખેડયું છે.

ઉત્તમ ભાષાંતરકાર, પ્રાકૃતના પ્રમાણ ભૂત પંડિત, અને શબ્દ-

શાસ્ત્રી રા. **કેશવલાલ** ધ્રુવને બીજી સાહિત્ય પરિષદ્નું પ્રમુખસ્થાન આપવામાં આવેલું. એમનાં "મુદ્રારાક્ષસ," "ગીતગોવિન્દ." "અમરૂશતક," "પરાક્રમની પ્રસાદી" અને ભાસનાં નાટકોનાં કેટલાક ભાષાંતરો ગુજરાતી ભાષા રહેશે ત્યાં સુધી રહેશે.

**મણીશંકર રત્નજીભટ** (કાન્ત)નાં ગદ્ય લખાણોમાં "શિક્ષણનો ઇતિહાસ" બહુ ઉપયોગી ગ્રંથ છે.

"કવિતા અને સાહિત્ય," "ભદ્રંભદ્ર," "રાઇનો પર્વત." "હાસ્યમંદિર, વિગેરેના વિદ્વાન કર્ત્તા રા. **રમણભાઈ** ની શૈલીમાં હાસ્યરસ અને કટાક્ષ ભરેલાં છે. એમને ગુજરાતના Addison કહે છે એમાં ખોટું નથી. "ભદ્રંભદ્ર" એ ગુજરાતી સાહિત્યમાં કટાક્ષ ઉપર રચાયલું પ્હેલુંજ પુસ્તક છે. કટાક્ષમય શૈલીના પિતા એમને કહીએ તો અતિશયોક્તિ નથી. એ પણ પાશ્ચાત્ય અને પૌર્વાત્ય તેમજ અર્વાચીન અને પ્રાચીન એ સર્વ સાહિત્યની સુસમીક્ષા કરનાર, વિશાળ અને તુલનાત્મક વિવેચનપદ્ધતિના ઉપાસક છે. એમનાં સુશીલ પત્ની સૌ. વિદ્યાગૌરીએ "સુધાહાસિની" નામે રમેશચન્દ્રની નવલકથાનું ભાષાંતર બ્હાર પાડ્યું છે.

"જયા અને જયન્ત" તથા "ઇન્દુકુમાર"ના કર્ત્તા રા. નાનાલાલની શૈલીની ચર્ચા હજી પણ સમાપ્ત થઇ નથી. એમનાં નાટકોમાં ગદ્ય, પદ્ય કે અપદ્યાગદ્ય છે તે હજી નક્કી થયું નથી. શુદ્ધ ગદ્યમાં તો છૂટા છવાયા લેખો ઉપરાંત એમણે ઝાઝું લખ્યું જણાતું નથી. "ઉષા" નામની નવલકથા હમણાં પ્રસિદ્ધ થઇ છે તે બહુ સુન્દર અને ભાવનાત્મક છે. જેમ એમનાં નાટકો અને કાવ્યોમાં તેમ "ઉષા"માં પણ રસ ભાવના કલ્પના અને કલાનું સુઘટ્ટ અને સુરમ્ય વિધાન જણાય છે. કવિ આશાવાદી છે અને એમના ઉપાસકો એમને Tennyson ની ઉપમા આપે છે. "આશાવાદ, ગંભીર વિચારો, ઉત્કૃષ્ટ કે સરલરસ, લલિત અને યોગ્ય પદાવલિ, દૂરગામી કલ્પના" એ વાંચનારને આનન્દ આપ્યા સિવાય રહેતાં નથી. જેમ સુધારાએ અને પ્રેમાનંદના નાટકોએ તેમ નાનાલાલ કવિની શૈલીએ ભારે ચર્ચા ઉપજાવી છે. આમાં અંગત આક્ષેપ કટુતા વિગેરે ખૂબ ઉપજ્યાં છે અને પક્ષ બંધાયા છે છતાં વિવેચનનું સાહિત્ય ખેડાય છે અને સંગીત, છંદ, કાવ્ય ઇત્યાદિ વિષયો સંબંધે રસભરી ચર્ચાઓ થાય છે એ લાભ તો પ્રત્યક્ષજ છે.

પારસી ભાઇઓમાંથી ગુજરાતી ભાષામાં તો નહિ પણ પારસી બોલીમાં હાસ્યરસ ભરેલાં પ્રવાસ વર્ણન ટૂચકા સંગ્રહ ઇત્યાદિ ગ્રંથો લખાયા છે પણ શિષ્ટ ગદ્ય જેવું પારસી ગુજરાતી સાહિત્યમાં કાંઇ નથી.

"વીસમી સદી" ના માજીતંત્રી મી. શીવજીએ "રશીદા" નામની વાર્તા લખી છે. પ્રૉ. ઇસ્ફહાનીએ અરબી કુરાને શરીફનો ગુજરાતીમાં તરજુમો કર્યો છે. પારસીઓમાં અરદેશર ફરામજી ખબરદાર જેવા અને મુસલ્માનોમાં કરીમ મહમદ માસ્તર જેવા સુશિક્ષિત પુરૂષોએ ગુજરાતી ભાષાની સારી સેવા કરી છે. મુસલમાનોએ હિંદના સંગીતને ખીલાવ્યું અને જાળવી રાખ્યું તેમ કાલક્રમે ગુજરાતી ભાષાની સેવા પણ તેઓ કરશે એવી આશા રાખી શકાય. "વીસમી સદી"એ ગુજરાતી ભાષાની ખુબ સેવા આદરી હતી પણ તેના ઉત્સાહી તંત્રી અવસાન પામ્યા અને તે સુંદર માસિક બંધ પડયું એ શોકની વાર્તા છે.

સસ્તાસાહિત્યની યોજના, જીવનચરિતો, નિબન્ધો, સારાં કથાનકો વિગેરે યોજવી આપણી ભાષાની સ્તુત્ય સેવા કરી રહી છે, તેજ પ્રમાણે ગુજરાતી પ્રેસ, સાહિત્ય સંસદ્, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, વડોદરા રાજ્યનું કેળવણી ખાતું, સૃષ્ટિ વિજ્ઞાન, અર્થ શાસ્ત્ર, સાહિત્ય શાસ્ત્ર વિગેરે વિષયો ઉપર ગુજરાતી ભાષામાં પ્રતિષ્ઠિત લેખકો પાસે ગ્રન્થો રચાવે છે એ આપણી ગુર્જર ગિરાનો ભાગ્યોદય સૂચવે છે.

ભગવાનલાલે ગુજરાતનો ઇતિહાસ રચ્યો, મહીપતરામે ઇંગ્લાંડનો તેમજ બીજા ઇતિહાસ રચ્યા પણ ત્યાર પછી એ દિશામાં છૂટા છવાયા લેખ સિવાય ઝાઝી પ્રવૃત્તિ નથી. ગુજરાતીના માજી તંત્રી સ્વર્ગસ્થ ઇચ્છારામે ગુજરાતી ભાષાની અણમૂલી સેવા કરી છે. "મહાભારતનું ભાષાન્તર", વેદાન્તનું સરલ અને રસિક રીતે સ્પષ્ટીકરણ કરતો "ચન્દ્રકાન્ત" નામનો ગ્રન્થ, અને ઐતિહાસિક તેમજ બીજા અનેક ઉપયુક્ત લેખો એમણે રચ્યા છે. હજી પણ ગુજરાતી પ્રેસ એક ઉત્તમ સાપ્તાહિક પત્ર ચલાવે છે તે સાથે ઉત્તમ પુસ્તકો જૂદા જૂદા વિષય ઉપર પ્રકટ કરે છે.

નવલકથાના ક્ષેત્રમાં ગોવર્ધનરામ પછી "વેરની વસુલાત," "પાટણની પ્રભુતા" "ગુજરાતનો નાથ" અને "પૃથ્વીવલ્લભ"ના લેખક **કનૈયાલાલ** મુન્શી, અને "મૃદુલા" "ઉષાકાન્ત" વિગેરેના

કર્ત્તા ભોગિન્દ્રરાવ સિવાય કોઇ બીજો એમની ભવ્યકક્ષામાં વિરાજે એવો નર જાણ્યામાં નથી. સ્વતંત્ર નવલકથાઓ દ્વારા ગૃહજીવનના ગહન પ્રશ્નો સાદી અને રસિક ભાષામાં ઉકેલવાનો સફલ પ્રયાસ રા. ભોગિન્દ્રરાવે કર્યો છે. જીવન છે એવું દેખાડવામાં એમની ભાષાની સંસ્કારિતા અને સરલતાને જરા પણ ક્ષતિ પ્હોચતી નથી. એમની વાર્તાઓ આબાલવૃદ્ધ નરનારી બહુ ઉમંગથી વાંચે છે. પણ રા. કનૈયાલાલ મુન્શીની વિલક્ષણ પ્રતિભાશક્તિ કલા અને સમર્થતા ભોગિન્દ્રરાવની શૈલીમાં નથી. રા. કનૈયાલાલની વાર્ત્તાના રસમાં આપણે તણાવું જ પડે છે. લાંબી ચર્ચા, નિરર્થક વર્ણનો, બીનજરૂરી પ્રસંગો માટે રા. મુન્શીને નવરાશજ હોતી નથી. સંયમ અને ઔચિત્ય એ રા. કનૈયાલાલના અપૂર્વ ગુણો છે. વૃત્તાંતોની ગૂંથણી અને પાત્રોને વિકસાવવાની કલામાં એમનું ચાતુર્ય અનહદ છે. એમની જનસ્વભાવને પરિપૂર્ણ રીતે સમજવાની શક્તિ ગમે તેને પણ મુગ્ધ કરે છે. સાહિત્ય સેવા જેનો જીવનમંત્ર હતો અને ગુજરાતની ઉન્નતિ જેને પરમપ્રિય હતી તે સદ્ગત રણજીતરામ વાવાભાઇની મૈત્રીને, રા. મુન્શીની કથાઓનો ઇતિહાસ ભાગ આભારી છે એમ મનાય છે; પણ એ ઇતિહાસ ભાગ ઉપર "પાટણની પ્રભુતા" અને "ગુજરાતનો નાથ" જેવી અમર ઐતિહાસિક નવલકથાઓ રચવાની શક્તિ તો ગુજરાતના Alexandre Dumas રા. મુન્શી જ ધરાવી શકે.

માસિકો માટે, વર્ત્તમાનપત્રોની ભેટ તરીકે એમ ઘણી રીતે મનોહર નવલકથાઓ લખાય છે પણ કોઇ પણ પ્રકારનું પ્રાસંગિક સાહિત્ય ભાગ્યેજ ચિરંજીવ નીવડે છે એ ન્યાયે એમાંની થોડીજ ચિરંજીવ રહેશે. બાકી આડંબરયુક્ત મદનકથાઓની ગુજરાતી સાહિત્યમા ખોટ નથી.

બાણભટ્ટની "કાદંબરી"નું ભાષાંતર રા. છગનલાલ પંડ્યાએ કર્યું તેથી કલ્પનાનો અને શબ્દોનો ભંડાર ગુજરાત પાસે આવી પડ્યો. પણ પછી દોલતરામની કુસુમાવલિ સિવાય એ દિશામાં બીજો સફલ પ્રયાસ થયો નથી, અને તે ઠીકજ થયું છે કારણ કૃત્રિમતા, ક્લિષ્ટતા, અને એવા અનેક દોષો સંસ્કૃતમય શૈલીના શુષ્ક અનુકરણમાંથી ઉપજવાનો સંભવ છે.

નારાયણ હેમચન્દ્રે કેટલાક સ્વતંત્ર તાત્વિક દૃષ્ટિએ લખાયલા

પોતાના લેખો ગુજરાતી સાહિત્યમાં ઉમેરીને અને બંગાલી ઉત્તમ નવલકથાઓનાં ભાષાંતર કરી આપણી ભાષામાં સુલાલિત્યમય શૈલીના નમૂના ચિરકાળથી દાખલ કર્યા છે.

રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ કરેલું લૅન્ડોરના કાલ્પનિક સંવાદોનું સુંદર ભાષાંતર તથા કલાપી અને કાન્તના રચેલા સંવાદો સિવાય સંવાદનું સાહિત્ય આપણી પાસે બહુ નથી તેમ એ તરફ આપણી અભિરૂચિ પણ નથી.

કરસનદાસનું જીવનચરિત મહીપતરામે લખેલું તે પછી પંડ્યા કાન્તિલાલે રચેલું ગોવર્ધનરામનું જીવનચરિત બાદ કરતાં ઉત્કૃષ્ટ પ્રકારના જીવનચરિત લખાયાં નથી. બેશક, ગૅરીબાલ્ડી, બેન્જામીન, ફ્રૅંકલીન, બોનાપાર્ટ વિગેરેનાં જીવનચરિતોનાં ભાષાંતરો ખૂબ થયાં છે. સસ્તું સાહિત્ય, "વસંત," "સાહિત્ય," અને "ગુજરાત" જેવાં માસિકો આ દિશામા સારૂં કાર્ય કરે છે એ શુભ ચિન્હ છે.

રા. બ. કમળાશંકર ત્રિવેદીએ આપણી ભાષાનું વ્યાકરણ લખી એ જાતના પુસ્તકની ખોટ પૂરી પાડી છે. કોશ એજ પ્રકારે એ વિદ્વાન્ પુરૂષને હાથે તૈયાર થાય તો ભાષાના અભ્યાસમાં વધારે સુગમતા થાય.

ગ્રંથ વિવેચનના સાહિત્ય તરફ નજર નાખતાં નિરાશા થાય એમ નથી. રા. આણંદશંકરભાઇ, રા. કેશવ હર્ષદ ધ્રુવ, રા. નરસિંહરાવ, રા. હરગોવિન્દદાસ કાંટાવાળા, અને રા. રમણભાઇ—એમણે વિવેચનપદ્ધતિ ખીલવવામાં બહુ આગળ પડતો ભાગ લીધો છે.

રા. આણંદશંકર ભાઇએ શ્રીભાષ્યનું ભાષાંતર કર્યું છે. ઐતિહાસિક વિવેચનપદ્ધતિને આગળ કરી છે અને એમની ગભીર છટાથી, ધર્મ સાહિત્ય અને તત્વજ્ઞાન ઉપર "વસંત"ના તંત્રીપદે રહી વિદ્વત્તાપૂર્ણ ચિરંજીવ લેખો લખ્યા છે. "હિન્દુ વેદધર્મ," "આપણો ધર્મ" એ પુસ્તકો એમના લખેલા લેખોનો પુનઃ પ્રસિદ્ધ થયેલો સંગ્રહ છે. હમણાંજ "સ્મરણસંહિતા"માં કરૂણ પ્રશસ્તિ (Elegy) વિષે એઓનો વિદ્વત્તાપૂર્ણ ઉપોદ્ઘાત પ્રકટ થયો છે.

પ્રાચીન કાવ્યમાલાના પ્રકાશક હરગોવિન્દદાસ કાંટાવાળા સાદી તળપદી ભાષાના ચૂસ્ત હિમાયતી છે. અધમ જીવનની ઝાટકણી કાઢનાર સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીયારે "સ્વર્ગ" નાં પુસ્તકો લખ્યાં તે ઘણાં રસિક સ્હેલાં અને બોધપ્રદ છે.

ગાંધીજીના નામનું વિસ્મરણ આ સ્થળે થાય તો તે અકૃતજ્ઞતા કહેવાય. રાજકિય વિષયને બાજુ ઉપર મૂકી, માત્ર સાહિત્યની દૃષ્ટિએ "નવજીવન" ની ભાષા તપાસનારને સ્પષ્ટ સમજાશે કે એમણે ગુજરાતી ભાષાને નવુંજ બલ અને ઝોક આપ્યાં છે. એમના ચારિત્રસમી એમની ભાષા છે, નીડર, સ્પષ્ટ, સરલ, સચોટ અને તેથી જ સુંદર. ગાંધીજીનો અભિપ્રાય એવો છે કે ગુજરાતી ભાષા નમાલી છે એમ કહેવું એ પોતાની નિર્માલ્યતા સૂચવવા જેવું છે. જે ભાષામાં સત્ય અને સરલતા હોય તે ભાષામાં સૌન્દર્ય હોયજ એવું એમનું દૃઢ મંતવ્ય છે. એમની શૈલીમાં અને કલાપીની શૈલીમાં બહુ મળતાપણું આવે છે. ફેર માત્ર એજ કે કલાપીમાં ભાવજન્ય મૃદુતા વિશેષ છે. ચિરકાલ પર્યંત ગાંધીજીની શૈલીની અસર ગુજરાતી ભાષા ઉપર રહેશે.

આમ આપણે ગુજરાતી ભાષા અને તેના ગદ્યવિકાસનું વિહંગાવલોકન કર્યું: હવે પદ્ય સાહિત્ય તરફ નજર કરીએ.

---

## આદિકાળ ૧૪૧૪*–૧૫૨૬
## ( બાબરની પાણીપતમાં જીત. )

**ન**રસિંહ મ્હેતા ( ૧૪૧૫–૧૪૮૧ ) **મી**રાંબાઇ (૧૪૦૩–૧૪૭૦) **ભા**લણ ( ૧૪૪૯–૧૫૩૯. )

### નરસિંહ મ્હેતા–( ૧૪૧૫–૧૪૮૧. )

ગુજરાતના આદિ કવિ **નરસિંહ મ્હે**તાનો જન્મ જુનાગઢના વડનગરા **નાગર** બ્રાહ્મણના કુટુંબમાં થયો હતો. ભાભીનાં મ્હેણાંથી **ન**રસિંહ મ્હેતાએ ઘર છોડયું ને શિવને આરાધી વૈકુંઠની રાસલીલાનું દર્શન માગી લીધું એવી દંતકથા છે. રાસલીલાનું **નરસિંહ** મ્હેતાનું વર્ણન એવું આબેહુબ છે કે અજ્ઞાન લોકવર્ગમાં આવી કલ્પના

*** મીરાંબાઇની ઉમ્મર સદ્દગત સાક્ષરવર્ય ગોવર્ધનરામે આપેલી તારીખ પ્રમાણે ૧૧ વર્ષની ખરી. પણ નવી શોધ પ્રમાણે મીરાં કુંભારાણાની પત્ની નહિ પણ મેવાડના સુપ્રસિદ્ધ રાણા સંગના કુંવરની પત્ની થતી હતી. જો આ નિર્ણય થઇ શકે તો મીરાં ઇ. સ. ના સોળમા સૈકામાં ગણવી પડે ને તેમ થાય તો સોળમા સૈકાના કાવ્યને નિર્માલ્ય ગણી શકાય નહિ. શ્રીજીમાં સ્થાપેલું મીરાંનું મંદિર છે ને મીરાંની ભક્તિની અકબર બાદશાહે પરીક્ષા કરી હતી એવી દંતકથા છે. નવો મત ગ્રહણ કરીએ તો આ વાત કંઇક સપ્રમાણ ઠરે છે.**

ઉત્પન્ન થાય અને મનાય એ સ્વાભાવિક છે. રાસલીલાવાળા ભાગવતની કૃષ્ણકથાથી નરસિંહ મ્હેતામાં કૃષ્ણભક્તિનાં અંકુર ફુટ્યા ને તે ફાલીને મોટું પ્રેમભક્તિનું વૃક્ષ થયું. એ વૃક્ષનાં વેરાયલાં બીજ ઠેર ઠેર રોપાયાં અને નરસિંહ મ્હેતાના મરણ વખતે માત્ર બે વર્ષના બાળક શ્રી વલ્લભાચાર્યને માર્ગદર્શક થઇ પડયાં. મ્હેતાની કવિતામાં ભક્તિ સર્વત્ર વ્યાપક છે પણ ભક્તિને લઇને એમના પદોના શૃંગાર નીતિ તથા અધ્યાત્મક એમ ત્રણ વિભાગ થઇ શકે. મ્હેતાની કવિતામાં શુદ્ધ શૃંગારની સીમા સચવાઇ નથી પણ પ્રેમભક્તિમાં તલ્લીન કવિને સ્વપ્નેયે ખ્યાલ નહોતો કે ભક્તિને બાદ કરતાં મ્હારાં પદોનો ઉઘાડો અર્થ અનર્થકારક છે. કૃષ્ણચરિત્રનું અનુકરણ સંસારમાં થઇ શકે નહિ એમ તો જનસમાજ હજી પણ માને છે. નરસિંહ મ્હેતાને પ્રભુ પ્રત્યક્ષ હતા ને એમના પુત્ર શામળદાસના વિવાહ વખતે, કુંવરબાઇના સીમંતમાં મામેરા પ્રસંગે ને એમના પિતાના શ્રાદ્ધના પ્રસંગે શ્રી કૃષ્ણે સાક્ષાત દર્શન દીધાં હતાં ને એમની હુંડી શ્રી ભગવાને જાતે સ્વીકારી હતી એવી લોકવાર્તા છે. મહાકવિ પ્રેમાનંદે એ ચારે પ્રસંગનું રસિક વર્ણન કર્યું છે.

નરસિંહ મ્હેતાનાજ સમયમાં પદ્મનાભ નામે જૈન કવિએ કહાનડદે પ્રબંધ નામે ગ્રંથ જુની ગુજરાતીમાં લખ્યો છે.

## મીરાંબાઇ—( ૧૪૦૩-૧૪૭૦. )

બાળવયથી કૃષ્ણને વરેલી પ્રેમઘેલી મીરાં શિવમાર્ગી સાસરે સમાઇ નહિ અને દ્વારિકામાં જઇ કૃષ્ણભક્તિમા ને સત્સંગમાં પોતાનો કાળ ગાળવા લાગી. એના પદોમાં નરસિંહ મ્હેતા જેવું અધ્યાત્મજ્ઞાન કે ભક્તિરહસ્ય નથી પણ એની પ્રીતિ ગાઢ અને દર્દવાળી છે ને ભાષા જોસ્સાભરી છે. એનાં પદ ઠેર ઠેર ગવાય છે અને તેના વિષે ઘણી દંતકથા ચાલે છે. મીરાં બેધડક સાધુસંગ કરતી હતી તેથી એની વિશુદ્ધિની પરીક્ષા એના પતિ કુંભારાણાએ અનેક વખત કરી હતી પણ તે સર્વમાં તે નિર્દોષ ને શુદ્ધજ નીવડી હતી. ઝેરનો પ્યાલો મીરાં હરિચરણામૃત કરી પી ગઇ હતી એમ લોકમાં મનાય છે.

## ભાલણ—( ૧૪૪૯-૧૫૩૯. )

પંદરમી અને સોળમી સદીનું અનુસંધાન કરાવનાર આ કવિ પાટણનો શ્રીમાલી બ્રાહ્મણ હતો. " કાદંબરીનું " એણે ભાષાંતર કર્યું

છે ને કૃષ્ણ, **રામ** તથા **શિવ**ની કથામાંથી ટુચકા લઇ તે વિષે કવિતા લખી છે. ઇશ્વર એક છે ને એક દેવનો ભક્ત બીજાનો પણ ભક્ત છે એમ એ માનતો હતો. કૃષ્ણભક્તિ પર એણે ઘણું લખ્યું છે. **ભાલણ** ઘણું ખરૂં તરજુમાજ કરતો. જેવી રીતે શેક્સપીઅરે આગલા કવિઓનાં નાટકો સુધાર્યાં તેવીજ રીતે મહાકવિ **પ્રેમાનંદે** પણ **ભાલ**ણના કેટલાક ગ્રંથો સુધારી રસમય કર્યા છે. **ભાલણ**ને ચાર દીકરા હતા જેમાંના **ભીમે** "પ્રબોધચંદ્રોદય નાટક" પદ્યમાં ઉતાર્યું.

એજ અરસામાં **વિષ્ણુદાસે** કેટલાંક આખ્યાન લખ્યાં હતાં, તેમાંથી કેટલાંકનો પ્રેમાનંદે ને બીજા કવિઓએ કૈંક ઉપયોગ કર્યો છે

## ( શુષ્ક કાળ ૧૫૨૬–૧૬૦૫, અકબરનું મરણ )

**દીલ્લી**ના પઠાણ સુલતાનોની સત્તા ધીમે ધીમે પડી ભાંગવાને લીધે ગુજરાતના સુબા સ્વતંત્ર થઇ પડયા. ગુજરાતના હાકેમ **મહમ્મદ બેગડા**ની સત્તાનો માંહેમાંહેના કલહથી નાશ થયો, અને એ ટંટા જારી રહેવાથી ગુજરાતમાં સોળમા સૈકામાં ઘણું અંધેર ચાલ્યું. **અકબરે** ૧૫૭૩ માં ગુજરાત જીત્યું પણ બંડ તો ઠેકાણે ઠેકાણે થયાજ કરતાં હતાં અને દેશનો પાકો કબજો લઇ શકાયો નહોતો. આખો સોળમો સૈકો આમ રાજકીય અવ્યવસ્થા ચાલી. કવિતાવૃક્ષ શાંતિકાળમાંજ બરાબર ફાલી શકે છે માટે સોળમા સૈકામાં કોઇ મહાકવિ થયા નથી. માત્ર વસ્તો, વચ્છરાજ, ને તુલસી નામે ત્રણ ઉપકવિઓ થયા છે. આ કાળને શુષ્ક કાળ કહીએ તોયે ચાલે.

વસ્તો—**બોરસદ**નો **લેઉઆ** પાટીદાર: ન્હાનપણમાં વૈરાગ્ય આવવાથી એણે લગ્ન ન્હોતું કર્યું ને સાધુસંતની સંગતમાં રહેતો. એણે "શુકદેવાખ્યાન" "**સુભદ્રા હરણ**" લખ્યાં છે.

વચ્છરાજ—એ કબીરપંથી જંબુસરનો વતની હતો. એનું મુખ્ય કાવ્ય "**રસમંજરી**" છે. રસમંજરીની વાર્તા ઘણી રસિક છે.

તુલસી—**સારસ્વત** બ્રાહ્મણ. એણે "ધ્રુવાખ્યાન" લખ્યું છે.

## ( મુગલાઇ યુગ. ) ઉદ્દ્‌વકાળ.

**૧૬૦૫-૧૭૪૮**

**અખો** જન્મ ૧૬૧૫ થી ૧૬૨૦ સુધીમાં
મરણુ ૧૬૭૪ થી ૧૬૮૦ સુધીમાં
**પ્રેમાનંદ** ૧૬૩૬—૧૭૩૪
**શામળ** જન્મ ૧૬૩૫—૧૬૪૦ સુધીમાં
મરણુ ૧૭૨૫—૧૭૩૬ સુધીમાં

વલ્લભ, રત્નેશ્વર, વીરજી ને સુંદર, ( પ્રેમાનંદના શિષ્યો ) ગોપાળદાસ વિગેરે.

**અકબર** બાદશાહના મરણુ પહેલાં થોડો કાળ આગમચ ગુજરાતમાં શાંતિ ફેલાઇ હતી; તે શાંતિ **ઔરંગઝેબ**ના અંત સુધી લગભગ પ્હોંચી, જો કે **ઔરંગઝેબ**ના રાજ્યના પાછલા ભાગમાં અહીં તહીં અવ્યવસ્થા વધી પડી. **મરાઠાઓ**નું બળ વધ્યું ને ૧૭૩૨ મા ગાયકવાડે **વડોદરા**માં ગાદી સ્થાપી. તેજ સમયે **મોગલ** સુબાઓ પણુ **અમદાવાદ** ને આજુબાજુના મૂલકપર હકુમત ચલાવતા હતા. ઇ. સ. ૧૭૪૮ માં છેલ્લો મોગલ સત્તાધીશ બાદશાહ મહમ્મદશાહ મરણુ પામ્યો. ત્હેની સાથે મોગલ શહેનશાહતને અપાતું નામનું માન પણુ નષ્ટ થયું. **નિઝામ-ઉલ-મુલ્ક** ને **શાહુ** પણુ તેજ વર્ષમાં મરણુ પામ્યા, ને આખા **હિંદ**માં અશાંતિ વ્યાપી રહી. ૧૭૦૭ સુધી ખરેખરી અને ત્યાર પછીના ૪૧ વર્ષ સુધી થોડી ઘણી પણુ શાંતિ ગુજરાતમાં હતી. આ શાંતિકાળમાં ગુજરાતમાં ત્રણુ મહાકવિઓ થયા. એ ત્રણેની કવિતા એક એકથી અત્યંત ભિન્ન છે. આ ત્રણુ સિવાય આ **મુગલાઇ** યુગમાં ઉપકવિઓ પણુ કેટલાક થયા છે જેમાં **પ્રેમાનંદ**ના પુત્ર **વલ્લભ**ની કવિતા ઘણી જોરસાભરી છે. **ગોપાળદાસે ગોપાળગીતા** નામે વેદાંત કાવ્ય લખ્યું છે.

### અખો.

પોતાની ઇચ્છા ઉપરાંત ગુજરાતના મહાકવિઓમાં લેખાતો **અમદાવાદ**નો સોની **અખો** સમર્થ વેદાંતી હતો. પંદર વર્ષની ઉમ્મરે એનો બાપ એને **જેતલપુર**થી **અમદાવાદ** લઇ આવ્યો. એની બ્હેન ન્હાનપણુમાં મરી જવાથી એને વૈરાગ્ય ઉત્પન્ન થયું. ને સાધુસંતની

સંગત કરવા માંડી પણ ત્હેમની અનીતિથી એ કંટાળ્યો લાગે છે. અમદાવાદની ટંકશાળનો એ ઉપરી હતો, ને નવાબે કોઇની ભંભેરણીથી વ્હેમાઇ એ સિક્કામાં ભેળ કરે છે કે નહિ ત્હેની તપાસ કરી. અખો નિર્દોષ ઠર્યો પણ આથી સંસારપરની એની પ્રીતિ ઉઠી ગઇ. બીજો એક પ્રસંગ એવો બન્યો કે કોઇ બાઇ કે જેને એ બ્હેન જેવી ગણતો હતો તેણે એને પોતાના ત્રણસો રૂપિયા રાખવા આપ્યા હતા. બાઇને કોઇએ ભંભેરી કે "સોની ભાઇનો વિશ્વાસ શો ? માટે તું ત્હારા પૈસા પાછા લઇ લે." આ ઉપરથી બાઇએ અખાને કહ્યું "ભાઇ મ્હને મ્હારા ત્રણસો રૂપિયાની કંઠી કરી આપ." અખાએ માંહે સો રૂપિયા ઉમેરી ચારસોની કંઠી કરી આપી, તે બાઇએ આ વાત પેલા માણસને કહી અખાની પ્રશંસા કરી, ત્યારે તેણે કહ્યું, "સોનીબાઇ સગી બ્હેનનું ચોરે તો ત્હને સો રૂપિયા ભલો આપતો; તપાસ કર વખતે માંહે કંઇ ભેગ કર્યો હશે." બાઇએ કંઠી કપાવીને કિંમત અંકાવી તો ચારસોની થઇ. પછી કંઠી આખી કરાવવા તે બાઇ અખા કને ગઇ ત્યારે અખાએ સમજાવીને કંઠી ભાંગવાનું ખરૂં કારણ જાણી લીધું. આથી અખાને લાગ્યું કે સૌ સ્વાર્થનુંજ સગું છે; ને એણે ઓજાર કુવામાં નાંખી સદ્‌ગુરૂની શોધ કરવા માંડી. અનેક મહારાજો, ગોસાંઇઓ ને સાધુઓ એણે જોયા પણ તે સર્વે એને દંભી સ્વાર્થી ને લંપટ માલમ પડયા. વલ્લભકુળના ગોપાળનાથજી મહારાજ સાથે એને ઘણો પરિચય થયો ને ગાઢ દોસ્તી જેવું થઇ ગયું. અખો ઘણી ભારે ભેટ મુકતો તે મહારાજને ખુશ રાખતો પણ ત્યાં એને કંઇ શીખવાનું મળ્યું નહિ. ભાતભાતના સ્વાદિષ્ટ પ્રસાદ ખાઇ પીને મોજશોખ કરવાનું અખાને રૂચ્યું નહિ ને એ કંટાળીને કાશી ગયો. કાશીમા એને બ્રહ્માનંદ નામે નિઃસ્પૃહી સંન્યાસીનો યોગ થયો. અખાએ બ્રહ્માનંદને કનકકામિનીથી લલચાવવા યત્ન કરી જોયા પણ તે સૌ વ્યર્થ ગયા. આ બ્રહ્માનંદ કોઇ બીજા સંન્યાસીને મોંઢે વેદાંતની કથા કરતો હતો, તે એણે ભીંત પાછળ છુપાઇને એક વર્ષ સુધી સાંભળી. સાંભળનાર સંન્યાસીને ઝોકું આવવાથી એણે પાછળથી હોંકારો ભણ્યાથી વાત માલમ પડી ને એ બ્રહ્માનંદનો શિષ્ય થયો. ત્રણેક વર્ષ કાશીમાં રહી એણે વેદાંતનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું. જ્ઞાન થયા પછી અખાએ પોતાની માલમીલકત ધર્માદા કરી દીધી ને વિરક્ત સાધુ જેવો થઇ ગયો. ફરતાં ફરતાં એ ગોકુળનાથજી મહારાજને

ત્યાં જઇ ચઢ્યો, ત્યારે દરવાને એને અંદર જવા દીધો નહિ. એણે કહ્યું "ભાઇ હું અખો સોની છું" દરવાને કહ્યું "તુમ અખા શેઠ કેસા, વો તો બડે પેસેવાલે થે," એટલામાં મહારાજે બારીએથી અખાને જોયો ને ઓળખ્યો પણ કશું લક્ષ આપ્યું નહિ ને એને કાઢી મુકાવ્યો. આ પરથી અખાએ લખ્યું છે કેઃ–

"ગુરૂ કીધા મ્હેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ.
ધન હરે ધોકો ના હરે, એ ગુરૂ કલ્યાણ શું કરે ?"

એણે દંભી સ્વાર્થસાધુ ધર્મગુરૂઓને ઠીક સપાટા લગાવ્યા છે. એનાં વાગ્બાણ તીક્ષ્ણ ને સોંસરાં હૃદયમાં પેસી જાય એવાં છે. એનાં દષ્ટાંતો પરથી દુનિયા એણે ઘણી જોઇ હોય એમ માલમ પડે છે. વેદાંતજ્ઞાનના એના ગ્રંથો વિદ્વત્તાભરેલા છે પણ આવા ગહન વિષયને માટે ગુજરાતીમાં જોઇતા સરળ શબ્દો નહિ હોવાથી એની ભાષા ઘણી કિલષ્ટ થઇ ગઇ છે. ઘણી વખત એણે તાણી તોડીને શબ્દના અર્થ બેસાડયા છે. આથી વેદાંતના એના ગ્રંથો કઠિન છે, પણ જનસમાજના દોષને તીવ્ર કટાક્ષબાણથી વીંધી નાખવામાં એ એકકો છે. ૭ ચરણના એના છપ્પા વાંચવાલાયક ને બોધદાયક છે. વેદાંતનાં મૂળતત્વો જાણ્યાં હોય ને સંસ્કૃત ભાષાજ્ઞાન સારૂં હોય તો કાળજીથી વાંચનારને એના વેદાંત કાવ્યો ઘણું જ્ઞાન આપે છે. એના મુખ્ય ગ્રંથો "અખેગીતા" "અનુભવબિંદુ" "ગુરૂ શિષ્ય સંવાદ" "ચિત્ત વિચાર સંવાદ" "પંચીકરણ" "કૈવલ્ય ગીતા" વગેરે છે. છુટક છપ્પા ને પદોમા એણે લોકાચારને ઉધડો લેવામાં બાકી રાખી નથી.

## પ્રેમાનંદ—( ૧૬૩૬–૧૭૩૪ )

ગુજરાતી ભાષાને બીજી મહાભાષાઓના જેવા સાહિત્યથી શણગારૂં તોજ પાઘડી પ્હેરૂં એવું આકરૂં પણ લેનાર, જન્મપર્યંત તે પાળનાર, ગુર્જરી ગિરાને વિવિધ પ્રકારના અનેક ગ્રંથોથી દીપાવનાર ગુર્જર કવિશિરોમણી ભટ પ્રેમાનંદનો જન્મ વડોદરામાં સને ૧૬૩૬ કે તે અરસામાં થયો હતો.

પ્રેમાનંદ ન્હાનો બાળક હતો ત્યારથીજ ત્હેના પિતા ત્હેને નિર્ધન અવસ્થામાં મુકી મરણ પામ્યા હતા. એની માએ ઘણું કષ્ટ ભોગવીને એને થોડોક કાળ ઉછેર્યો પછી તે પણ મરણ પામી. ત્યાર પછી એની મામીને ત્યાં થોડો વખત રહ્યો. પ્રેમાનંદની બુદ્ધિ ઘણી

ચંચળ હતી પણ પંદર વર્ષ સુધી એણે કાંઇ વિદ્યાભ્યાસ કર્યો નહતો. એવામાં **રામચરણ હરિહર** નામે કોઇ વિદ્વાન સંન્યાસી **વડોદરા**માં આવ્યો હતો ત્હેને ત્યાં એ જતો આવતો હતો. **પ્રેમાનંદ**ની સતેજ બુદ્ધિથી ખુશ થઇ એ સાધુ એને પોતાની સાથે તેડી ગયો. આ વિદ્વાન સાધુની સાથે એ કેટલાંક વર્ષ રહ્યો તે અરસામાં એણે ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું ને **હિંદુસ્થાન**ના ઘણા ભાગમાં મુસાફરી કીધી; પ્રેમાનંદને **સંસ્કૃત** સાહિત્યનું ઘણું સારૂં જ્ઞાન હતું. "**મહાભારત**, **રામાયણ**, **ભાગવત** ને પુરાણો" નો એણે સારો અભ્યાસ કર્યો હતો ને વેદાંત વિગેરે કઠિન વિષયોમાં પણ એનો પ્રવેશ હતો. **રામચરણ હરિહર** સાથેનો પ્રવાસ પુરો થયા પછી એણે અભ્યાસ ઘણો આગળ વધારી મુક્યો હશે. આ વખતે **હિંદી** ભાષા સર્વમાન્ય હતી ને ઘણા કવિઓ ત્હેમાં જ કવિતા કરતા. **પ્રેમાનંદે** પણ **હિંદી**માં જ કવિતા કરવાનું શરૂ કર્યું, ને એના ગુરૂ **રામચરણ વડોદરે** આવી પહોંચ્યા ત્યારે ત્હેમને બતાવી. **ગુરૂ** જાતે ગુજરાતી હતા. તેમણે કહ્યું " ત્હને આપણી ગુજરાતી ભાષાનું અભિમાન નથી ને તું પરભાષામાં કવિતા કરે છે એ ઘણી ખેદની વાત છે. " ગુરૂના વચનની અસર આબાદ થઇ ને **પ્રેમાનંદે** ત્યાર પછી પ્રતિજ્ઞા કરી કે ગુજરાતીને દીપાવું નહિ ત્યા સુધી પાઘડી પહેરવી નહિ, આ દૃઢ નિશ્ચય એણે મરતા સુધી પાળ્યો. ધન્ય છે આવા વીર નરને !

કવિ **પ્રેમાનંદ** કથા કરીને પોતાનું ગુજરાન ચલાવતા પણ ઉત્તરાવસ્થામાં **નંદુબાર**ના રાજાનું રાજ્યગુરૂપદ પ્રાપ્ત થયું હતું. **નંદુબાર**ના રાજાનો એમને આશરો હતો તો પણ કવિએ તેના ગુણ ગાયા નથી. કવિતામાં ઇશ્વર સિવાય બીજા પાત્રની સ્તુતિ ન કરવી એવો એમનો દૃઢ સંકલ્પ હતો. કવિએ પૈસો સારો પેદા કર્યો હતો. ને આઠ ઘર બંધાવ્યાં હતાં. **શામળભટ** સાથે કવિતા સંબંધે એમનો વાદ થયો ત્યારે સો મહોર એમણે પંડિતોને દક્ષિણામાં આપી હતી. નાતવરામાં પણ કવિએ ઘણા પૈસા ઉડાવ્યા હતા. તેમ છતાં **પ્રેમાનંદ** પોતાની પાછળ પૈસો ઠીક મુકી ગયા હતા. ઈ. સ. ૧૭૩૪ માં ૯૮ વર્ષની વયે **પ્રેમાનંદે** દેહ મુકયો તે વેળા **ભાગવત**નો " દશમ સ્કંધ " લખવા માંડેલો તે અધૂરો હતો. મરણ સમયે પોતાના ચાર મુખ્ય શિષ્યો, **વલ્લભ**, **રત્નેશ્વર**, **વીરજી** ને **સુંદર**ને પોતાની પાસે બોલાવી " દશમ સ્કંધનું " એક કડવું બનાવી લાવવા દરેકને કહ્યું.

વલ્લભ, રત્નેશ્વરને વીરજીનું લખાણ સુંદર કરતાં સારૂં હતું પણ તે સર્વેએ પોતાના નામની સાથે કડવાને છેડે કવિ વિશેષણ લગાડ્યું હતું તેથી ચ્હીડવાઇ પ્રેમાનંદે “ દશમસ્કંધ ” પૂરો કરવાનું કામ સુંદરને સોંપ્યું. પ્રેમાનંદે પોતે કવિ ઉપનામ ધારણ કર્યું નહોતું ને કોઇ એમને કવિ કહે તો એમને માઠું લાગતું, પોતાના શિષ્યનો આડંબર આવા અપ્રતિમ મનુષ્યને પસંદ ન પડે એ સ્વાભાવિકજ છે. પ્રેમાનંદે મહાભારતથી ત્રણગણાં કાવ્યો ને ૧૧ સંસ્કૃત નાટકોની બરોબરી કરે એવાં નાટકો લખ્યાં. એમની કેટલીક કવિતા ને ૮ નાટકો માલમ પડતાં નથી. ભાગવતના પહેલા નવ સ્કંધ પણ કોણ જાણે કયાં ગુમ થઇ ગયા છે. “ સત્યભામા રોષદર્શિકા આખ્યાન ” “ તપત્યાખ્યાન” ને “ પાંચાલી પ્રસન્નાખ્યાન ’ એ ત્રણ પ્રસિદ્ધ થયેલાં નાટકો એવી ઉત્તમ પ્રતિનાં છે કે રા. રા. કેશવલાલ ધ્રુવ તથા અન્ય સાક્ષરવર્ગ શોચ કરે છે કે “ કયાં છે તે મોંઘા મૂલનાં આઠ નાટકો ?” એના કાવ્યોમા “ નળાખ્યાન, ” “ ઓખાહરણ, ” “સુદામાચરિત્ર.” “ નરસિંહ મ્હેતાનું મામેરૂં ” ને “ દશમસ્કંધ ” એ શ્રેષ્ટ છે. એનાં બીજાં કાવ્યો નીચે પ્રમાણે છેઃ—

દ્રૌપદીહરણ ? ” “ હરિશ્ચંદ્રાખ્યાન, ” “ અષ્ટાવક્રાખ્યાન ! ” “ વિવેકવણજારો, “ મૃદાલશા આખ્યાન, ” “ હારમાળા, “ રૂકમણી હરણ ” “ દેવી ચરિત્ર. ” “દાણલીલા. ” અભિમન્યુ આખ્યાન, “ રણયજ્ઞ, ” “ પ્રલ્હાદ આખ્યાન, ” વામન ચરિત્ર, ” “ નરસિંહ મ્હેતાના બાપનું શ્રાદ્ધ, ” “ શામળદાસનો વિવાહ, ” “ હુંડી, ” “ સુધન્વા આખ્યાન, ” “ચંદ્રહાસ આખ્યાન, ” “ ડાંગવ આખ્યાન, ” “ રામાયણ, ” “ સંપૂર્ણ ભાગવત, ” “ મહાભારત, ” “ અશ્વમેધ, ” “ લક્ષ્મણા હરણ, ” “ ઋષ્યશૃંગાખ્યાન, ” “ ભ્રમર પચ્ચીસી ” ને “ દ્રૌપદી સ્વયંવર. ”

કેવો અથાગ શ્રમ ! કેવી અદ્ભુત શક્તિ ! આટલું બધું લખવું અને તે આવું રસિક એ કવિત્વશક્તની પરિસીમા નહિ તો બીજું શું ? નરસિંહ મ્હેતા સંબંધીનાં એનાં ચારે કાવ્યો “ મામેરૂં ” “ શામળદાસનો વિવાહ, ” “ હુંડી ” ને “ નરસિંહ મ્હેતાના બાપનું શ્રાદ્ધ ” ઘણાં રમુજી છે, ને શાંત હાસ્યરસથી ભરપૂર છે. નરસિંહ મ્હેતા સંબંધી એ કાવ્યો પ્રેમાનંદના પુરોગામી કોઈ કવિએ લખેલાં ત્હેમાં પ્રેમાનંદે રસ ઝમાવી પોતાના સમયને અર્પણ કર્યાં છે. જુના

કવિઓનાં કાવ્ય સુધારી નવાં સુંદર કાવ્ય લખવાનો આ રિવાજ સર્વ દેશોમાં સામાન્ય છે. એનાં કેટલાંક કાવ્યો ઘેર ઘેર ગવાય છે, ને બાળ યુવા ને વૃદ્ધ સર્વને રસમાં તલ્લીન કરી મુકે છે. કરૂણરસ તો પ્રેમાનંદનો જ. ઉચ્ચ શૃંગારસ ને શાંત હાસ્યરસ પણ એની કવિતામાં ઉભરાય છે. એની ભાષા સુંદર ને સરળ પણ બળવાન છે. પ્રસંગોપાત્ત ગહન વિષયોના કઠિન કાવ્યોમાં ક્લિષ્ટ થઇ જાય છે, પણ તેમાં એનો ઝાઝો દોષ કાઢવા જેવું નથી. ગુર્જરગિરાને રસથી રેલવનાર, સુંદર અલંકારયુક્ત મહાકાવ્યો ને નાટકોથી શણગારનાર, "શું શાં પૈસા ચાર" ને ભરતખંડની મહાભાષાઓની તોલે બેસાડનાર, અજ્ઞાન વિદ્વાન સર્વને કાવ્યરસ ભેગો જ્ઞાન બોધનો મિષ્ટરસ પાનાર, વિદ્વાન કવિવર પ્રેમાનંદ, ત્હમને અમારી ગુજરાતના હજારો હજાર પ્રણામ છે.

પ્રેમાનંદને બાવન શિષ્ય હતા જેમાં બાર તો શિષ્યાઓ હતી. વલ્લભ, રત્નેશ્વર, વીરજી ને સુંદર એ ચાર એના મુખ્ય શિષ્યો હતા ને ત્હેમની કવિતા ઘણી સારી છે. દ્વારકાદાસ નામે પ્રેમાનંદના શિષ્યે પણ ઘણી સારી કવિતા કરી છે. પ્રેમાનંદ સાથે એનો પ્રથમ મેળાપ થયો ત્યારે એની ઉમ્મર ૫૦ વર્ષની હતી, છતાં ઇશ્વરદત્ત શક્તિથી ને પ્રેમાનંદના પ્રસાદથી એ ઉંચા પ્રકારની કવિતા કરી શક્યો.

પ્રેમાનંદે સાહિત્યને ખીલવવાના કામની વ્હેંચણી કરી સંસ્કૃત ને પ્રાકૃતના જેવી કવિતા કરવાનું પોતાને માથે રાખ્યું હતું. હિંદી રીત પ્રમાણે કવિતા કરવાનું કામ પોતાના પુત્ર વલ્લભને સોંપ્યું હતું. રત્નેશ્વરને મરાઠીનું અનુકરણ કરવાનું હતું, વીરજીને ઉર્દુ ને ફારસીના જેવી કવિતા બનાવવાનું સોંપ્યું હતું ને સુંદરને સંસ્કૃત પુરાણના જેવી કથાઓ લખવાનું સોંપ્યું હતું.

વલ્લભે "દુઃશાસનરૂધિરપાન આખ્યાન" "યક્ષ પ્રશ્નોત્તર" "યુધિષ્ઠિર વૃકોદર સંવાદ" "પ્રેમાનંદકથા" વિગેરે લખ્યાં છે. રત્નેશ્વરે "રામાયણ" "મહાભારત" વિગેરે લખ્યાં છે. મરાઠી કવિઓનું અનુકરણ એણે સારૂં કર્યું છે. ઘણા સંસ્કૃત કાવ્યોનું એણે ભાષાંતર કર્યું છે.

વીરજીએ ફારસીના જેવી કલ્પિત કેટલીક વાર્તાઓ લખી છે. વાર્તાઓ લખવામાં એ કવિ શામળ સાથે વાદમાં ઉતર્યો હતો, પણ ત્હેમાં એણે હાર ખાધી. સુંદરે પ્રેમાનંદે અધુરો મુકેલો ભાગવતનો "દશમ સ્કંધ" પુરો કર્યો.

## શામળભટ.

ગુર્જર સાહિત્યના ઇતિહાસમા એક એવો પણ કાળ હતો કે જ્યારે ગુજરાતના કવિઓમાં પ્રથમ પદ **શામળભટને અપાતું** હતું. વળી એક વખત એમ પણ બોલાતું હતું કે એવી ઉટંગ વાતો જોડી કાઢનાર કથાભટને તે મહાકવિનું પદ કેમ છાજે ? **શામળભટની** અપૂર્વ કલ્પનાશક્તિ, એની વાર્તાઓની ચમત્કૃતિ, ત્હેમાં સમાયલો અમૂલ્ય ઉપદેશ, એની ઘડેલી સેંકડો કહેવતો, એનાં સચોટ દૃષ્ટાંતો, એની સરળ અને સુંદર ભાષા, સર્વેનો યથાર્થ વિચાર કરતાં શામળભટની અદ્‌ભુત કવિત્વશક્તિ વિષે કશો પણ સંશય રહેતો નથી. પ્રેમાનંદની ખુબીઓ સંપૂર્ણપણે સમજવામાં સંસ્કારરહિત જન **શામળભટને** કવિશ્રેષ્ઠ માને ત્હેમાં કાંઇ નવાઇ નથી; તેમજ બીજી ભાષાનાં કાવ્યોથી ભ્રમિત મન **શામળની** થોડીક કવિતા ઉપલક વાંચી જોઇ **શામળભટના** વિષે ગમે તેમ બોલે તે પણ સ્વાભાવિક છે.

**શ્રીનગરના (અમદાવાદ વેગણપુર (ગોમતીપુર)** નામે પરામાં રહેનાર **વીરેશ્વર** અને **આનંદબાઇ** નામના બ્રાહ્મણદંપતીના પુત્ર **શા**-મળભટનો જન્મ લગભગ ઇ. સ. ૧૬૪૦ પ્હેલાં થયો હતો. એના ગુરૂ **નાનાભટ** હતા. એને **સંસ્કૃત** ને **હિંદુસ્થાનીનું** સારૂં જ્ઞાન હતું. પુરાણ જ્યોતિષ વિગેરે એણે વાંચેલાં હતાં. **સંસ્કૃત ને ફારસીના** અલ્પ પાયા પરથી કલ્પિત ઘણી વાર્તાઓ એણે લખી છે. **શામળભટે** પોતાના પુરોગામી જૈન કવિઓ, ભાટ ચારણો, **હિંદી** લેખકો, વસ્તો, **વચ્છરાજ** વિગેરેના લખાણોમાંથી **લૌકિક** વિષયો લઇ તે સંબંધી રસિક વાર્તાઓ લખી છે. ગુજરાતમાં અત્યાર સુધી ધાર્મિક વિષય સંબંધી જ કવિતા લખાતી ત્હેને **શામળેજ** પ્હેલ વ્હેલું નવું રૂપ આપ્યું. **માતર** પરગણામાં **સુંઝ** નામે ગામમાં **રખીદાસ** કરીને એક ધનાઢ્ય **લેઉઓ** કણબી હતો. તેણે **શામળની** ખ્યાતિ સાંભળી પોતાના ગામમાં તેડાવી ઉદાર આશ્રય આપ્યો. **રખીદાસનાં** શામળે ઘણાં વખાણ કર્યા છે. એની કલ્પના " **અરેબીયન** નાઇટસ " ના કર્તા જેવીજ તીવ્ર બળવાન ને અગમ્યગામિની છે. **શામળની** કેટલીક કવિતા બીભત્સ છે અને ફકત એટલા જ કારણથી કેટલાક એને છેક ઉતારી પડે છે. પણ એકંદરે અસર ખોટી નથી. **શામળનો** પોતાનો આશય ઉચ્ચ હતો એણે લખ્યું છે કે—

"મહાન પુરૂષ માખણુ ગ્રહે, ગ્રહે છતહીણા છાશ,
નીચ બુદ્ધિ નરકે પડે, વડાને વૈકુંઠ વાસ."

એની વાર્તાના રસમાં વાચક તલ્લીન થઇ જાય છે ને વાત પુરી થતા સુધી ચોપડી હાથમાંથી મુકવાને મન માનતું નથી. વધારે ખૂબી એ છે કે બીજી વખત વાંચતી વેળા પણ રસ કાયમ રહે છે. આવી ગામડીઆઓને ને સાધારણ લોકોને રીઝવવાની વાર્તામાં પણ **શામળ**ની ઉચ્ચ કવિત્વશક્તિ, વિદ્વત્તા, ને સંસારજ્ઞાન ઠેર ઠેર માલમ પડે છે. જો તે વેળા ગદ્ય લખવાનો પ્રચાર હોત તો બેશક **શામળ** એક ઉત્તમ પ્રતિનો નવલકથાકાર થાત. શામળનાં મુખ્ય કાવ્યો નીચે પ્રમાણે છે.

"**સિંહાસન બત્રીસી**," "**વૈતાલ પચ્ચીશી**," "**સુડાબહોતેરી**," "**નંદબત્રીસી**," "**ભદ્રાભામિની**," "વિદ્યાવિલાસિનીની વાર્તા," "**મદન મોહના**," "**બરાસ કસ્તુરીની વાર્તા**," "**અંગદ વિષ્ટિ**." "**રાવણ મંદોદરી સંવાદ**," "**ઉદ્યમ કર્મ સંવાદ**," "**રેવાખંડ**," "શિવપુરાણ" વિગેરે.

## (અશાંતિ યુગ.) લઘુકાળ.

### ઈ. સ. ૧૭૪૮ થી ૧૮૫૭.

મહમ્મદશાહના મરણ પછી **મોગલાઇ** તો નામની જ રહી. **મરાઠા**ઓનું બળ **દિનપરદિન** વધતું ચાલ્યું. **મરાઠા** અને **મોગલ**ની મારામારીથી ને **મરાઠા**ઓના માંહોમાંહેના કલહથી દેશ અવ્યવસ્થ છિન્નભિન્ન થઈ ગયો. આ **હિંદુ** મુસલમાનના પરસ્પર ઝઘડાને લીધે રાજ્યસત્તા અંગ્રેજોના હાથમાં ગઇ. ઓગણીશમા સૈકાની શરૂઆતમાં દેશનો મ્હોટો ભાગ તેમના તાબામાં હતો પણ જોઇએ તેવી શાંતિ સર્વત્ર ફેલાઇ ન્હોતી. કાર્યભારની નવી રીતિઓ સ્થાપવાની હતી. જુનાં વેર અહીં તહીં ફરી ફરી જાગ્રત થતાં હતાં ને આપોઆપ કે વિદેશી રાજ્યકર્તાની કળેબળે શમતાં હતાં. સમુદ્રમંથનને અંતે વ્યાપેલી આ શાન્તિ હજુ તો સ્થાયિની થવા માંડે છે એવામાં ફરી આગનો ભભુકો ઉઠયો ને ઘણા વખતથી ધુંધવાયા કરતાં સત્વો એકદમ ચોમેર સળગી ઉઠયાં. આ ભભુકો શાંત થયા પછીજ શાંતિરાજ્ય સ્થપાયું એમ કહીએ તો ચાલે. આ સમયમાંજ ગુજરાતમાં **સ્વામી**

નારાયણ પંથ સ્થપાયો ને તે પંથની ધર્મનીતિએ ગુજરાતની કવિતાપર કૈંક નવીન અસર કીધી.

આ અશાંતિમાં, **અખો**, **શામળ**, **પ્રેમાનંદ** અને તેના શિષ્યવર્ગે પ્રગટાવેલો કાવ્યપ્રદીપ ઓલાયો તો નહિ જ પણ ત્હેનું તેજ ઝાંખું પડયું ખરૂં. નવા નવા પંથો આ અંધકારમાં સ્થપાયા અને ભૂતકાળની કવિતામાંથી ત્હેમને પોષણ મળ્યું. થોડા પણ મહાકવિઓને સટે આ યુગમાં ઘણા લઘુ કવિઓ તનખા જેવા થયા, અપવાદરૂપ માત્ર આ યુગનો મુખ્ય કવિ દયારામ આ તનખાઓમાં ઝળહળતા અંગાર પેઠે પ્રકાશે છે.

આ યુગના કવિઓ દયારામ, ગિરધર, **ધીરો**, **પ્રીતમદાસ**, **ભોજો**, **નીરાંત**, **બાપુસાહેબ** ગાયકવાડ, **દ્વારકો**, **બ્રહ્માનંદ**, **નરભેરામ**, **દીવાળીબાઇ**, **રાધાબાઇ** વિગેરે છે.

## દયારામ—૧૭૬૭—૧૮૫૨.

આ રંગીલા ફક્કડ, છેલ કવિ, **નર્મદાતટે ચાણોદમાં** ઇ. સ. ૧૭૬૭ મા **સાઠોદરા નાગર પરભુદાસ પંડયાને** ત્યા જન્મ્યો હતો. એની માનું નામ **રતનબાઇ** હતું. બાળપણમા કવિને ગામડી નિશાળની કેળવણી મળી હતી ને એને **વડોદરે સંસ્કૃત** શીખવા મોકલવાનો વિચાર ચાલતો હતો એવામાં એના પિતા **પરભુદાસ** એની ૧૨ વર્ષની વયે મરણ પામ્યા; દોઢ વરસ પછી એની માનું મૃત્યુ નીપજ્યું ને એ ત્યાર પછી એની માના કાકાની દીકરીને ત્યા રહ્યા હતો.

**ચાણોદની** પાસે **કરનાળીમાં કેશવાનંદ** સાધુ રહેતા હતા તેણે દયારામને સાક્ષાત્ કૃષ્ણનાં દર્શન કરાવ્યાં ને ત્યારપછી એ કૃષ્ણનો ભક્ત થયો એમ કહેવાય છે. માસીના મરણ પછી ૨૧ વર્ષની વયે દયારામે **ચાણોદ** છોડ્યું, **ડાકોરની** જાત્રાએ ગયો ને ત્યાં કૃષ્ણલીલાનાં રસિક પદો બનાવી **રણછોડજીના** ભકતોનાં મન હરી લીધાં. ચોવીશ વર્ષની વયે એક સંઘ ભેગો તે જાત્રાએ ગયો ને **શ્રીનાથજીનાં** દર્શન કર્યા. **શ્રીનાથજીમાં** એનાં પદોથી જાત્રાળુઓ ઘણા ખુશ થયા ને મહારાજે પણ એને બોલાવ્યો ને ત્રણ માસ રાખ્યો. મહારાજ અગાશીમાં બેઠક રાખતા ને સારંગી નરધાં સાથે દયારામ કને પદો ગવડાવતા. **ગોકુલ**, **મથુરાં**, **વૃંદાવન** થઇ દયારામ **કાશી** ગયો, **કાશીમાં** એને **કાશીવિશ્વનાથને** બદલે **હરિહરની** તેજોમય, ઝળહળતી મૂર્તિનાં એક વાર દર્શન થયા હતાં એમ કહેવાય છે. ક્ષણમાં **વિષ્ણુનાં** ને ક્ષણમાં

શિવનાં દર્શન થતાં. મહાકાળેશ્વરના દર્શન કરી નાશક જતાં કવિને અને ત્હેમના થોડા સાથીઓને આનાજી આંગડિયા નામે લુંટારાએ પકડ્યા હતા. દયારામ ત્યાં પાંચ છ માસ કેદ રહ્યા હતા ને પછી આનાજીને ભજન ગાઇ ખુશ કરી છુટયા હતા. રામેશ્વર આદિ સર્વ સ્થળે યાત્રા કરી આવી દયારામ સાત વર્ષે ચાણોદ પાછા આવ્યા. આ સાત વરસના પ્રવાસથી કવિની સ્વાભાવિક કવિત્વશક્તિ અત્યંત વિકાસ પામી. ચાણોદમાં કોઇ સગું વ્હાલું નહિ હોવાથી કવિએ હવે ડભોઇમાં રહેવા માંડયું, ત્યા એમને કેટલાક શિષ્યો થયા ને કંઠ ઘણો સારો હોવાથી કૃષ્ણકીર્તન ગાઇને તથા શિષ્યો તરફથી જે કંઇ મળે તેથી નિર્વાહ ચલાવતા હતા. ડાકોરના ઇચ્છારામજી મહારાજે એમની કીર્તિ સાંભળી તેડાવ્યા ને એમનાં પદ સાંભળી આશીર્વાદ દીધો કે ‘ તારી નામના આખા હિંદુસ્થાનમાં થશે.’ દયારામને આ અરસામાં વડોદરાના હરિભટ સાથે કવિતા કરવાનો વાદ પડયો ને તેથી એ વધારે ઉત્સાહી થયા. અલબત હરિભટ વાદમાં હાર્યો. ધીરે ધીરે કવિની કીર્તિ પ્રસરતી ગઇ ને વડોદરા, ભરૂચ, ડભોઇ, ચાણોદ આદિ ઘણે સ્થળે એમના શિષ્યો થયા.

જનસમાજની અશિક્ષિત સ્થિતિમાં પ્રત્યેક મહાપુરૂષ ગુરૂ રૂપે દેવરૂપે પૂજાય છે તેમ દયારામને થયું. એના શિષ્યો એને નરસિંહ મ્હેતાનો અવતાર માનતા હતા. આવી રીતે લોકોએ માનેલા દેવાંશી પુરૂષો મનુષ્યો જ હોય છે ને મનુષ્ય હૃદયની નિર્બળતા તેઓ તજી શકતા નથી. નરસિંહ મ્હેતા અને મીરાંબાઇ પ્રેમભક્ત હતાં પણ તે સંસારથી વિરક્ત હોઇ માયામાં લુબ્ધ થતાં ન્હોતાં. દયારામ ભક્ત હતો પણ સંસારમાં રક્ત હતો. દયારામ માત્ર જીવશિવની એકતાની વાત કરતો હતો; નરસિંહ મ્હેતા અને મીરાંબાઇએ તે એકતા અનુભવી હતી. દયારામ ફરી ચાર વર્ષ જાત્રાને મસે ભરતખંડમાં ફરી આવ્યા હતા. દયારામને જાત્રા કરવાનો ઘણો શોખ હતો, અને ત્રીજીવાર પણ હિંદુસ્તાનના સકળ તીર્થોમાં જઇ આવ્યા હતા. શ્રીનાથજીનાં દર્શન તો એણે છ સાતવાર કીધાં હતાં.

એક વેળા દયારામ વડોદરે આવ્યા ત્યારે ત્હેમના શિષ્ય ગિરિજાશંકર અને રણછોડ ઘણા લોક આગળ દયારામનાં પદ ગાતા હતા. ગિરિજાશંકરની નરઘાં વગાડવામાં કોઇ બાવાએ ભુલ કાઢી. શિષ્યનું અપમાન થયું જોઇ દયારામ બોલી ઉઠ્યા “ એ કંઇ મ્હોટી

ભૂલ નથી, ને ભૂલ તો સઉથી થાય." બાવાએ કહ્યું. "જેણે ઉસ્તાદી મેળવી હોય તે ભૂલ કેમ કરે?" દયારામે કહ્યું "આવી જાઓ જોઉં ત્હમે કેવી ભૂલ નથી કરતા?" દયારામે પછી ગાવા માંડ્યું ને બાવાએ બજાવવાનું શરૂ કર્યું. દયારામે કંઇ કંઇ રાગ ગાયા પણ બાવાએ ભૂલ નજ કીધી. હજારો લોકો આ રસિક ઝઘડો જોવા ભેગા થયા. પ્રાત:કાળ થવા આવ્યો પણ બાવાએ નમ્યું નજ આપ્યું. છેવટે દયારામે એક અટપટો ને પ્રસાદની ગુંચણીથી ભરેલો રાગ પસંદ કર્યો ને બાવાજી ગુંચવાયા; લોકોએ તાલીઓ પાડી પણ દયારામે પોતાની સોનાની કંઠી બાવાને પ્હેરાવીને કહ્યું "શાબાશ છે બાવાજી! ત્હમારી ઉસ્તાદીમાં બાકી નથી." દયારામ વૈષ્ણવ હતો પણ મહારાજને માનતો ન્હોતો. ઘણાં વર્ષ પીલાઇને કવિએ ઇ. સ. ૧૮૫૨ માં ૮૫ વર્ષની વયે દેહ મુક્યો.

દયારામે ૪૦ ગ્રંથ ગુજરાતીમાં ને ૪૦ હિંદુસ્થાનીમાં લખ્યા છે. દયારામની ગરબીઓ ને એનાં પદો સુપ્રસિદ્ધ ને લોકપ્રિય છે. દયારામના હિંદુસ્થાનીમાં લખેલા "શતસૈયા" હિંદુસ્થાની ભાષાના શ્રેષ્ઠ કવિઓની કવિતાની તોલે મુકી શકાય તેવા છે.

## ગિરધર—૧૭૮૭—૧૮૫૨.

એક કવિ જ્ઞાતે દશાલાડ વાણિયો હતો ને વડોદરાની પાસેના એક ગામમાં જન્મ્યો હતો. એક ગોરજી કને સંસ્કૃત ને હિંદુસ્થાનીનો એણે અભ્યાસ કર્યો હતો. એણે "રામાયણ" "રાજસૂય યજ્ઞ" "અશ્વમેધ" કૃષ્ણચરિત્ર" આદિ ગ્રંથો લખ્યા છે. એનું "રામાયણ" સરળ ને સારૂં હોઇ બાળકોને તેમજ સ્ત્રીઓને અત્યંત રૂચિકર છે. હિંદુસ્થાનીમાં પણ એણે કવિતા કરી છે.

## ધીરો—૧૯૫૪—૧૮૨૫.

ધીરો ભક્ત જ્ઞાતે ભાટ હતો. બ્રહ્મજ્ઞાન ને આત્મબોધ વિષેની કવિતા અતિ ઉત્તમ સરસ ને સરળ છે. ધીરા ભક્તની કાફીઓ ઘેર ઘેર ગવાય છે ને સાક્ષર નિરક્ષર સર્વને આનંદ સાથે બોધ આપે છે. સાદી સુંદર ભાષામાં ઉત્કૃષ્ટ બોધ સમાવવાની ધીરાની ખુબી ઓરજ છે. કવિતા પ્રસિદ્ધ કરવાની સગવડ તે વેળા હાલના જેવી નહિ હોવાથી ધીરો પોતાની કવિતા કાગળપર લખી વાંસના કટકા કે તુંબડામાં મુકી બંધ કરી મહી કે નર્મદામાં વ્હેતી મુકતો કે જ્યાં જાય ત્યાં એની કવિતા પ્રસિદ્ધ થાય.

## પ્રીતમદાસ.

આ ભક્ત કવિ પણ જ્ઞાતે બારોટ હતો. સાધુસંતના સમાગમમાં એ ઘણો કાળ ગાળતો. એની કવિતા બીજા ઘણા ભક્તોની માફક જ્ઞાન અને પ્રેમભક્તિના વિષયોપરજ છે; એને ચરોતરનું રત્ન કહેવામા આવે છે.

## ભોજો.

ભોજા ભગતના ચાબખા સુપ્રસિદ્ધ છે. દોરંગી દિવાની દુનિયાને ઝુકાવનારા બગભગતોને એણે ખુબ ઝાટક્યા છે. એ કાઠિયાવાડી હોવાથી કોઇ વેળા એની ભાષા શિષ્ટ ગુજરાતીથી જુદી પડે છે.

## નીરાંત.

નીરાંત ભક્ત જ્ઞાતે પાટીદાર હતો. ઇ. સ. ૧૮૪૩ માં એ ઘણી વૃદ્ધ વયે મરણ પામ્યો. એની કવિતા વેદાંતજ્ઞાન ને કૃષ્ણભક્તિ વિષે છે. એને દર પુનમે તુલસી લઈ ડાકોર જવાનો નિયમ હતો. એકવાર કોઇ મુસલમાને એને કહ્યું કે "અલ્યા ઇશ્વર તો ત્હારી કને છે ને તું હાથમાં તુળસી લઇ શું ઢુંડતો ફરે છે." આથી એને જ્ઞાન થયું ને તે મુસલમાનને ગુરૂ ગણી પ્રણામ કર્યા. ત્યાર પછી એનું મન વેદાત પર ચોટયું. એ કૃષ્ણચરિત્ર ગાતો પણ એની ભક્તિ ઘેલી નહોતી. બાપુસાહેબ ગાયકવાડ એનો મુખ્ય શિષ્ય હતો.

## નરભેરામ—જન્મ ઇ. સ. ૧૭૬૮.

આ કવિ જ્ઞાતે મોઢ બ્રાહ્મણ હતો ને અમદાવાદ પાસે ગોમતીપુરમાં રહેતો. એની કવિતાનો કેટલોક ભાગ લોકપ્રિય છે.

## બ્રહ્માનંદ.

એ સ્વામીનારાયણ પંથનો સાધુ હતો. તે ભાવનગર પાસે ગઢડા ગામમાં રહેતો હતો.

## કાળીદાસ વસાવડનો.

એની કવિતા સ્ત્રીઓને ઘણી પ્રિય છે. એણે "ધ્રુવાખ્યાન" "પ્રલ્હાદ આખ્યાન" વિગેરે લખ્યાં છે. "પ્રલ્હાદ આખ્યાન" ઇ. સ. ૧૭૬૧ માં પુરૂં થયું હતું.

સ્ત્રી કવિઓથી ગુજરાતી ભાષા અનલંકૃત નથી. દીવાળીબાઇ-રાધાબાઈ—કૃષ્ણાબાઈ—વિગેરે સ્ત્રીઓએ કોમળ સરળ ભાષામાં સ્ત્રીઓના મનોભાવ ને શુદ્ધ પ્રેમભક્તિ આલેખ્યાં છે. દીવાળીબાઇ રામભક્ત

હતી ને એની કવિતાનાં કેટલાંક પદ ઘણાં સુંદર છે. **ઉદયરત્ન—જશ-વિજય** આદિ જૈન કવિઓએ પણ ગુજરાતી સાહિત્યને શણગારવામાં પોતાનો હિસ્સો આપ્યો છે.

---

## કવિ તુલના.

ગુજરાતના લોકો સાધારણ રીતે શ્રદ્ધાળુ પ્રકૃતિના ને એકમાર્ગી હાલ છે ને આગળ હતા. વળી સેંકડો વર્ષ થયાં પરતંત્રતાની ઝુંસરી સહ્યા કરતા હોવાથી સ્વતંત્રતાનો જોસ્સો નરમ પડયો હતો. રાજ્ય-સત્તાની ને રાજ્યલક્ષ્મીની લાલસા દબાઇ ગઇ હતી, કારણ કે પ્રયાસ કરવા છતાં પણ તે મળવી અશક્ય હતી. લોકો પોતાના ઉદરનિર્વાહ અર્થે વ્યાપાર આદિ પ્રવૃત્તિમાં જોડાયા હતા. લૌતિક સત્તા સંપત્તિ ઓછી થવાથી પારમાર્થિક સુખ તરફ ત્હેમનું લક્ષ લાગ્યું ને ધર્મપર વૃત્તિ ચોંટી. આવા સંજોગોમાં ધર્મપ્રવર્ત્તકોનું જો પ્રાબલ્ય હોય તો ત્હેમાં કાંઇ નવાઇ નથી. ગુજરાની કવિતાએ મૂળથીજ ધર્મસ્વરૂપ પકડયું છે, ને તે ક્ષેત્રમાં જ પોતાની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી છે. કવિ એટલેજ ભક્ત; આ વ્યાખ્યામાં **શામળ** અને તેના અનુયાયીઓ જ માત્ર અપવાદરૂપ છે. શિષ્યવર્ગને ગમત સાથે બોધ આપવા ઘણા ભક્તો કવિતા કરી કવિ તરીકે કીર્તિ મેળવી ગયા છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી એમ પણ બન્યું છે કે કેટલાકની કવિતા માત્ર પદ્યબંધ ગદ્યજ છે. મહા કવિઓમાં લેખાય એવા તો માત્ર પાંચજ છે. **નરસિંહ** મ્હેતો, **અખો**, **પ્રેમાનંદ**, **શામળ** ને **દયારામ**. આમાંથી પણ **નરસિંહ** મ્હેતો ને **અખો** બીજા વર્ગમાં મુકી શકાય.

**અખો** મહા સમર્થ વેદાંતી અને બ્રહ્મજ્ઞાની હતો. જ્ઞાની તરીકે સર્વ ભક્તોમાં એને પ્હેલું પદ અપાય છે. પણ એની વેદાંત વિષેની કવિતા ઘણી ખરી નીરસ છે ને રસ એ કવિતાનું આવશ્યક અંગ છે. અધમ આચાર અને અધમ આચાર્યોપર એના પ્રહાર વજ્રપાત જેવા છે. એની કવિતા અનેક સચોટ દૃષ્ટાંતોથી ભરપૂર છે. એનું સરળ લખાણુ જે થોડું છે તે શ્રેષ્ઠ છે. (**Where Akho is simple he is sublime**) એના ચાબખા (**satires**) ઘણા અસરકારક, બળવાન, વેગવાન છે અને તેથીજ એ મહાકવિમાં લેખાય છે; પણ હૃદયભાવ આલેખવાની કે જનમનરંજન કરવાની એણે રજમાત્ર પણ

દરકાર કરી નથી. કવિ થવાની એને લલુતા ન્હોતી ને તેથી રસ પ્રદેશમાં એ ઉતર્યો ન્હોતો. સંસારમાં ડૂબેલા ક્ષુદ્ર જંતુઓ આ વિરક્ત જ્ઞાનીના તેજમાં અંજાઇ એને ગુજરાતના કવિ તરીકે લેખે છે. તેમ છતાં રસાભાવને લીધે આ જ્ઞાનીને પ્હેલા વર્ગના કવિમાં મુકી શકાય નહિ. **અખા**ની કવિતામાં રસનો અત્યંતાભાવ નથી, પણ કાવ્યના શૃંગાર કરૂણાદિ જે મુખ્ય રસ તે જ માત્ર નથી. **અખા**માં શાંતરસ પ્રધાનપણે છે. વાચકના હૃદય પર સ્થાયી છાપ **અખા**ની કવિતાથી પડી શકે છે અને કવિતાનો ખરો રસ પણ તેજ છે.

**નરસિંહ** મ્હેતાને બીજા વર્ગમાં મુકતા મન ખેંચાય છે એની કવિતા રસમય, હૃદયરંજક તથા મનોવેધક છે. વિશેષમાં એ ગુર્જર કવિતાનો ઉત્પાદક પિતા છે, પ્રભાતિયાં તો **નરસિંહ** મ્હેતાનાંજ. એની કવિતા છેક એકદેશીય પણ નથી. જ્ઞાન, ભક્તિ, નીતિ, વૈરાગ્ય, શૃંગાર આદિ સર્વ વિષયોપર એણે સુંદર પદો લખ્યાં છે. એને બીજા વર્ગમાં મુકવાનું કારણ તો એજ કે, **પ્રેમાનંદ**, **દયારામ** ને **શામળ**ની ઝળહળતી જ્યોત આગળ એનો પ્રકાશ ઝાંખો પડે છે. તેમજ **નરસિંહ** મ્હેતાનાં પ્રસિદ્ધિમાં આવેલાં કાવ્યોનું કદ એ ત્રણ કરતાં ન્હાનું છે.

**નરસિંહ** મ્હેતાની કવિતા હાલ આપણે વાચીએ છીએ તેવીજ હતી કે કાળક્રમે ત્હેમાં ઘણા વિકાર થયા છે એ આપણને સંદેહભૂત છે. **નરસિંહ** મ્હેતાના સમકાલીન કવિ **પદ્મનાભ**ની ભાષા ને એની ભાષામાં આસમાન જમીનનો ફેર છે. તેથી કદાચ એમ પણ અનુમાન થઇ શકે કે **નરસિંહ** મ્હેતાની ભાષામા પાછળથી ઘણા ફેરફાર થયા છે. કવિ કરતાં ભક્ત તરીકેની **નરસિંહ** મ્હેતાની કીર્તિ વિશેષ તેજોમય છે. પ્રેમભક્તિનું શુદ્ધ સ્વરૂપ સમજનાર, તે પ્રમાણે પ્રભુને આત્મસમર્પણ કરી પ્રાણીમાત્ર પ્રત્યે સમાન ભાવ રાખી કૃષ્ણ કીર્તનમા લીન થનાર, ભક્તશિરોમણિ **નરસિંહ** મ્હેતાની કીર્તિ આજ પર્યંત તેવી ને તેવીજ ઝળકી રહી છે.

**શામળ**, **દયારામ** ને **પ્રેમાનંદ** ગુજરાતના પ્રથમ વર્ગના કવિ સિદ્ધ થઇ ચૂક્યા છે. હિંદુસ્તાનના બીજા ભાગના મહાકવિઓ સાથે હરીફાઇમાં ઉતરી શકે એવી આ ગુર્જર કવિત્રિપુટી ગુજરાતીઓને આનંદ, બોધ અને અભિમાનનું પ્રબળ કારણ છે.

અદ્‌ભુત કલ્પનાશક્તિથી **શામળ** નવી નવી સૃષ્ટિઓ ઉત્પન્ન કરે છે અને તેમ કરતાં એને જરા પણ શ્રમ પડતો હોય એમ લા-

ગતું નથી. "પેરેડાઇસ લૉસ્ટ" અને "એરેબીયન નાઇટ્સ" ના લેખકોના જેવી વિચિત્ર શક્તિ ધરાવનાર એ મહાકવિ સામાજીક ઉન્નતિનાં માર્ગદર્શક અનેક સુંદર ચિત્રો અને ઉચ્ચ આશયોનો અમૂલ્ય વારસો ગુજરાતને આપી ગયો છે. એક વેળા ગુર્જર કવિઓમાં શામળને પહેલું પદ અપાતું હતું પણ આજે તો બીજા પદમાંથી પણ એને ખસેડવા દયારામ એકે પગે થઇ રહ્યો છે. શામળની ભાષા સાધારણ રીતે સરળ છે, પણ કેટલીક વેળા પદ્યરચનાર્થે એ શબ્દને ઘણા મચરડી નાંખે છે. એનું લખાણ ઘણી વેળા પદ્યબંધ ગદ્ય જેવુંજ લાગે છે. પણ વખતોવખત અને ખાસ કરીને છપ્પા જે શામળ પોતાના જ કહેવડાવે છે ત્હેમાં એની ઉચ્ચ શક્તિ બહાર પડયા વિના રહેતી નથી.

સ્થૂલવાસનાનો બહિષ્કાર કરવા અશક્ત પ્રેમભક્ત કવિ દયારામની વાનીની ખુબી ઓરજ છે. આ ફક્કડ કવિની ભાષા અત્યંત રસિક મોહક અને દ્રાવક છે. શબ્દરચનામાં તો આ કવિ પ્રેમાનંદથી કોઈ પણ રીતે ઉતરે તેમ નથી. દયારામની શિથિલ રહેણીને લીધે કેટલાક લોકો એનાં કાવ્ય તરફ પણ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે, અને એણે ચીતરેલા કૃષ્ણ ગોપીના ઉઘાડા શૃંગારને લીધે એની કવિતા બીભત્સ પણ લેખાય છે. કવિની કરણીને લીધે ત્હેની કવિતાને ઉતારી પાડવી એ તો દેખીતુંજ અયોગ્ય છે. નીતિ ભક્તિ અને વૈરાગ્ય વિષે પણ દયારામે ઘણું લખ્યું છે ને તે લખાણ પણ અતિ ઉત્તમ છે. શૃંગારની કવિતાની અસર કેવી થાય છે ત્હેનો આધાર વાંચનારની મનોવૃત્તિપર રહેલો હોય છે. મનુષ્ય હૃદયમાં પ્રેમવૃત્તિ સર્વશિરોમણિ છે, અને તે વૃત્તિનો અનાદર કવિતામાં થવો અશક્ય છે. ઉઘાડો ને ઢાંકયો શૃંગાર એ ભેદ સકારણ છે પણ ઉઘાડો કીયો ને ઢાંકયો કીયો એ વિષે ભિન્ન ભિન્ન અભિપ્રાય હોઇ શકે અને હોય છે.

સદ્‌ગત સાક્ષરમણિ ગોવર્ધનરામ સરસ્વતીચંદ્રને મુખે કહેવડાવે છે કે દયારામના લખાણમાં બીભત્સભાવ નથી. (I protest there is no lascivious tone in the writings of our good friend Dayaram.) એમના અવસાન પછી પ્રગટ થયેલા "દયારામનો અક્ષરદેહ" ના પુસ્તકમાં દયારામની કવિતાનાં ગૂઢ તત્વો ને ઉન્નત વિચારો સમજાવવા એમણે સબળ પ્રયત્ન આદર્યો છે. દેખીતા

ખુલ્લા શૃંગારમાં કૈં કૈં ધર્મમર્મ રહ્યાં છે એમ એમણે બતાવી આપ્યું છે. હૃદયભાવ આલેખવામાં ને ભાષાપ્રયોગમાં **દયારામ શામળ** કરતાં બેશક ઘણોજ ચઢે પણ તેમજ **શામળ**ની વેગવાન કલ્પના ને બહોળું સંસારજ્ઞાન **દયારામ**ને ક્યાંનો ક્યાં ફેંકી દે. પ્રથમ પદ **પ્રેમાનંદ**નું નિર્વિવાદ છે પણ બીજું પદ **દયારામ**નું કે **શામળ**નું ત્હેનો નિર્ણય થવો બાકી છે. હાલ તરત વિદ્વાનોનો અભિપ્રાય **દયારામ**ની તરફેણમાં હોય એમ લાગે છે.

કવિવર **પ્રેમાનંદ**ની અપૂર્વ ઇશ્વરદત્ત શક્તિ ને ઉત્કૃષ્ટ કાવ્યકળા ક્યારનાંએ સિદ્ધ થઇ ચુક્યાં છે. રસ એ **પ્રેમાનંદ**ની કવિતાનું મુખ્ય લક્ષણ છે. ને ત્હેમાં પણ કરૂણરસમા તો કવિએ હદ વાળી છે. "**નળાખ્યાન**" વાંચતા કીયો રસિક પુરૂષ અશ્રુપ્રવાહ ખાળી શકે છે? "**ઓખાહરણ**" માં કવિએ શૃંગારની પણ પરિસીમા દેખાડી દીધી છે, પણ ત્હેમાં **દયારામે** પાછળથી સુધારા વધારા કર્યા છે એમ મનાય છે. શાંત હાસ્યરસ જમાવવાની **પ્રેમાનંદ**ની શક્તિ અલૌકિકજ છે. **પ્રેમાનંદ**ની કલમ નવે રસ રંગી શકે છે એટલુંજ નહિ પણ એ જે રસ હાથમા લે છે ત્હેમાં વાચકને તલ્લીન કરી મુકે છે. **પ્રેમાનંદ**નાં નાટકો પ્રાચીન નાટ્યકલાના અનુકરણના સુંદર નમુના છે ને આ મહાકવિની સર્વગ્રાહી શક્તિને કંઇ પણ અગમ્ય નથી એમ સાબિત કરે છે. **પ્રેમાનંદ**ને નામે પ્રસિદ્ધ થયેલાં એ ત્રણ નાટકો **પ્રેમાનંદ**ના નથી એમ માનવા મનાવવા પ્રયત્ન થવા માંડ્યા છે અને દિનપ્રતિદિન એ પક્ષ બળવત્તર થતો જાય છે. પણ કોઇ પણ પક્ષના નિશ્ચિત પ્રમાણને અભાવે કંઇ નિર્ણય થઇ શકતો નથી. **પ્રેમાનંદ**ની ભાષા સાધારણ રીતે સુંદર અને સબળ છે. પણ પ્રસંગોપાત્ત કઠણ વિષયોના કાવ્યોમાં રૂઢ, પ્રૌઢ ને વખતે કિલષ્ટ પણ થઇ જાય છે. "**ન**ળાખ્યાન," "**ઓ**ખાહરણ" ને "**સુ**દામા ચરિત્ર" વગેરેમાં જે સાદી પણ ભભકભરી ભાષા કવિએ લખી છે તેથી સર્વ વર્ગના વાચકો મોહ પામે છે.

**પ્રેમાનંદની કવિતા સુંદર છે. રસમય છે, ભવ્ય છે. એ કવિશિરોમણિનું કાવ્ય ફાલીફુલી વનસ્પતિએ ભરચ્ચક ઉત્તુંગ ગિરિશિખર છે જેમાંથી ન્હાની મ્હોટી નવ રસસરિતાના ધોધ નિરંતર જોસભેર વહ્યા જાય છે. દયારામની કવિતા એ શૃંગાર સજેલી અતિસુંદર પ્રે-**

મઘેલી વનિતાના જેવી છે. મહામૂલ્યવાન આભૂષણો ને વસ્રોથી અ-લંકૃત આ રમણી સર્વ કોઇનું મન આકર્ષે છે, રસિકજનમાત્ર ને પ્રિય લાગે છે. **શામળ**ની કવિતા એ કોઈ ઉંચા નભની સંચારિણી, ગમ્ય અગમ્ય, સર્વ પ્રદેશમાં ગતિ કરનારી મહામનોહર પરી જેવી છે. મ્હોટા મ્હોટા મુનિઓની બુદ્ધિ પણ જ્યાં પહોંચતી નથી ત્યાં **શામળ**ની વેગવાન કલ્પના અસ્ખલિત ગતિ કરે છે, " જ્યાં ન પ્હોંચે રવિ ત્યાં પ્હોંચે કવિ " એ લોકોક્તિ **શામળ** અર્થવતી કરે છે.

**ઉપજાતિ.**

જોગી જતિની જતી ના મતિ જ્યાં,
થતી હતી **શામળ**ની ગતિ ત્યા;
દયાકવિના પ્રિય પ્રેમઘેલી,
રેલી રસે શૈલશી પ્રેમશૈલી.

## સાંપ્રતકાળ—૧૮૫૮.

**અંગ્રેજી** વિદ્યા ને **અંગ્રેજો**ની સાથેના સંસર્ગને લીધે જે જાગૃતિ દેશમા વ્યાપી ગઈ ત્હેની અસર હવે પછીના લેખકોમાં સ્પષ્ટપણે માલમ પડે છે. દેશની ફેરવાયલી સ્થિતિમાં નવાજ પ્રકારના વિચારો ઉદ્ભવવા લાગ્યા ને આજ સુધી નહિ જણાયલું ચેતન સર્વત્ર વ્યાપી રહ્યું. આ નવીન યુગના લેખકો સર્વની સ્મરણશક્તિમાં તાજા છે ને ત્હેમના ઘણા સંબંધીઓ ને સ્નેહીઓ વિદ્યમાન છે. સાહિત્ય મંડપમાં કીયું સ્થાન કોને આપી શકાય ત્હેનો યથાયોગ્ય નિર્ણય થવાને હજી વાર છે. આધુનિક લેખકોનાં જીવનની નોંધ આપવાની જરૂર જણાતી નથી.

### નર્મદાશંકર ને દલપતરામ.

જુની અને નવી વિદ્યાએ માંડેલા દેશમંથનથી બહાર આવેલાં પ્રથમ બે રત્ન તે કવિ **નર્મદાશંકર** અને **દલપતરામ** છે. કવિ દલપતરામ, વ્યવહારકુશળ, શાન્ત પ્રકૃતિના, હરેલ શબ્દચતુર કવિ હતા. અને તેથી ત્હેમની કવિતામાં કોઇ પણ જાતનું દર્દ નથી. શાંત હાસ્યરસ, બોધવાર્તા, શબ્દચાતુર્ય ને સરળતા, એ એમની કવિતાનાં મુખ્ય લક્ષણ છે.

**નર્મદાશંકર** ઉછળતા હૃદયના, સાહસિક, ઉત્સાહી, રસજ્ઞ કવિ હતા ને એમની કવિતા મર્મશોધક અને પ્રસંગે મર્મદારક પણ છે. દલપતરામ પોતાની જાતને ભુલી જઇ સ્હામાને રંજીત કરવા શ્રોતાજનને અનુકૂળ કવિતા લખે છે. **નવલરામ** લખે છે કે "**નર્મદની** કવિતામાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું, પણ ચાતુર્યનું થોડું દલપતશૈલી **સભારંજની** ચાતુર્યશૈલી કહેવાય, **નર્મદશૈલી મસ્ત** કહેવાય."

સભારંજની કવિતા હૃદયના ઉમળકાની નહિ હોવાને લીધે હૃદયપર ઘણી જ થોડી અસર કરે છે, વળી અમુક પ્રસંગે અમુક જનવર્ગને માટે રચેલી કવિતા સર્વ કોઇને અનુકૂળ થઇ શકે નહિ એટલે એવી કવિતાનું આયુષ્ય ઘણું દીર્ઘ હોવાનો સંભવ ઓછો.

પ્રાસંગિક કાવ્ય ( An occasional poem ) અમર થયાના દાખલા **અંગ્રેજી** ને **સંસ્કૃત** સાહિત્યમાં પણ આંગળીને વેઢે ગણાય તેટલા છે અને ત્હેની પ્રત્યેકની કીર્તિનાં નિરાળાં કારણ છે. પણ હૃદયની ઉર્મિઓ જેવી આજ ઉછળે છે, તેવીજ સેંકડો હજારો વર્ષ પૂર્વે ઉછળતી હતી ને ભવિષ્યમાં ઉછળશે. તેટલા માટેજ કવિના હૃદયનું ગીત સર્વ સ્થળે સર્વ સમયે સર્વરસિકજનને પ્રિય લાગે છે. નર્મદાશંકર માત્ર કવિજ ન હતા, એમની પ્રવૃત્તિ સર્વદેશીય હતી. ગુજરાતી ભાષામાં રૂઢ ગદ્ય લખવાનો પ્રથમ પ્રયાસ કરનાર ને ત્હેમાં અસાધારણ સફળતા મેળવનાર એજ મસ્ત કવિ છે. કવિચરિત્ર લખવાનો રીવાજ પણ એમણે પાડયો. ગુજરાતી ભાષાનાં કોષ ને વ્યાકરણ પણ પ્રથમ એમણેજ લખ્યાં. પિંગળ ને અલંકારશાસ્ત્રને પણ એમણેજ ગુજરાતી ભાષામાં પ્રચલિત કર્યાં. સુધારાનો સબળ ઝુંડો પણ એમણેજ ઉપાડયો, રાજ્યરંગમાં વિવિધ પ્રજાઓનો ઇતિહાસ પણ એમણેજ લખ્યો, દેશાભિમાનની મસ્તી પણ એમણેજ જારી કરી. "દેશાભિમાન" શબ્દ પણ એમણેજ પ્હેલીવાર ગુજરાતીમાં વાપર્યો. ઇતિહાસ ને જુનાં શાસ્ત્રના અધ્યયનથી સુધારાની નિષ્ફળતા માલમ પડી ત્યારે સુધારા વિરૂદ્ધ લખાણ પણ કવિએ જોસભેર ઉલટભેર કીધું. **નર્મદાશંકરની** બુદ્ધિ સર્વગ્રાહી હતી તે વિષે કશો સંશય નથી. સર્વ પ્રદેશમાં નીડરપણે ઘુમનાર આ વિરલ નરે પ્રત્યેકમાં પોતાનું તેજ ઝળકાવ્યું છે, પણ કોઇમાં પણ એવી ઉત્કૃષ્ટતા મેળવી નથી કે જેથી એનું તદ્દેશીય

લખાણ અમર થાય. **નવલરામ**, **દલપતરામ** ને **નર્મદાશંકરનો** શૈલી-ભેદ બતાવી બન્નેને સમાન ગણવા લલચાય છે. બુદ્ધિબળમાં તો બે સમાન નથીજ. **નર્મદાશંકરનું** મન આરસી જેવું હતું, જેમાં તે સમયની સારી નઠારી સર્વ પ્રવૃત્તિનું યથાર્થ પ્રતિબિમ્બ પડ્યું છે. માટે જ એને સમયમૂર્તિ નામ **નવલરામે** આપ્યું છે. પોતાના સમયની સંસારસ્થિતિ યથાર્થ અવલોકવાની, તે રંગે રંગાવાની ને તે બરાબર ચિતરવાની શક્તિ અલબત અસાધારણ છે. તે માટેજ બુદ્ધિબળમાં **નર્મદાશંકર** **દલપતરામથી** ચઢે પરંતુ કાવ્યપ્રદેશમાં **દલપતરામે** પોતે પસંદ કરેલી શૈલીમાં ઘણું કૌશલ્ય દાખવ્યું; જ્યારે **નર્મદાશંકરે** પોતાનું સમગ્ર બળ હૃદયગીત ગાવામાં વાપર્યું હોય એમ જણાતું નથી. **નર્મદાશંકરે** માત્ર નવી ગુજરાતને માર્ગ બતાવવા વિવિધ સ્થળે પાયો નાંખી બાકીનું ચણતર ભવિષ્યની પ્રજાને માટે રહેવા દીધું છે. આથી ન્હાના દીવાનું ઝળહળતું તેજ મ્હોટા પણ ઝાંખા બળતા દીવાની બરાબરી કરતું જણાય છે; પરંતુ કવિ **નર્મદાશંકરની** વિશેષતા એ છે કે આ નવીન યુગની સકળ પ્રવૃત્તિના એ ઉત્પાદક પિતા છે. એકલે હાથે એ યશસ્વી નરે અમર કાર્ય કર્યું છે અને આત્મબળની અલૌકિકતા સિદ્ધ કરી છે. કદાચ **નર્મદાશંકરની** કૃતિઓ ભુલાય પણ એમનું કાર્ય તો ચિરસ્મરણીય રહેશેજ. કવિ **દલપતરામને** અંગ્રેજી રાજ્યથી દેશને લાભ થશે એવી આસ્થા હતી તેથી તે વાતનો પ્રચાર કરવા તરફ એમનું લક્ષ હતું. બદલાતા જમાનામાં લોકોને ઉકેલવાના અનેક મહા પ્રશ્નો એમણે યથાશક્તિ યથામતિ પોતાના કાળમાં ચર્ચ્યા છે.

આ સ્થળે એટલું પણ કહેવું ઉચિત છે કે **નર્મદાશંકર** કે **દલપતરામ** ગુજરાતના જુના મહાકવિઓની તો બરાબરી કરી શકેજ નહિ. નવીનતા માત્રથીજ લોભાયલા અથવા જુના કવિઓના રસમંદિરમાં પ્રવેશ કરવા અપ્રવૃત્ત કે અસમર્થ જનો ગમે તેમ કહે પણ **પ્રેમાનંદ**, **દયારામ**, **શામળ**, કે **નરસિંહ મ્હેતાના** જેટલા આ કવિયુગલ લોકપ્રિય નથી. વિદ્વાન વર્ગમાં "**નર્મ** કવિતા" ને "**દલપત** કાવ્ય" વાંચનાર ઓછા થતા જાય છે. કારણ માત્ર એટલું જ કે એમાંથી એક પણ કવિએ અમર થાય એવો એક પણ અપ્રતિમ ગ્રંથ લખ્યો નથી. જે લખ્યું છે તે છુટું છવાયું, પ્રાસંગિક ને તત્સમયાનુકૂળ છે. છુટક છુટક વખતે કંઈ ઉત્તમ નમુના મળી આવે છે.

બન્નેનાં કાવ્યમાંથી ભવિષ્યકાળને માટે સંઘરવા લાયક રત્નો નર્મદાશંકરમાંથી કદાચ વધારે નીકળે.

આ બે કવિઓ વિષે લખતાં ઇંગ્લાંડના બે સમકાલીન કવિઓ વૉલર ને ડેનહામ યાદ આવે છે. ડ્રાઇડન ને પોપે અંગ્રેજી ભાષાને જનમોહક સ્વરૂપ આપી વિવિધ સુંદર કાવ્યોથી શણગારી ત્યાર પ્હેલાં આ કવિયુગલે જુના લેખકો કરતાં નવીજ શૈલી ને નવીજ પદ્ધતિ પકડી માર્ગદર્શક પ્રયાસ કર્યો હતા. વૉલર ત્હેના વખતમાં ઘણોજ પ્રખ્યાત હતો ને મહાકવિઓમાં એની ગણના થઇ હતી. સરળ ગદ્ય લખવાની શરૂઆત પણ વૉલરેજ કરી હતી. એ શૈલીમાં એના અનુયાયીઓ ઘણા સમર્થ નીવડ્યાથી એની કીર્તિ ઝાંખી પડી છે, ને હવે માત્ર ત્હેની કવિતાના કોઇ કોઈ ફકરાજ વંચાય છે. ડેનહામની પણ એજ દશા થઇ છે પણ એનાં કાવ્યોમાં ઉત્તમ નમુના થોડા જડે છે. એની કીર્તિનો આધાર મુખ્યત્વે કરી ટેમ્ઝ નદીનાપર લખેલી ચાર લીટીપર રહેલો છે. દલપતરામનાં કાવ્યોમાંથી ઉત્તમ કવિતાનાં નમુના કોઇ કોઈ વખતે જડે છે. દાખલા તરીકેઃ—

### ઉપજાતિ.

અરે ન કીધાં ફુલ કેમ આંખે ?<br>
કર્યાં વળી કંટક શા ગુલાબે ?<br>
સુલોચનાને શિર અંધ સ્વામી<br>
અરે વિધાતા ! તુજ કૃત્ય ખામી.

પરદેશીય પરજાતીય પ્રજાના કવિઓ સાથેની સરખામણી બરોબર બંધબેસ્તી હોવી ઘણી કઠિન, લગભગ અશકયજ. અત્રે માત્ર સાધારણ મળતાપણુંજ સૂચવ્યું છે.

### આધુનિક લેખકો.

સભારંજની દલપતશૈલીમાં અતિચાતુર્યનો ખપ હોવાથી એ ક્ષેત્રમાં દલપતરામના અનુયાયીઓ ઝાઝા ફતેહમંદ નીવડ્યા નથી. કવિ નર્મદાશંકરના બે મુખ્ય શિષ્યો સવિતાનારાયણ ને વિજયાશંકરે ત્હેમની શૈલીને અનુસરીને કેટલુંક લખ્યું છે. કવિ નર્મદના જીવનલેખક ગુજરાતના પ્હેલા સમર્થ ટીકાકાર નવલરામ લક્ષ્મીરામે “બાળલગ્ન બત્રિસી” અને “બાળ ગરબાવળી” રચી, સરળ ને સાદાં કાવ્યોના

કેટલાક ઉત્તમ નમુના સાહિત્યમાં ઉમેર્યાં છે. તત્ત્વવિદ્યા અને ગૂઢ વિદ્યાઓમાં મચી રહેલા વિદ્વદ્વર મણિલાલ નભુભાઇએ પણ કેટલીક સુંદર કવિતા લખી છે. એમણે સંસ્કૃત ભેગી ફારસીની મીઠાશ ગુજરાતી કવિતામાં લાવવાનો કંઇક સફળ પ્રયત્ન કર્યો છે. આવી રીતે ફારસી ગઝલની મીઠાશ અને ત્હેનો જોસ ગુજરાતી કવિતામાં આણવાનું માન બાળાશંકર ઉલ્લાસરામ કંથારીઆને ઘટે છે. કેશવલાલ હરિરામ ભટે "કેશવ કૃતિ" નામનો એક કવિતાનો ગ્રંથ લખ્યો છે, ત્હેની ભાષા સાદી અને સરળ છે. બુલાખીરામ આદી લેખકોએ પણ કવિતાક્ષેત્રમાં પ્રશંસનીય પ્રયાસ કર્યા છે.

ભીમરાવ ભોળાનાથ ને હરિલાલ હર્ષદરાય ધ્રુવમાં હાલ પ્રચલિત નવીન શૈલીના બીજાંકુર દૃષ્ટિએ પડે છે. હરિલાલ ધ્રુવની કવિતા ખરા હૃદયના જોસ્સાની છે. ભાષા સાધારણ રીતે સુંદર છે; પણ પ્રસંગોપાત કિલષ્ટ થઈ જાય છે. અજ્ઞાત પણ લાયક લેખકોને ઉત્તેજન આપનાર એમના જેવા થોડા હોય છે. સાક્ષરવર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની ભાષાંતર કરવાની કલા અનુપમ છે "ગીતગોવિંદ" ના એમના ભાષાંતરને માટે એમ કહેવાય છે કે કદાપિ મૂળ ગ્રંથ સંસ્કૃતમાં છે એ વાત વિસારે પડે તો મૂળ કીયો ને ભાષાંતર કીયું એ નિર્ણય કરવાનું કામ ઘણું કઠણ થઈ પડે. "અમરૂશતક" ના ભાષાંતરમા પણ સંસ્કૃતની ઘણી ખરી ખુબીઓ આવી છે. "મુદ્રા રાક્ષસ" નું ભાષાંતર વિદ્વાનોમાં માન્ય થાય તેમજ જનસમાજને અનુકૂળ પડે તેવું સુંદર છે.

રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા સંસ્કૃત શૈલીના સમર્થ રક્ષક ને અનુયાયી છે. "કુસુમાવલી" નામની એમની નવલકથા "ગુજરાતની કાદમ્બરી" છે. "ઇંદ્રજીતવધ કાવ્ય" માં પણ સંસ્કૃત મહાકાવ્યોના ઘણાખરા ગુણો છે. "સુમન ગુચ્છ" એ ન્હાનાં ન્હાનાં સુંદર કાવ્યખંડોનો રસિક સમુદાય છે.

પારસી લેખકો પૈકી પણ કેટલોક ભાગ શિષ્ટ ગુજરાતી લખવા તરફ વળતો જાય છે. મી. મલબારી જુની શૈલીના પણ શુદ્ધ ગુજરાતી લેખક છે. દમણના રહીશ મી. અરદેશર ફરામજી ખબરદાર પોતાની શિષ્ટ ગુજરાતી લખવાની ચમત્કારિક શક્તિથી ગુજરાતના સાક્ષર વર્ગમાં પ્રવેશ પામી ચૂક્યા છે. મી. ખબરદારનાં "કાવ્યરસિકા" ને

"વિલાસિકા" તેમ જ "પ્રકાશિકા" નામે ત્રણ પુસ્તકો પ્રગટ થયાં છે. ત્હેમનાં કેટલાંક કાવ્યો નવીન શૈલીની શ્રેષ્ઠ કૃતિઓની તોલે મુકાય તેવાં છે.

રા. રા. **નરસિંહરાવ ભોળાનાથ** નવી શૈલીના પ્રમુખ છે, **શેલી, કીટ્સ** ને **વર્ડ્ઝવર્થ**ના જેવાં કાવ્યોપર ગુર્જરાતીઓની પ્રીતિ કરાવવાના નમ્ર ઉદ્દેશથી એમણે જે "કુસુમમાળા" નામનો ન્હાનકડો ગ્રંથ બ્હાર પાડ્યો તેણે ગુજરાતના **અંગ્રેજી** ભણેલા વર્ગના મ્હોટા ભાગનું ચિત્ત આકર્ષ્યું છે. "હૃદયવીણા" નામનું એમનું બીજું પુસ્તક પણ એજ પ્રકારનું છે. સૃષ્ટિ સૌંદર્યના વર્ણનની ગુજરાતી કવિતામાં મ્હોટી ખોટ હતી તે પુરી પાડવા આવા પ્રયત્નની જરૂર હતી. ગયા જમાનાના **અંગ્રેજ** કવિઓની ખુબી બતાવવામાં રા. રા. **નરસિંહરાવે** ઘણી ફતેહ મેળવી છે. ગુજરાતી ભાષા હજી જોઇએ તેવી ખેડાયલી નહિ હોવાથી આ નવા વિચારોને માટે નવા શબ્દ જડવા મુશ્કેલ પડે છે, તેથી ભાષા કોઈ વાર શ્રમસાધિત જણાય છે.

"**સ્નેહ**મુદ્રા," "**સરસ્વતીચંદ્ર**," "**લીલાવતી જીવનકલા**" આદિના કર્તા પ્રખ્યાત **સાક્ષર** શિરોમણિ **ગોવર્ધનરામભાઇએ** ગુર્જર સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. અભણ, વિદ્વાન સર્વ વર્ગનાપર "**સરસ્વતીચંદ્ર**" ની છાપ પડી છે. આ યુગમાં સાહિત્યપ્રવૃત્તિનો વેગ ઉછળતો ચાલ્યો જાય છે. **મુંબઇની યુનિવર્સીટીને** સ્થપાયાને હજી તો ત્રીશ વર્ષ થયાં નહિ એટલામાં "**સરસ્વતીચંદ્ર**" જેવો અપ્રતિમ ગ્રંથ રચાયો એજ એ પ્રવૃત્તિનું સબળ દૃષ્ટાંત છે. ઓછામાં ઓછાં ૫૦ વર્ષ સુધી **ગોવર્ધન**રામના વિચારની અસર ગુજરાતપર રહેશે. આ સમર્થ વિચારકે જુના ને નવા વિચારની સુદૃઢ સંધી કરાવી છે, અને કંઈ કંઇ ઉચ્ચ આશયો ખડા કર્યા છે. "**સરસ્વતીચંદ્ર**" માં નવલકથાનો અંશ જોઇએ તેથી ઓછો છે. પ્હેલો ભાગ નવલકથા છે; બીજો કુટુંબકથા છે; ત્રીજો રાજ્યકથા છે; ચોથો જ્ઞાનકથા છે; "**સરસ્વતીચંદ્ર**" એ લેખના વિચારનું મહાન પ્રદર્શન છે, જેમાંથી પ્રત્યેક વ્યક્તિને રૂચતા પદાર્થ મળી આવે છે. "સ્નેહમુદ્રા" એ સદ્‌ગત મહાત્માની ઉચ્ચતમ ભાવનાઓનો ભંડાર છે, કાળક્રમે **ગોવર્ધન**રામનું નામ અને એમના લેખ કદાપિ ભુલાય, પણ જે વેગભર્યો ઉત્સાહ એમણે નવી પ્રજામાં પ્રેર્યો છે ત્હેની અસર ચિરકાળ રહેશે. એમના

અવસાન વેળા જે શોકભર્યો ઉદ્ગાર સમસ્ત ગુજરાતમાંથી નીકળ્યો તેજ એમની કીર્તિનો અમરસ્તંભ છે. "વસંત" ને "સમાલોચકે" પ્રગટ કરેલાં બે પુસ્તકોમાં ભિન્ન ભિન્ન લેખકોને હાથે આ યશસ્વી નરના ઉદાર ચરિતની યોગ્ય પ્રશંસા થઇ છે.

કવિ દલપતરામના પુત્ર રા. ન્હાનાલાલે "કેટલાંક કાવ્યો" તથા "વસન્તોત્સવ" નામે બે ન્હાનાં પુસ્તકો પ્રગટ કર્યાં છે. એમાં નવી શૈલીથી પણ નવીનતર પદ્ધતિ પકડી રા. ન્હાનાલાલ ગદ્યાત્મક પદ્ય લખવાનો પ્રયાસ કરે છે. એમના વિચાર કેટલાક અતિ ગહન છે અને શબ્દશોધન કંઇક અંશે સારૂં નહિ હોવાથી ઠેકાણે ઠેકાણે કાવ્યની રસિકતામાં ન્યૂનતા આવી જાય છે; છતાં એમનાં કાવ્યમાં શુદ્ધ કવિતાના ચમત્કાર કોઇ વેળા દૃષ્ટિગોચર થાય છે.

વળી નવી શૈલીના અનુયાયીઓમાં 'કેકારવ' ના કર્તા કલાપી અગ્રણી છે. મનુષ્ય હૃદયની વૃત્તિઓ આલેખવામાં કલાપી કહેતાં લાઠીના સ્વર્ગસ્થ ઠાકોરસાહેબ શ્રી સુરસિંહજીએ સફળ પ્રયત્ન આદર્યો છે. કલાપીની કેટલીક કવિતા ઘણી દર્દભરી ને ભાવાત્મક છે. શુદ્ધ કવિત્વના કેટલાક ઉચ્ચ ગુણો એમનામાં ઘણા વિકાસ પામ્યા છે. આ શૈલીમાં આપણી પુરાણકથાઓમાંથી વસ્તુ લઇ નવી ઢબની કવિતા રચવાના ઘણા પ્રયત્ન થયા છે ને થાય છે. રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે 'કાન્ત' નામથી સુંદર સંગીત કવિતા ને કેટલાંક ખંડકાવ્ય લખ્યાં છે. એ સિવાય લલિત, મકરન્દ, ભ્રમર, અરવિન્દ, જટિલ. સુમન્ત, સેહેની, એવા એવા ઉપનામથી કેટલાક રસિકજનો કવિતાક્ષેત્રમાં વિહરે છે. એમાંના ઘણા ખરાની કવિતા છુટી છવાઇ માસિકોમાં છપાયલી માલમ પડે છે.

ગુજરાતી કવિતાની હાલ આ સ્થિતિ છે. નિશાળો, કોલેજો, વર્તમાનપત્રો, માસિકો, ને પુસ્તકો દ્વારા ગુજરાત ધીમે ધીમે કેળવાતું જાય છે; ને જેમ જેમ કેળવાયલા લોકની સંખ્યા વધતી જાય છે તેમ તેમ સાધારણ જનસમાજને અનુકૂળ પડે એવી સુંદર મોહક ભાષાની આવશ્યક્તા વધતી જાય છે. ભાષાને જનમોહક સાહિત્ય સ્વરૂપ આપ્યા વિના વર્ડ્ઝવર્થ, શેલી આદિ કવિઓની ખુબીઓ સંપૂર્ણપણે ગુજરાતીમાં આવી શકે એ વિષે સંદેહ રહે છે. ગુજરાતી ભાષામાં જુના વખતમાં સમર્થ કવિઓ થઇ ગયા છે. પણ તે વખતની ભાષા આપણા

વિસ્તૃત વ્યવહારને માટે બસ નથી; માટે પ્રથમ ભાષા ખેડાવી જોઇએ છે અને ભાષાને કેળવવાને ડ્રાઇડન ને **પોપ** જેવા કવિઓની ગુજરાતને જરૂર છે.

હાલ જે જુની નવી વિદ્યાનું દોહન થાય છે ત્હેને પરિણામે થોડા કાળમાં કોઇ મહાકવિ થશે એવી વકી રખાય છે અને એ મહાકવિના કાવ્યમાં નવી અને જુની શૈલીનું અદ્ભુત મિશ્રણ થવાનો સંભવ છે. આર્યપ્રજામાં રહેલા જુના સંસ્કાર એવા સુદૃઢ છે કે પાશ્ચાત્ય પદ્ધતિના અનુકરણરૂપ રચાયલી કવિતા લોકોને એકદમ રૂચિકર થતી નથી. સાધારણ ભણેલા માણસના હૃદયમાથી રસઝરણ ઉત્પન્ન કરવા અસમર્થ કવિ, મહાકવિના નામને યોગ્ય ગણાતો નથી. મહાકવિ, સાક્ષર, નિરક્ષર, સર્વ જનોને બોધે છે, ઉત્તેજે છે, સંસ્કારે છે. અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, સર્વે પ્રદેશનાં પુષ્પોમાંથી મધ ચુસી પોતાના મધપુડાનો વૈભવ વધારનાર કોઈ કવિવર થોડા સમયમાં ગુજરાતને ગજાવશે એ કાન્તની આશા હરિ પુરી પાડો!

છેવટે એટલી પ્રાર્થના કરી વિરમીશું કે

**અનુષ્ટુપ.**

**રસાળી ગુર્જરી ત્હારૂં, સાહિત્યતરૂ ફાલીને;**
**પત્રો પુષ્પો ફલો ચારૂ, પંકાઓ પૃથિવી વિષે.**



# સાહિત્ય રત્ન.

## ( આદિકાળ. )

### નરસિંહ મ્હેતો.

#### ભક્તિ.

**પદ પ્રભાત.**

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વ્હાયે. ધ્યા.
સકળ કલ્યાણ **શ્રીકૃષ્ણ**ના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હોયે;
અવર વેપાર તું, મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે. ધ્યા.
પટક માયા પરી, અટક ચરણે હરિ, વટકય મા વાત સુણતાં જ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું, પલિત પિંજર થયું, ત્હોય લ્હેતો નથી કૃષ્ણ કહેવું;
ચેત રે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું. ધ્યા.
સરસ ગુણ હરિતણા, જે જનો અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા.

**પદ પ્રભાત.**

હરિતણું હેત ત્હને, ક્યમ ગયું વીસરી, પશુરે ફેડીને નરરૂપ કીધું;
હાડ ને છેડ કરી, સહુ ત્હને હાંકતું, આજ વધારીને માન દીધું. હરિ.
ઘાંચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા **શ્રીનાથે** છોડયા;
તે તણા ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, ત્હેં ન ગુણપાડના હાથ જોડયા. હ.
પગ ઠોકી કરી, માગતો મૂઢમતિ, ઘાસપાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ, ગાઇને નાચતાં, લાજ આવે ત્હને કર્મહીણા. હ.
લાંબીશી ડોક ને કાંકોલ ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હ.
પીડ અંબાડી ને, અંકુશ માર સહી, રેણુ ઉરાડતો ધરણી હેઠો;
આજ ચુવા ચંદન, આભ્રણ અંગ ધરી, વેગે જાએ છે તું વ્હેલે બેઠો. હ.

અન્ન ને વસ્ત્ર ને ભૂષણ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસૈંના સ્વામીયે સર્વ સારૂં કર્યું, તે પ્રભુને ત્હમે કાં વિસારો. ૯.

### પદ પ્રભાત.

બાપજી પાપ મ્હેં કવણ કીધાં હશે, નામ લેતાં ત્હારૂં નિદ્રા આવે;
ઉંઘ, આલસ્ય, આહાર મ્હેં આદર્યો, લાભ વિના લવ કરવી ભાવે. બાપ.
દિન પુંઠે દિન તો, વહી જાય છે, દુરમતિનાં મ્હેં ભર્યાં રે ડાલાં;
ભક્તિ ભૂતલ વિષે, નવ કરી તાહરી, ખાંડયાં સંસારનાં થોથાં ઠાલાં. બાપ.
દેહ છે જૂઠડી કરમ છે જૂઠડાં, ભીડભંજન ત્હારૂં નામ સાચું.
ફરી ફરી વરણવું, શ્રીહરિ તુજને, પતિતપાવન ત્હારૂં નામ જાચું. બાપ.
ત્હારી કરૂણા વિના, કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈંયા રંકને ઝંખના તહારી, હેડ બેડી ભાગો શરણ આવે. બાપ.

### પદ પ્રભાત.

શા સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાતને માત સુત, ભ્રાત ટોળે મળ્યાં, દોહલી વેળા સૌ દૂર જાયે. શા.
ઉંધે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી:
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા.
દિવસ ચોદશ ભમ્યો, રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા.
પલક પરવાર નહિ, હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા.
ધન ધામે કરી, મોહી રહ્યો લોભિયા, વેદના વીસરી ગર્ભ કેરી:
નાથ ત્રિલોકના હરિ ન સંભારિયા, જ્યારે રાખ્યો તો જઠરામાં ઘેરી. શા.
જાગ્યરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે.
નરસૈંના સ્વામીને, નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત દૂર કીજે. શા.

### પદ.

ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મ્હેતાજી નહાવા જાય;
ઢેડ વરણમાં દઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ.
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિ તણાં બહુ વદ્યારે વચન;
મહંત પુરૂષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કિરતન. ગિરિ.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જંજાળ;
કર જોડતામાં કરુણા ઉપજી, મ્હેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદષ્ટિને સર્વ સમાન;
ગોમૂત્ર તુલસી વૃક્ષ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાક્યદાન. ગિરિ.

મ્હેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લાગી ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ.
ઘેર પધાર્યા હરિજશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસી હસી નાગર તાળિયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગિરિ.
મૌન ગ્રહીને મ્હેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નર નારી પૂછે, મ્હેતાજી ત્હમે એવા શું ? ગિરિ.
નાત ન જાણો જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેકવિચાર:
કર જોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મ્હને છે આધાર. ગિરિ.

## પદ.

એવારે અમો એવારે એવા, ત્હમે કહોછો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પ્હેલું હતું ઘરરાતું રે:
હવે થયું છે હરિરસમાતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;
ત્હમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મ્હને ઉંડોરે. એવારે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મ્હારા પ્રભુની તોલે નાવે રે. એવારે.
હળવા કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વ્હાલા રે:
હરિજનથી જે અંતર ગણશે, ત્હેના ફોગટ ફેરા ઠાલા રે. એવારે.

## પદ—પ્રભાત.

ભાગ્ય જો જો બાઇ કૃપણ ભિક્ષુકતણું, રૂક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજઅંબરિષથી અધિક તોલે. ભા.
આ કૃપણરૂપ તે, પ્રગટિયું કયાં થકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ ફૂટયો;
ત્રિગુણ ને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથ કરી ને પાય છૂટયો. ભા.
અંગ અતિ કમકમે, ધમણ મ્હોંડે ધમે, ઉધરશે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભા.
પ્હોડીને ઉઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું; કનક કટોરે તે પાણી પીધું. ભા.
શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મ્હને ચિત્ત લીધો. ભા.
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મ્હારી વળી ગત્ય ભૂલ્યો;

મિત્ર સુદામાની, શુદ્ધ લીધી નહીં, કામની કેફમાં હું જ ફુલ્યો. ભા.
સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દીવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાંગતાં મેઘ આવ્યો. ભા.
અન્ન લીધા વિના, ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે, વીર ત્હને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી. ભા.
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર, આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભા.

પદ–પ્રભાત.

રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી, સાધુ પુરૂષને સુઈ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું,
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદીઆ હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા,
સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પૃછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામીને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી.

## જ્ઞાન.

પદ–પ્રભાત.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ જુજવે રૂપ અનંત ભાસે,
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું પાણી તું, ભૂમિ તું, ભૂધરા, વૃક્ષ થઈ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંત તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

પદ–પ્રભાત.

જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ ત્હારો એમ એળે ગયો માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે;
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;

શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલ પાન કીધે.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈંયો કે, તત્વ દર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો.

### પદ.

વૈષ્ણવ જન તો ત્હેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે, ને મન અભિમાન ન આણે રે,
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે, તો ધન્ય જનની ત્હેની રે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીવ્હા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે;
મોહ માયા વ્યાપે નહિ ત્હેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે.
વણલોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ ને નિવાર્યા રે;
ભણે નરસૈંયો ત્હેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે.

### પદ–પ્રભાત.

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો, અર્થ કાંઈ નવ સરે, ઉગરે એક ઉદ્યોગ ધરવો;
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇકિ જાણે.
નીપજે નરથી જો, કોય ના રહે દુઃખી, શત્રુ મારી સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દૃષ્ટ આવે નહિ, ભવન પર, ભવન પર છત્ર દાખે.
ઋતુ લતા પત્ર ફળફુલ આપે થયાં, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તેજ પ્હોંચે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી નરસૈંયો એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિનેજ જાચું,

### પ્રભાત.

શરીર શોધ્યા વિના, સાર નહિ સાંપડે, પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલા મેલીને, તુષને વળગી રહ્યો, ભૂખ નહિ ભાંગે એમ ઠાલે થોથે. શા. ટેક.
રસના, સ્વાદમાં સર્વ ફંધાઇ રહ્યા, વિગતિ ગુરૂ જ્ઞાન વિનારે ગુંથે;

વાણી વિલાસમાં, વિવિધ વાણી વદે, પરહરી વસ્ત્રને વળગે ચુંથે. શ.
શબ્દ શીખે ખરો, સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડયો એમ અનંત કોડે. શ.
શાસ્ત્ર કથા કહે, રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોથે;
ભણે નરસૈંયો જે, ભેદ જાણી જુઓ, મ્હેં તો રચી કહ્યું પદ ચોથે. શ.

## પ્રભાત.

જાગીને જોઉં તો, જગત દીસે નહિ, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા૦
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં, અણુઅણુ માંહી રહ્યાંરે વળગી,
ફુલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિરે અળગી.જા૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખદે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી, નામરૂપ જુજવાં, અંત તો હેમનું હેમ હોયે. જા૦
જીવને શિવતો આપ ઇચ્છિાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયોએ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા. જા૦

## પ્રભાત.

રઝળતી રાંડનાં રડવંડ છોકરાં, કોણ શિક્ષા દેઈ ઠોર આણે;
અંધ ગુરૂએ વળી નિરંધ ચેલા કર્યા, પરબ્રહ્મની વાત તે શું રે જાણે.
તું ના જાણીશ જે, હું હરિજન થયો, વિષ્ણુપદ ગાઇને ભક્તિ ભવમેં;
કરણી તો કાગની હોડ કરે, હંસની, એતો વાતો હરિ કાઢે લવમેં.
નિરગુણ નાથને નીરખી નવ શકો, સગુણ સુરતી ત્યારે કેમ જાણે;
ચૈતન્ય નિંદા કરે, જડને વંદન કરે, અચેત ભૂલ્યો ભિન્ન ભાવ આણે.
એકાકાર નિરાધાર જોયે જો નહિ મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંત ભાંગે;
દાસ નરસૈંઓ કહે ત્હેને ચર્ણે નમું, જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાણે.

## પદ.

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ—ટેક.
નળ રાજા સરખો નર નહી, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ—
પાંચ પાંડવ સરખા બાંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી સુખ દુઃખ—
સીતા સરખી સતી નહી, જેના રામજી સ્વામી;

રાવણ ત્હેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ—
રાવણ સરીખો રાજિયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ દુઃખ—
હરિશ્ચંદરાય સતવાદીયો, તારાલોચની રાણી;
ત્હેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ દુઃખ—
શિવજી સરખા સતા નહિં, જેની પારવતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ—
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મ્હેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ—

## નાગદમન.

જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે ત્હને મારશે, મ્હને બાળહત્યા લાગશે.—ટેક.
કહેરે બાળક તું મારગ ભુલ્યો, કે ત્હારા વેરીએ વળાવીઓ:
નિશ્ચે ત્હારો કાળજ ખુટયો, અહિંયાં તે શીદ આવિયો. જળ•
નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી મ્હારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો.
રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો.
ત્હારી માતાએ કેટલા જણ્યા, ત્હેમાં તું અળખામણો.
મ્હારી માતાએ બેહુ જનમિયા ત્હેમાં હું નટવર ન્હાનડો;
જગાડ ત્હારા નાગને, મ્હારૂં નામ કૃષ્ણ કહાનડો;
લાખ સવાનો મ્હારો હાર આપું, આપું રે તુજને દોરીઓ:
એટલું મ્હારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ;
શું કરૂં નાગણ હાર ત્હારો, શું કરૂં ત્હારો દોરીઓ;
શાને કાજે નાગણ ત્હારે, કરવી ઘરમાં ચોરીઓ.
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવિયો.
બેઉ બળિયા સાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ત્ર ફણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો.
નાગણ સૌ વિલાપ કરેજે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લેઇ જશે, પછી નાગનું શીશ કાપશે.
બેઉ કરજોડીને વિનવે, સ્વામી ! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને.

થાળ ભરી સૌ મોતીએ, શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો.

બૃહત્ કાવ્યદોહન.

## મીરાંબાઇ.

### પદ.

મુજ અબળાને મોટી મીરાંત બાઇ, શામળો ઘરેણું મ્હારે સાચું રે—ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હઇએરે,
ચિત્ત માળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએરે—મુજ૦
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે,
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામીરે—મુજ૦
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે,
કુંચી કરાવું કરૂણાનંદ કેરી તેમાં ઘરેણું મ્હારું ઘાલું રે—મુજ૦
સાસરવાસો સજીરે બેઠી, હવે નથી કાંઇ કાચું રે.
મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર, હરિને ચરણે જાચું રે—મુજ૦

### પદ.

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા રે ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો ઘોળમા રે, રાધાકૃષ્ણ.
ચાંદા સૂરજનું તેજ તજીને, આગિયા સંઘાતે પ્રીત જોડ મા રે, રાધાકૃષ્ણ.
હીરા રે માણેક ઝવેર તજીને, કથીરસંઘાતે મણિ તોળ મા રે, રાધાકૃષ્ણ.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે, રાધાકૃષ્ણ.

### પદ.

લેહ લાગી મ્હને ત્હારી, અલ્યાજી લેહ લાગી મ્હને ત્હારી. ટેક.
કામકાજ મૂક્યું ને ધામજ મૂક્યું, મનમાં ચાહું છું મોરારી; અલ્યાજી.
ખભે છે કામળી ને હાથમાં છે વાંસળી, ગોકુળમાં ગાયો ચારી; અલ્યાજી.
સોળ સહસ્ર ગોપિયોને તમે વરિયા, તોય તમે બાળબ્રહ્મચારી. અલ્યાજી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ બલિહારી. અલ્યાજી.

### રાગ પરજ.

ગોવિંદો પ્રાણ હમારો રે, મ્હને જગ લાગ્યો ખારો રે;
મ્હને મ્હારો રામજી ભાવેરે, બીજો મ્હારી નજરે ન આવે રે—ટેક.

મીરાંબાઈના મેહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મ્હારા સંતનકેરી પાસ. ગોવિંદો.
રાણાજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ.
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને અમારે સાથ. ગોવિંદો.
મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ ત્હમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો.
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રી વિશ્વનો નાથ. ગોવિંદો.
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મ્હારે, જળ પીવાનો દોષ. ગોવિંદો.
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં બાઈ પશ્ચિમમાંય:
સરવ છોડી મીરાં નીસરયાં, જેનું માયામાં મનડું ન કાંય. ગોવિંદો.
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મ્હારો, નાવલિયો નિર્દોષ. ગોવિંદો.
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવે રે, રંગ બેરંગી હોય:
ઓઢું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય ગોવિંદો.
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર:
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગોવિંદો.

# ( શુષ્કકાળ. )

## તુલસી.

### ધ્રુવ અને નેત્રવતી.

તૃષા તે તુજને લાગશે, સાંભળ મ્હારા વીર;
એકલડા વનમાં જશો, નહિ હોય પાસે નીર.
પુત્ર ધરણપર પોઢવું, નથી રે તિહાં પલંગ;
ચરણ ત્હારા કોણ ચાંપશે, નથી સેવક પણ સંગ.
બોરડી, બાવળ, ગોખરૂ, કઠણ કાંકરા ધરણ;
પંથપાળા કેમ ચાલશો, કોમળ ત્હારા ચરણ.

ગિરિ, જંગલ, બહુ ડુંગરા, માંહે વાનરના ઠાઠ;
પંથ આગળથી નથી દીઠો, કેમ તું જાણીશ વાટ.
સાદ કરૂં હું કેહને, પુત્ર પુત્ર કહી નામ;
સજ્જનડા ચાલ્યા પછી, ઉજ્જડ દીસે ગામ.
દૈવજ દુરબલ ઘાતકી, મ્હેં જાણ્યો છે તેહ;
શું પ્હેલું સુખ આપિયું, હવે કાં દીએ છેહ;
અંધાકેરી લાકડી, હું દુબલીનું ધંન;
હું વિદેશજ એકલી, કઠણ કરો છો મંન.
ધ્રુવ તો વળતો બોલિયો, મુખે એવી વાણ;
માતા મુજને શીખ દો, નહિ તો તજવા પ્રાણ.

**કાવ્યદોહન.**

# ( ઉદ્દર્ગ કાળ. )

## અખો.

### ધર્મગુરૂ વિષે.

ગુરૂ થઈ બેઠો હોંશે કરી, કહે પ્હાણ શકે કયમ તરી:
(જ્યમ) નાર ન્હાનડી હવું પ્રસૂત, વળગી વાધે નહિ અદ્ભુત
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા એમ મૂલગેથો ગયો.
પોતે હરિ નહિ જાણે લેશ, કાઢી બેઠો ગુરૂનો વેષ:
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ:
એવા ગુરૂ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર.
તું ત્હારૂં સમજીને બેસ, કાં ચોળે દિલ પ્યારી મેશ;
જો તુંબડું માહેથું ભરે, તો તારે ને પોતે તરે.
તરૂવર ફલ દેવા નવ જાય, અખા આવી જાચે તે ખાય;
તું ત્હારા મન માંહી પ્રાછ, શાને મ્હોટપ લે છે શીશ.
ઝીણું મળતાં મ્હોટું થાય, મ્હોટું કણ્યકા થઇને જાય;
પ્હેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરૂ થવાને ઇચ્છ;
પ્રાપત રામ કહે તે ગુરૂ, બીજા ગુરૂ તે લાગ્યાં વરૂ;
ધન હરે ધોખો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે.

અખા શું સમજ્યો ગુરૂ કરી, સમાચાર દીઠા નહિ હરિ;
ગુરૂજ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ.
આતમ સમજ્યો તે નર જતિ, શું થયું ધોળાં ભગવાં વતી;
બોડે તોડે જોડે વાળ, એ તો સર્વ ઉપલો જંજાળ.
સાચો ગુરૂ જાણી જે જક્ત, કનક કામની નોહે આસક્ત:
બીજા સઘળા આળ પંપાળ, ધનને અર્થે માંડે જાળ.
તેથી કહો તે શું નીપજે, અખા અંતર માયાને ભજે;
ગુરૂ શિષ્યની ત્યાં એવી વાત, શુદ્ધ પારસને સઘળી ધાત.
શુદ્ધ પારસને જે જે અડે, તે તે કંચન થઇ નીવડે:
તે આદર કેનો નવ કરે, સ્હેજ ઐશ્વર્ય અખા તે ધરે.
વ્યાસ વેશ્યાની એકજ પેર વિદ્યા બેટી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે.
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતાને ઘેર;
કથા કરી તે શુકજી ખરી, પરીક્ષિતને મેળવિયા હરિ.
શીખ થઇ ત્યારે આપ્યું શું, નગન થઇ ગયા વનમાં પશુ;
નિસ્પૃહીની છે એવી કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા.
દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર:
ચરચા વદતાં તોલુ થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો.
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મૂળગું ખોય;
સંસારિંગનું વ્હાણજ કર્યું, મૃગતૃષ્ણામા જૈને તર્યું.
વંઝયાસુત એ વ્હાણે ચઢ્યા, ખપુષ્પનાં વસાણાં ભર્યા:
જેવી શેખસલીની કથા, અખા હમણાં આગળ એવા હતા.
જ્યાં જોઇએ ત્યાં કૂડે કૂડ, રહામે સ્હામાં બેઠાં ઘૂડ:
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે.
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમો આવા ડાહ્યા ક્યાંથી થયા:
અખા મ્હોટાની તો એવી જાણ્ય, મુકી હીરો ઉપાડ્યો પ્હાણ.
નીલા વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધૂતે ઘણા, ઉપાય કરે કનક કામની તણા.
અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર;
અંગ આળસ ને તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો.
કામ ન શકો જાળવી, રડવડતી એક આણી નવી.
સમજુને છે સરખો ભાવ, તે ગુરૂના મનમાંય અભાવ.

વિષયી જીવથી પ્રાતજ કરે, તત્વદર્શી ઉપર અભાવજ ધરે;
ખાનપાન વિષયાદિક ભોગ, તત્વદર્શીને સર્વે રોગ.
અખા તે ગુરૂના મનમાં ખરા, આવકાર દઈ બેસારે પરા;
ગુરૂ થઇ બેઠો છાનો સાધ, સ્વામિપણાની વળગી વ્યાધ. ૫૦
જ્ઞાનીને તો સર્વે ફોક, બ્રહ્માદિ લગી કલ્પ્યા લોક;
ત્હેની વાત ન જાણે ગૂઢ, અખા ગુરૂ થઈ બેઠો મૂઢ.
સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
ગુરૂ થઇ મુરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે.
પ્હાણો કહે હું પર્વત લહું, એ આશ્ચર્ય તે કોને કહું;
જ્ઞાની ગુરૂ ન થાયે કોનો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ત્હેનો.
અન્ય જીવની ત્હેને શી પડી, જે ત્હેને ઘેર નિત કાઢે હડી;
સ્હેજ સુભાવે વાતજ કરે, અખા ગુરૂપણું મનમાં નવ ધરે.
વૈષ્ણવે ભેખ ધારીને ફરે, પરસાદ ટાણે પત્રાવળાં ભરે;
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝાં ખાય.
કીરતન ગાઇને તોડે તોડ, અખો કહે જુવાનીનું જોર;
સો અંધામાં કાણો રાવ; આંધળાને કાણાપર ભાવ.
સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચારજ કાણા થયા;
શાસ્ત્ર તણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉત્રડી નહિ ઝાંખ્ય.
મુંડ મુડાવી હરિને કાજ, લોક પુજે ને કહે મહારાજ.
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી.
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ;
જ્ઞાતાને એવો ઉપદેશ, પંચના ગુરૂ તે સઘળો વેષ.
ઘર ઘર મહાત્મ્ય વધારતા ફરે, દામ ચામનાં જતનજ કરે;
અખા જ્ઞાતાની ન માને વાત, સાચુ કહેતાં ખીજે સાત.

## કવિ વિષે.

કવિતા ઘણા કવિ કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવશે બહુ કવિ મનની વૃત્ય જો જો અનુભવી;
અખા મનાતીત ત્યમનું ત્યમ, મનની વૃત્યમાં મનની ગમ્ય.
જ્ઞાનીને કવિમાં ના ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ;

શબ્દ તણો છેડો કયમ થાય, આકાશને કેમ તોળ્યું જાય;
એવું વચન અલિંગી તણું, **અ**ખા નહિ કોઇ પર આપણું.

## જીવનો બોધ.

વારંવાર માનવ દેહ નથી, પામ્યો તો ચેતે ધરથી;
જ્યારે જર્જર થાશે અંગ, ઇન્દ્રિય મૂકી જાશે સંગ.
ત્યારે **અ**ખા જપમાલા ગ્રહે, ભાંગ્યે ઘડે પાણી કેમ રહે;
વૃદ્ધ થયો વંઠ્યું મન તન, ઉપાય ટળ્યો ને ખુટયું ધન.
ત્યારે ધર્મ સાધવા જાય, ફુહોયું કાપડ સોદો થાય:
**અ**ખા ભજી નહિ જાણ્યો **નાથ**, ભોંયે પાડયો ચારે હાથ.
વણ સમજે સઘળો સંસાર, સમજે જાયે સઘળો ભાર;
જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે દને દન.
**અ**ખા પ્રેત બ્હીનાને ખાય, ( પણ ) ધીરજવાન તે કુશળે જાય:
એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ.
જેમ જેમ અદકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મૂકે તો મુવે સરે, નહિ તો **અ**ખા તે ખાતો મરે.
ભુખ્યો નર બહુ તક્રજ પીએ, જાણે ઉદર ભરીને પુષ્ટિ પામીએ;
તેણે ધ્રાય નહિં ને વાધે રોગ, એમ **અ**ખા નોહે આતમ ભોગ.

---

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાનાં નાકાં ગયાં.
તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પોતા **હ**રિને શર્ણ.
કથા સુણી સુણી ફૂટયા કાન, **અ**ખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન.
એક મૂરખને એવી ટેવ પત્થર એટલા પૂજે દેવ.
પાણીને દેખી કરે સ્નાન, તુલશી દેખી તોડે પાન;
એ તો **અ**ખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત.
જોજોરે મ્હોટાના બોલ, ઉજ્જડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહી કોદરા ભળ્યા:
ઘેંસ ન થાયે ન થાયે ધાણી, કહે **અ**ખો એ વાતો જાણી;
આંધળો સસરો ને સણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ.
કહ્યું કાંઈ ને સમજ્યા કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

બળદની તે કેમ થાયે ગાય, મૂરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા ત્હેમાં ન લેવા દેવા.

---

દેહદમન મુંડાનું કર્મ, મુરખ જાણે માંડયો ધર્મ;
પીડે પિંડ તે પેટને કાજ, કાયા કસી જાયે મહાકાજ.
ત્હેં જાણ્યો છે તે નોહે ધર્મ, અખા કુસકા કુટે શ્રમ;
ચૈતન્ય બ્રહ્મ વદે વેદ વાણ, તું તો પૂજે પીત્તળ પ્હાણ.
ટીલા ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ;
વંદે ચરણ ને નંદે પિંડ, ભાક્ત નોયે અખા પાખંડ.
પંડ પખાળે પૂજે પ્હાણ, મનમાં જાણે હું તે જાણ;
કોઈ વર્ણ વેષ અહંકારે મરે, વ્હાણ સોનાનું તે નવ તરે.
મન જાણે હું પાવન થયો, પણ રેખ દોષ પેલો નવ ગયો.
પરને વળગ્યો હીંડે અંધ, આંખ્યાળો નવ વળગે ખંધ.
દયા દાન શીળ કહેતા જાય, મંત્ર જાપ તીરથ મહિમાય;
અખા બાળકની પેરે થયું, બોરાં સાટે ઘરેણું ગયું.
ખરાબ થયો જીવ વ્યસને કરી, કર્મ વોર્યાં ને ખોયા હરિ.
મરડી મૂછ મુખ વાંકા બોલ, કાલ વાગશે ઢીલાં ઢોલ.
અખા વરણાગી વણશી જશે, ભુંડાં ભગળ ઉઘાડાં થશે;
એક મેલો મંત્ર ને બીજો કુતર્ક, સાધકને મુખે મુકે નર્ક.
અખા ઇશ્વરને નહિ છેતરે, લાંબો દાંતો વ્હેલો ખરે;
કળવકળ કાળ મન કશી, શું બાળક છે જે છેતરશો હસીં;
હિરણ્યકશ્યપે વર માંગ્યો છળે, હરિયે તે ઘાટ ઘાલ્યું કળે.
તો અખા તે હરિશું શી હોડ, હથેલીથી ઉજળો તે કહોડ;
અખા અહંકારને ટાળી જોય, તું ન રહે તો સિદ્ધિ સાથે શીદ મ્હોય. ૧૨૫

---

કોઇ કહે મોટો શિવદેવ, કોય કહે વિષ્ણુ મોટો અહમેવ;
કોઈ કહે આદ્યભવાની સદા, બુધ કલ્કીના કરે વાયદા.
જૈન કર્મની સદા દે શાખ, યવન માને કલમે શરીફ;
અખા સૌ બાંધે બાકરી, કોય ન જુએ હરિ પાછો ફરી.
ઘણા શબ્દ પડયા જે કાન, ત્હેને ત્હેનું લાગ્યું ધ્યાન;
એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુ વિચાર.

બ્રાહ્મણ કહે સત્ય કરવા યજ્ઞ, પશુવધ કીધે હોયે પુણ્ય;
જૈન કહે એ હિંસા પાપ, અખા ધર્મ પણ જુજવા થાપ.
માણસપેં દેવ ઉત્તમ લખે, ત્યાં મદ્ય માંસને ભખે;
બુદ્ધિ પ્રમાણે લખી લખી ગયા, બુદ્ધિ પ્રમાણે વાંચે રહ્યા.
બુદ્ધિ પ્રમાણે સૌ સાંભળે, બુધ્યાતીતથી સૌ ચળવળે;
મ્હોટી તાણ છે પંથજ તણી, નથી જુજવા એક છે ધણી.
પોતાના ઇષ્ટની પાળવી ટેક, સકળ ઇષ્ટનો અધિપતિ એક;
જેમ રાજા એકને પ્રજા જુજવી, અખા એ રીત જુએ અનુભવી.
જ્યાં શુચિઅગ્ર રહેવા નહિ ઠામ, એમ ભરી પૂરણ રહ્યો રામ:
કોને કર્તા ન જાણ્યો જડે, વઢે ઢીંકે ને કટારી કડે;
કહે અખો હું ઘણુંએ રટયો, હરિને કાજે મન આવટયો;
ઘણાં કૃત્ય કર્યાં મ્હેં બાહ્ય, તોય ન ભાગી મનની દાઝ.

---

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરિ, બ્રહ્મા કીટ લગી માયા આવરી.
અખા હરિ જે મળનારા થાય, ન ગણે ઉંચ નીચ રંક રાય;
કુળ, અધિકાર અધ્યયન ચાતુરી, પાપી મૂર્ખ ત્યાં ન જુએ હરિ.
જેમ વાયની વળણે લાગે લ્હાય, પણ ડાણું જમણું ન ગણે વાય;
ત્યમ ઉચ નીચ ન ગણે નારાયણ, અખા એમ ખરાખરી જાણ.
ઉંચ ખરા તે ઉંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ.　　૧૫૦
ઉંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પિંડ ઠાલો નથી કર્યો.
સાચો મારગ જે કોઇ લીયે, મિથ્યા મારગ મૂકી દીયે:
અટળ વસ્તુને અહોનિશ ધાય, ટળને બાંધણે બાંધ્યો ન જાય.
ટળમાં રહે અટળશું પ્રીત, અખા એવા પુરૂષની થાશે જીત;
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ.
હરિજનને ગ્રહ કહો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે;
રવિ ભમતો ને શશિનો ખે, રાહ તો ધડવોણો રહે.
કાણો શુક્ર ને લુલો શનિ, બૃહસ્પતીએ સ્ત્રી ખોઈ આપણી:
અખા નહિ ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી.

---

## જ્ઞાની વિષે.

સકળ લોકો ત્યમ જ્ઞાતા પુરૂષ, એમ જાણે તે નર છે મૂરખ;
અખા અમૃત તે પાણી ન્હોય, રસ જાણી ગણશો મા તોય.

જેમ જીવ્હા પંચામૃત ખાય, ખાતી કરતી નહિ લેપાય;
પણ ખાધે કર થાય ચીકણો, એવો ભેદ અણુલિંગી તણો.
અખા અનુભવી ઈશ્વર રૂપ, સાગર આગળ શું કુદે કૂપ;
આવી નગરમાં લાગી લ્હાય, પંખીને શ્યો ધોખો થાય.
ઉંદર બિચારા કરતા શોર, જેને નહિ ઉડયાનું જોર;
અખા જ્ઞાની ભવથી કેમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે ફરે.
તૃણ તરૂવરને અગ્નિનો ભે, આકાશ દાઝયું તે કોય ન કહે;
એમ અલ્પ આનંદી સદા અલ્પાય, અખા પ્રેમાનંદનો પ્રલે ન થાય.
પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય;
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે.
વાઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપનું ગણે સંતાન;
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદ ન ઉપનો પલ;
અણસમજુ તે આંધળા કુવા, સમજુ સજ્જન સર સોગાઉ જુવા.

## જ્ઞાનદગ્ધ વિષે.

જ્ઞાનદગ્ધ ને બળ્યા ઓગણા, કથતાં વધતાં દીસે ઘણા;
વાવ્યા ન ઉગે અન્ન ન થાય, તેમ બ્રહ્મ કર્મ બેઉથા જાય.
બ્રહ્મ કર્મ ઉભેથા ભ્રષ્ટ, જેમ અધછેદ્યા કુકુટને કષ્ટ;
યદ્યપિ કથે જીવ બ્રહ્મજ્ઞાન, મનમાં તો જ્ઞાનીનું માન;
કહે અખો હરિની નહિ મયા, સાંભળીને સ્હામા શઠ થયા;
ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વદકણી વહુએ દીકરો જણ્યો.
મરકટ ને વળી મદિરા પીએ, અખા એથી સૌંકા બ્હીએ;
જાણ થાય બહુ વિદ્યા વડે, તેમ તેમ આવરણ અદકાં ચઢે;
નિત્ય ધોતાં પટ રાતું થાય, પાણીનું પડ ચઢતું જાય;
દોષ દૃષ્ટિને દુરમત વધી, વંદયું દૂધ થયું નહિ દધિ.
કેટલાકને જુદ્ધ કથાનું જોર, અખા સિદ્ધાંત ન સમજે કરે બકોર;
સાચી કથણી કથતા જાય, ઉદર અર્થે કરે અન્યાય.
કહે અખો એનું શું ભણ્યું, ગુંજાતાપ વાનરતાપણું;
સદ્વિચાર તે સાચી ભક્તિ, જેણે જીવ શિવની લહિયે વ્યક્તિ.
સદ્વિચાર વિણ કરે જે ઘણું, તે ધુલ્ય ઉપર અખા લીપણું.
રહેણી વિના કહેણી જે કથે, મહી વિના પાણી જે મથે.
જેમ કોયલસુતને પાળે કાગ, વસંત રૂતુએ ઉડી જાયે જાગ.

સુકું જ્ઞાનને વ્યંડળ મુછ, કરપીધન કુતરનું પુંછ.
એ ચારેથી અર્થ ન થાય, સ્હામું એબ ઉઘાડે કાય.

---

## જ્ઞાન વિષે.

સર્વે સુખની સીમા જ્ઞાન, જે સકલ તેજનું આપે ભાન:
રવિરથ બેઠે જે નર ફરે, ત્હેને તિમિર કેમ આવરે.
અખા ખસ જેમ સંભળ્યે થાય, (અને) ઘસી ફેંદી તો સમૂળી જાય:
જાય સમૂળો તેમ સંસાર, કરતાં આત્મતત્ત્વ વિચાર.
અન્ય ઉપાય નથી એ જવા, સ્હામા બંધ બંધાયે નવા;
જેને જગત માને હરિ કરી, તે કૃષ્ણે ગીતા ઉચ્ચરી.
"અર્જુન મ્હારે નહિ અવતાર, ગુણગુણ શું વરતે નિરધાર. ૨૦૦
મ્હારૂં ને હું બે જ્યાં નહિ, તેજ શકે અખા મુજ લહી;"
હરિના હોય તે હરિને લહે, બીજા હરિની મ્હોટપ કહે.
કામ સકળ હરિથી નીપજે, પણ હરિ શિર પોતે નવ લે રજે;
જીવ થકી કાંઈ નવ થાય, હું હું થૈ ફોગટ બંધાય.
પૂર્વ જન્મ કર્મ અનુસાર, ઉત્તમ મધ્યમ ભોગ સંસાર;
નિવૃત્ય પ્રવૃત્ય સમણાનું ધન, ઉંઘ્યો નર ત્હેનું કરે જતન.
તત્વજ્ઞાન વિણ બીજુ અખા, તે રમવું જેમ કાચ કાંચકા;
કહે અખો મુજ આવે હસું, એ ક્યાંથું ટીખલ મનમાં વસ્યું.
હરિ પામવા સૌ તપ કરે, અખો હરિમાં મેળે ફરે,
મ્હારે મ્હોટો હુન્નર જડયો, જે ઇશ્વરરૂપી જહાજે ચઢયો.
પંચ સહિત ઉતરિયો પાર, પગ નહિ બોળું જળ સંસાર:
હું હસતો રમતો હરિમાં ભળ્યો, અખો જાણે તે વળાણે વળ્યો.
એ સુખ મારગ મેલીને શઠ, કાયાક્લેશ કરે ક્યાં હઠ:
અખે રામ એવો ઓળખ્યો, કાગળ મશે ન જાએ લખ્યો.
પેર પેર મ્હેં જોયું મથી, જે હરિ વિના પદારથ નથી:
તો આઠ વેંતનો હું જે ઘડયો, તે તે ક્યાં અળગો જઈ પડયો.
વિશ્વ વસ્તુમાં શાનો ફેર, જે મણ એકના ચાળીશ શેર;
ન્હાને કાટકે સઘળા પિંડ મણ કહીયે વૈરાટ બ્રહ્માંડ.
હરિમાં વિશ્વ ને વિશ્વમાં હરિ, એમ અખા નખ શીખ રહ્યો ભરી;

જ્ઞાન વિના ભક્તિ તે અસી, ભસે શ્વાન જેમ ઉઠે ભસી.
લ્હારે લ્હાર જેમ ચાલ્યો શોર, ત્યા કોણે દીઠો તો ચોર;
જે જેણે દીઠું સાંભળ્યું, અખા તે તે વળણે વળ્યું.
ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય, પદાર્થ એક ત્રણ નામ વિભાગ;
જક્ત ભાવ હદેથી ગયો, ત્યારે ત્યાં વૈરાગ્યજ થયો.
જ્યાં જુવે હરિ દૃષ્ટિ પડે, ત્યારે ભક્તિ શરાડે ચઢે;
દ્વૈતભાવ અખા જ્યારે ગયું, ત્રણ પ્રકારે જ્ઞાનજ થયું.
જેમ તેમ કરી સમજવો મર્મ, હું તે શું ચૈતન કે ચર્મ;
એજ સમજવું પરથમ જને, પછી ઘેર રહેજે કે જાજે વને;
અખા રામ નથી ઘેર કે વને, જ્યાં જાશે ત્યાં પોતા કને.
વર્ણાશ્રમ શું વળગે અંધ, જાણ એહ માયાનો ફંદ;
ઇંદ્રિગ્રાહ્ય પરમેશ્વર નથી, ભરમે કોઈ ન મરશો મથી.
પણ રિધ આવે જેમ રૂપૈયા વડે, તેમ અખા આતમથી આતમ જડે;
તરણા ઓથે ડુંગર રહે, એવો ઉખાણો સરવે કહે.
તરણું તે જીવનો અહંકાર, તે પાછળ રહ્યો કિરતાર:
નિજપણુની ભુલ્યે કરી જીવ, ભુલ ટળી તો સદા એ શિવ.
વાજું વજાડો તો વાજે તદા, વણવજાડયું ન વાજે કદા;
વાજું હું તમો વજાવણહાર, તો વાજું શ્યાને ધરે અહંકાર.
અખા અહંતા લોઢું માર્ય, મર્યા પછી તે તરશે વાર્ય;
જે જળમાં લોહ બુડી જતું, તે ઉપર દીસે રમતું.
તેમ ભવસાગર હરિસાગર થયો, જ્યારે આપોપાનો ભારજ ગયો:
અખે જક્તથી અવળું કર્યું, જીવત મુકી મૃતક આદર્યું;
મૃતક સમું મીઠું કાંઈ નથી, સારમાંથી સાર કાઢયું મથી:
મૃતક જ્ઞાની તે સજીવન સહી, અખા જીવપણે જીવે તે જીવતો નહિ.
સાચું જેમ લીંબડાનું પાન, તેમ કડવું લાગે સર્વે જ્ઞાન;
કડવે રોગ કાયાનો જાય, અખા મીઠાણે રોગ બમણો થાય.
રોગીને તો કડવું ઘટે, લીંબડો પીધે રોગ માંહીથી મટે.

---

## માયા વિષે.

સુખિયા દુઃખિયા દીસે બહુ, પણ માયાના કીધા છે સહુ;
સુખિયા પળમાં દુઃખિયા થાય, ધન તન લજ્જા પ્રીટી જાય;
રંક હોય તે થાયે રાય, અખા એહ માયા મહિમાય;

માયાના મર્કટ સહુ લોક, પલકે સુખ ને પલકે શોક. ૨૫૦
કપિને જેમ શણગાર્યો નટે, ભીખ મંગાવે રહ્યા ચૌવટે;
પલકે રિધ સિધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી.
જેમ વરઘોડે મળી બહુ વના, પલક રહીને થાયે ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.
બાળકપેં ઘરડો તે શૂન્ય, સત્ય માન્યું સમણાનું ધન;
બાળક રમતને માને ફોક, ઘરડો સત્ય માને હરખ શોક.
ધન તન દોલત ઉડી જાય, રહ્યા રૂવે પણ કાંઈ નવ થાય.
મરડે મૂછ પણ માંહે કલીબ, અખા એહનું લક્ષણ જીવ;
બાળક જેમ રમાડે શ્વાન, દૂર થકી દેખાડે ધાન,
પુંછ હલાવે ચાટે લાળ, ઉંચું કરી ભરાવે ફાળ:
લલચાવ્યો દેશાંતર જાય, અખા એમ રમાડે માય.
આહાર આશાએ જીવ સૌ થાય, આશાએ દેવ ક્ષીરસાગર જાય:
આશાએ તપિઆ દેહને દમે, આશાએ વ્રત તીર્થ સૌ ભમે,
રાય રંક આશાના દાસ, આશા અખા માયાનો પાશ,
આશા જનને બહુ પરભવે, દેવ આગળ જઈ દુઃખ દાખવે.
દશે આંગળાં મુખમાં ધરે, દીન વચન નેત્રે નીર ભરે;
ત્યાંથી ટાંક ન પામે ધુળ, અખા લાલચે ન મળે મૂળ.
કહે અમને કોણ શકે છેતરી, એવું બરદ બાંધે આદરી.
ક્ષણે ક્ષણે લુંટાતો જાય, ધન તન સજ્જન સૌને ખાય.
છાનો નહિ પ્રગટ ઠગે કાળ, પંડિત જાણ શ્રીમંત ભૂપાળ;
ઝૂંટી લે રાજાનાં રાજ, તપસીનાં તપ કરે અકાજ.
શ્રીમંત કેરાં ધનને હરે, પંડિતની વિદ્યા ભક્ષ કરે;
યુવતિનાં યૌવન હરે કાળ, તોય અખા નવ જાગે બાળ.
ખોખાં કરી નાંખે તત્કાળ, અખા એહવો કરડો કાળ;
ઘોડાપૂર આવે જેમ નદી, ક્ષણમાં સંપત દીસે વધી. ૨૭૫
પળમાં ત્હેનો થાયે વરો, જેવો છાશ તણો આફરો;
શરીર ત્હારૂં ત્હારે વશ નહિ, તો બ્હાર બળ દેખાડે કહીં.
ઇંદ્રિય વણશે વણશે કાય, ગમે નહિ વાળ ધોળા થાય;
સ્વર્ગ સુધી તે ઘાલે હામ, પોતાનું ન રખાયે ચામ.

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઈને મારે ખરી;
વળગી પાછી અળગી નવ થાય, જ્ઞાની પંડિતને માંહીથી ખાય.
પણ ઝીણો થઇને ઝીણી હણે, અખો સાચી પ્રીત ત્હેની ગણે,
ન્હાયા ધોયા ફરે ફુટડા, ખાઈ પીને થયા ખુંટડા.
જગત પ્રમોદે જાડા થઈ, પણ ઝીણી માયા તે માંહી રહી,
કાયા કરે તે ઝીણીની પક્ષ, તે ઝીણી જાડાને કરશે ભક્ષ.
છતી આંખ ને જઇ આથડે, જેમ પતંગીઓ દીવામાં પડે;
જો કદાપિ ઉપજે વૈરાગ, તો મીઠી માંહીથી ન દીયે માગ,
અનેક રૂપે માયા રમે, ત્યાં તેવી જ્યાં જેવું ગમે:
વળી જો કોઈને જ્ઞાન ઉપજે, તો જ્ઞાની થઇને ભેળી ભજે.
જે કર્મ હોય મુકવા જોગ, અખા ત્હેનો પડાવે ભોગ;
એવા માયાના ઘણા છે ઘાટ, જ્યાં જોઇએ ત્યાં માયાનાં હાટ.
ઇંદ્રિયાદિ નહિ હરિલિંગ, જીવને જોઇએ નાના રંગ;
રંગ ઢંગ માયામાં ઘણા, સૌકો સેવક માયાતણા.
સૌકોની માયા છે માત, મળવા ન દીયે કેને તાત;
તાત ભજંતાં આડી થાય, અખા સહુ માયા ગુણ ગાય.
અખા પશુ જેમ જવનને હળે, મહાજન મુકી તે સંગે પળે.
અણસમજ્યો જીવ ને બીજું ઝાંખરૂં, જ્યા દેખે ત્યા વળગે ખરૂં.

---

જ્યમ સર્પે નર સમણે ડસ્યો, તે દેખે વખ મરતક જસો:
મણિ મંત્ર મેલી ઔષધિ, મૃત્યુ પામ્યો કરતાં વિધિ.
સર્વ મંત્ર ઔષધ ઉપચાર, જાગે અખા ટળ્યો સંસાર. ૩૦૦
જન કોઈ ભુખ્યો ઉંઘી ગયો, કરે અહાર સ્વપ્નવશ થયો:
ભક્ષ કરે પણ માંહે ભુખ, ઠાલીની ઠાલી રહે કુખ.
તેમ અખા સઘળો સંસાર, ત્રિગુણ ભોગનો કરતો અહાર.
ઉંઘ્યો કહે ઉંઘ્યો સાંભળે, તેણે જડપણું બેનું નવ ટળે.
જેમ ચિત્રામણના દીવા વડે, કેમ રાત અંધાની દૃષ્ટે પડે.
ઘાણીનો બળદ ઘરમાં ફરે, દશ ડગ માહી થાકી મરે.
એમ અખા સઘળે સંસાર, સમજવિના નહિ પામે પાર.
અંતર ઉપજી મોટી બલા, હું ભુંડા ને હરિ તે ભલા;
બે આરોપણ બેને વિષે, એને વેદ માયા કરી લખે.

જ્યારે જંતે તપાસ્યું આપ, રજ્જુ નહિ તો શેનો સાપ;
વસ્તુ વિચારે વિશ્વજ નથી, હરિને કર્તા કહું શ્યાવતી;
હરિને કર્તા કહો શા તણો, જો કલ્પિત ભ્રમ અખા આપણો.
વિશ્વનિયંતા જો કહેવાય, અખંડ બ્રહ્મની ખંડણા થાય;
સ્વપ્ને દીસે નરો અનંત, તેમજ અછતાં પ્રગટે જંત.
અખા વસ્તુપણે જાગશે, ત્હેને એનો અનુભવ હશે;
અછતો દ્વેષ ને અછતો રાગ, દ્વેષ માયાનો ભાગ.
સુખિયો દુખિયો થઇને દળાય, એવી ગડબડ કેમ કળાય;
અખા તેહનો આણ જવાબ, જે સુખ દુઃખથી હરિ અળગા આપ.
જેમ લુણ આવી આંધણમાં ઉકળે, તો અર્ણવ તેથી શેને બળે;
તેમ સુખ દુઃખ સઘળાં જીવને, ત્હેમાંથી કાંઈ નથી શિવને. ૩૨૦
ચુસે અસ્થિ શ્વાન મહાદુઃખે, નીસરે રૂધિર પોતાને મુખે;
રાતો રંગ દેખી મલકાય, પણ કારણ પડ્યું પોતામાંય.

**બૃહત્ કાવ્યદોહન.**

## પ્રેમાનંદ.

### સુદામા ચરિત્ર (સંક્ષિપ્ત.)

**ઢાળ.**

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરીક્ષિત પુણ્ય પવિત્ર;
દશમ સ્કંધ અધ્યાય એંશીમે, કહું સુદામા ચરિત્ર.
સાંદીપનિ ઋષિ સુર ગુરૂ સરખા, વિદ્યાવંત અનંત;
ત્હેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
ત્હેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે;
પાટી લખી દેખાડવા રામ કૃષ્ણ સુદામા પાસે આવે.
સુદામો, શ્યામ, સંકર્ષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે.
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય;
એક સાથરે શયન કરતા, મોરલીધર, બળ, મુન્ય. ૧૦
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા શિખ્યા બેઉ ભાઈ;
ગુરૂને ગુરૂદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઇ.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;

મહાનુભાવ ફરીને મળજો, માગુંછું એક વાર.
ગદ ગદ કંઠે કહે સુદામો, માગું દેવ મુરારિ;
સદૈવ તમારા ચરણ વિષે, મનસા રહેજો મ્હારી.
મથુરાંમાંથી કૃષ્ણ પધાર્યાં, પુરી દ્વારિકાં વાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો, મન જેનું સન્યાસી.
પતિવ્રતા પત્ની છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે;
સ્વામી સેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઇચ્છે. ૨૦
દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભરિયાં;
શીતળાએ અમી છાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરિયાં.
અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે;
આવી મળ્યું તો અશન કરે, નહિ તો ભુખ્યાં સાથરે પોઢે.

### વલણ.

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું:
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પૂરૂં પાડે પતિ પુત્રનું.

### રાગ વેરાડી.

ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોખે સ્ત્રીજંન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ. ૩૦
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનુકુળ.
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી.
અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં;
અબોટિયું પોતિયું ન મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધી જટા, માંહે ઉડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તેપર રહો છો પડી. ૪૦
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બુડી, હેવાતનમાં એકજ ચૂડી.

ભ્રાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કીડિયાં હાર;
કે લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
પૂછું છું લાગી પાય, આવું દુઃખ ક્યાં સુધી સ્હેવાય;
મે દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર,
રહે કલ્પવૃક્ષને તળે, ત્હેને શી વસ્તુ નવ મળે;
જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કેમ તરસે મરે.
ને સ્નેહ શામળિયા સાથ, ત્હેનું ઘર નવ હોય અનાથ;
લી વિનતી દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી; ૫૦
છે ચૌદ લોકનો મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.

**વલણ.**

ાજ ન કીજે નાથ મ્હારા, માધવ મનવાંછિત આપશેરે;
ન જાણીને દયા આણી, દરિદ્રના દ્રુમ કાપશેરે:

**રાગ ગોડી.**

ઇને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશેરે;
તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશેરે.
ન નહિ જડે તો ગોમતીમાં જઇ, દર્શન ફળ નહિ જાય; ભાવઠ. ટેક.
સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;
ણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય: મામ ન મૂકીએરે.
નચવા ન જઇયે ને પડી રહિયે તો, ક્યમ જીવે પરિવાર;
એકવાર જાચો જાદવા, ત્હમને નહિ કહું બીજી વાર. ભાવઠ૦ ૬૦
સુદામો કહે નારને, ક્યમ ચાલે મ્હારા પાય;
મિત્ર આગળ મામ મૂકીએ, ધિક્ક પડો મ્હારી કાય; ભાવઠ૦
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટઘટમાં વ્યાપી રહ્યા છે, પૂરણ પુરૂષ પુરાણ. ભાવઠ૦
હમો જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણ ભંડાર;
હું જુગતે જાચું ક્યમ કરી અબળાનો અવતાર. ભાવઠ૦

**વલણ.**

અવતાર સ્ત્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે.

**રાગ રામગ્રી.**

પછે સુદામોજી બોલિયા, સુણ સુંદરિરે;
શી કહું હું શીખામણ, ઘેલી કોણે કરીરે. ૭૦

જે નિરમ્યું છે તે પામિયે, સુણ સુંદરીરે,
વિધિયે લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરીરે,
દીધા વિના ક્યાંથી પામીયે, સુણ સુંદરીરે;
નથી આવ્યું જમણે હાથ, ઘેલી કોણે કરીરે.
જો ખડધાનજ વાવિયે, સુણ સુંદરીરે;
તો ક્યાંથી જમીયે શાળ, ઘેલી કોણે કરીરે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરીરે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરીરે.
સંતોપ અમૃત ચાખીએ, સુણ સુંદરીરે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરીરે. ૮૦
ભક્તિયે નવનિધ્ય આપશે, સુણ સુંદરીરે;
ધરો ધીર તમે સ્ત્રીજંન, ઘેલી કોણે કરીરે.
આંખ્ય ભરી અબળા કહે, ઋષિરાયજીરે;
મ્હારૂં જડ થયું છે મંન, લાગુ પાયજીરે.
એ તો જ્ઞાન મ્હને ગમતું નથી, ઋષિરાયજીરે.
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજીરે.
અન્ન વિના ચાલે નહીં, ઋષિરાયજીરે.
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજીરે.
અન્ન વિણ ભજન સુઝે નહીં, ઋષિરાયજીરે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજીરે. ૯૦
ફેરાનું ફળ જાશે નહીં, ઋષિરાયજીરે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજીરે.
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજીરે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજીરે.

**વલણ.**

તતક્ષણ ત્રીકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડરે;
નાથ પધારો દ્વારિકાં, હું માનું ત્હમારો પાડરે.

**ઢાળ.**

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ, અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક.
પત્ની પ્રત્યે કહે સુદામો, તું સાંભળ મ્હારી વાત;

કહો ભામની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ. ૧૦૦
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણસુતસમુદાય;
ખાવા માગે મુજકને, ત્યારે શું મેલું કરમાંહ્ય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પડોશણની પાસ:
બાઈ આજ કામ કરો મ્હારૂં, જનણે વણ મૂલે લીધી દાસ.
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય:
અમો ભમણું કરીને આપશું, કાંઇ આપો ઉછિતું માય.
પાંડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઈ તહમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત:
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત. ૧૧૦
મારગમાં છોવાય નહિં, છે ત્રીકમના તાંદુલ:
લેઇ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકુલ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં, ચીંથરાં દશવીશ;
રત્નની પેરે જત્ન કીધું, જ્યમ ચઢે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જયમ જાય આપણી ભૂખ:
દીન વાણી સાંભળીને, મુનિયે મૂકયો નિશ્વાસ:
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વેળાવી વળ્યો પરિવાર.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય; ૧૨૦
જે મારગમાં મળે તે દેખી વિસ્મય થાય.

## રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી.
કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન*જડયાં કાંગરે.
ત્યાં તો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી ન્હાય:
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા.
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.
રૂપ જોઇ જોવા સૌ મળે, ખીજવે બાળક પુંઠળ પળે:
જાદવસ્ત્રી તાળી દઈ હસે, ધન્ય નગર આવો નર વસે.
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;

કોઈ કહે ઇંદુ કોઇ કહે **કામ**, એને રૂપે હારશે **કેશવ રામ**. ૧૩૦
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રી જન;
કોઈ કહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી **સુદામો** હસતા જાય;
પુઠે બાળક કાંકરા નાંખે, **ઋષિજી રામકૃષ્ણ** મુખથી ભાખે.
પાડે તાળી વજાડે તાળ, પુઠે ફરી વળ્યાં ન્હાનાં બાળ:
કોઇ વૃદ્ધ જાદવે દીઠા **ઋખી**, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢયા હાંકી, પુછ્યા સમાચાર ઉભા રાખી.
કૃપાનાથ કયાંથી આવિયા, આ પુરને કયમ કીધી મયા.
પ્રતિઉત્તર બોલ્યા **ઋષિજન**, મને **હરિદર્શનનું** મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર. ૧૪૦
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે **શામળિયાનું** દ્વાર;
ત્યા **સુદામો** ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરૂના વિદ્યાર્થી;
એ થઇ બેઠો પૃથ્વીપતિ, મ્હારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુલ માંકડાં, **ગુરૂને** ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચઢી, મારે તુંબઠી ને લાકડી.
વળી **ઋષિને** આવ્યું જ્ઞાન, અલ્પજીવ હું એ **ભગવાન**;
એકવાર પામું દર્શન, તો હું જાણે પામ્યો ઇંદ્રાસન.
છે વિવેકી **હરિના** છડીદાર, પુછ્યા **સુદામાને** સમાચાર;
મહાનુભાવ કેમ કરૂણા કરી, તવ **સુદામે** વાણી ઓચરી. ૧૪૦
હું દુર્બળ બ્રાહ્મણ અવતાર, **માધવ** સાથે છે મિત્રાચાર;
**પ્રભુને** જઈ કહો મ્હારા પ્રણામ, આવ્યો વિપ્ર **સુદામો** નામ.

### વલણ.

નામ **સુદામો** જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહારરે;
એક દાસી સાથે કહાવિયો, **શ્રીકૃષ્ણને** સમાચારરે.

### રાગ મારૂ.

સૂતા શય્યાએ **શ્રી** અવિનાશરે, અષ્ટ પટરાણીયો છે બે પાસરે:
**રુકમિણી** તળાંસે પાયરે, **મિત્રવિન્દા** ઢોળે છે વાયરે.
એવે દાસી ધાતી આવીરે, જોઇ **નાથે** પાસે બોલાવીરે;
બોલી સાહેલી શિર નામીરે, દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામીરે.

દુઃખી દરિદ્ર સરખો ભાસેરે, એક તુંબીપાત્ર છે પાસેરે;
પિંગળ જટા ભસ્મે ભરિયોરે, ક્ષુધારૂપી નારીને વરિયોરે. ૧૬૦
શેરિયે શેરિયે થોકાથોકરે, ત્હેને જોવા મળ્યા બહુ લોકરે;
તેણે કહાવ્યું કરી પ્રણામરે, મ્હારૂં વિપ્ર સુદામો છે નામરે.
એમ દાસી કહે કરજોડરે, ખરો ખરો કહે રણછોડરે;
મ્હારો બાળસ્નેહી સુદામોરે, હું દુઃખિયાનો વિસામોરે.
ઉઠી ધાયા જાદવરાયરે, નવ પહેર્યા મોજાં પાયરે;
પીતાંબર ભૂમિ ભરાયરે, રાણી રુકિમણી ઉંચાં સાયરે.
અતિ આનંદે ફુલી કાયરે, હરિ દોડે ને શ્વાસે ભરાયરે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાયરે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાનરે, પુજા થાળ કરો સાવધાનરે. ૧૭૦
હું જે ભોગવું રાજ્યાસનરે, તે તો એ બ્રાહ્મણનું પુન્યરે.
જે કોઇ નમશે એના ચરણ ઝાલીરે, તે નારી સહુપે મ્હને વ્હાલી;
તવ સ્ત્રી સૌ પાછી ફરતીરે, સામગ્રી પૂજાની કરતીરે.
સહુ કહે માંહોમાંહી બાઇરે, કેવા હશે શ્રી કૃષ્ણના ભાઇરે;
જેને શામળિયા શું સ્નેહરે, હશે કંદર્પ સરખી દેહરે.
લઇ પૂજાના ઉપહારરે, રહી ઉભી સોળ હજારરે.
બાઇ લોચનનું સુખ લીજેરે, આજ જેહનું દર્શન કીજેરે.
ઋષિ શુકજી કહે સુણ રાયરે, શામળિયોજી મળવા જાયરે.
બ્બાલેજીએ છૂટી ચાલેરે, દીધી દોટ તે દીનદયાળેરે;
સુદામે દીઠા કૃષ્ણદેવરે, છૂટયા આંસુ શ્રાવણનેવરે. ૧૮૦
જુએ કૌતક ચારે વર્ણરે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણશરણરે.
જુએ દેવ વિમાને ચઢિયારે, પ્રભુ ઋષિજીને પાય પડિયારે;
હરિ ઉઠાડયા ગ્રહી હાથરે, ઋષિજી લીધા હૈડા સાથરે.
મળ્યા જાદવ જોવા પૂઠેરે, પ્રેમનાં આલિંગન નવ છૂટેરે;
મુખ અન્યો અન્યે જોયારે, હરિનાં આંસુ સુદામે લ્હોયાંરે.
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધુંરે;
ઋષિ પાવન કર્યું મુજ ગામરે, ત્હમે પવિત્ર કર્યાં રંક ધામરે.
તેડી આવ્યા વિશ્વાધારરે, મંદિરમાં હરખથી અપારરે;
હસ્ત ઝાલી હરખે મુરારીરે, જોઇ હાસ્ય કરે સહુ નારીરે.
વાણું વાંકા બોલાં સત્યભામારે, આવા ફુટડા મિત્ર સુદામારે. ૧૯૦
હરિ ત્હેને ઉઠી શું ધાયારે, ભલી ન્હાનપણાની માયારે.

ભલી જોવા સરખી જોડીરે, હરિને સોંધો એને રાખોડીરે;
જો કોઈ બાળક બ્હાર નીકળશેરે, તો તે કાકાને દેખી છળશેરે.
તવ બોલ્યાં રુકિમણી રાણીરે, ત્હમે બોલો શું જાણીરે.

### વલણ.

શું બોલો વિસ્મય થઇ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાર્યા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

### રાગ સોરઠી.

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યા પર ઋષિને બેસારી, ચમર કરે ચક્રપાણિરે. ભક્તા.
વિશ્વામિત્ર સરખા તાપસને દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધુંરે. ભક્તા. ૨૦૦
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લ્હોયા ઋષિનાં પાય;
ઉભા રહી કર વીઝણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાયરે. ભક્તા.
થાળ ભરી વૈદરભી લાવ્યાં, ઘૃતપક્વ પકવાન;
શર્કરા સંયુક્ત ઋષિને, કરાવ્યાં પય પાનરે. ભક્તા.
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યા, ધરી પ્રેમ શામળવાન;
વાપ્યું તે પ્રસાદ પ્રમાણે. આરોગ્યું ભગવાનરે. ભક્તા.
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપેરે. ભક્તા.
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલ તણી તે, જંઘા નીચે લેઇ ચાંપેરે. ભક્તા. ૨૧૦

### વલણ.

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલ તણી;
પ્રેમાનંદપ્રભુ પરમેશ્વરને, જાણ્યા તણી ગત્ય છે ઘણી.

### રાગ મલાર.

ગોવિંદ માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર ત્હમારા. ગોવિંદ.
શે દુઃખે ત્હમો દુબળા, એવી ચિંતા કેઇ;
મન મૂકીને કહો મ્હને, મ્હારા બાળસનેહી. ગોવિંદ.
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;

ત્હમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે.
અમને તો દુઃખ વિજોગનું. નહિ પ્રભુજી પાસે;
આજ હરિ હૂંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે. ગોવિંદે. ૨૨૦

## રાગ સામગ્રી.

પછી શામળિયો બોલિયા. ત્હને સાંભરેરે:
હાજી ન્હાનપણાની પેર, મ્હને કેમ વીસરેરે.
આપણ બે મહિના પાસે રહ્યા, ત્હને. હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મ્હને.
અન્ન ભિક્ષા માગી લાવતા, ત્હને. હાજી જમતા ત્રણે ભ્રાત: મ્હને.
આપણ સુતા એક સાથરે, ત્હને. સુખ દુઃખની કરતા વાત. મ્હને.
પાછલી રાતના જાગતા, ત્હને. હાજી કરતા વેદની ધ્રુન્ય. મ્હને.
ગુરુ આપના ગામે ગયા. ત્હને. જાચવા કોઇક મુન્ય. મ્હને.
શરીર આપણા ઉકળ્યા, ત્હને. હાજી માથે તપ્યો અરીષ્ટ: મ્હને.
સ્કંધે કહોવાડા ધર્યા, ત્હને. ઘણું દૂર ગયા રણછોડ. મ્હને. ૨૩૦
આપણે વાદ વદ્યા ત્રણે બાંધવા. ત્હને. હાજી ફાડ્યું મોટું ખોડ. મ્હને.
ત્રણે ભારા બાંધ્યા દોરડે. ત્હને. હાજી આવ્યા બારે મેઘ: મ્હને.
શીતળ વાયુ વાયો ઘણો. ત્હને. ટાઢે થરથર ધ્રુજે દેહ. મ્હને.
નદીએ પૂર આવ્યું ઘણું. ત્હને. ઘન વરસ્યો મૂશળધાર: મ્હને.
એક દિશા સુઝી નહી. ત્હને. થયા વીજતણા ચમકાર. મ્હને.
ગુરુજી ખોળવા નીસર્યા, ત્હને. કહ્યું સ્ત્રીને કીધો ત્હેં કેર. મ્હને.
આપણને હૃદિયા શું ચાંપિયા. ત્હને. પછે તેડીને લાવ્યા ઘેર. મ્હને.

## રાગ વસંત.

સકળ સુંદરીઓ દેખતાં. ગોષ્ટિ ગોવિંદે કીધી;
પછે દરિદ્ર ખાવા દાસના, ગાંઠડી દૃષ્ટિમાં લીધી. સકળ—ટેક.
મનવાંછિત ફળ આજ પામ્યો, મિત્રજી મળવા આવ્યા: ૨૪૦
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા. સકળ.
અદળક ઢળિયોરે શામળિયો, મુષ્ટિ તાંદુલ માટે;
ઇંદ્રનો વૈભવ સ્હેજમાં આપ્યો; સ્વલ્પ સુખડી સાટે. સકળ.
ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
અમ જોગ જો ભેટ ન હોય તો, દૂર થકી દેખાડો. સકળ.
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવરાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવટ જાય. સકળ.

ભગવાનની સ્ત્રીઓ ભ્રમમાં ભૂલી, જુએ મળી સમસ્ત;
અમૃત ફળ કે સંજીવન મણિ, હરિ હોડે છે હસ્ત. સકળ.
આમ હરિ જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્ત હેત પોતે દેખાડે, સઉને સુંદરશ્યામ. સકળ.
અવલોકવા ઉભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલમાત્ર. સકળ.
સુદામો ચિંતામાં પડિયો, લજ્જા મ્હારી જાશે;
ભર્મ ભાંગશે તાંદુલ દેખી, કૌતક મ્હારૂં થાશે. સકળ.
સ્ત્રીને કહેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિંયા આણી;
લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ધણિયાણી. સકળ.
સુદામાના મનની શોચના, શામળિયે સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ. ૨૬૦
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીંથરાં દશવીશ. સકળ.
પટરાણિયો જોઈ અચરજ પામી, છે પારસ કે રત્ન;
અમરફળ કે સંજીવન મણિ, આવડું કીધું જે જત્ન. સકળ.
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઇ રહ્યા જુવતીનો સાથ;
તાંદુલકણ હૃદયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ.
સુદામા મ્હેં આ અવનિમાં. લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકવાર. સકળ.
મોટા મોટા મિત્ર મ્હેં જોયા, ધ્રુવ અંબરિષ પ્રલ્હાદ;
આ તાંદુલનો એકે મિત્રે, દેખાડ્યો નથી સ્વાદ. સકળ. ૨૭૦
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુધી સુદામે, નથી કીધાં પુણ્યદાન. સકળ.
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટિ તાંદુલ મુક્યા, દારિદ્ર નાંખ્યાં કાપી. સકળ.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેથાં દુઃખ મોડયાં;
જેમ જેમ ચીંથરાં છોડયાં નાથે, ભવનાં બંધન તોડયાં. સકળ.
જ્યારે તાંદુલ મુખમાં મૂક્યા, ઉડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સમભૂમિના અવાસ. સકળ.
ઋષિપત્ની થયાં રુકિમણી સરખાં, શાંબ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસુત્ર. સકળ. ૨૮૦

બીજી મુઠી જ્યારે મૂખમાં મૂકે, ત્યાં ઝાલ્યા રુક્મિણીએ પાણ:
એમાં શું ઓછું છે સ્વામી, અમને આપો ચતુર સુજાણ. સકળ.
અષ્ટ મહા સિદ્ધિ ને નવ નિધિ, તે મોકલી વણ માગી;
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાંગી. સકળ.

## રાગ મેવાડો.

દ્વારિકાં આપવા ઇચ્છા કરી, વળિ મુઠ્ઠી શ્રીનાથે ભરી:
ત્યારે રૂક્મિણીએ સાહ્યા હાથ, અમે અપરાધ શો કીધો નાથ.
સામું જોઈ રહ્યાં દંપતી, સોળ સહસ્રમાં પ્રીછતી નથી;
સકળ નારીને કરૂણા કરી, તાંદુલ વ્હેંચી આપ્યા હરિ.
ત્હેમાં મૂકયો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્યવિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાત સુદામે જાચ્યા હરિ. ૨૯૦
મ્હને વિદાય કરો જગજીવન, હરિ કહે પધારીયે સ્વામીન:
વળી કૃપા કરજો કોઈ સમે, ઠાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વેળાવા જાય, કોડી એક ન મૂકી કરમાંય;
સત્યભામા કહે સુણો જાંબુવતી કૃપણ થયા કેમ કમળાપતિ;
બ્રાહ્મણ વળી મિત્ર પોતાતણો, દરિદ્ર દુઃખે પીડેલો ઘણો:
ત્હેને વાળ્યો નિર્મુખ ફરી, રુક્મિણી કહે શું સમજો સુંદરી.
બેલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતે કર્યો વિચાર:
એના વૈભવ આગળ વળીયો છેક, પણ મ્હને ન આપી કોડી એક.
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઇક ગુપ્ત મને આપશે હરિ:
માધવ માર્ગે વેળાવા ગયા, પછી સુદામાજી ઉભા રહ્યા. ૩૦૦
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટીને રોયા શામળો;
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમા કાંઇ મુકયું નહિં.
ઋષિ સુદામે મૂકયો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇને નિરાશ;
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
હું માંગવા આવ્યો મિત્રકને, તેપેં મૃત્યુ શેં નાવ્યું મ્હને;
ભૂખે મરે બાળક ન્હાનડાં, ખવરાવિયે સૂકાં પાનડાં.
પવન પ્રાશીને ભરિયે પેટ, નીચ પુરૂષની કરિયે વેઠ;
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ ઓડિયે:
અજાચક વ્રત મૂકયું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે મ્હને કીધી દયા, મૂળગા મ્હારા તાંદુલ ગયા. ૩૧૦

કૃપણને ધન હોયે ઘણું, એને નગર છે સોનાતણું;
એને આપતાં શું ઓછું થાત, હું દુર્બળની ભાવઠ જાત.
સામા મળી મ્હને ભેટ્યા હરિ, પાગ પખાળીને પૂજા કરી;
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું.
એ સર્વ ધૂર્ત કપટીની સેવા, લટપટ કરી મ્હારા તાંદુલ લેવા;
જેનું લે ત્હેનો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મને ધિક્કાર.
જો ભાજી પત્રનો કીધો અહાર, તો વિદુર તાર્યો સંસાર;
કૃપા કરી મ્હને જગદાધાર, પણ મ્હારૂં કર્મ કઠોર અપાર.
વિવેકજ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યું તો સારૂં થયું;
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભુલી જાત. ૩૨૦
કૃષ્ણે મુજને કરૂણા કરી, દારિદ્રય દુ:ખ ન લીધું હરી;
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુ:ખમાં સાંભરે કેશવ રામ;

**વલણ.**

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચઢયા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભુલા પડયા.

**ઢાળ.**

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, અધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતા, તે ભવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડયા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી ક્યાં ગઇ.
એ વિશ્વકર્માં રચી રચના, મનુષ્ય પામર શું કરે;
જોઇ સુદામે નિશ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુ:ખ નથી, પણ બાળક મ્હારાં ક્યાં ગયાં.
હોમશાળા રૂદ્રાક્ષમાળા, મ્હારી પત્રકુશની સાદડી;
ગોપીચંદન સંમાર્જની ગઇ, વિપત્ય આવડી ક્યમ પડી.
તુટી સરખી ઝુંપડી ને, લુંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજીવાર.
સંકલ્પ વિકલ્પ કોટિ કરતા, ઋષિ આવાગમન હીંડોળે ચઢયા;
બારીએ બેસી પંથ જોતાં, નિજકંથ સ્ત્રીની દષ્ટે પડયા. ૩૪૦

સાહેલી એક સહસ્ર લઇને, સતી ગઇ પતિને તેડવા;
જળઝારી ભરીને નારી જાએ, જાણે હસ્તિની કળશ રેડવા.
સાહેલી બહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજન કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાહા જાય.
ઋષિપત્ની કહે સ્વામી મ્હારા, ત્હમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રી કૃષ્ણ ચરણ પ્રતાપ.
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ:
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

**રાગ ધનાશ્રી.**

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા:
દંપતી રાજ્ય શોભાએ ભર્યા. શ્રીકૃષ્ણે દુઃખ દોહલાં હર્યાં. ૩૫૦

**બૃહત્ કાવ્યદોહન.**

---

## દશાનન પ્રતાપ.

### ( રણયજ્ઞમાંથી. ) ભુજંગી ચાલ.

મહારાજ લંકા તણો એમ ભાખે, નથી મરણ થાતું લખ્યા લેખ પાખે:
ત્હારે મન હું સુંદરી નાથ ઘેલો, કીધો જ્ઞાન વિચાર મ્હેં સર્વ પ્હેલો;
પરિબ્રહ્મ એ રામ આનંદકારી, મ્હને મારવા માનવી દેહ ધારી:
જાણી જોઇને જાનકી હરણ કીધું, ઘેલી નાર મ્હેં મરણ માગીજ લીધું.
એને પામવા અષ્ટ જે જોગ સાધે, ખટ દર્શનો માંહી ખોળ્યો ન લાધે:
તપે તીર્થસ્નાને જપે જજ્ઞદાને, નાવે રામ સ્વપ્નામા વૈરાગ્ય ધ્યાને:
ન પામે એનો પાર દાનવ દેવે, જેને પામવા શિવ શ્મશાન સેવે.
ધર્યું માનવી રૂપ તે મુજ માટે, આવી ઉતર્યા રામ સમુદ્રઘાટે;
ધન્ય તાત મ્હારો ધન્ય માત મ્હારી, મ્હારે કારણે અવતર્યા શ્રીમુરારિ.
ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા, ઘણા રાય રાણા જીતી દંડ લીધા.
ત્હને નાર મંદોદરી વાત પુછું, મ્હારે ભોગ વિલાસમાં શું છે ઓછું;
હવે માયાના સુખથી મન ભાંગ્યું, રઘુનાથને હાથ હું મર્ણ માગું.
શુણી કંથના મુખની ગુહ્ય વાણી, ઘણું રીઝ પામી નમી પાય રાણી.

* * * * * *

ત્યાં મંદોદરી માતને પાય લાગી, ચઢ્યો ઇંદ્રજીત રથે વેણ માંગી;
અતિકાય કુમારની જોઇ માતા, વખાણે ભલી માતરે તું વિધાતા.

કેવી જુકિતથી આપ્યો ત્હેં તેજ ઘડિયો, મુજરંક માતા તણે પેટ પડિયો;
જઈ રામ સામોજ સંગ્રામ લેવો, ન જાણું સમાચાર પામીશ કેવો,
કહે પુત્રને માવડી શીખ છાની, રખે બાપ મ્હારા કરો પાછી પાની;
રઘુનાથ સાથે રૂડું જુદ્ધ કરવું, ધરી દેહ ત્હેને એકવાર મરવું.
પ્રસૂતા તણી શીખ માથે ચઢાવી, અતિકાય બેઠો પછી રથ આવી;
વાયુવેગી તોખાર ત્યાં ચાર જોડયા, કરે ઉડવા મંન આકાશ ઘોડા.
નહિ નીર બોળે નહિ હિમ ગાળે, નહિ શસ્ત્ર ભેદે નહિ અગ્નિ બાળે.
પેસે સમ પાતાળ આકાશ ઉડે, ઇંદ્રજીત બેઠો એવે રથ રૂડે;
રાજા રાવણે પાટવી પુત્ર નિરખ્યો, દીસે શૂર સોહામણો સૂર્ય સરખો.
એતો મ્હેં વખાણ્યું ઇંદ્રજીત રૂપ, હવે હું વખાણું કુંભકર્ણ ભૂપ:
જોજન દોઢનો રથ છે લાંબો પ્હોળો, અર્ધ કોશ ઉંચો એક કેશ ચોડો.
મુખ આગળે કેસરી સોળ જોડયા. ત્હેને ત્રેળિયા ત્રણસેં શ્રેષ્ઠ ઘોડા:
ખર જાતના સાતસેં બહુ પાસે, હાંકે જુજવા સારથિ હેમરાશે:
ખુંખારે હોકારે બહુ નાદ ઉઠે, રથ ઠેલવા હાથી પંચાસ પૂઠે.
ઘણા વાંસલા વીજણાં નિજ હાથે, શત એક સુથાર છે રથ સાથે:
ગદા ત્રણસેં પરિઘ પંચાસ ધરિયાં, ભાથા પાંચસે માહી બહુ બાણ ભરિયા.
ઘણા ચાપ ખાંડાં તણાં નાદ થાયે, છત્રીસે આયુધો ભર્યા રથ માંહે;
બહુ અન્ન પકવાન ભર્યા માંસ સાથે, લાગે રાયને ભુખ સંગ્રામ થાતે.
કવચ લોહ પ્હેર્યું ધર્યો ટોપ માથે, ઇંદ્રચાપ જેવું ધર્યું ચાપ હાથે:
નમ્યો ભાઇને ભૂપ તે કાળભાથો, રથે તે ચઢયો છે કુંભકર્ણ હાથો.
કીધી ગર્જના ક્રોધશું મીટ માંડી, નાઠાં વાંદરાં લંકની પોળ છાંડી:
રૂડું રૂપ ત્હેંનું કવિ શું વખાણે, ચાલ્યો કુંભકર્ણ મેરૂશૃંગ જાણે.
લંકામાંહીથી મસ્તકે ટોપ જોઈ. નાઠાં વાંદરાં લોચને ચાલ્યાં લોહી;
વિભીષણ પ્રત્યે રઘુનાથ પુછે, મ્હારૂં સેન ન્હાસે તે કારણ શું છે?
વિભીષણ કહે એ કુંભકર્ણ નામે, એ છે વીર મ્હારો ચઢયો છે સંગ્રામે:
એતો મ્હેં વખાણ્યું કુંભકર્ણ રૂપ, વખાણું હવે રાય લંકેશ ભૂપ.
અણભંગ નવરંગ છે રથ સાર, જોડયા મનવેગી વડા અશ્વ ચાર;
કવિતા કરીને કવિ કીર્તિ બોલે, નકેરી શરણાઇએ ચિત્ત ખોલે.
વાગે તાન તાળી ગાયે ગીત સારાં, ગજ ઘંટ બોલે નોબતો નગારાં;
સાથે લખ છત્રીસ વાજીંત્ર બોલ્યાં, ચળ્યો ચંદ્ર ને ઇંદ્રઆસન ડોલ્યાં.
ધરા ધ્રુજી ડોલ્યાં છે પાતાળ સાતે, અસ્વારી કીધી જ્યાં લંકેશનાથે.
ત્હેના ફરફરે થરહરે સાંગ ભાલા, કરી કડકડાટી કોટી જોદ્ધ ચાલ્યા.

ચતુરંગનું સેન સંગ્રામ જાયે, થઇ ભીડ ભારે લંકામાં ન માયે.
રૂપે સુંદરી રાક્ષસી ગોખ આવે, દશગ્રીવને પુષ્પ મોતી વધાવે.
ભાઇ પુત્ર દોહિત્ર ભત્રિજ સાથે, લીધા સાથ સંગ્રામ તે લંકનાથે.
આવ્યા ભેટ લેવા સહુ દેવ આપે, રએ રામ હારે પછે એ સંતાપે.
વાયુ વાટ બુહારે છે બીક ધરતો, વળી આગળે મેઘ છંટકાવ કરતો.
નાચે અપ્સરા ગીત ગાંધર્વ ગાય. અર્પે શારદા નારદ વેણુવાય.
મહારાજ આવ્યો રઘુવીર રહામો, નાઠો વાંદરા સાથ બહુ ત્રાસ પામ્યો.

**દોહરો.**

ત્રાસ પામ્યાં જોઈ વાંદરાં, શંકાણા રઘુરાયઃ
ભટ પ્રેમાનંદ કહે કથા. યુદ્ધ કેઇ પેર થાય.

**કાવ્યદોહન.**

---

## જસોદા વિલાપ

**[ દશમ સ્કંધમાંથી. ]**

મ્હારૂં માણુકડું રીસાવ્યું રે શામળીઆ.
ત્હારા મનમાં એ શું આવ્યું રે શામળીઆ.
હું અપરાધણ માતાને મૂકી શા માટે ઝંપલાવ્યું રે—શામળીઆ.
કાલિન્દીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળીરે—શા. મ્હા. ૧
સંતાન રૂપી મોટું ધન તે, કરમે લીધું લુંટી:
મ્હેં નવ જાણ્યું જતન કરીને, રતન પડયું કેમ છુટીરે—શા. મ્હા. ૨
પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી:
નીપનો રસ ઢળી ગયો હું, વિજોગ આગે બાળીરે—શા. મ્હા. ૩
નાકે મોતી પાય ઘુઘરી, મોર મુગટ શિર ધારી;
ફરી રૂપ હું ક્યાંથી દેખું, હારે આવે ગૌચારીરે—શા. મ્હા. ૪
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવે;
ભૂખ્યો છાં કહી પેટ દેખાડે, મા, કહી મને બોલાવે—શા. મ્હા. ૫
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂ માંગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગેરે—શા. મ્હા. ૬
તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળસખાની કોણ વલે, આ ગાયો હીસી હીસી મરશેરે—શા. મ્હા. ૭

ઉંડા જળમાં વાસો કીધો. પાણીમાં કેમ ગમશે:
મોર પોપટ ને પુતળી, ત્હારે રમકડં કોણ રમશેરે—**શા.** મ્હા. ૮
કાંઇ તું ગયોને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલ તો તાંહાં જણાએ, સાંભળતાં હૈડું ફાટેરે—**શા.** મ્હા. ૯
કાષ્ટપે પાષાણ કઠિણ છે, તેપે કઠિણ છે લોઢું;
વજ્રતુલ્ય છે કાળજ મ્હારૂં, લોકને શું દેખાડું મોઢુંરે—**શા.** મ્હા. ૧૦
ત્હેં મખાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઇ આવ્યું:
ઉખળનું બંધન આજ સંભાર્યું તે માટે ઝંપલાવ્યુંરે—**શા.** મ્હા. ૧૧
**નંદ** જસોદા ગાય ગોવાળા, વ્યાકુળ **વ્રજ**ની નારી:
ચાર ઘડી પુંઠે સર્વે પડજો, હળધર રાખે વારીરે—**શા.** મ્હા. ૧૨

---

## અનિરૂદ્ધ યુદ્ધ.

### ઓખાહરણમાંથી ( રાગ સોરઠી. )

કોમનીએ જ્યારે કટકજ દીઠું, અને થઇ નિરાશ:
અરે દૈવ ત્હેં એ શું કીધું, મુને હુતી મોટી આશ.
વ્હાલા કેમ વઢશોરે, મ્હારા નાંધડીઆ ભરથાર. વ્હાલા. ટેક.
બોલાવી બોલે નહીં, પડી થઈ આશાભંગ;
ઉઠાડી બેઠી કરી, તેનું વદન નિહાળે કંથ. વ્હાલા.
સ્વામી તું કેમ સાંપીઓરે, રાંકને ઘેર રતન;
ઘાંડે કષ્ટે હું પામી, મ્હારો મદનમનોહર કંથ. વ્હાલા.
તીવ્ર બાણ જ્યારે છુટશેરે, કેમ સહેશો કોમળ શરીર:
એવું શ્રવણે સાંભળીને, હાકી ઉઠયો વીર. વ્હાલા.
મ્હારા પિતાનેરે જાણ થયું છે, કટક મોકલ્યું પ્રૌઢ;
**બાણાસુર** નથી જાણતો, એવો કેમ થયો છે તે મૂઢ. વ્હાલા.
અરે સ્વામી તમે ઠાલે હાથે આયુધ નથીરે. એક;
ચાર લાખ વીર પાડવ્યા, સામા થતાં ધરો વિવેક. વ્હાલા.
અબળા તુંને શું કહું રે, તું તો થઈ અજાણ;
બાર તણી ભોગળ કાઢીને લઉં સર્વના પ્રાણ. વ્હાલા.
**ઓખા** તુંને શું કહું રે, તું તો ઘેલી નાર;
ત્હારા બાપે વીર મોકલ્યા, તે તો મારે લેખે ચાર. વ્હાલા.

અગ્નતણાં ત્હાં જૂથ મળીઆં, પંચાનન મળીઓ એક:
ત્હેનું પ્રાક્રમ કેટલું, ત્હમે કોહોની વિનતા વિશેક. વ્હાલા.
એમ કરતાં નવી છુટીએરે, કાલાવાલા તે ફોક;
જુવોની વ્હાલી હું જુદ્ધ કરૂં, જેમ જુએ ગામના લોક. વ્હાલા.
**અ**નિરૂદ્ધ મરડીને નીસર્યો રે, **ઓ**ખાએ સહાયો હાથ;
પ્રીતમ વઢવા નહીં દઉં, મ્હારા મદનમનોહર નાથ. ૨૬ લા.

## રાગ મારૂની દેશી.

**ઓ**ખા કહે કંથ એમ ન કીજે, બળિયાશું વઢતાં બ્હીજે:
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મ્હારે તાતે.
દૈત્યને વાહન ને ત્હમે પાળા, નાથજી ત્હમે ઠાલામાલા;
એને ટોપ કવચ ને બખ્તર, ત્હમારે અંગે સોહે પીતાંબર.
દૈત્યને સાંગ બાણ બહુ ભાલા, એ કઠણ ત્હમે સુંવાળા;
એ તો મન્દોન્મત્ત બહુ બળિયા, ત્હમે સુકોમળ પાતળિયા.
સ્વામી પછે અસુરને ભેદો, પહેલાં મસ્તક મ્હારૂં છેદો;
ત્હમને દેખી દેખીનેરે મોહું ત્હમે જુદ્ધ કરો તે કેમ જોઉં ?
ઇચ્છા અંતરની ગઈ પીટી, દૈત્યે, માળિયું લીધુંરે વીંટી;
પ્રભુ પ્રાણ કંપે છે મ્હારા, મુવા દૈત્ય કરે છે હોકારા.
ઘણું ક્રોધી વિરોધી છે **બાણ**, હાકે ઇંદ્રનું જાએ ઓસાન;
જક્ત ભય પામે **બાણ**ની હાકે, **બાણે** પૃથ્વી ચઢાવી ચાકે
જેને નાદે **મેરૂ** હાલે, ચક્રવર્તી સાથે નહીં ચાલે;
ક્ષત્રી સાથ રહે સર્વ બ્હીતો, નાથજી તમે કઈ પેરે જીતો ?
મંત્રી દાંત રહ્યા છે કરડી, શું જાઓ છો મૂછરે મરડી;
માટે પ્હેલાં તે મુજને મારો, પછે નાથજી રણમાં પધારો.
શશી સૂર્યવંશી નૃપ જેહ, ત્હેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ **બાણ** ભૂપાળ.
એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામીન્ન;
કંથ કહે ન કરૂં સંગ્રામ, તો ન્હાસી જવાનો કુણ ઠામ,
અંતે જીવતા છૂટશું નહીં, કાં ન મરીએ સામા થઈ;
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય ?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિજ્ઞા જાએ એક પળમાં;
મોઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે.

ઘન ગાજે કેસરી દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી ન્હાશે દેખીને દળ, ન હોય પુરૂષ જાણવો વ્યંડળ.
હાકયો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણવો શ્વાન;
ઘરમાં ઘોઝારો રહે પેશી, યુદ્ધે ચરણવહોણો રહે બેસી.
એમ કહીને **ઓખા** અળગી કાઢી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપિયો, છજે થકી ઠેકીને પડિયો.
જેમ ગ્રાહ પેશે બહુ જળમાં, તેમ **અનિરૂદ્ધ** પેઠો દળમાં;
જેમ ઇન્દુ પેશે વાદળમાં, તેમ **અનિરૂદ્ધ** ધાયો બળમાં.
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો **અનિરૂદ્ધ** ઘન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા.
કોભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધો લીધો ઘેરી;
ગજજૂથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી.
ચંદનને બાવળીએ ઝીકી, અસુરે **અનિરૂદ્ધ** લીધા વીંટી;
દાનવ કહે માનવ શુંય, અમે સિંહમાં મૃગબાળ તુંય.
મુગટ મંત્રીને ચરણે ધરો, તો મૃત્યુ થકી ઉગરો;
મંત્રીવાયક એવાં સાંભળી, ધાયો **અનિરૂદ્ધ** બહુ ઉકળી.
નાંખે દૈત્ય ભારી મુદ્દગલ, તેમ **અનિરૂદ્ધ** ભુજભોગળ;
વીસ સહસ્ર અસુર ત્યાં તુટયા, એકીવારે શર બહૂ છુટયા.
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટ્ટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભિંડીમાલ ને ગોળા.
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખાંડા તણા ખડખડાટ.
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડગ તણા ચળકાર.
મંત્ર અગ્નિના ધુધવાટ, બોલે બાણતણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હયતણા હણહણાટ.
છૂટે બાણો સમસમાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખી દોહલો નાથનો ઘાટ, થાય **ઓખા**ને ઉચાટ.
દાનવનો વાળ્યો દાટ, **અનિરૂદ્ધ** મૂકાવે વાટ;
કોઇને ઝીકયા ઝાલીને કેશે, કોઈને ઉડાડયા પગની ઠેસે,
કોઇને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઈ અધસ્ત્તા કોઇ પૂરા, એમ સેના કરી ચકચૂરા.
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને **ઓખા** ઉલ્લાસે;
મ્હેં તો આવડું નહોતું જાણ્યું, ચિત્રલેહાએ રત્નજ આણ્યું.

શોણિતસ્પર્શ થયો છે દિલે, નાથજી રણ રૂધિર ઝીલે;
ભડ ગાજ્યો ને પડયું ભંગાણ, નાઠો કૌભાંડ લઈને પ્રાણ.
એવું બાણાસુરને જાણ, એક પુરૂષે વાળ્યો ઘાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ.
સર્વે સૈન્ય તે તત્પર કીધું; ચઢયો રાય દદામું દીધું;
પ્રલયઅગ્નિ જેવો જાજવલ્ય, બાણરૂપ થયું મદતુલ્ય.
ચઢયો રાય ક્રોધે ગડગડિયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા.
વાગી હાક ને ચઢિયો બાણ, તે તો થયું ઓખાને જાણ.

**વલણ.**

જાણ થયું જે તાત ચઢિયો, કુણ જીતશે સહસ્રહાથરે;
આંસુડા ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથરે.

---

## હરિહર યુદ્ધ.

ઓખા હરણમાંથી.

**( ઢાળ. )**

રાય રીઝયો અસુરનો, તે શરણ શંકરને ગયો:
પાય લાગી પંચવદનને, સમાચાર સઘળો કહ્યો.
પુત્ર પ્રદ્યુમનતણો, તેણે લગાડયું લાંછન;
જનમાત્ર પદવી ભોગવી, છાનું સેવ્યું ઓખાનું ભુવંન,
બંધને અનિરૂદ્ધ રાખ્યો, મહને હણતા તે દયા આવી;
એવા અપરાધ ઉપર આવ્યા, કૃષ્ણ કટકને ચઢાવી.
વાત વિરોધની સાંભળી, શિવને તે ચઢયો ક્રોધ;
જાઓ જાદવની સેના સંહારો; શિવે વકારયા જોધ.
શાકણી શાકોતરી સંચરી, ભક્ષ ભક્ષ વદતી વાચ;
જુદ્ધે ચાલ્યા ભૂત ભૈરવ, પ્રેતને પીશાચ,
મહા સુભટ બળિઆ પ્રાક્રમી, દ્વંદ્વ જુદ્ધનું કરૂં શું વખાણ;
ગડગડિયા સાત્યકી અહંકારી, સન્મુખ મૂકે બાણ.
બાણાસુર બળિભદ્ર સામો, શંકર ને શ્રીકૃષ્ણ;
સાત્યકી ને સ્વામી કાર્તિક, નંદી ને ચારૂદ્રષ્ટ.
શોણીતાક્ષ ને સોમકેતુ, ગણપતિ ને પ્રદ્યુમંન.
રથી સામા રથી આવ્યા, હસ્તી સામા હસ્તી;
જાદવને શ્રી હરિ હકારે, હણો શિવના ઉપસ્તી.

અસુર જાદવ મળ્યા એકઠા, સામેસામા ધીર;
છપ્પન કોટી ને બોતેર કોટી, વઢતાં પાડે વીર.
ભોગળે ભોગળ પડે ફરસી, સુરજના ઝળકારા;
ગગનમાં જેમ વીજળી ચમકે, તેમ ખડગતણા ચળકારા;
સાંગ લીધી પરિઘ ભાલા, ભોગળને ભિંડીમાળ;
શર ચક્રથી ચૂર થાતા, વઢે વીર વિકાળ.
સરખા ને મહા સુભટ બળિયા, થયો રણસંહાર;
હસ્ત ચરણને શ્રવણ નાસિકા, છેદે થાય હાહાકાર.
પ્રબળ માયા આસુરી, થયો ઘોર અંધકાર;
શરે ચક્રે ચૂર થાતા, વહી શોણિતની ધાર.
અસ્થિ ચર્મ ને મેદ કાદવ, જાદવ દૈત્ય દળાય;
ધર્મ ચૂકી મામ મૂકી, કાયર પુરૂષ પળાય.
શોણિતની સરિતા વહી, ભયાનક ભાસે ભોમ;
પગ પ્રહારે રૂધિર ઉડાડે, શું સાયર થાશે વ્યોમ;
કતૂહલ દેખી દેવ કાંપ્યા, હવો તો હાહાકાર;
ભૂગભંગ ભુજંગ હવો, કેમ સેહેશે તે ભૂમિભાર.
નયણે નિરખી નવ શકે, શામ રૂધિર પ્રવાહ;
જોગણીનું ભક્ષ ચાલ્યું, સુખી સીંચાણા થાય.
વ્યાઘ્ર સિંહ ને ભૂત પ્રેત, શિવ સેનાની નૃત્ય:
સંતોષ પામી શાકીણી, કલ્લોલ કરતી કૃત્ય.
ઓખા અનિરૂદ્ધ કારણે, રોલાણા તે રાણી જાયા:
કુસુમ સજ્જાએ પોઢતા, તે રુધિર નદીએ તણાયા.
સાગરશું સંગમ મળ્યો, શોણિતની સરિતા વહી;
અસ્થિ ચર્મ ને માંસની, બે પાળ બંધન થઇ રહી.
મતંગ અંગ મસ્તક વિના, શું ગ્રાહ છે વિકાળ;
કુંભસ્થળ જાણે કાચબા, નરશીશકેશ શેવાળ.
ભાસે ભુજંગ સમ નરકરો, મુખકમળશું કમળ;
નેત્ર મચ્છ ને મુગટ બગલા, નર નામ શું વમળ.
દેખીને દારુણ નદી, કોપે ચઢયા ત્રિશૂલપાણ.

**વલણ.**

ત્રિશૂલપાણી સાંઢિયા, વૃષભ હાક્યો ભુધર ભણી;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે કહું રાદ હરિહરતણી.

## રાગ સારંગ.

શંકર આવ્યા છે સંગ્રામે, ધર્યું ચાપ તે સુંદરશ્યામે;
ગાજે ગરુડે છેલછબીલો, હાંકે પોઢીઓ હરજી હઠીલો.
કૃષ્ણે ચક્ર ચઢાવ્યું ચાક, મુકયું શંકરે પિનાક;
આવી મળિયા બે ભગવાન, થયો સંસાર આંદૂલમાન.
વાગી હરિહરતણી હાક, પુરમાં રાંધ્યા રહ્યા છે પાક;
ચળ્યા વિધાત્રિના લેખ, ધ્રુજે ધરા ને સળકયો શેષ.
ફાટયું આકાશ તુટયાં અભ્ર, પડયા ગર્ભવંતીના ગર્ભ;
કરી ચાપ તે મંડલાકાર, શિવે બાણ મૂક્યાં છે બાર.
જાદવસેના નાંખી ઉરાડી, લઈ સમૂદ્રમાંહી પાડી;
આવે બાણ તે મેઘની ધાર, કરે ભૂત પ્રેત પુકાર,
તે પુઠે મૂકયાં પંચવીશ, છેદ્યાં આવતાં શ્રીજુગદીશ;
શત સહસ્ર અયુત લક્ષ કોટ, વરસે બાણ તે દોટાદોટ,
છૂટે બંદુક નાળ ને ગોળા, ફેરવે ક્રોધે ભિંડીમાળા;
સણુસણુતાં શર બહુ છુટે, તેણે કપાળ ભડનાં ફુટે.
વળગે પ્રેત લેત આવર્ણ, વઢે ચુડેલ અવળે ચર્ણ;
મસ્તક શગડી ધીકધીકાવે, કિલકિલ કરતી ઉપર આવે.
હરખી શાકીણી ડાકીણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ;
ચુસે કંઠ ને ઘુંટડા ભરે, મુખે રૂધિરના રેલા ઉતરે.
કેટલી વારૂણીમાં થઈ મગ્ન, વસ્ત્રવોણી ફરે તે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ મગ્ન. જાદવ સેના કીધી ભગ્ન.
કેટલીની તે આંખ્ય કપોળ, કોનાં મુખ જાણે મ્હોટી પોળ:
લંબસ્તની વિપરીત વાન, કોનાં ભૂમિએ ભરાય કાન.
જીભ સળકે સર્પાકાર, મુખે કિલકિલ કરે ઉચ્ચાર;
ઘણા જાદવ ખાધા કરડી, નાઠી સેના તે મારગ મરડી.
ધાયા રાક્ષસ દેતા માર, જદુસેનાએ ખાધી હાર;
છૂટે દુર્ગે નાળ ને ગોળા, નાઠા જાદવ ટોળેટોળાં.
પ્રગટયો મહાદેવને વળી ખાર, વાળ્યો જાદવનો સંહાર;
વઢે ડાકિની શાકિણી સંહારી, એમ કોપ્યા શ્રીત્રિપુરારી.
નાઠું સૈન્ય દીઠું ચોપાસ, ત્યારે કોપિયા શ્રીઅવિનાશ;
હરિયે ચક્ષુ કીધી વક્ર, પછે મૂકયું સુદર્શન ચક્ર.

છેદ્યાં ડાકીની શાકીણીનાં શીશ, રંડા ન્હાસે ને પાડે ચીશ;
કોને ભાલા વાગ્યા ભચોભચ્ચ, કોઈનાં નાક છેદાયાં ટચ્ચ.
છેદ્યાં હસ્ત શ્રવણ ને ચરણ, નયણે ઉડે રૂધિરનાં ઝરણ;
ફરી જાદવ જુદ્ધે વળિયા, ઠામઠામથી આવીને મળિયા.
આવ્યા સામા જાદવ જંન, દેખી ખીજ્યા પંચવદન;
મૂકે શિવ અપરિમિત બાણ, ભલા સુભટ તજે છે પ્રાણ.
કૃષ્ણે મૂક્યું મોહાસ્ત્ર બાણ, મોહ પામ્યા પિનાકપાણ;
કીધું પોઢિયા ઉપર શયંન, સાંભળ પરીક્ષિત રાજંન.
રણ કોપ્યો બળીનો બંધ, ધાયા ગણપતિ ને વળી સ્કંદ;
મહાક્રોધ અભ્યંતર આણી, ધાયા ધનુષ વિષે શર તાંણી.
ઘણી જાદવ સેના મારી, ક્રોધ થકી કો ન ઉગારી;
ધસ્યા રાક્ષસ કરતાં માર, જાદવમાં થયો હાહાકાર.
ત્યારે ધાએ સાત્યકી શૂર, કીધી અસુરસેનાને ચૂર;
પ્રગટ્યું માયાતણું તિમિર, મંત્રે નિવારે તે જદુવીર.
છેદ્યાં કવચ ભાલા તે છેક, નાઠા અસુર મુકીને ટેક;
ગાજ્યો બાણાસુર ઉન્મત્ત, તાણ્યા ધનુષ તે પંચ શત,
નાંખે બાણ તે દાનવ દક્ષ, શત સહસ્ર અચુતને લક્ષ;
નાઠી સેના તે ભડભડાટ, હસ્તિ ચીસ પાડે ચડચડાટ.
પડે જાદવમાં બહુ ભંગ, ત્યારે કોપ્યા શ્રી સારંગ;
શ્યામે આકર્ષ્યું સારંગ, બાણે ભેદ્યું તે બાણનું અંગ.
કૃષ્ણે છેદ્યો ધ્વજાનો દંડ, રથ કીધો તે શતખંડ;
છેદ્યું છત્ર અતિ અનોપ, કાપ્યાં કવચ આયુદ્ધ ને ટોપ.
બાણે પાડ્યો મસ્તકનો ટોપ, દેખી કૃષ્ણને ચઢિયો કોપ;
થાયા વાહન વિના વીર, ગતિભંગ થયાં શરીર.
છેદવા માંડ્યા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કોટરા એવું ત્હેનું નામ, દેખી નગ્ન ને લાજ્યા શામ.
નવ મૂક્યું સુદર્શન, ન્હાસી છુટ્યો બાણ રાજંન;
પાછો ક્રોધ કરી તે વાર, થયો જુદ્ધ કરવા તૈયાર.
રાયે ફરી કટક સજ કીધું, બાણે વઢવા દદામું દીધું;
જ્યાં ઉભા શ્યામ ને રામ, આવી કીધો મહાસંગ્રામ.
પછે માંડ્યું આસુરી કર્મ, વરસે માંસ રૂધિર ને ચર્મ;
ધાયો સમુદ્ર વાધે જેમ પર્વ, વરસે અસ્થિ ઉપદ્રવ.

ન્હાસે જાદવ બળિયા સર્વ, ભલા સુભટ તજે ગર્વ;
હલધર નાઠા મૂકી મામ, દૈત્યે દારૂણ કીધો સંગ્રામ.
નાંખે કર્દમ કાંટા સર્પ, વરસે શલ્યા દાનવ નર્પ;
પાડ્યું જાદવમાં ભંગાણ, નાઠા હલધર લઇને પ્રાણ,
દાનવ રાય મૂકે દોટ, કોની ગ્રહીને મરડે કોટ;
કોનાં ગ્રહી અફાળે શીશ, ખેદ પામ્યા શ્રીજુગદીશ.
ગરૂડ થયો છે ગતિભંગ, શલ્યા પ્રહારે ભાંગ્યું અંગ;
રથવેણા કીધા રામ, મૂકી મામને નાઠા કામ.
સુંદરશ્યામજી કીજે સ્હાય, જાદવ કરે છે ત્રાહ ત્રાહ;
દેખીને દેવ પામ્યા બીક, બાણે વાળી રુધિરની નીક.
ખીજ્યા કૃષ્ણ ખેડયો ખગજંન, અતિ ક્રોધ ચઢયો છે મંન;
ચક્ર લીધું છેદવા હાથ, કીધી ઇચ્છા તે વૈકુંઠનાથ,
એમ કોપ્યા શ્રીજદુનાથ, હવે છેદું બાણના હાથ;
મૂક્યું ચક્ર તે બીજીવાર, દૈત્યોમાં થયો હાહાકાર.
નાઠા બાણ વાળીને મૂઠ, હરિએ ચક્ર તે મૂક્યું પુંઠ;
અંગો અંગમાં લાગી જ્વાળ, જેમ છેદે કો વડની ડાળ.
એમ કપાય બાણના પાણ, ત્રાહ ત્રાહ વદે મુખ વાણ;
અંગે વહે સોણિત ધાર, કાપ્યા કર બાણના તે વાર.
આવી બેઠું સુદરશંન, અકળાયો બાણ રાજંન;
જેમ છેદે વૃક્ષની ડાળ, તેમ કર કાપ્યા ગોપાળ.
પછે રાખ્યા કર ત્યાં ચાર, પડ્યો બાણ તે ભૂમિ મોઝાર.
અંગે રુધિર વહે વિવર્ણ, જેમ પર્વતથી નીસરે ઝરણ;
સુતો કરે શિવનું ધ્યાન, પ્રભુ રાખો સેવકનું માન.

**વલણ.**

બાણાસુર પૃથ્વી પડયો, પીડા પામ્યો પંડરે,
વળી સદાશિવ કોપે ચઢયા, કંપ્યાં ચૌદ બ્રહ્માંડરે.

---

## મ્હેતાનું મામેરૂં.

### રાગ ધનાશ્રી.

ઓખલે પંડે પત્ર જ આપ્યું, મહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી.

મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રેવડમાં ત્રીકમજી રહેજો દ્રવ્યતણું છે કામજી.
ભોજન કરાવી દક્ષણા આપી, મ્હેતો લાગ્યા પાયજી;
મોસાળું લેઈ અમે આવીશું, પંડયો કીધો વિદાયજી.
નરસૈં મ્હેતે ઘેર તેડાવ્યા, સગાં તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લેઈ આપણે જાવું, કુંવરબાઇનું સીમંતજી.
જુની વેલ ને ધુંસરી વાંકી, સાંગી સોટાભાંગીજી;
કોના તળાવા ને કોની પિંજણીયો, બળદ આણ્યા એ માંગીજી.
મ્હેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રીજગદીશજી;
ત્રણ સખીયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદનજી.
વ્હેલની પુંઠે કોથળો બાંધ્યો, માંહિ ભર્યાં વાજિંત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસીકાષ્ઠ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસીમાળજી;
નરસૈંયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને હાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પડયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથ તણાં બહુ વક્રજી,
સાંગીનો બહુ શબ્દ જ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી.
ચઢે બેસે ને વળી ઉતરે, લે રામ કૃષ્ણનું નામજી;
મધ્યાહ્ને મ્હેતાજી આવ્યા, જોવા મળ્યું ઉંના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોકજી;
કોડ પહોંતા કુંવરવહુના, મામેરું છે રોકજી.

**વલણ.**

રોક મામેરૂં મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાતરે.
એકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાતરે.

**રાગ મારૂ.**

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટયા બંને વેવાઇ;
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.

કપટે ભેટી પાછા ખસે, જોઇ જોઈ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ;
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદશ ખેવડ વળી.
ઝાઝા માંકડ ઝાઝા જૂઆ, ત્યાં મ્હેતાના ઉતારા હુઆ;
વેવાઇ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવરવહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મ્હેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહોમાંહે કહે સુંદરી, મ્હેતો દીઠે દીઠા હરિ.
જુઓ સાથ કેવો ફુટડો, એને પરમેશ્વર ત્રૂઠડો,
કુંવરવહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મ્હેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગાડી લટકે, તાળના જોડા બાંધ્યા પટકે;
તુળસી કાષ્ટ તણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળસીદળ મૂકશે, ઉભો રહીને શંખ ફુંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પુરું થાશે.
એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઇએ જાણી વાત, મોસાળું લઈ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધસી, બોલી નણદી મર્મે હસી;
આ શું પિતા પુત્રીનું હેત, શાને કરવા આવ્યો ફજેત,
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વૈરાગીનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથી નબાપાં ભલાં.
કઠણ બોલ એવો સાંભળી, કુંવરબાઈ બોલી પાછી વળી:
નણદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઇ શું બડબડો.
સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભજ ઘણો;
કોનો પિતા લખેશરી કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડુ સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મ્હારે જીવતો રહો.
મર્મ વચન નણદીને કહી, પછે પિતા પાસે પુત્રી ગઇ;
દૂર થકી દીઠી દીકરી, મ્હેતાએ સમર્યા શ્રી હરિ.
અન્યોઅન્ય નયણાં ભરી, ભેટયાં બેઉએ આદર કરી;

મ્હેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત.
કુંવરબાઇ કહો કુશળક્ષેમ, સાસરિયાં કાંઈ આણે છે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે શ્રી હરિ.
કુંવરબાઇ બોલી વિનતી, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાતે રેહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ ઘેલામાંહી ગણાએ તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઇ બીજું નહીં,
પિતાજી કાંઇ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી ત્હમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારે વાટ.
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શેં ન મુઇ મરતે માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે સો અવતાર.
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઇ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.
સુરભિ મરતાં જેવું વચ્છ, જલ વિણ જેવું તલપે મચ્છ;
ટોળાં વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન.
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર;
શીદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચ પચાસ,
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ,
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહી રોઇ દીકરી.
મ્હેતે મસ્તક મૂક્યો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ;
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એકે વસ્ત.
વચન મહેતાજીનાં શુણી, કુંવરબાઇ આવ્યાં સાસુભણી;
મ્હારે પિતાએ મોકલી હુંય લખો કાગળમાં જોઇએ શુંય;
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુલસીદળ મૂકશે, ઉભો રહીને શંખ ફુકશે.

## નળાખ્યાનમાંથી.

### રાગ મેવાડો.

હાર્યો નળ અને પુષ્કર જીત્યો, જૈ બેઠો સિંહાસનજી;
આણ પોતાની વર્તાવી પુરમાં, કહે નળને જાઓ વનજી.
વનકુળ પહેરી વન વસો ને, કરો વનફળ આહારજી,
એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો શણગારજી.
સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઉઠ્યો નળ ભૂપાળજી;
દમયંતીને કહાવિયું તું, પીયેર જાજે આ કાળજી:
રુદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથજી;
શીશ નામીને સ્વામીને કહે, મુને તેડો સાથજી,
સુખ દુઃખની કહીએ વાર્તા, એકલાં નવ સોહાયજી;
હું સેવાને આવું સહીરે, થાકો તો ચાંપું પાયજી.
કંથ કહે હો કામીની, તું આવે મુજને જંજાળજી;
એ દુઃખ સઘળાં વેઠીએ પણ, ટળવળી મરે બંને બાળજી.
રોતી કહે છે કામનીરે, જેમ છાયા દેહને વળગીજી:
તેમ હું તમારી તરુણીરે, કેમે ન થાઉં અળગીજી.

### વલણ.

જો અળગી કરશો નાથજી, તો પ્રાણ તજું તત્કાળરે:
નળ કહે આવો વન વિષે તો, પીયેર વળાવો બાળરે.

### રાગ મેવાડો.

મોસાળ પધારોરે, મોસાળ પધારો—
મોસાળ પધારો બાહુઆંરે મ્હારાં લાડવાયાં બે બાળ;
નમાયાં થઇ વરતજો, સહેજો મામીની ગાળ—મોસાળ૦
હ્રદયા ચાંપેરે, રાણી હ્રદયા ચાંપે,—
હ્રદયા ચાંપે પેટનેરે, એ છેલ્લું વેલ્લું લાડ;
હવે મળવાં દોહલાંરે, મળીએ તો પ્રભુનો પાડ—મોસાળ૦ ૨૫
થયાં માત વોહોણાંરે, થયાં માત વોહોણાં,—
માત વોહોણાં થયાં દામણાંરે, નહીં કો રુડો સાથ;
રુવે રાણી હ્રદયા ફાટેરે, કોણ માથે ફેરવશે હાથ—મોસાળ૦
મંદિરના ગુરુજીરે, મંદિરના ગુરુજી,

મંદિરના ગુરુજી સુદેવજીરે, ત્હમારે ખોળે સોંપું એ તંન;
જઈ કહેજો મ્હારી માતનેરે, જીવની પેરે કરજો જતન—મોસાળ૦
પુત્રી જમાઇરે, તમતણાં, પુત્રી જમાઈ,—
પુત્રી જમાઇ તમતણાં, કહેજો વનમાં પુર્યો વાસ;
જઈ કહેજો મ્હારા તાતનેરે, અમ જોગીનો લે તપાસ—મોસાળ૦
ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી—
ચુંબન કરતીરે, માવડી, ફ્રરી ફ્રરી મુખ જોય;
હૈયેથકાં નવ ઉતરેરે, એમ કહી દમયંતી રોય—મોસાળ૦

**વલણ.**

રોયે રાણી અતિ ઘણું, વત્સ સોંપ્યા ગુરુકર માંહેરે;
ઋષિ સાથે એ બાળકાં, વોળાવ્યા નળરાયરે.

## રાગ વેરાડી.

બાળકાં વોળાવ્યાં ઋષિ સંઘાતે, દમયંતી કરે આક્રંદ;
હાહાકાર હવો પુર મધ્યે, મળ્યાં સહિયરનાં વૃંદ.
પડો વાગ્યો પુષ્કર પાપીનો, નળને કો નવ રાખે;
એક અંજલી જળ ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે.
દ્વાર અડકાવે નળને દેખી, જે પોતાનાં લોક;
તરસી દમયંતી પાણી ન પાંમી, કંઠે પડીઓ શોષ,
એક રાત રહ્યાં નગરમાં, ચાલ્યાં વહાણું વાતે;
પુણ્યશ્લોકની પુંઠજ લીધી, કળી થયો સંઘાતે.
જ્યાં વાવ સરોવર કુવા આવે, પાકાં ફ્ળની વાડી;
રિપુ કળિજુગ આગળ જઇને સર્વ મેલે ઊડાડી.
ફ્ળ જળ ને પત્ર ન પામ્યાં, રાણી કરે આંસુપાત;
વનમાં ફ્રતાં રુદન કરતાં, વહી ગયા દિન સાત.
એકેકું પટકુળ પહેર્યું, પ્રેમદા કોમળ કાયા દાઝે,
પાય પંકજપત્ર જેવા, તીવ્ર કાંટા ભાજે.— ૫૦
એક માનસરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી,
ઘણા દિવસની તૃષા શમાવવા, પીધું રાય ને રાણી.
વારંવાર પાણી પીએ ને, બેસે વળી હીંડે;
નર નારિ વારિએ તૃપ્ત થયાં, પણ ક્ષુધા પાપણી પીડે.
સ્વામી કહે સાંસતાં થઇએ, શ્યામા બેસ થઇને સ્વસ્થ;

જઈ સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ.
થોડા જળમાં પેઠો નળરાજા, ઢીમરનું આચરણ;
સાધુ રાયને શ્રમ કરતાં, મચ્છ જડીઆં ત્રણ.
આણીને અબળાને આપ્યાં, વામા કહે થયું વારૂ;
નળ કહે આપણ બે પ્રાણીને, શું હોશે એટલા સારૂ.
ભાર્યાના ભુજ મધ્યે સોંપી, ભૂપ ગયો બીજી વરાં;
કળીજુગ સર્પ થઇને બીહાવે, મચ્છ ન્હાસે અરાંપરાં.
નળે શ્રમ કીધો ઘડી બે, મચ્છ ન ચઢીઆં હાથ;
પેલાં ત્રણે મચ્છ વહેંચીને લીજે, વિચાર્યું મન સાથ.
નળ આવ્યો નિરાશ થઇને, ત્રણ મીનમાં ચિત્ત;
એટલામાં દમયંતીજીને, થઈ આવ્યું વિપરીત.
અમૃતસ્રવિયા કર અબળાના, સજીવન થયાં મચ્છ પળમાં;
હાલ્યાં મહીલા મૂકી દીધાં, ઉડી પડયાં, જઇ જળમાં.
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપીશ, રૂદન કરે સ્વર ઝીણે.
બ્હીલે મુખ દીઠી વૈદરભી, નાથ આવતો નીરખે:
ચોદશ ભાળે આંસુ ઢાળે, સ્વાતિબિંદુ શું વરસે.
રોતી પત્ની પતિએ દીઠી, ઘોળું મુખ થયું દીન;
કહેરે પાપણી શકે મુજ પાખે, ભક્ષ કર્યાં ત્હેં મીન. ૭૫
હું ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણી માંહે:
દોઢ દોઢ મચ્છ ભોજન કીજે, લાવ પાપણી કાંહે.
હ્રદે ફાટતે બોલી રાણી, આંસુ પડે મોતી દાણા:
ક્ષુધાતુર પાપણીએ મચ્છ ભક્ષ્યાં, મ્હેં ન રહેવાયું રાણા.
નળ કહે હંસે શીખામણ દીધી, વિદાય થયો આકાશ;
એક દ્યુત ન રમીએ, બીજું ન કીજે, નારીનો વિશ્વાસ.
બે વાનાં વાર્યાં તે કીધાં, હાવે દુઃખ લીધું માગી;
હું ભૂખ્યો ને ત્હેં મચ્છ ખાધાં, શું આગ પેટમાં લાગી.
દમયંતી હા હા કરે, જાણે સમ ખાઉં શાને;
સજીવન થયાં ઉડી ગયાં, કહું તો રાય નવ માને.

**વલણ.**

ન માને રાજા એ આશ્ચર્ય મોટું, ઉડી ચાલ્યો નળ રાયરે;
અણતેડી રાણી દમયંતી, પતિની પૂંઠે ધાયરે.

## રાગ વેરાડી.

આગળ નળ પૂંઠે પ્રેમદા, સતીને અંતર આપદા;
નળ તિરસ્કાર હીંડતાં કરે, હૃદે ફાટે અબળા આંખ ભરે.
ખાધાં મચ્છ હશે ગત ઘણી, તો હીંડેછે રે પાપણી;
પીરે પાણી ફરી ફરી, કાં જે મચ્છ ખાધાં પેટ ભરી.
એ મારગ આવ્યા આગળે, વિદાય કીધી નારી નળે;
તું નહીં નારી હું નહીં કંથ, આ ત્હારા પીયરનો પંથ.
મારો સંગ તુજને નહીં ગમે, પીયરમાં પેટ ભરીને જમે:
મુને નાથજી કરજો ક્ષમા, મ્હારે નથી પીયરની તમા.
ફોકટ કરો મુજપર રીસ, અજુગત આળ ચઢાવો શીશ;
દેવતાનું મુને વરદાન, તે કાં નવ જાણો રાજન.
હોતી વાત કામનીએ કહી, કળીને જોગે નળ માને નહી.
આગળ પાછળ બંને જાય, કળીએ કીધી બગની કાય.
થોડી પાંખ ને માંસ જ ઘણું, લોભાણું મન રાજાતણું;
પંખીમાં દીસે ઘણો ભાર, નર નારીનો પૂરણ આહાર. ૧૦૦
કોઈ પ્રકારે બગને હણું, ઉપર વસ્ત્ર નાખું મુજતણું;
ઉફરાટી કરી સુંદરી, નળ ચાલ્યો દેહ નગ્ન કરી.
લાજ્યાં પંખી ને લાજ્યું વંન, લાજ્યા સૂરજ મીચ્યાં લોચન:
સ્વાદ ઇંદ્રિયે પીડયો મહારાજ, થયો નગ્ન લોપીને લાજ.
પીતાંબર ઝાલી ભૂપાળ, જેમ માછી ગ્રહી નાંખે જાળ;
બગ નિકટ ગયો જવ રાય, તેમ તેમ કળી આઘેરે જાય.
ધાઇ વસ્ત્રનો નાંખ્યો પાસ, કળજુગ લઈ ઉડયો આકાશ;
એક વસ્ત્ર પંખી ગયો લેઇ, નળ બેઠો કપાળે કર દેઇ.
અરે દૈવ ત્હેં એ શું કરયું, વસ્ત્ર જતાં કાંઇ ન ઉગરયું;
ગયું રાજછત્ર મહિમા ઘણો, ન રહ્યો અંગે સૂત્રતાંતણો.
વિહંગમ વસ્ત્ર ગયોરે હરી, દમયંતી માં જોશો ફરી;
પાછે પગે ગઇ સ્ત્રીજંન, આપ્યું અર્ધું વસ્ત્ર સ્વામી ઢાંકો તંન.
એકેકો છેડો પહેર્યો ઉભે, તીરથ નાહે તેવાં શોભે;
અન્ન વિના અડવડીયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય.
મહાવનની આવી જંખજાળ, તે સ્થાનકે થયો સંધ્યાકાળ;
બંને બેઠાં દ્રુમને તળે, ચુંટી પત્ર પાથર્યાં નળે.
દુઃખની વાત કરી નવનવી, દમયંતી નિદ્રાવશ હવી;

ક્ષુધા અંગોઅંગ રહી હસી, મુખ જાણે પૂનેમનો શશી.
નળે સુતી દીઠી સુંદરી, નિઃશ્વાસ મૂકયો તે નયણાં ભરી.
કોણ દિવસ આવ્યો શ્રીહરિ, એ દુઃખે પ્રાણ ન જાય નીસરી.
વૈદરભી વસુધાવશ પડી, દુઃખ નોતું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રુએ રાજા જોઇને દેહ.
નખથી નિરખતાં જોયું મુખ, ત્યારે મનમાં લાગ્યું દુઃખ;
કળી વળી તેનું ચિત્ત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે. ૧૨૫
શી સગાઇ પરતનયાતણી, દુષ્ટ દમયંતી એ પાપણી;
શી પ્રીત છેહ દીધો જેણીએ, હું વિના મચ્છ ખાધાં એણીએ.
મલીન મન એનું નિર્ધાર, કો સમે મ્હારો કરે આહાર;
ન ઘટે એશું રહેવું મળી, રાયને ઉપજાવે બુદ્ધિ કળી.
તે સમેની હૃદેની દાઝ, મૂકું વનમાં એકલી આજ;
બુદ્ધિભ્રષ્ટ મન રાજાતણું, કળીનો પ્રેર્યો ક્રોધે ઘણું.
મનમાહે આશંકા ગણે, એક વસ્ત્ર પહેર્યું બે જણે;
મધ્યે ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી.
હોય છુરી તો છેદું પટકુળ, કળી થયો કાતું અનર્થનું મૂળ;
નળે લીધું છુરીકા શસ્ત્ર, વચ્ચેથી વહેર્યું અડધું વસ્ત્ર.
કટકા બે પટકુળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત શ્યામાની સાંભરી;
નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી.
ત્રૈલોકમોહન એ માનની, કેમ વેદના સેહેશે રાનની;
ન ઘટે મૂકી જાવું મ્હને, નળ આવ્યો દમયંતી કને.
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છ ને પાછો વાળ્યો;
કળી તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
વિચાર વારિનિધિમાં પડયો, આવાગમન હીંડોળે ચઢયો;
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી;
બળ પ્રબળ કળીનું થયું, પ્રેમ બંધન ત્રુટીને ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મ્હેં દમયંતી તજવી તેમ.
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે;
જેવું હોય વમનનું અંન, તેવી મારે એ સ્ત્રી જંન.
કો વેળા મુને મારે નેટ, હુંપે વહાલું એને પેટ;

એવું કહીને મૂકી દોટ, ઉતાવળે દોડ્યો સાસોટ.
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ. ૧૫૦

## વલણ.

કાળ ઉદે અરુણ તણો, ત્યાં લગે ધાયો ધીશરે;
જાગ્યો હૃદે થયું દુઃખ ઉદે, જ્યારે દીઠો દીસરે.

## રાગ સામગ્રી.

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતાતણું, અવનિ પછાડે આપ.
વૈદરભી વામા, રંક રામા, એકલડી વન મધ્ય;
ભય ધરશે, ને ફાટી મરશે, જીવ્યાની ટળી અવધ્ય.
નહીં મળે ફરી, કોકીલા સ્વરી, શે ઉપન્યો વિખવાદ;
મન ગમયંતી, બોલ દમયંતી, નળે માંડ્યો સાદ.
વિશ્વમોહિની, સૃષ્ટિદોહિની, સુંદરી સુજાણ;
વિરહિણી વલ્લભ, દર્શન દુર્લભ, બોલ પિયુના પ્રાણ,
વંન ફરતો, રુદન કરતો, જોતો આવ્યાની વાટ;
કળીએ ચરણ ધરણનાં ભુસ્યા, વન કીધું નિર્વાટ.
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રુએ હૃદયા ફાટે;
મોહધારણ, કર્મકારણ, કહે ભુજ દઇ લલાટે.
રાય વિલપે. ઘણું કળપે, સંભારે સુખ સ્નેહ;
કમુખ આવી, મન ભાવી, અન્યાયે દીધો છેહ.
અજગર, વાઘ, વરુ, નાગ, છે દારુણ વનની હદ:
કરાડ કાતર, સિંહના સ્વર, શ્યામા! ફાટી મરશે સદ્ય.
દોહલે પામી, ગજગામી, દેવ ગયા નિર્મુખ,
સ્વયંવર સાથ, સાંભળી વાત, સર્વ પામશે સુખ.
કોણ નેત્ર લુહે, રાય રુએ, એવે શબ્દ સાંભળ્યો ગાઢો;
"લોહ પ્રેમજળ, મૂકાવ રાય નળ, બળતાને બાહેર કાઢો."
સાંભળી વાણી, જાણી રાણી, રોઈ રોઈ બેઠો સ્વર;
હરખે ભરાયો, સ્વરે ધાયો, વીરસેન કુંવર. ૧૭૫
પાડે બરાડા, બળે દવાડા, તરફડે મોટો વ્યાળ;
કહે દયાસિંધુ, દીનબંધુ, કાઢ નળ ભૂપાળ.

વહ્નિ વરદાન ગયો સુજાણ, નાગે કીધો નમસ્કાર;
આપ પ્રાણદાન હો ગુણવાન, કાંઇ હુંએ કરીશ ઉપકાર.
વિષથી ન બીધો નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
ખાંધે ચઢાવી, મૂકયો બહાર લાવી, શાતા પામ્યો પ્રાણ.
પુણ્યશ્લોક સાચા, વિષ વાચા, મળ્યો વૈદર્ભીકાંત;
પૂછે નળ દાધો સબળ મુને કહે માંડી વૃત્તાંત.

### વલણ.

વૃત્તાંત કહે ભાઇ કોણ છે, પામ્યો બહુ પરિતાપરે;
સર્પ કહે રાય સાંભળો, મુને હવો ઋષિનો શાપરે.

### રાગ દેશાખ.

બોલ્યો નાગ કરી પ્રણામ, રાય મ્હારૂં કરકોટક નામ;
હું પ્રાચીન કર્મે પામ્યો સંતાપ, સપ્તઋષિએ દીધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી,
ફુત્કારી ફણા નાંખી જવાળ, દાધા સપ્તઋષિ ચઢયો કાળ.
પતિત ત્હેં નાંખી વિષની લહેર; બળ દવમાં અવનિ ઉપેર;
બહુ કાળ લગે વસો વહ્નિમાંય, ભોગવ દુઃખ જીવ નહીં જાય.
મ્હેં જાણ્યું શાપ ટળે નહીં ખરો, મુને શાપનો અનુગ્રહ કરો;
વહ્નિ વેદના દોહલી ઘણું, કહ્યું દર્શન થાશે નળતણું,
પુણ્યશ્લોક બાહેર કાઢશે, તે તુને શાતા પમાડશે;
તે દિવસનો વન દાઝું છૌ અહીં, સાત સહસ્ત્ર વરસ ગયાં વહી.
તે તમો આજ દુઃખ ટાળીયું, પુણ્યશ્લોકપણું પાળીયું;
મ્હારી દેહને અતિ સુખ થયું, ઋષિ વચનનું ફળ લહ્યું.
એવું કહીરે સર્પ જ ધસ્યો, કરકોટક નળને કંઠે ડસ્યો;
લાગી વિષજ્વાળ દાધો ભૂપ, કાળી કાયા થયું કુબડું રૂપ.
કાજળપેં શ્યામતા વિશેષ, વાંકું મુખ પંચવર્ણા કેશ; ૨૦૦
છતે દાંતે ડાચાં ગયા મળી, નીસરી ખુંધ કટી બેવડ વળી,
નળ કહે ધન્ય કદ્રુ કુમાર, ઘણો રુડો કર્યો ઉપકાર;
તુંને મ્હેં આપ્યું પ્રાણદાન, ત્હેં હુંને કીધો સારો સમાન.
નાગ કહે રે રખે દુઃખ ધરો,, જોતાં એ ઉપકાર છે ખરો;
ગુપ્ત રહેવું સંવત્સર ત્રણ, કો નવ ઓળખે એવું વર્ણ.
ત્રણ વસ્ત્ર આપું જઉં ભૂપ, પરિધાને થાશે મૂળગું રૂપ;

તે જોયાં પહેરી પરીક્ષા કરી, તત્ક્ષણ કાંતિ ભૂપની ફરી,
હરખ્યો નળ થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ;
ભૂપાળ વ્યાળ થયા વિદાય, ગયો અયોધ્યા નૈષધરાય,
દેખી માણસ નાહાસે અરાંપરાં, ધાયે બાહુક પૂંઠે છોકરાં;
જે જે મારગ મહીપતિ પળે, ત્યાં માણસ જોવાને મળે.
હસે લોક રુપે લીહ વાળી, પૂંઠે છોકરાં પાડે તાળી,
રાજ સભામાં રાજા ગયો, પ્રતિહાર સાથ ખસીને રહ્યો.
હસી સભા, હસ્યો ઋતુપર્ણ, વિધિયે આ ક્યાં નિર્મ્યું વર્ણ;
હારે કાજળ ને જાંબુફળ, જાણે રૂપે બીજો નળ.
કહો કોણ છો સ્વરુપના ધામ, કેમ આવવુ પડયું શું કામ,
નળ કહે મ્હારૂં બાહુક નામ, આવ્યો ઉદર ભરવા કામ.
અશ્વમંત્ર જાણું રાજન, એક દિવસે ખેડું શત જોજન;
કહે ઋતુપર્ણ મોટું કારણ, આ રુપને વિદ્યા અસાધારણ.
નળ ઇંદ્ર વિના કો જાણે નહીં, મંત્રપ્રાપ્તિ તુંને ક્યાંથી થઇ;
મંત્રપાઠ કરતા નળરાય, હું નળનો સેવક શીખ્યો વિદ્યાય.
કો સમે પ્રકાશી ભણતા તેહ, ત્યાંથી વિદ્યા હું પામ્યો એહ.
નૈષધનાથ તે વનમાં ગયો, તે દુઃખે હું આવો થયો.
આવ્યો છઉં રહેવા તમકને, અનવસ્ત્ર આપજો મ્હને;
નહીં કરૂં હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ. ૨૨૫
રાયજી ત્હમને નહીં નમું, સ્વયંપાક કરીને જમું.
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉં કેમ.
હયદાસપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર;
જદ્યપિ માન પામે ઘણું, પણ કહેવાયે દાસત્વપણું.
અશ્વપતિ મહારાજા થયો, હયશાળામ વાસો રહ્યો:
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુવે શ્લોક એક ભણી.

## વસંતતિલકા છંદ.

" જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે:
રાતે વિજોગ થકી ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશુંએ ન રુચે."

## રાગ ચાલનો.

એવું કહીને કરે શયન, વિસ્મય થાય પાડોશી જન,
બાળ બીહામણો આવી વસ્યો, કદરૂપને વિજોગ તે કશો.

તે સ્ત્રીએ સુકૃત શું કર્યું, જેણે આ સ્વરૂપને વર્યું;
વારુ થયું જે વિપત પડી, આ ભૂતથી છૂટી બાપડી.

વલણ.

બાપડી છૂટી લોક કહે, રહ્યો રાયને રીઝવીરે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, દમયંતીની શી ગત હવીરે.

દોહરા.

સ્વપ્નું આવ્યું નારને, મૂકી જાય છે નાથ;
જાગી ઉઠી અચાનકે, ગ્રહેવા પ્રભુનો હાથ.
વૈદર્ભી થઈ ગાભરી, વળી જુએ ચોપાસ;
અમ અબળાનાં હદે કારમાં, બીહું ત્હમારે હાસ.
જોયું વન ફરી ફરી, સમ દેઈ કીધા સાદ;
પછી રુએ બહુ વિધ કરી, પામી અતિ વિષાદ.

વલણ.

શો અપરાધ મ્હારો સ્વામી, દારુણ વનમા મૂકી ગયારે,
અલ્પ ભ્રાંતે હું તજી, અંતર ન ઉપજી દયારે.

રાગ રામગ્રી.

વૈદરભી વનમા વલવલે, અંધારી રાત;
ભામની ભય પામે ઘણું, એકલડીરે જાત. વૈદરભી.
રસનાએ નામ જ નળતણું, મુખ જપતીરે જાય; ૨૫૦
શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વૈદરભી.
રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બબ્બે ઝરે, વહે અંગ રુધિર. વૈદરભી.
હીંડંતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલંતી ઉભી રહે, ભરાયે કાંટે કેશ. વૈદરભી.
અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિત ધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહીં ઉચ્ચાર. વૈદરભી.
ઉંડાં કોતર ઉતરે, ચઢે ગિરિ કરાડ;
અશુધ્ધે ઉધડકે નહી, પાડે વાઘ બરાડ. વૈદરભી.
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ:
રાફ માંહે સાપ ફુંફવે, ઘણું ઘુઘવે ઘોહ. વૈદરભી.

શબ્દ પશુ પંખી તણા, ન પડે કાંઇ પ્રીછ;
વરૂ વણીઅર બીહાવે અરણ્યમાં, ધાયે વળગવા રીંછ. વૈદરભી.
શૂકર રોઝ ચિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુ નાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ. વૈદરભી.
આંબા આંબલી લીંબડા, અરીઠા અપાર;
શામળ સમળી સેગઠા, ન સુઝે પંથ વિચાર. વૈદરભી.
ખેર ખાખર ને કાચકી, કંટાળા થુએર;
બાવળીઆ બહુ બોરડી, સરગવા સમેર. વૈદરભી.
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વીંટાય;
છૂટા કેશ કામનીતણા, ઝાંખરે ઝીટાય. વૈદરભી.
વૃક્ષ અથડાએ અંગશું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય. વૈદરભી.
દિવસ નિશા પ્રીછે નહીં, એવું ઘાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી.
અન્ન ઉદક પામી નહીં, નહિ બેસવું શયન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમતાં ભમતાં વંન. વૈદરભી.

### વલણ.

વન ભયાનક ભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઇ, પ્રેમદા પામી નહીરે.

### રાગ રામગ્રી.

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નારરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે. ભૂલી.
ધોવાયું કાજળ આંસુએ કરી વેદનાએ વ્યાકુળરે.
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકુળરે. ભૂલી.
એવે દીઠો એક ચીતરો, ધાઇ દમયંતિ ઉલટરે;
પુછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી.
શાર્દુલ દીઠો વાટમાં, વૈદરભી પુછે ધરી વ્હાલરે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે ત્હારા જેવી ચાલરે. ભૂલી.
સાવજ થાયે ગાભરા ભય પામી ન્હાસી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાયરે. ભૂલી.
પુછે ઉંચા દ્રુમને, ત્હારી ગગને ગઈ ડાળરે;

નરવર જો મ્હારી વતી, કહીં દીસે ભૂપાળરે. ભૂલી.
પર ઉપકારી સદા તમો, વળી ત્હારી છાંયરે;
નૈષધનાથ કહું દીઠડા, જોઉ છો વનમાંયરે. ભૂલી.
તરૂ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે:
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યા, શત્રુ થયાં સર્વ કોયરે. ભૂલી.
અજગર પડ્યો છે વાટમાં, વિકાસી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યું નહીં, તેના મુખમાં મૂક્યો પાગરે. ભૂલી.
ચરણ ગળ્યો જાનુ લગે, વિષ ચઢી ગયું શરીરરે;
પડી બોમ સાદ નળને કરે, મુખે પાડે ચીડરે. ભૂલી.
અજગર આનંદ પામીઓ, ભલું જડ્યું ભક્ષરે; ૩૦૦
વૈદર્ભી ઘણું વલવલે, ઉચાં ચઢી ગયાં ચક્ષરે. ભૂલી.
કંઠે બંધાઈ કાયકી, મુખે પડીઓ શોષરે;
મરણ સમે મૂકે નહિં, હૃદે રસના પુણ્યશ્લોકરે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઈરે:
પગ દીઠો અજગર મુખમાં, તેણે શ્યામાને સાહીરે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાયરે:
જત્ન કરીને મુકાવીઓ, નળપત્નીનો પાયરે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢ્યું નહીં, છે વાસવનું વરદાનરે;
કરતળ વાસ સુધા તણો, દેહ રહી પરમ નિધાનરે. ભૂલી.

## વલણ.

દેહ રહી પરમ નિધાન, હળાહળ ગયું ઉતરીરે:
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરીરે.

## રાગ મારૂં.

વિષધર માર્યો વ્યાધે આવી, મહિલા મૃત્યુથકી મૂકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો તેડી દમયંતી સાથે.
પારધી હીંડ્યો જુગતે જીતી, વૈદર્ભી જાય બ્હીતી બ્હીતી;
ગયો એક તળાવની તીર, પ્રક્ષાલન કીધું સર્પશરીર.
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, તે અજગર કીધો ભક્ષ;
મુખનું પાસું રહેવા દીધું, બાકી શરીરનું ભોજન કીધું;
દમયંતી વિસ્મય હવી, આ તો વાર્તા દીઠી નવી;
જીવાંતક કહે હો નારી, તમો દીઠી વિદ્યા અમારી.

મનની ખટપટ સઘળી છાંડો, પ્રેમ કટાક્ષ મુજપર માંડો;
હુંતો પારધીપતિ છૌં વ્યાધી, પટરાણી કરું ભલે લાધી.
કુણ માત તાત કુણ સ્વામી, વન નીસર્યાં વૈરાગ પામી;
એકલાં આવ્યાં આણી દશે, કોણ નામ બોલો રળી રસે.
કોણે વચન કહ્યું કુવરધું, કાં અંબર અંગે અરધું;
શું નળ નળ મુખે જપો, છો ડાહ્યાં ઘેલામાં ખપો. ૩૨૫

જદ્યપિ દુ:ખ ત્હમને પડિયું. પણ ભાગ્ય મ્હારું ઉઘડિયું:
એમ કહીને ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા.
ધસ્યો **રાહુ ચંદ્ર**ને ચાંપે, તેમ દમયંતી થર થર કાંપે;
માં ભરિશ ઓરું ડગ, તુજ પર તુટી પડશે ખડગ.
હું તો **ભીમ**કરાયની બાળી, અલ્યા હું નહિ ચૂકવાવાળી;
હું તો દમયંતી **નર**ની નારી, પારધિ કહે ભાગ્યદશા મ્હારી.
એવું કહીને પારધિ ધસિયો, અબળાને ક્રોધ મન વસિયો:
મૂર્ખ કહ્યું માનરે મ્હારું, હો જમપુરના વટેસારુ.
ઉપકાર ત્હારો હું જાણું, તે માટે હું દયા કાંઈ આણું:
બળ માં કર તું મુજ સાથે, મૂર્ખ મરણ ચઢયું છે માથે.
કેમ જાવા દેઉં ભોળી ભામ, મુજ વિરહી તણો વિશ્રામ:
હુંમા શો અવગુણ જ દેખો, મ્હને શા માટે ઉવેખો.
મ્હારે મંદિર સ્ત્રી છે તરણ, તે રહેશે તમારે ચરણ;
આપણ બે જીવ જીવશું જડિયાં, કોણ સુકૃતથી સાંપડિયાં.
થનાર હશે તે દેઈશ થાંવા, પણ નહિ દઉં ત્હમને જાવા;
સુખે પારધી વંશમાં વરતો, હું નળથી નથી કાંઇ નરતો.
લક્ષણવંતી મને લોભાવો, પુરી વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્ર વિના ન દુભાવો, લ્યો ગૃહસ્થાશ્રમનો લ્હાવો.
ભક્ષ દુ:ખ ન ધરશો ચિત્ત, શત પશુ વેધું છું નિત્ય.
ઉંચું જોઇ કહે ધન્ય વિધાતા, મ્હને દમયંતીનો દાતા.
મ્હારી કર્મ દશા છે ચઢતી, વૈદર્ભી પામ્યો રડવડતી;
દેવ નહીં પામ્યા તપ કરતાં, મ્હને વાર ન લાગી વરતાં.
તૃણનો મેરુ ને મેરુનું તરણ, ત્હારી લીલા અશરણશરણ;
ભોગવી ન શક્યો નૈષધસ્વામી, નળે ખોઈ નારી મ્હેં પામી.
શું નળ નળ ઝંખના લાગી, પહોર નિશાયે ગયો ત્યાગી; ૩૫૦

શે લોભે લ્યો નળનું નામ, જેણે દુઃખિયાં કીધાં આમ.
બોલો આધાર પ્રાણજીવન, ધાયો દેવાને આલિંગન;
ક્રોધે સતિયે સંભાળ્યું સત્ય, રોઈ સમર્યા કમળાપત્ય.
વિઠ્ઠલજી ચઢજો વ્હારે, હું તો રહી છું તમ આધારે;
છો વિપત સમેના શ્યામ, મધુસૂદન રાખો મામ.
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મૂકાવ્યો મદગળ;
રાખ્યો પ્રહલાદ વસિયા થંભ, રક્ષા કરો ધરો ન વિલંબ.
સત્ય હોય સદા નિરંતર, અસત્યથી હોઉં સ્વતંતર;
ન મૂક્યા હોય નળ મનથી, કુદષ્ટે ન જોયું હોય અન્યથી.
આપત્કાળ રહી હોઉં સત્યે, નળ સમરી રહી હોઉં શુભ મતે;
પંચ મહાભૂત સાક્ષી ભાણ, ન ચૂકી હોઉં નળનું ધ્યાન.
સત્યબળે દેઉં છું શાપ, ભસ્મ થજો વ્યાધીનું આપ;
વચન નીસર્યું મહિલાનાં મુખથી, અગ્નિ લાગ્યો પગના નખથી.
સ્તવન કીધું બેહુ કરજોડી, નમતામાં થયો રાખોડી;
પ્રેમદા પામી પરિતાપ, ઉપકારીને દીધો શાપ,
જદ્યપિ વ્રત ન ભાગું, પણ લૌકિક લાંછન લાગું;
લોકને પારધીનો સંદેહ, માટે પાડું હું મ્હારી દેહ.
પ્રાણત્યાગે નથી હું બ્હીતી, શું કરૂં સ્વામી પાખે જીવી;
કેશનો પાંગરો ગુંથી ચડે. લેઈ ભરાવ્યો ફાંસો કંઠે.
હો વિષ્ણુ એટલું માગતી મરૂં, નળની દાસી થઇ અવતરું;
એવે કળજુગે ધાર્યું મન, કરૂં કૌતક હું ઉત્પન્ન.
મરણથી ઉગારી લીધી, ત્યાં માયા કળીએ કીધી;
દીઠી તાપસ આશ્રમ વાડી, ગઈ દમયંતી ફાંસો કાઢી.
નગ્ન દિગંબર છે મહંત, ગઈ પાસે હરખ્યું ચંત;
બોલે કળીજુગ નાસા ગ્રહી, અપ્રીત મચ્છ માટે થઇ. ૩૭૫

શકે ભીમકસુતા દમયંતી, તજી નાથે હીંડે ભમયંતી;
અલ્પ અપરાધની ભ્રાંતે, કામની તજી છે કાંતે.
ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશને અવતાર;
ફરી ફરીને પાગે નમે, નળનું પ્રશ્ન કરોજી લમે.
મુનિ કહે નળને છે ક્ષેમ, પણ ઉતર્યો તુજથી પ્રેમ;
નળ નારી શોધે છે અન્ય, તું કરજે જે ઉપજે મન.

તવ હરખ્યો પ્રેમદાનો પ્રાણ, મ્હારા પ્રભુને છે કલ્યાણ;
લક્ષ નારી કરો રાજન, પણ મ્હારે નળનું ધ્યાન.
ફરી ફાર તે જાણી નળ, નારીએ લીધાં જળ ફળ;
પામી વિરામ કીધું શયન, નિદ્રાવશ થઈ સ્ત્રીજન;
સ્વપ્નાંતર દીઠા નળરાય, જાગી તો દુઃખ બમણું થાય.

### વલણ.

નળની સ્ત્રી નિદ્રામાં, સ્વપ્ન વિષે પુણ્યશ્લોકરે;
ચાર ઘડીએ જાગી ચતુરા તો, આશ્રમ વાડી ફોકરે.

### રાગ મહ્લાર.

ભીમકસુતા જાગી કરીને, ચારે દિશાએ જોયરે;
નહીં તાપસ વન બીહામણું, નળની નારી રોયરે.
હું પાપણીને પગલે કરીને, મુનિએ મૂક્યો ઠામરે;
મ્હેં કોણ કૃત્ય રે આચરયાં જે, વિપત પડે છે આમરે.
હીંડે સાદ કરંતી વનમાં, ત્રિભોવન નાયક નરરે.
ગગને રહ્યા હરખે ઘણું, મ્હે ઉવેખ્યા અમરરે;
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વયંવરના સર્વરે;
આજ રિપુને વહી જાય છે, કૌતક કેરૂં પર્વરે.
એવું જાણી મ્હારા નાથજી, દાસીની લેજો સંભાળરે.
હો વિહંગમ વેવિસાળીઆ, મુને મૂકી નળ ભૂપાળરે.
હો વજ્રાવતી માવડી મ્હારૂં, ઢાંક ઉઘાડું ગાત્રરે;
હો ભીમક મ્હારા તાતજી, શોધી મનાવજો જામાત્રરે. ૪૦
હો નૈષધ દેશના રાજીયા, અણચિંત્યું દો દર્શનરે,
ભૂપરુપને જાઉં ભામણે, હો સલુણા સ્વામીનરે;
વૈદરભી નાથ વિજોગણી, વિરહે વ્યાકુળ શરીરરે;
ચતુરાને વન ચાલતાં, આવ્યું સરિતા તીરરે.
આનંદી અબળા અતિ ઘણું ઉતરતા દીઠા લોકરે;
ધાઇને પૂછે પ્રેમદા ભાઈ, દીઠા કહીં પુણ્યશ્લોકરે;

### વલણ.

પુણ્યશ્લોક છે એ સાથમાં, પૂછે નળની નારીરે;
નદી ઉતરતાં આશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારીરે.

## રાગ મારૂ.

શ્વાસ ભરી પૂછે સતી, વેપારીરે; કહું દીઠા છે નૈષધપતિ, વેપારીરે.
પ્રભુ ગયા છે પરહરી વેપારીરે; છે તમમાં વાત કહો ખરી, વેપારીરે.
કાંઇ દેખાડો નળ નાથને, વેપારીરે; રુડું હજો સઘળા સાથને, વેપારીરે.
સાચું બોલો જળ તીરછો, વેપારીરે; તહમે વિપત સમેના વીરછો, વેપારીરે.
રુપેબહ્માએવાળીહથરે, વેપારીરે; મ્હારો સ્વામી ઓળખીએ સથરે, વેપારીરે.
છે અદ્દભુત ગોરું ગાત્રરે, વેપારીરે; દીઠે અડસેઠ વળે જાત્રરે, વેપારીરે.
ગોરું મુખ મુછ વાંકડી, વેપારીરે; મોટી આંખ ચાલ છે ફાંકડી, વેપારીરે.
ચાલ જેની છે લટકતી, વેપારીરે; કાંતિ મણી જેવી ચળકતી, વેપારીરે.
કંઠે મોતીનું લ્હેહેરીયું, વેપારીરે; અરધું પટકૂળ પહેરીયું, વેપારીરે.
મુગટે માણેક ચળકતાં, વેપારીરે; કરણે કુંડળ લટકતાં, વેપારીરે.
અધર આંબાની કાતરી, વેપારીરે; વિશાળ હ્રદે કટિ પાતળી, વેપારીરે.
બોલ સાકરપેં મીઠડા, વેપારીરે; એવા નૈષધનાથ દીઠડા, વેપારીરે.
વણજારા એમ બોચરે, સુણ શ્યામારે; નિર્લજ વનમાં શું ફરે, સુણ શ્યામારે.
કો કહે કૃત્યા વન વસી, સુણશ્યામારે; કો કહે દીસે રાક્ષસી, સુણ શ્યામારે.
કો કહે મોટી પાપણી, સુણ શ્યામારે; કો કહે દીસે શાકણી, સુણ શ્યામારે.
કો કહે હું નૈષધપતિ, હો ઘેલીરે; આવ આલિંગન દીજે સતી, હો ઘેલીરે.
વાંકી દ્રષ્ટેજોયે ઘણા, હોઘેલીરે; દુઃખપામ્યામાં નહીંમણા; હોઘેલીરે. ૪૨૫
રોતી નાવ બેઠી સુંદરી, સુણ રાયરે; લોક માંહે મળી ઉતરી. ધર્મ રાયરે.
વેપારી ત્યાં વાસો રહ્યા, સુણ રાયરે; બે પહોર નિશાના ગયા, ધર્મ૦
નયણે આંસુડાં ગળે, સુણ રાયરે; દમયંતી બેઠી ઝાડ તળે, ધર્મ૦
ગજ જુથજળપીવા આવ્યાં. સુણરાયરે; સિંહથઇકળીએબીહાવીઆં. ધર્મ૦
ભડકી મેગળ મંડળી, સુણ રાયરે; વેપારી માર્યા મગદળી, ધર્મ૦
જે સતીને કુત્સિત વાક્યબોલીયા, સુણરાયરે; તે પાપી ગજે રગદોળીયા, ધ૦
અધિષ્ઠાતા વેપારીતણો, સુણ રાયરે; તેડયો જીવતો સાથ આપણો. ધર્મ૦
ભાઇઓ કુતુહળ મોટું હવું, સુણ રાયરે; મુને ઘટે છે વન બીજે જવું, ધર્મ૦
એવે કળજુગ પાપી આવીયો, સુણ રાયરે; વેષ તે જોશીનો લાવીયો, ધર્મ૦
તિથિપત્ર વાંચીને એમ કહે, રાયરે; ચેતો વેપારી કો જીવતો ન રહે, ધર્મ૦

### વલણ.

નહીં રહે કો જીવતા, ઉત્પાત દારુણ હોયરે;
એ કૃત્યા આવી કાલની, તેણે એ ખાધા સર્વ કોયરે.

## રાગ મેવાડો.

દેખાડી દીધી હો, કળિયે સુંદરી; ધાયા વેપારી હો લાવ્યા બંધન કરી.
સર્વે દરાવી હો, અબળા શાકણી; નળને સમરે હો, મધુર ભાષણી.
બોલ્યો અધીકારી હો, મારો સર્વે મળી; પડયા ત્રુટીહો, અબળાને નાંખીદળી.
ગડદા ને પાટુ, પહાણા ને લાકડી એણીપેરે મારી હો, બાળા બેઘડી.
રહ્યું બોલાતું હો, કંઠે કાંટા પડે; બંધન ત્રુટયું હો, નાહાસતી આખડે,
હું વધૂ દેખી હો, પૂર્વજ લાજીયા; મુને રાખો હો, નૈષધ રાજીયા.
ત્રાસે નાહાસે હો, પાછું ફરી જુએ રાજ માર્ગ હો દમયંતી રૂએ.
અંગે ઢીમાં હો, રુધીર ધારા ઝરે; બહુ સળ ઉઠયા હો, અવિલોકન કરે,
ઉષ્ણજ રેણુ હો, ચરણે દાઝેરે; કળી પુઠે પડીયો હો દેવા દુઃખકાજેરે.
નગ્ર એક આવ્યું હો, અબળા ઉલ્લાસીરે; રાજ કરેછે હો; ભાનુમતીમાસીરે.
પુરમાં પેઠી હો, આપત અવસ્થારે; ઘેલી જાણી હો, લોક સહુહસતારે,
બાળક પૂંઠે હો તાળી પાડેરે, શેં ઢાંકે કાયા હો, રેણુ ઉરાડેરે.
વૈદરભી વીહીલી હો, શેરીયહુટેફરેરે; નાંખે કાંકરા હો, કરઆડો ધરેરે. ૪૫૦
છજે બેઠી હો, માસી ભાનુમતીરે, મોકલી દાસી હો તેડાવી સતીરે.

## વલણ.

સતી તેડાવી રાણી, જે અબળા ઉભી રહીરે;
ભાણેજે માસી ઓળખી પણ, માસીએ ભાણેજ ઓળખી નહિરે.

## રાગ ગોડી.

દમયંતી મંદિરમાં પળે, અવાસ ન આવે આંખડી તળે;
ભાનુમતી જોઇ વિસ્મય હવી, "કહે પ્રેમદા કોણે પરભવી.
પ્રભુતા ત્હારા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે,
છો રૂદ્રાણી બ્રહ્માણી કે વૈષ્ણવી, કોણ કારણરૂપ ધર્યું માનવી.
લૌકિક કષ્ટ વેઠો છો માત, કહો મન મૂકી જથારથ વાત;"
"બાઇ હું માનવી સર્વથા, કર્મ જોગે ભોગવવી વ્યથા.
નર નારીએ તીર્થ જાત્રા માંડી, અંતરિયાળ પ્રભુ ગયા છાંડી;
ન જાણીએ શું દુઃખ મનમાં ધરી, નિશાએ નાથ ગયો પરહરી,
કર્મ કથા એ માના મ્હારી," માસી કહે "સાંભળ નારી;
કહીંએક તું દીઠી છે ખરી, જાણે ભગિનીની દીકરી.
પણ ત્હેને નોહે અવસ્થા એવી, રૂપે છે તું દમયંતી જેવી;
સુખે રહે સદનમાં સતી, તું મ્હારે જેવી ઇંદુમતી.

સુબાહુ મ્હારો સુત જેહ, બ્હેન કહીને રાખશે તેહ, "
કહે દમયંતી રાખી મામ, " નહીં કરું હું નીચું કામ.
દહાડી એક વિપ્રને આપું અંન, હવિષ્યાન્ન કરું ભોજન;"
એવું સાંભળી હરખ્યાં રાણી, રાખી પ્રેમદા ઉલટે આણી.
સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઇ નહીં;
રાતદિન કરે નળનું ધ્યાન, વિદેશી વિપ્રને આપે માન.
તેડાવે ટેહેલીઓ વાટે જતો, જાણે નળ સ્વામી થાય છતો;
હવિષ્યાન્ન જમે ને અવનિ સુવે, દેહદમન કરી દિન ખુએ,
સાંભરે સુખ ત્યારે તન તપે, રાત દિવસ નળને જપે;
એમ ઘણા દિવસ ગયા વહી, કળીને મન ચિન્તા થઇ. ૪૭૫
નળથી મંન ચળે નહીં સતી, તો કેમ વરાય મ્હારી વતી;
જો દ્વેષ આણે નળ સાથે, દમયંતી આવે હાથે.
કાંઈ વળી વિપત પાડું, એને માસી સાથે વઢાડું:
માસીની કુંવરી ઇંદુમતી, એક દિવસે નહાતી હતી;
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે;
મોતીનો હાર કંઠેથી કાહાડયો, ભીંતને ટોડલે વળગાડયો.
ટોડલામાં પેઠો પાપી કળી, મુક્તાફળની માળા ગળી;
ઈંદુમતીએ માંડયો શણગાર, જુએ તો નવ દેખે હાર.
અરોપરો તે ખોળ્યો ઘણું, વિચાર્યું એ કૃત્ય દાસી તણું;
પૂછયું તેડીને એકાંત, બાઇ તુજપર આવે છે ભ્રાંત.
લાવ વેહેલી કયાં મૂકી માળા, દમયંતીને લાગી જ્વાળા;
બાઇ એન માં ચઢાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ.
જોઇ બોલવું વદને વાંક, સ્વામી દ્રોહી પડે કુંભીપાક.

### વલણ.

કુંભીપાક પડે સર્વથા, સાચું ન બોલે જેહરે;
ઘેર રાખી, રંક જાણી, હવે કાં આપો છેહરે.

### રાગ પરજીઓ.

ઈંદુમતી કહે બાઇ સાંભળ, લોકને કાં સંભળાવો;
કહે વૈદરભી વણ ચોરીએ, શા માટે અકળાવો.
ઈં—હાથમાંહેથી હાર લઇને, ના કહે કેમ ચાલે;
વૈ—તસ્કર કરીને તો બાંધે, જો વસ્તુ હાથે ઝાલે.

ઈં—મિથ્યા હું કહેતી નથી, કોણ માળા લે તુજ પાખે;
વૈ—એવી ચોરટી હું હઉં તો, રાજમાતા કેમ રાખે.
ઈં—માતા મ્હારી માન દીધું, સતી સરખી જાણી;
વૈ—અસાધવી મુને કેમ ઓળખી, શું લેતાં અણો છે પાણી.
ઈં—અમે પરીક્ષા ત્હારી કરી જો, ભરથારે પરહરી;
વૈ—બાઇ હું મેણા જોગ થઇ, તમારા ઘરની પેટભરી. ૫૦૦
ઈં—ચોરી કરવી આંખ ભરવી, એ તે ક્યાંનો ન્યાય;
એવે રાજમાતા પધાર્યા, રોઇ બન્ને કન્યાય,
આપ આપણું દુઃખ કહે, માતાને નયણે ઢાળી આંસુ;
એક કહે મ્હારો હાર લીધો, એક કહે ચોરી ફાંસુ.
ચતુરશિરોમણી રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઇ તે મોટું અચરજ, સતીને કેમ કહેવાશે.
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ;
આપો હાર ક્લેશ નિવર્તે, જો કીધું હોય હાસ.
સરખે સરખાંમાં હોય કૌતક, આપો હાર મોતી તણો;
રાજકુંવર રીસાળ ઘણું છે, જાણે થશે ક્લેશ ઘણો.
માળા હોયે આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વસુર પક્ષની સર્વે જાણે, ત્હેને શો ઉત્તર દીજે.
હૃદે ફાટતે કહે દમયંતી, અપવાદ દીધો એવો.
હાં હાં બાઇજી હાર તમારો, લીધો છે મેં દેવો.
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું ઘેર રાખી;
અમો ન હોઉં ચોરી કરનારાં, છૌં જશનાં અભિલાખી.
ઇંદુમતી કહે આપે છૂટશો, શો શોહોર કરવો ઠાલો;
માળા મ્હારી કરમાં મૂકો, જો જશ હોયે વહાલો.
સેવક સખીઓ એમ કહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

**વલણ.**

કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસરે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશરે.

**રાગ મારૂં.**

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીંએ નથી સમાતી;

હરિ મ્હારે કોણ જન્મના કરતુ, પ્રભુ ચોરી થકી શું નરતું.
હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સામું; ૫૨૫
હરિ ત્હમે ગ્રાહથી ગજ મૂકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ ત્હમે મન અપરાધ ન લાવો, હરિ ત્હમે અનાથબંધુ કહાવો.
હરિ હું હરખે હણાઈ, હરિ હું ચોરટીમાં ગણાઈ;
હરિ હું કેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડી ભણી.
હરિ હું ત્હારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મ્હેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.
હરિ મ્હેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે.
હરિ દોહલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું.
હરિ હું ભરથારે છોડી, હવે દુઃખ કહું કેને માંડી;
હરિ મ્હેં કોણ પાતક કીધાં, હરિ મ્હેં સાધુને મેણાં દીધાં.
હરિ મ્હેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળપત્ય.
મ્હારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો રે નિપુણ.
અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલા વહારે મારી.
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મ્હારા હું તજીશ.
એવું કહીને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ:
એવું મનમાં ધરિયું ધ્યાન, સતીની વ્હારે ચઢ્યા ભગવાન.
અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ.
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મ્હેં કીધો હોય અન્યાય;
બાઇ હાર ત્હમારો જડજો, લેનારો ફાટી પડજો.
એવું કહેતામાં કળજુગ નાઠો, ત્યારે તડાક તોડલો ફાટ્યો;
માંહે થકો પડ્યો નિસરી હાર, સતીને ત્રુઠ્યા વિશ્વાધાર.
અંત્રિક્ષથી અકસ્માત, વરસ્યો હારતણો વરસાદ;
એક એકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી. ૫૫૦
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
બાઈ તું છે મોટી સાધ, મ્હારો ક્ષમા કરો અપરાધ.
ઇંદુમતી થઇ ઓશિયાળી, મુખડું ન દેખાડે વાળી.

વલણ.

વાળી મુખ દેખાડે નહીં, સત સતીનું રહ્યું રે;
બ્રુહદશ્વ કહે યુધિષ્ઠિરને, વૈદર્ભ દેશમાં શું થયું રે.

ઉડતી વાર્તારે, ભીમકે સાંભળી કાન;
દમયંતી એકલીરે, નળે રોતી મૂકી રાન.
વણજારે કહ્યુંરે, અમે દીઠી સરિતાને તીર;
રુપ ઘણું હતુંરે, જાણ્યું શક્તિનું શરીર.
કેશ છૂટા હતારે, વસ્ત્ર તે અડધું અંગ જાણ;
વાત ખરી મળીરે, વદતી હતી નળ નળ વાણ.
માતા વિલપે ઘણુંરે, દુઃખે દાધું અંતઃકર્ણ;
મેળાવો ક્યાં હશેરે, દીકરી રવડી પામશે મર્ણ;
વજાવતી માતાનેરે, નીર આવે નેણ અષાઢ;
પુત્રીને શોધવારે, સુદેવને ચઢાવ્યો પાડ.

## વલણ.

પાડ ચઢાવ્યો સુદેવને, કહે રાણીને રાયરે;
ગુરુજી તમ વિના અર્થ ન સરે, એમ કહી લાગ્યાં પાયરે.

## રાગ રામગ્રી.

બ્રાહ્મણ ચાલ્યો અનુચર વેશજી, અટણ કરતો દેશદેશજી;
કળા પાડી વરવું ગાત્રજી, જીર્ણ વસ્ત્ર ગ્રહ્યું તુંબીપાત્રજી.

## ઢાળ.

પાત્ર કરમાં રહિત જોખમ, જ્યેષ્ટિકા જીર્ણ વસંન;
દુઃખી દરિદ્રી સરખો દેખીએ, જદ્યપિ છે સંપન.
નીરખે ઓવારા નવાણના, જ્યાં નીર ભરતી નાર;
જોયાં જુથ જુવતિતણાં, પણ ન જડી ભીમકકુમાર,
તીર્થ જાત્રા જગન જાગ્રણ, જ્યાં સ્ત્રીઓનો સંવાય;
અજાણ્યો થઇ જુએ બ્રાહ્મણ શીશ ધુણીને જાય. ૫૭૫
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ;
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતા ગામ.
વિપ્ર પુરમાં આવિયો, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજમાતા, ઉજવે છે વર્ત.
પૂર્ણાહુતિવેળા હુતી, જોવા મળ્યાં બહુ જંન;
દાસી સાથે દમયંતી, કરે પંથીનું દર્શન.
અપૂર્વ મનુષ્યનું કરે દર્શન, નીરખે નરની કાય;
વિચાર એવો વૈદર્ભીને, આવી મળે નળરાય.

વેદ અધ્યયન કરે વાડવ અભિષેક આશીર્વાદ;
કિંકરી બહુ ગીત ગાયે, હોય ભેરી નાદ.
દિક્ષા લેઈ સુબાહુ, બેઠો તેજસ્વી જંન;
હુતદ્રવ્ય હોમાયે વિવિધ પેરે, ધુમ્ર ગયોરે ગગન.
દાન આપે ગાય સવચ્છી, રાય ભર્યો અહમેવ;
જગન કેરા કુંડની આગળ, આવી રહ્યો સુદેવ.
દેહ દુર્બળ રેણુએ ભર્યો, જ્યેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;
સભા સર્વ ખડખડ હસી, આ રત્ન ક્યાંથી આવ્યું.
જમ્રમંડળ જોયો નહિ, નહીં જોયો દિક્ષિત નરેશ;
ઘેલો જસો આવ્યો ધસ્યો, સર્વને મારે ઠેસ.
લોક કહે હો ઘેલીયા, ટેહેલીયા અંતરના અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિકળ દષ્ટ, શો સ્ત્રી સાથે સંબંધ.
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એવે સુદેવ ને દમયંતીની, મળી દષ્ટેદષ્ટ;
નિમેષ થાતી રહી નયણે, વિચારમાં પડયાં બેહ.
મારે પિયેરથી પધારિયો, સુદેવ સાચો એહ.
વિપ્ર કો વિદર્ભનો એ, નહાનપણુ મધ્ય નેહ;
માંહોમાંહે જોયાં કરે, સર્વને થયો સંદેહ.
ગુરુએ ગોરી ઓળખી, જડયું અબળાનું એંધાણુ;
ભામિનીના ભાલ ઉપર, વિધિએ નિર્મ્યો ભાણુ.
અગોપ રાખતી માસી મંદિર, કેશકેરી લટ;
ખસી વેણી સૂરજ ઝળકયો, હૃદે ભરાયુ ઉલટ.
સમીપ આવ્યાં સામસામાં, નેત્ર જળ જેમ નેવ;
સાથે બન્યો બોલિયાં, હો દમયંતી સુદેવ.

**વલણ.**

સુદેવ દમયંતિ મળ્યાં, ધરણી ઢળ્યાં મૂર્ચ્છા હવીરે;
સભા સર્વ વિસ્મય થઇ, આ તો વાર્તા દીસે નવીરે.

**રાગ ગોડી.**

અન્યોન્યે વાત પૂછીને, હૃદયે પામ્યા શોક;
રાજમાતા સુબાહુને, સુદેવે દીધો દોષ.
માસી મૂર્ચ્છા પામિયારે, હવો હાહાકાર;
દમયંતી પરદાસત્વ ભોગવ્યું, પ્રીછયો નહિ પરિવાર.

રાજમાતા લજ્જા પામ્યાંરે, આવ્યાં દમયંતીને પાસ;
દીકરી દુઃખે દહાડા નિર્ગમ્યારે, વરત્યાં થઇને દાસ.
અધર્મ આળ ચઢાવિયુંરે, ઓછું આપ્યું અન્ન;
ભોજન પેટ ભરી નવ પામિયાંરે, વસ્તું લેખ્યું વન.
છબીલી તું મુજને છાનું કહેત, તો નિશ્ચય ન પ્રગટત નેટ;
પરાધીન પિંડ પોખિયોરે, પરવશ ભરિયું પેટ.
રત્ન મ્હારી દીકરી, મ્હેં ગણી ઠીકરી સમાન;
વૈદરભી વિપત વેઠી ઘણીરે, ખોયું વપુનું વાન.
દાસપણે રહી બાપડીરે, તેણે દુઃખે હું બાળી;
દુર્બળ દારિદ્રય જણાવીયુંરે, તેણે નહીં વાલની વાળી.
સુવાને કાજે સાથરોરે, વસ્ત્ર પહેરવાને જાડું;
શીતળ નીરે નાહી દીકરી ને, નહીં નેહેરી ને નાડું.
દાધું કલેવર મ્હારુંરે, ચીરી કોયલા કાઢું;
ફુલફુલી મ્હારી દીકરી રે, અન્ન જમી દીધું ટાઢું,
હવે જીવીને શું કરૂં રે, વિષ ખાઇને પોઢું;
થઈ ગોઝારી બેન આગળેરે, શું દેખાડીશ મોઢું.
ઇંદુમતી મુખ સંતાડીરે, હું થઈ છેક છછોરી;
હું ભુંડી ભવોભવ વાર્તારે, ચઢાવી હારની ચોરી.
લજ્જા સાગરમાં બુડી ગયોરે, મસીઆઈ જે સુબાહુ;
સુત સૂરજને આવી ગ્રસ્યોરે, અપરાધરૂપીઓ રાહુ.
એમ ઓશિયાળાં સર્વ થયાંરે, બોલી દમયંતી વાણ;
માસી તમ ઘેર સુખ પામી ઘણુંરે, સાખી સારંગપાણ.
દોહલા દહાડા ઉતર્યારે, રહી મ્હારી લાજ;
પુત્રી સરખી હું ગણીરે, ન દીધું નીચું કાજ.
માસી ભાણેજ બન્યો મળ્યાંરે, ઓળખ્યાનાં આલિંગન;
શત સહસ્ત્ર સ્વાગત માંડી પછેરે, માન્યો ઘણું મુનિજંન.
વસ્ત્ર વાહન આપિયાંરે, વિનવિયો વિપ્રરાય;
ઘણું એક દમયંતીને આપ્યુંરે, માસી લાગી પાય.
સુબાહુ સાથે મોકલ્યોરે, વળાવ્યાં કુન્દનપુર;
સુખ શોભાએ જાયે સુંદરીરે, પંથ ઘણો છે દૂર.
ભાનુમતી ભેટી ઘણું રે, દીકરી મ્હારી સાધ;
છત્રપતિની અંગનારે, મ્હારો ક્ષમા કરો અપરાધ,

પગે લાગી માગી આજ્ઞારે, બેસી બેઠી સુખપાલ;
બ્હેન માસી જાતાં માગીયુંરે, વૈદર્ભી રાખે વહાલ.

**વલણ.**

વહાલ રાખે વૈદર્ભી, ક્ષેમે મળજો નૈષધધણીરે;
થોડે કાળે પહોંતી, પ્રેમદા, પીયર ગઇ વધામણીરે.

**રાગ આશાવરી.**

દુઃખે દિવસ નાખે દમયંતી, એક વરસ ગયું વહીરે; ૬૫૦
ત્રણ સંવત્સરની અવધ વીતી, નાથ આવ્યો નહીરે.
સુદેવને તેડી સ્તુતિ કીધી, આંસુ નયણે ઢાળીરે;
નૈષધનાથને કોણ મેળવે, હો ગુરુજી તમ ટાળીરે.
જન્મના તમો છો હેતસ્વી, કારજ મનથી કરવુંરે;
ન ઘટે કહ્યાની વાટ જોવી, શોધવા નીસરવુંરે.
ધીરજ આપી નૈષધનારને, વેષ નાનાવિધ ધરતોરે;
દમયંતીએ શીખવ્યો હીંડે, ટહેલ સઘળે કરતોરે.
રથે બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરેરે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડી, વેશ ટેહેલીઆનો ધરેરે.
દોઢ માસ ગયો અટણ કરતાં, આવ્યો અયોધ્યા માંયરે;
સભા માંહે ટેહેલ નાખી, જ્યાં બેઠો ઋતુપર્ણ રાયરે.
" અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ, પરિત્યાજ ત્હેનો કીધોરે;
ધર્મ ધોરિંધર ધિક તુજને, ફરી તપાસ ન લીધોરે;
રંકે રત્નનું જત્ન ન થાયે, જાત નીવડી નેટરે;
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટરે.
કુળ લજાવ્યું કરમી માણસે, કીર્તિ કીધી ઝાંખીરે;
જ્ઞાની પુરુષ વિચારી જોજો, ટેહેલ સુદેવે નાંખીરે; "
સભા બહુ વિસ્મય થઇ, કાંઈ ટેહેલ છે મરમવાળીરે;
ઘેલીયો ટેહેલીયો કરીને કાઢયો, કોઇ ઉત્તર નાપે વાળીરે.
સુદેવ ગયો હયશાળા મધ્યે, ટેહેલ નાખી તેણે દારરે;
મહિલાનાં કહાવ્યાં વચન સુણીને, બાહુક નિસર્યો બહારરે.
કદ્રુપ કાયા કામળ ઓઢી, કરમાંહે ખરેરોરે;
પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીખોને તરેરોરે.

કારમો સરખો કપોળ ચઢાવે, ટુંકડા કર નચાવેરે;
નાસિકાએ સડકા તાણે ને, નયણાં મચમચાવેરે; ૬૯૫
" ભારે વચન કહ્યાં ત્હેં બ્રાહ્મણ, નિસર્યો મહેણાં દેવારે;
વસ્તુને વિપત તો વોહોરતીઓ, કરતો હશે પરઘેર સેવારે.
વોહોર્યું તે કાંઇ રત્ન જાણીને, કાચ થઇ નિવડીયુંરે;
તત્ત્વરહિત માટે તજ્યું છે, નથી છૂટી પડીયુંરે;
તેહ મિત્રને તજીએ જેનું, મળવું મન વિના હાલુંરે;
તે સ્ત્રીને પરહરીએ જેનું, પિયુ કરતાં પેટ વહાલુંરે.
વાંક નહીં હોયે વોહોરતીઆનો, રહ્યો હોશે નિજધર્મેરે;
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કર્મેરે."
ગૂઢ વચન કેહી ઘોડારમાં, બાહુક જઇને બેઠોરે;
સુદેવ તો સાંસામાં પડયો, પ્રાણ વિચારમાં પેઠોરે;
એ બોલી તો નૈષધનાથની, હારદ અનાહુતરે;
નળ ભૂપ એને કેમ કરી માનું, રૂપે બીજો ભૂતરે;
જઠરભરણ કો રીસનું જાણું, ફરી ન જાય બોલાવ્યોરે;
પાડોશીને પૂછી કાઢયું, ત્રણ વરસ થયાં આવ્યોરે.
રાજાએ પ્રીત કરીને રાખ્યો, અશ્વવિદ્યા કોઇ જાણેરે,
પવિત્ર નૈવેદ્યને પાળે, વિજોગનું દુઃખ આણેરે.
એવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વિદર્ભ દેશરે;
વૈદરભી તવ આનંદ પામી, વિપ્ર પૂજ્યો વિશેષરે.
શ્યામાએ સમાચાર પૂછયો, કહી સ્વામીની ભાળરે.
સુદેવ કહે નિસાસો મૂકી, અવનિ ખોળી બાધીરે,
દેશવિદેશ ગામ ઉપગામ, જડયો નહિ ભૂપાળરે;
અટણ કરતાં અયોધ્યામાં, શોધ કાંઈ એક લાધીરે.
સભા નવ સમજી ઋતુપર્ણની, રહ્યાં મસ્તક ડોલીરે;
બાળબીહામણો ઘોડારમાંહેથી, બાહુક ઉઠયો બોલીરે.
સ્વરૂપ જોઇ હું છળ્યો છઉં, સ્વપ્નામાં બીહાવેરે;
નાઠો આવ્યો છું ફરીફરી જોતો, રખે પૂંઠેથી આવેરે. ૭૦૦
ભૂત પિશાચ કે જમકિંકર, પ્રેત અથવા રાહુરે;
અયોધ્યામાં રોતા રાખવા, બાળકને તે હાઉરે;
તેણે ટેહેલનો ઉત્તર આપ્યો, કાંઇ સ્વાદઇંદ્રિનો વાંકરે;
કહે વસ્ત ખોટી થઈ નીવડી, શું કરે વોહોરતીઓ રાંકરે.

પિયુજનથી પેટજ વહાલું, ત્હેનો સંગ તે માઠોરે;
એઉને દુઃખ સરખાં હોશે, કહી ઘોડારમાં નાઠોરે.
એ બોલી તો બાહુકીઆની, જુઓ વિચારી બાઈરે;
મર્મ વચન સુણી મહિલાનું, હૃદે આવ્યું ભરાઇરે.

### વલણ.

ભરાયું હૃદે રાણીતણું, ને આંસુ મૂક્યાં રેડીરે;
બાહુક નોહે એ નૈષધપતિ, સુદેવ લાવો તેડીરે.

### રાગ સોરઠી મારું.

આંસુ ભરીને કામની કરે, વાણીનો વિચાર, ગુરુજી;
એ નોહે બાહુકના બોલડા, હોયે વીરસેન કુમાર, ગુરુજી;
એ જીવન પ્રાણાધાર, ગુરુજી, જાઓ માં લગાડો વાર. ગુરુજી;
ભ્રાંત પડે છે રૂપની, તે પ્રગટયાં મારાં પાપ, ગુરુજી;
રુપ ખોયું કહીં રાયજી, એ કોણે દીધો હશે શાપ, ગુરુજી;
મ્હારા જાએ તનના તાપ, ગુરુજી તમવડે થાય મેળાપ, ગુરુજી;
અશ્વરક્ષકનો નોહે આશરોરે, જાણે અંતરની વાત. ગુરુજી;
બોલે બોલજ મારીઓરે, નોહે ઘોડારીઆનો ઘાટ, ગુરુજી;
હું જાણું બોલ્યાની જાત, ગુરુજી, હોય પુષ્કરજીનો ભ્રાત, ગુરુજી;
પુનરપિ જાઓ તેડવારે, જીવન વસે છે જાંહે, ગુરુજી;
પરીક્ષા એ પુણ્યશ્લોકની, એકે દિવસે આવે આંહે, ગુરુજી;
જાઓ અયોધ્યા માંહે, ગુરુજી, હવે બેસી રહ્યા તે કાંહે. ગુરુજી. ૭૨૨

---

# શામળભટ.

---

## સાહસકર્મ.

### ચોપાઈ.

ગોકુળપુર ગુણવંતુ ગામ, નરેન્દ્રપાળ રાજાનું નામ;
સત્યવાદી શૂરો કે'વાય, બાંધી ધર્મ તણી ધ્વજાય.
વર્ણ અરાઢે વાસો વસે, ધર્મ માર્ગ ઉપર સહુ ધસે;
વિપ્ર વિદ્યાવંત વિવેક, શાસ્ત્રતણા જાણે છે નેક.
રહેતો ગોકુળીઆ ગામમાં, ન્યાય શાસ્ત્રતણા નામમાં,
દેવેશ્વર દ્વિજ દેવ સ્વરૂપ, બ્રાહ્મણ બ્રહ્માવત્તાનો ભૂપ.
ભણ્યો ગણ્યો સંતોખી સુખી, દામ નહિ ગાંઠે તે દુઃખી;

નિર્મળ કુળની નિર્મળ નાર, પવિત્ર ધર્મ પાળે આચાર.
કંથ પોતાનો છે તે કવિ, નિત્ય નિત્ય વાતો જોડે નવી.
પેરપેર પારખે પુરાણ, મોટમ વિદ્યાનો મેંરાણ;
કોને નવ જાચવારે જાય, જેવું કર્મ લખ્યું તે ખાય.

### દોહરા.

નારી બોલી નેહશું, સાંભળ પંડિતરાય;
વિદ્યા બાળ તું તાહરી, કહું મૂકી લજ્જાય.
ભાત ભાત વિદ્યા ભણ્યો, ઘરમાં વેઠે દુઃખ;
બાળ વિદ્યા તું તાહરી, દામ નહિ તે દુઃખ.

### છપ્પો.

જેની ગાંઠે ગરથ, તેહ બહુ વિદ્યા ભણિયો;
જેની ગાંઠે ગરથ, તેહ નહિ કોનો રણિયો.
જેની ગાંઠે ગરથ, તેહ પંડિતમાં પૂરો;
જેની ગાંઠે ગરથ, તેહ સામદમાં શૂરો.
વળી જેની ગાંઠે ગરથ છે, પરાક્રમી પૂરો જાણવો;
વિદ્યાવંત દરિદ્રી તો, પંડિત નહિ પ્રમાણવો.
વિદ્યા ન મૂકાય હાટ, ઘરેણું નવ ઘડાયે;
વિદ્યા વસ્ત્ર ન વણાય, વિદ્યા ચૂલે ન ચડાયે;
વિદ્યા નવ થાયે લોટ, વિદ્યા નવ ભાગે ભૂખ;
વિદ્યા પાટો ન બંધાય, વિદ્યાથી ન જાયે દુઃખ.
વળી વિદ્યાથી વપુ રહે નહિ, વિદ્યા ન પીવાયે પાણીએ;
જો દારિદ્ર વેઠે ડાહ્યા થઇ, શામળ કહે મૂરખ જાણીએ
વિનતા નવ પામે વસ્ત્ર, તનુજ નવ પામે ટોપી;
ન્યાત નવ પામે રીત, લાજ મરજાદા લોપી.
પિતૃ નવ પામે પિંડ, શરીર નવ પામે સેવા;
સ્ત્રી નવ પામે શણગાર, દાન નવ પામે દેવા.
વળી ભૂખે બાળક તો ભરભડે, દિવસ ધાન્ય નહિ દેહની;
સહુ શાણા સમજુ સમજજો, વિદ્યા બાળ્ય તું તેહની.
વિદ્યા ભણીઓ જેહ, તેહ ઘેર વૈભવ રૂડો;
વિદ્યા ભણીઓ જેહ, કામની કંચનચૂડો.
વિદ્યા ભણીઓ જેહ તે સદાવ્રત આપે;
વિદ્યા ભણીઓ જેહ, કષ્ટ પરાયાં કાપે.

વળી વિદ્યા ભણીઓ જેહ જન, સળ કળા ગુણ સારખા;
કવિ **શામળ** કહે બીજા બાપડા, પા'ણ સરીખા પારખ્યા.
વિદ્યાવંત વિદેશે જાય, તેહ તો વિદ્યા શાની;
નગુણાના ગુણ ગાય, તેહ કહો રીતો કોની.
વિદ્યાવંત થાય દરિદ્ર, દીન થઈ માનજ માગે;
તે વિદ્યામાં વાટચ, પ્રીત વણ પાયે લાગે.
જો અતિ દુઃખ પામે અર્ભકો, વનિતા ન પામે વીંટી છલો;
કવિ **શામળ** કહે સ્રીને મને, ભરથાર મૂર્ખ તેથી ભલો.

**દોહરા.**

ચટકો લાગ્યો ચતુર નર, સુણી ચંતની ચરિત્ર;
કવિરાજ તે કાળી સમો, પંડિત પૂર્ણ પવિત્ર.
મૂરખ છે તું માનની, વિવેક ન જાણે વર્ત;
પંડિત જીવતો જાણવો, મૂર્ખ જાણવો મર્ત.

**છપ્પો.**

વિદ્યા આગળ લાછ, રહે છે નિત કર જોડી; ૫૦
વિદ્યા આગળ લાછ, હીંડે છે આછું ઓઢી.
વિદ્યા આગળ લાછ, પાય નમે છે પાસી;
વિદ્યા આગળ લાછ, દીનપણે છે દાસી.
સદ્‌વિદ્યા છે શિરોમણી, સદ્‌વિદ્યા ત્યાં ધન કશું;
**શામળ** કહે સદ્‌વિદ્યા વિના, પામરજન પ્રૌઢા પશુ.

**દોહરા.**

કામની તું કાં કળકળે, કૂડા ધનને કાજ;
આ શ્લોક વેચ એક સુંદરી; રામા ભોગવ રાજ.
( એક ) લેખ લખીને આપિયો, હેતે નારી હાથ;
ચતુરા વેચ ચૌટે જઇ, કો શ્રીમંતને સાથ,
સવાલાખ ટકા સહી, દે તુજને જે દામ.
ગર્થ લઈ ઘેર આવજે, કામની કરી શુભ કામ.
ચતુરા ચાલી ચૌટડે, કાગળ છે કરમાય;
**દાણી દીપચંદશા** તણો, તન એક આવ્યો ત્યાય.
સોળ વર્ષ સલક્ષણો, સકળકળા સમેત;
દીઠો કાગળ કર કામની, હૈડે પ્રગટયું હેત.

વાંચી જોયો વાણિયે, રૂડો મધ્યે અર્થ,
શામાને કે' શેઠીઓ, લિયે ગણીને ગર્થ.

### છપ્પા.

" સહસા ન કરે કામ, હોય જે દિલનો ડાહ્યો;
સહસા ન કરે કામ, તેહ નવ જાયે વાહ્યો.
સહસા ન કરે કામ, હોય જે પંડિત પૂરો;
સહસા ન કરે કામ, હોય સત્યવાદી શૂરો.
વળી સહસા કામ કરે નહિ, તે જશવંતા જાણીઆ;
કવિ શામળ કામ સહસા કરે, પંડિત નહિ તે પા'ણીઆ,
સહસા કામ કરનાર, કોઇ દિન શીશ કટાવે;
સહસા કામ કરનાર, માન મરજાદ મટાવે, ૭૫
સહસા કરે જે કામ, જર જોતામાં ખોયે;
સહસા કરે જે કામ, સુખ ત્હેને નવ હોયે.
વળી સહસા કામ કરનારને, દુઃખ દાવાનળ આવી અડે;
સામળ કે' સહસા કામ કર્યાં થકી, વિમાસણ પિંડમાં પડે."

### ચોપાઈ.

વણિકપુત્રે વાર વાંચિયું, શાસ્ત્રસાખથી તે સાંચિયું;
ગણીને આપ્યો ત્હેને દામ, કામની કે' થયું મુજ કામ.
પંડિત પાસે આવી તેહ, શીતળ થઇ પોતાની દેહ;
શાહ શ્લોક લેઇને ગયો, પોતાને મંદિર જઈ રહ્યો.
સેજ સુવાની મધ્ય મેડીએ, તે કાગળને ત્યાં ચોડિયો;
પંદર વર્ષની પરણી નાર, સોળ વર્ષનો શાહ કુમાર.
કોડે ઘેર મંગળ કહાવિયું, તે સ્ત્રીને સીમંત આવિયું;
બાંધી રાખડી શુભ દિન સાચ, થયા મસવાડા પૂરણ પાંચ.
તે દિવસે વિદેશે વા'ણ, પુર પાટણ કીધું પ્રયાણ;
પિતાને સોંપ્યું ઘરસૂત્ર, પરદેશ વિષે પરવરિયો પુત્ર.
ઠઠ્ઠાબખ્ખર જાવે જાય, કાળાં પાણી અર્ણવ માંય;
એહ વાત અહીંયાંથી રહી, ઘેર ઘરણીની શી ગત થઇ.
દિવસ પૂરા થયા દશ માસ, ઇશ્વરે પૂરી ત્હેની આશ;
તાતથકી સવાયો તન, અમૂલક રૂડો રાજરતન.
અષાઢ તણો જ્યમ વાધે મેહ, વાધે એમ દેવાંશી દેહ.

શુકલ પક્ષે જ્યમ વાધે ચંદ્ર, અર્ણવ ભરે જ્યમ વાધે ઇંદ્ર.
ઉત્તરાયણ જ્યમ વાધે સુર, નર ભેટે ( જ્યમ ) વાધે નારી નુર;
વાયુથી જ્યમ વાધે અભ્ર, ઘૃત હોમે જ્યમ વાધે જભ્ર.
વાધે એમ વણિકનો બાળ, પુત્રપિતા કરે પ્રતિપાળ;
આભૂષણ શોભે તનતણું, રૂપ સ્વરૂપ અનુપમ ઘણું.
કાને કુંડલ લોલક લોલ, લક્ષણ બત્રીશ કળા છે સોળ; ૧૦૦
રઢિયાળું સુતકેરૂં રૂપ, ભારે કર્મનો ભોગી ભૂપ.
તન દેખીને માતા ઠરે, અધિક હેત હૈડામાં ધરે,
હરખે વાધ્યું જોબનપણું, અતોલ તોલ છે તરુણીતણું:
વાધે રૂપ એમ અપરંપાર, બુધથી વીત્યાં વર્ષજ બાર;
વિદેશ ગયાં હતાં જે વા'ણ, (તે) આવ્યાં નગર સમીપે જાણ.
અપરંપાર કમાયો ગર્થ, સર્યો વેપારી કેરો અર્થ;
કાળા પાણી કેરો માલ, નાણાવટી થયા સહુ નહાલ.
ઝીપ્યાં વા'ણ ખરી ખાડીએ, વા'ણવટી ઉતર્યો વાડીએ.

દોહરો.

દીપચંદ દાણીનો દીકરો, દયાળચંદ દાતાર;
(તે) ચતુરશિરોમણી આગળો, વપુએ કર્યો વિચાર.
જોઉં ચર્ચા મુજ ઘરતણી, જોઉં કુશળ ક્ષેમ;
જોઉં માતપિતા જઇ, હૈડું કરીએ હેમ.
જોઉં મે'લ ને મેડીઓ, જોઉં વણજ વેપાર;
જોઉં ઘરણી ઘરસુત્રને, જોઉં આચાર વિચાર.
કટાર એક કરમાં લિયો, મધ્ય રાતે આવ્યો મે'લ;
જોયાં મંદિર માળિયાં, સઘળી શોભા સે'લ.
માનુની મેડીએ ચઢયો, દીઠું ઝાકઝમાળ;
દીપક દશ દિશાથકી, ખરી ખૂબીનો ખ્યાલ;
હીંચોળાખાટ હીરે જડી, પરવાળીના પાટ;
ઘમકે ઘુઘરી ઘોર ઘન, સ્ફટિકમણિના ઠાઠ.
અર્ભકની પાકી અંગુલી, દેહમાં દારૂણ દુઃખ;
મસ્તક માત ખોળા વિષે, અંગુલિ માને મુખ.
રામા છે રંભા સમી, ભરજોબન છે વેશ;
અંગ ઉર ઉઘાડું ઘણું, શિર છૂટા છે કેશ.

જુલ્ફાં છૂટાં ( છે ) સુતતણું, ઉપમા જેવો ઇંદ્ર; ૧૨૫
જાણે દેવ દેવાંશીઓ, જાણે શરદનો ચંદ્ર.
નિદ્રાવશ બેઉ થયાં, એક એક પર હાથ;
આંગળી માના મુખ વિષે, બાંય ભરાવી બાથ.
સત્તાવીશ વર્ષની સુંદરી, સત્તરની તેહ જણાય;
બાર વરસનો બેટડો, ગુણ બાવીશ ગણાય.
દયાળે દિલ વિચારીયું, એ જુવતી કેરો જાર;
ભોગવે મારી ભામની, ખરો આણ્યો દિલ ખાર.
માણે છે મર્દને માનુની, અધિપતિ થઇને આપ;
એ પાપીને મારતાં, પલક ન બેસે પાપ;
અંતરીક્ષ બારીથી ઉતર્યો, તજ્યું હૈડેથી હેત;
હીંચે નૂરને નારીઓ, જ્યાં સુખસજ્જા સેજ.
કાઢી કટાર ને કોપીઓ, મારે સુતને જેમ;
એટલે ભીંતિ દીઠડો, કાગળ ચોડયો તેમ.

## श्लोक.

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ॥
वृणते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥

શ્લોક વાંચ્યો ફરી વાણિયે, સહસા ન કરીએ કામ;
સવા લાખ ટકા મ્હેં આપીઆ, ચોડયો આણે ઠામ;
સહસા કામ કરૂં નહિ, વિચાર્યું એ વ્રત;
પાછો વળિયો વાણિયો, તે વેળાએ તર્ત.
બીજે દિવસે ( આવ્યો ) નગરમાં, વાયે ચાલી વાત;
વહાણ વિદેશી આવિયાં, શ્રીમંત શેઠનાં સાત;
સ્વજન સામું આવિયું, ગરગડિયાં નિસાણ;
સુંદર રથ શણગારિયો, જાણે ઉદિયો ભાણ.
આગળ અબલખ અશ્વપર, પોતાકેરો પુત્ર;
કાને મુક્તાફળ કોટિનાં, શોભા વિધવિધ સુત્ર.
માત તાત મોસાળીયાં, સગાં સહોદર સાથ;
મોતીની થાળી ભરી, શ્રીફળ લીધું હાથ.
મળ્યા ભેટયા માબાપશું, ત્હેની પાસે તન;
પિતા પુત્ર નવ ઓળખ્યો, ( તે ) મળ્યા મેલીને મન.

પિતાને પુછ્યું પટંતરે, આ કોણ રાજવી રૂપ;
એ કોણ જનુનીને જણ્યો, ભારે કર્મનો ભૂપ.
તાત કહે તન સાંભળો, એ છે ત્હારો તન;
(એ) કુળદીપક કુળતારણો, આપણું તન મન ધન.
પંચમસવાડા પેટથી, (તમો) ચાલ્યા ચતુરસુજાણ;
ઇશ્વરે એ ઉછેરીઓ, ત્રુઠયા દિનકર ભાણ.
અમૃત ઝરિયાં આંખથી, વુઠયા અમૃતમેહ;
અમૃત દષ્ટે નિરખીઓ, દિવ્ય દેવાંશી દેહ.
એની પાકી છે અંગુલિ, નિદ્રા તજી દિન પાંચ;
એક ઘડી કાલે ઉંઘીઓ, શીતળ થઇને સાચ.
માતામુખમાં આંગળી, પોઢયો પાસામાંય;
એને હરખજ ઉપન્યો, તેથી આવ્યો આંય.
દેવદુંદુભિ વાજતે, ઘણે હેતથી ઘેર:
નરનારી નેહે મળ્યાં, પૂછી સઘળી પેર.
ખોગ કરાવી ખંતથી, જેણે લખીઓ પાઠ;
સવાલાખ પહેલા આપિયા, ફરી આપ્યા લખ આઠ.
ડાહ્યા દીલમાં દાખજો, જેનાં નિર્મળ નામ;
સહસાએ કરવું નહિ, રૂડું કે ભુંડું કામ.

## મોત વિષે-છપ્પા.

કોઈ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઈ કહે કરડયો નાગ, કોઈ કહે વાસી વળિયું.
કોઈ કહે વાધ્યો રોગ, કોઈ કહે શસ્ત્રજ વાગ્યું,
કોઈ કહે મારી મૂઠ, કોઈ કહે પાપજ લાગ્યું;
ઇશ્વર માથે લેતો નથી, જગત માંહી મહિમા જુઓ;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ.
પેસે અરણવનીર, તીર ગંગાને બેસે;
ચઢે જો પર્વત મેર, કદી પાતાળે પેસે.
પર્વત માંહી પ્રવેશ, કરે આપે એકાંતે;
ઔષધ અમૃતાહાર, ભમે ભુલ્યા બહુ ભાંતે.

કિંકર રાખે કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
નાઠે ન મૂકે ભૂખ, દુઃખ નાઠે નવ જાયે;
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ થાયે;
નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકેમ લુંટે.
નાઠે મોત મૂકે નહીં, પ્રસવ્યો ત્યાંથી પાશ છે;
કવિ શામળભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.
જે જાયું તે જાય, જેહ ફુલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચઢયું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દાવશ સર્વ, કાળ સૌકોને ખાશે;
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.
ગયા ઇંદ્ર કંઇ ક્રોડ, ગયા બ્રહ્મા કંઇ ભુલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડુલ્યા,
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહીપત;
ગયા દિલીપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપત.
વળી ગયા જનકને જાદવો, જે વળી લાવ્યા જાન્હવી;
થિર થાવર કોઈ રહ્યા નહીં, કોણ માત્રમાં માનવી.
રાખે લખ રખવાળ, લોહપિંજરમાં પેસે;
જાય જોરાવર શરણ, પ્રીતે પાતાળે પેસે.
જાય શેષને શરણ, રવિરથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મઘવા સંગ મ્હાલે.
કદી સંચ પ્રપંચ કરે ઘણા, રવિમંડળ આખું અટે;
પણ શામળભટ સાચું કહે, મરવાનું તો નહીં મટે.
કોઇ આજ કોઈ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઈ જોબન કોઇ વૃદ્ધ, બાળજન જુવતી જાતે.
કોઈ તાવે તરફડી, આપઘાતે કોઈ મરતા;
કોઈ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતા.
કોઇ વાસી વિકાર કે હકડવા, કોઇ મમતે લઢીને મુઓ.
કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.

ચિરંજીવી નહિ કોઇ, ગયા માંધાતા મહીપત;
ચિરંજીવી નહિ કોઇ, ગયા વહી અગણિત અહિપત.
ચિરંજીવી નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્ર;
ચિરંજીવી નહિ કોઈ, ગયા કાંઇ સૂરજ ચંદ્ર.
વળી ગયા રામ ને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સુલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી.
કોઈ આજ કોઇ કાલ, કોઇ માસે ખટમાસે;
કોઇ વર્ષે દશબાર, કોઇ પચીસ પચાસે.
કોઈ સાઠ સિત્તેર; કોઈ પોણોસો એંસી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી;
જે નામ ત્હેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો.
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વ્હાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું:
રહે ઘરમાં કે ગામ દેશ પરદેશે પડશે;
જળ પરપોટા જેમ, એક દિન નિશ્ચે મરશે.
રાખી કોઇની રહેશે નહીં, દિવસ નકી નહીં દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂસો શો એહનો.

## વચન પાળવા વિષે.

### છપ્પા.

વચન કાજ હરિશ્ચંદ્ર નીચ ઘર ભરિયું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી;
વચન એકને કાજ, હરે હલાહલ પીધું,
વચન એકને કાજ, દેવવર દૈત્યે લીધું;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો થઈ રહ્યું.
એક વચનને કાજ, રંક રાવણ થઈ બેઠો,
એક વચનને કાજ, બળી પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચી હરિશ્ચંદ્રે નારી,

એક વચનને કાજ, **પાંડવો** હાર્યા પ્યારી;
વળી એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા,
કહે **શામળ** વચનજ કારણે, સો **કીચક** સાથે શમ્યા.
પાળે વાયક શૂર, જેહ રણમાં બહુ ઝુઝે;
પાળે વાયક સિદ્ધ, જેહ ને આગમ સુઝે.
પાળે વાયક ભક્ત, કરે ઈશ્વર વશ આપે,
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે;
પાળે જે વાયક પ્રેમથી, વેદે વિવિધ વખાણિયો,
**શામળ** વાયક સંભાળતાં, જશે જગતમાં જાણિયો.
વચન પાળે તે રાય, બાકી તો રાંડી રાંડો,
વચન પાળે તે શાહ, બાકી ગુણહીણો ગાંડો,
વચન પાળે તે વિપ્ર, ધર્મ સૌ ધાર્યો તેણે,
વચન પાળ્યું તે વીર, જગત જશ લીધો જેણે;
પાળે સદવાયક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણી,
**શામળ** કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી.

---

## વિદ્યા વિષે.

### છપ્પા.

લક્ષપતિ તો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે,
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકી, જોર જોતામાં જાયે,
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે;
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી,
સત પુરૂષો મન માનજો, સદવિદ્યા છે શુભ સહુ થકી,
વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે,
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યા માંહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી,
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદવિદ્યા રત્ન વિશાલ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યાવિહીન નર તે પશુ.

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા.
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાંકા;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જયમ ટાંકાં;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિર મોર છે,
**શામળ** કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.
મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે,
મૂરખ મોતનમાલ, પંડિત ફુલમાળા ઘાલે:
મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે,
મૂરખને અલખત મોજ, પંડિત ખડધાન્યજ ખાવે:
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે,
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, **શામળ** ઝવેરી પરીક્ષા કરે.
પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો,
પંડિતને પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો:
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે,
પંડિતને સન્માન, માન અનમીનાં મોડે;
જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે:
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવિ **શામળ** સાચું કહે.

---

## પરચુરણ.

### લક્ષ્મી.

( છપ્પા. )

નાવે ડહાપણ કીધ, નાવે વિદ્યા ભણતે,
નાવે કરતે ફૂડ, નાવે ગુણ જ્ઞાન ગણંતે.
ના આવે ગયે વિદેશ, નાવે વેઠયે દેહ દુઃખે,
ના આવે જણાવે જોર, નાવે તજે સુખ ભૂખે.
ના આવે પરાક્રમ પરવશે, ના આવે લોભ લાલચ થકી;
**શામળ** કહે લક્ષ્મી લહરતો, આવે કર્મ સંચા થકી.
તેઠી કહીં નવ જાય, ઘણું ઘણું મહેનત માગે;
ચિત્તમાં એને ચાહે, પ્રણીપત પાગે લાગે.

કસર કરે નવ રહે, નવ રહે વાવરતાં દહાડી;
પરપંચે નવ રહે, નવ રહે ઘરમાં ગાંઠી.
આશા કરો મા એહની, માની મમતા મર્મની;
શામળ કહે લક્ષ્મી રહે, કબુલ રેખ જો કર્મની.

## ગુણ.

ગુણની આગળ ભૂપ, સરીખા રહે કર જોડી;
ગુણની આગળ રૂપ, જુએ નિત્ય આધું ઓઢી;
ગુણની આગળ ગર્થ, ઘણેરો ફેરા ખાયે;
ગુણની આગળ દાતાર, માન માગવા જાયે;
ગુણનાં માન ઘણાં કરે, જે માન નહીં ભૂપને;
શામળ કહે ગુણે રાચજો, રખે રાચો કોઇ રૂપને.

## હિંમત.

કોઇ દિને અમરત આહાર, કોઈ દિન લુખી ભાજી;
કોઈ દિન પળવું પાય, કોઈ દિન ચઢવા વાજી.
કોઈ દિન સુંદર સેજ, કોઇ દિન ભોમી સુવું:
કોઇ દિન વિવા હોય, કોઇ દિન રીસે રોવું.
કોઇ દિન રળવું ઘણી રીઝથી, કોઈ દિન ખોવા દામને;
શામળ કહે હિંમત ન મુકીએ, સંભારીએ શ્રીરામને.

## છુટક દોહરા.

નીચ દૃષ્ટિ તે નવ કરે, જે મોટા કહેવાય;
શત લાંઘણ જો સિંહ કરે, તોય તૃણ નવ ખાય.
રત્ન જડિત હોય મોજડી, શીશ ન બાંધે નેટ;
કનક છરી હાથે ધરી, કોય ન મારે પેટ.
કમળ જળમાં નિત્ય રહે, નિમેષ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનું શુદ્ધ શરીર.
જીભને ચીકટ અડે નહિ, સોને ન અડે શ્યામ.
ગુણને અવગુણ ન અડે, જ્ઞાનીને ન અડે કામ.
નીરને અગ્નિ નવ અડે, દુષ્ટ હૃદે નહિ શમ.
લોભને લાજ અડે નહિ, જ્ઞાનીને ન અડે કામ.
બ્રહ્મને કર્મ અડે નહિ, સંતોષીને ન અડે દુઃખ;
જોગીને ભોગ અડે નહિ, રોગીને ન અડે સુખ.

અરૂણને તિમિર નવ અડે, સિદ્ધિને નવ અડે શાપ;
સિંહને શિયાળ અડે નહિ, પરિગ્રહને ન અડે પાપ.
વેદ ને ભેદ અડે નહિ, ખળને ન અડે સત્ય;
સાચાને જુઠ અડે નહિ, જો પ્રભુ રાખે પક્ષ.
અગ્નિ બાળે સરવને, જીવ બાળ્યો નવ જાય;
મન્મથ જીતે સર્વને, જ્ઞાની નવ જીતાય.
વ્હાલાં પાખંડ અજાણને, હરિજનને વ્હાલા રામ;
સત્યને વ્હાલો ધર્મ છે, પાપીને વ્હાલો કામ.

**બૃહત્ કાવ્યદોહન.**

## રાવણ મંદોદરી સંવાદ.

### છપ્પા.

રાવણ—શી મૂરખને શીખ, શી ઘેલાશું ગોષ્ટિ;
શી અદાતની કિરત, શી વેરીશું વિષ્ટિ.
શી સજ્જનશું રાડ, શી રાંકશું રૂઠી;
નાગરા શું ગાન, પ્રીત ત્યાં શી પીઠી.
શી વાત વનિતા તણી, મોટા જન કેમ માનિયે;
**શામળ** કહે શાણી ઘણું, પણ પ્રેમદા બુદ્ધિ પાનિયે.

**મંદોદરી**—ગોખરૂ મૂળે હાથ, હેત ઘણેથી ઘાલ્યો;
મણિધર કેરૂં મણિ, લેવા મહીપત તું માલ્યો;
દાવાનલ ધરી દેહ, તાડથી પડીને જીવવું;
શીંગીયો સોમલ વચ્છનાગ, ઝેર હલાહલ પીવું.
રાણા રાવણ ત્યમ **રામશું**, અકલ ફેલાવે આડિયો.
માગ્યું મોત **શામળ** કહે, સૂતો સિંહ જગાડિયો.

**રાવણ**—જાય કો પર્વત મેર, કે પાતાળે પેસે;
રહે સમુદ્રને શરણ, સૂરજમંડળ જઇ બેસે.
છેકજ થાયે રંક કે લક્ષ લોકોને લુંટે;
આયુર્દા ઘડી એક, નવ્ય વધે નવ્ય ખૂટે.
લલાટે લખ્યું મટે નહિ, તો નીચ થઇ નમવું કશું;
ગુણવંતને ગમે નહીં, એક હાણ બીજું હસું.

**મંદોદરી**—જોબન મદ જર મદ, અહંકાર રાખે અલેખે;

કામાતુર નર અંધ, તેહ આંખે નવ દેખે.
સજ્જન મદ ને શૂર, મૂરખ જન મમતી મોટા;
સાચા જે પ્રતિબોધ, તેહને મન સહુ ખોટા.
આખર આવ્યા અંકનો, તે કહો ટાળ્યો કયમ ટળે;
અંધો ભીંતે અથડાય છે, ત્યાર પછી પાછો વળે.

**રાવણ**—કહે તું વાર કરોડ, શીખમાનું નહિ માહી;
કાંગડું કણુ ન રંધાય, સો મણ બાળો જો કાઠી.
માંખણ ન આવે મેલ, વરસ સો વલોવે પાણી;
પત્થર ઉપર જેમ નીર, અધિક શી કહું એંધાણી.
ત્હને કામની ક્રોડ વસા કહું, મૂક વનિતા વારવું;
રાવણને રાઢ રણજંગમાં, રામ થકી નથી હારવું.

**મંદોદરી**—સુમન તણી સુખ સેજ, હેમ હિંચો હિંડોળા ખાટે;
ચિંતામણીની ખાણ, રત્ન પરવાળી પાટે;
માગ્યા વરસે મેહ, છયે ઋતુની છાપે;
અશોક સરીખા વંન, અલખત ભોગવિયે આપે:
નવ નિદ્ધ ને રિદ્ધ સિદ્ધ, સમૃદ્ધિ સહુ જોતાં જશે;
મંદોદરી કહે માને નહિ, ધન ત્હારૂં ધૂળધાણી થશે.

**રાવણ**—નિત્યે નંદે જે વિપ્ર, વંશ જારૂરી જાયે;
દ્રવ્ય વિના વ્યાપાર, ત્યાં દેવાળું થાયે;
કાયરમાં રહે શૂર, તેહ કો વેળા ન્હાસે;
રૂઠી ભુંડી ખસબોઇ, પટ બેશી રહે પાસે.
જે ઘેર ચાલ ઘરણી તણો, કંથ કામનીનું કહ્યું કરે;
ગર્ધવ જાણવો તે ગૃહસ્થને, આખર અર્થ તો નવ સરે.

**મંદોદરી**—પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાની પ્રૌઢી;
પ્રમદાથી શોભે પુરૂષ; કહેવાય નરનારી જોડી,
પ્રમદા વડે ઘરસુત્ર, પુત્ર પ્રમદાથી પામે;
અર્ધાંગ પુન્ય વિભાગ, દુઃખ વનિતાથી વામે;
ઘરછિદ્ર ઢંકાય ઘરણી થકી, માન સન્માન મહિમા મળે;
શુભ ઇચ્છે તે સ્વામીતણું, અંતકાળે અગ્નિમાં બળે.

**રાવણ**—કુળ રૂડે કન્યાય, ધણી બીજો નહિ ધારે;
સિંહ તણી સોબત, ન હોય વારે વારે.

શાહ પુરૂષોના બોલ, એક બોલ્યા તે બોલ્યા;
દંતુસર ગજરાજ તણા, બોલ્યા તે બોલ્યા;
મહિપત કહે સુણ મંદોદરી, રાવણે રઢ લીધી સહી;
ન આપું કહી નારી હરી, હઠીલો હઠે મૂકે નહીં.

મંદોદરી—નમે સુકુળની નાર, નમે ફળ ફુલે વેલી,
નમે સત્પુરુષ કો સાધ, નમે સરિતા રસરેલી;
કદી નમે નહિ કાઠ, નમે નહિ કુલય કામી,
નમે નહિ કોઈ નીચ, હઠીલો જેહ હરામી.
નમે શ્રીરામ સરીખડા, જેણે ધર્મ મન ધારિયું,
ન નમે રાવણ નરપતિ, જેનું સુખ પરવારિયું. ૧૧૫

રાવણ—બેસી રહે બુદ્ધહીણ, લુણ મ્હારું તું લજાવે;
પ્રગટી કાયરની કૂખ, તોલ મ્હારું તું તજાવે,
વેરીનાં કરે વખાણ, વપુ કરે છે વ્હાલો,
લવરી કરે લખ વાર, કુંવર કંથ જાણી કાલો.
તુજને પૂછી લાવ્યો નથી, જુવતી તુજ કહેતો નહીં જરે:
બેસ માનની જઈ માળિયે, (જો) કંથ ત્હારો કેવો વરે.

મંદોદરી—રામ સંગાથે રાઢ, કરવા નહીં સમરથ કોઇ;
નરવર તે શ્રીરામ, જોરાવરમાં શું જોઈ.
ધનુષ જે દૃઢ ધીર, વળગ્યા બહુ બળિયા બાથે;
ટચલી આંગળિએ તરત, ભાંગ્યું હરિ એકે હાથે.
એવાં પ્રાક્રમ અનેકધા, રાય જોશો ઘણાં રામનાં,
કંથ કેટલું કહુ કરગરી, કથન કામનીનાં કામનાં.

રાવણ—અણબોલી રહે અજાણ, જક મૂક ત્હારી ઝાઝી;
નરમપણું કાં કહે નાર, રાવણ તેથી નહીં રાજી;
ભલું ચિંતવો ભાગ્ય, બોલ ભલાઈ ભાતે;
લક્ષ્મણ સરીખા લાખ, જીવતા જોર છે જાતે;
બાજી દેવા બળવંતશું, બાજીગર થઇ આવિયો;
રાવણ બ્હીશે કેમ રામથી, લંગુર ઘણેરાં લાવિયો.

મં—શીખ લાગે નહીં તેહને કો તણી, જેહને રાજ મહારાજ રૂઠયો;
પુણ્ય કે પ્રીતની પેર પ્રીછે નહીં, જે શિરે પાપ વરસાદ વુઠયો;
હું હું કરી ગર્વ અહંકાર અદકો કરે, તેહ છતવંતથી છેક છૂટયો;

નિમેષ માને નહીં કથન કહે કામની, લખવશા કંથ તુજ કાળખુટચે
રા—મોઢે ચઢાવી ત્યમ માનં માને ચઢી, બોલવા માંડિયા ભાવ ભારે
હેત દેખાડિયે છે હસી વાળિએ, જાણીયે છે ઘણું એહ નારી;
વાઘના બોલ બોલે મુજ વેરીના ટેવ જાણે નહિ મૂળ મ્હારી;
આગન્યા ઇષ્ટની ક્રોડ વરાં કહું, લખવશા લોપશું લાજ ત્હારી.
મં—એમ અહંકાર કરતો **હિરણ્ય** હઇડે, તાહરી પેરથી તે ઘટાડે
**બળીરાય** બળ રાખતો **વારાહ** પણ વાધતો, મોડયો ત્હેનો પુર પાડે
**સહસ્રાર્જુન** સારખો પ્રૌઢ જન પારખો, ઘાટ ઘડયો ત્હેનો જોર ઝાડે
એ **રામ** રણ રોળશે ચંચુવત ચોળશે કંથજી દેખશો તેહ દાડે
રા—ફટરે પાપણી અકલ જો આપણી, શત્રુ શોભાવતે હરખ હીરે
અળશિયાં સાપથી અહિ કયમ ઓસરે, આગિયા તેજ આદિત બ્હીરે
અરણુવ તણાં નીર ત્યાં બીદર કુણ બાપડું, રાય ઉમરાવશું રંક રીરે
વિસ્રર કરજે તું વનિતા વપુ વિષે, શું લંગુરા દેખી લંકપત્ય બ્હીરે
મં—આપ મત પાપથી શાપ માથે થયો, છાપ પડી ત્હારૂં છેક જાવ
કામની માટે તુંને કહું છું કરગરી, દેવના દેવશું મેલ દાવા.
બુદ્ધ બે બાળ છે, કાળના કાળ છે, **સીત** સોંપિયે એના ગુણ ગાવ
**રામઋષિ** રૂઠશે લંક ગઢ લુંટશે, નહીં રહે પિંડ કો પાણી પાવ
રા—કામની એક તું કહે તેણે શું થશે, પાનિયે બુદ્ધ ને રાત જાં
પુછ તું ત્હારા તંનને તરતીબે, પુછ તું કુંભને ચિત્ત ચાસે;
પુછ તું વરણ અઢારના લોકને, **રામ**ના ગુણ તે કુણ ગાયે;
લાવિયો **સીત** નચિંત નર ભીતરથી, જોર હશે આંગમાં આપ માં
ઈં—ઇંદ્રજીત કહે કોટિ ઇંદ્રને જીતીયે, આકાશ ઉડાડિએ ભોમ્ય ભાર
પિતાતણું પાણી જાવા નહીં દીજીયે, આપિએ નહીં ફરી એહ નાર
બાપડા વાંદરાથી કેમ બ્હીજીયે આંબળા ઉંબરા એજ અહારી;
ચોખુંટમાં વાત ચાલે એહ આપણી, કે રીંછથી રાયજીએ હોડ હાર
મં—પુત સપુત હું તો તુંને જાણતી, પાપ બુદ્ધિ તુંને આજ પરખ્યં
ઓળખ્યો નહિ હદે રામ રઘુનાથને, નીચ દષ્ટિથી નરનેહ નરખ્યં
ભારે અલખત જોઇ ભૂર ભૂલો ભલા, હાણ હાંસુ થશે હેત હરે
કુખ કપુત લજાવણો મ્હેં લહ્યો, બીજ જેવું તેવો બાપ સરે
કુંભ—કહે પછી કુંભકો કોપ અદકો કરી, ડાહ્યાં ઘણું દલ વિષે શુંજ થ
ભક્ષ કરૂં સર્વની દેહ ઘડી એકમાં, ખાલી લઉં ગુંજલે ખાતે ખ
આજની રાતમાં ભો પમાડું ઘણું, મૂળ માંકડ તણાં ક્રોડ કા

જીવતા ઝાલીને વીંધશું બેહુ જણા, ભેટ ભાભી તણી કાલ લાવું.
મં-કથેરના ઝાડે કેળાં નવ ઉતરે, એહ શિરકટે નહિ ઇક્ષુ સાંઠો;
બરાસ બહેકે કરી લસણ બોઇયે ઓહો,ગંધ તજે નહિ એજ ગંડો;
અન્યશ્વને બાંધિયે અશ્વમાંહે જઇ, ભૂંકતાં કાઢશે કોપ કંઠો;
કહેત મંદોદરી સાવ સરીખડા, કડવી તુંબડીનો વેલો વંઠ્યો,
રા-શ્યામા તમો શું બીહો કોપ કારણ કિયો, બીકનો બોલ એ તોલ તે શું;
નામનો નાશ એ નિત્ય સર્વે કહે, જગત બાધો જીવા જ્યોત જે શું.
આવવા દે ઇહાં તુ અજોદ્ધાપતિ, જોગ જગદીશને જબાપ દેશું;
રામની આણ જો રામથી રીઝિયે. લંક સાટે ઘણો લાભ લેશું.
મં—નાર કહે નરપતિ જીભ કરે છત્રપતિ, કથન કહું કોટથી કંથ કાજા;
ભય ઘણો ભીતમાં ચેત તું ચિત્તમાં, મેટશે માન મરજાદ માઝા;
અપશુકન થાયે અતિગ્રહની અવળિગતિ, જુલમ તુંશા કરેજુગત ઝાઝા;
શ્વાન રૂએ ઘણાં સામટાં શેરિયે, મેડિયે બોલિયો રાતરાજા.
રા—આજ એકાંત છે ભ્રાંત ભાંગું ભલી, વાત વનિતા પ્રત્યે વેણ વામું:
દશરથ તણા નંદને આદ્ય ઓળખું અમો, નેહશું દેહ નહિ શીશ નામું;
નેટ નિશંકશું લંક લગી આવશે, સુર સજી સહુ સૈન્ય સામું:
આજ ઇચ્છું ઘણું કામ હું એટલું, વેરભાવેથી વૈકુંઠ પામું:
મં—શાબાશરે સ્વામીજી સત્યશ્યામા કહે, રખે હવે દિલ થકી દીન થાતો,
શૂર મહાપુરથી સુભટ સંગ્રામમાં, મમત કરી માંડ રણજંગ માતો,
અંતર બુધ એ હશે કામ નિરભે થશે, તો ટળે લોહનો પાશ તાતો;
અધિક કહું અંકમાં વાળિના વંકમાં, ચિત્ત માંહે રખે લંક ચહાતો.

---

## અંગદવિષ્ટિમાંથી.

### સવૈયો.

અંગદ—હુકમ હોય હજુરી કેરો, શોષી નાંખું બાધો સાગર;
હુકમ હોય હજુરી કેરો, મહા કામ કરવા છું માહર.
હુકમ હોય હજુરી કેરો, જોર જુદ્ધ કરૂં ત્યાં જાહર,
કાસદ કામ સોંપ્યું ક્યમ મુજને, છેક મ્હને ક્યમ કીધો કાયર.

### દોહરો.

રામ—કાયર તુજને ક્યમ કહું, સાયર શૂર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરમપાર અપાર.

### ઝુલણા છંદ.

અંગદ—કહો તો ગઢ લંકના સહસ્ર કટકા કરૂં, ધંધોળીને કરૂં ધુળધાણી;
કહો તો હું સાત સાગર જળ શોષીને, આળ પંપાળ કરૂં પુર પાણી.
કહો તો રાક્ષસ બધા રોળી નાખુંવળી, જો વદો વદન મહારાજ વાણી;
કહો તો દશકંધનું દેહવટ વાળીને, રોવરાવું બધી રાવરાણી

### સવૈયા.

રામ—અઘરાક્ષસ ભૂપતિ એ ભુંડો, સંહારવો ન પડે તો સારૂં;
લુંટાય નહિ લંકાની લક્ષ્મી, ધર્મબુદ્ધિ તે માટે ધરૂં.
ઇંદ્રજીત સરખો રત્ન રોળાશે, માટે મન માને નહિ મ્હારૂં;
વષ્ટિ કાંઇ માને નહિ મૂરખ, ત્યારે કામ પડશેજી ત્હારૂં.
અંગદ—વષ્ટિ કામ કરવું તે શાને, કરગરી બોલ શા માટે કહિયે:
નગર ઝગર કરવું નિર્વંશી, શત્રુ વચન શા માટે સહિયે;
સુત પરિવાર સંહારૂં એના, હવે રાજ બેસી કયમ રહિયે;
લક્ષવશા સીતા અહીં લાવું, જરૂરપણેથી અયોધ્યા જઇયે.
રામ—અધિકા બોલ કહો છો, અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ;
મ્હારૂં મન એથી નવ માને, રાડ થકી નવ થૈયે રષ્ટી.
શિવસેવકને માર્યા ઉપર, નથી ચાલતી મ્હારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેક વાત કરો ત્યાં વષ્ટિ

### દોહરો.

ચાલ્યો અંગદ ચાંપથી, મુખ જપતો શ્રી રામ;
પોતે આવ્યો પાંશરે, જ્યાં રાવણનું ધામ.

### છપ્પા.

પ્રતિહાર—પેસી ન શકે પવન, ભવન ઉભો રહે ઇંદર; ૨૫
સુર સૌ સેવા સજે, ચાકરીમાં રહે ચંદર,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનિમાં જેની;
ઇશ સરીખા પાસ, રહે આજ્ઞામાં એની.
તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં;
જારે જ્યાંથી આવ્યો તહાં, નહિતર કોટી કટકા કરૂં.

### ઝુલણા છંદ.

અંગદ—હાથ ઠીકા નથી હોંશ શું માહરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે;
સત્ય કહેરે અલ્યા કેમ બેઠો અહીં, કાતણાં ઝુંપડાં રીઝી રાખે,

પ્રતિહાર—લંકશોભા તે લંગુર તું શું લહે, ચિંતામણી ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પુચ્છ તું ઇંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે.
અંગદ—લંક લીલાજ લંગુર લખ લુંટશે, મેલ મૂરખ મન માન મટકાં;
ઇંદ્રજીત ઉપમા પુન્ય પરવારિયું, ચાર દિવસ તણાં ચોળચટકાં,
દશમુખ શીશ દશરથસુત છેદશે, લુંટી લેશે ત્હારાં લાખ લટકાં;
રામ પરતાપથી કામ એતો કરૂં, કુંભકરણ તણા ક્રોડ કટકા.
સ્હેલશું ખેલશું રેલશું નગરમાં, દેશ બાધામાં તે દાખ્ય દુંડી;
તાહરે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મ્હારે મન લંકપતિ એક લુંડી.

છપ્પા.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશવીશ, પુંછ શત્રુયે સાહ્યો.

કવિત.

પ્રતિહારે દીધી ગાળ, અંગદને ઉઠી ઝાળ;
ઉઠ્યો ત્યાંથી તતકાળ, દાબે દાંત કર્ડીને.
બે ચારેક ભરી ફાળ, કૃતાંત સરીખો કાળ;
પકડ્યો ત્યાં પ્રતિહાર. મોહોકમ દીધો માર;
કહ્યું કે શી વાર લીધાં, પાંચ માથાં મરડીને,
કર્યો લોટ પોટ સહુ, ધીરપણે ધાઇને;
બેઠો જહાં લંકાધીશ, રૂદે માંહી રાખી રીશ;
પાંતરીશ શીશ ઉભો, સભામાંહી સાહીને. ૫૦

છપ્પા.

ગઢ લંકા ઘેરઘેર, વાત વાયુવત વાધી;
ચઢ્યું રામનું સેન, લંક લુંટાણી બાધી.
કહે હણ્યો કુંભકરણ, કહે રાવણ રણ રોળ્યો;
ઇંદ્રજીત અજીત, તેહ ચાંચડવત ચોળ્યો;
ફટફટરે રાક્ષસ રાવણા, સતીસીતા શાને હરી;
શામળનો સ્વામી કોપિયો, કનકલંક લોહની કરી.

ઝુલણા છંદ.

અંગદ—પુછ કરતાં ઘડી પાંચ પૂરણ થઇ, બોલતા શેં નથી કર્મ ફૂટયા.
અંગદ કહે ઉત્તર શેં નથી આપતા, સર્વના આંખ કે કાન ફુટયા
રાવણ—કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે, કામ કશું પણ છે ભૂપ સાથે.
કોણનો મોકલ્યો અહીંલગીઆવિયો, આભબધો ભરે બાંથ બાથે

**અંગદ**—વાલીનો પુત્ર ધરસુત્ર શુભ પર્વતે, નામ **અંગદ** મ્હારૂં હરખ **હેવા.**
શરણ રહું છું **રઘુ**નાથના ચરણને, દેવનો દેવ અધિદેવ દેવા;
ધુમ્રયાને કરી ધ્યાન જોગી ધરે, ઇંદ્ર **બ્રહ્મા** કરે ઇશ સેવા;
તે તણી નારને તસ્કરી લાવિયો, **લંક** લગી આવિયો સુધ લેવા

**દોહરા.**

**રાવણ**—વઢવા આવ્યો વાંદરા, તો તે કરિયે પેર;
જા મુકું છું જીવતો, ઘણી દયાથી ઘેર;

**ઝુલણા છંદ.**

**અંગ**દા અંગમાં શેં તું સમજે નહિ, કુખ કાયર તણી તુંજ આવ્યો;
કપુત **વાલી** તણા કુળ વિષે અવતર્યો, કે અલ્યા નીચનું થાન ધાવ્યો.
શત કટકા કર્યા તાત ત્હારા તણા, તે તણી ભક્તિમાં ભૂર ભાવ્યો.
વાંદરા સર્વનો ઘાટ ઘડાવવા, લખવશા **લખમણો** આંહી લાવ્યો.

**અંગદ**—અજ્ઞ પાષાણને પ્રીછવું કેટલું, જેહમાં ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા
વીશ છે નેત્ર પણ અંધ તું તો થયો, સાધતો સેં નથી ચિત્તશાતા.
જે કરે જેહવું ભાગ્ય તે ભોગવે, તે ત્હમે દેખશો ધંધ ધાતા;
વાલી વૈકુંઠપદ પામિયો પ્રીતથી, **રામ**જી મુક્તિપદ દિવ્યદાતા.

**રાવણ**—કાપડી વેષ ધરી વન વિષે જે ફરે, શીશ જટાધરે સંગ સારો; ૭૫
**સી**તાની સુધ નવ માસ નીરખી નહિ, આજ સાગર તણો દીઠ આરો.
લાવિયો રીંછ લંગુર લખકોટિધા, માનવી મૂળ મુખવાસ મ્હારો,
**લંક**પતિ છત્રપતિ રાય **રાવણ** થકી, રાઢમાં જીતશે **રામ** ત્હારો.

**અંગદ**—એક કિંકર અહીં આવશે **રામ**નો, તે નહિ ત્હારો બોલ સાંખે;
તાત મ્હારા તણી કીર્તિનો તું કવિ, હું ખમું બોલ જે ભુંડ ભાખે.
અન્યને તો ઓશિયાળ શી ત્હારી, જો ઘડી એકમાં જોર ઝાંખે:
**લંક** પર **લંક** એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે.

**રાવણ**—કહે **દશાનન** સુણો વાલીના દીકરા, પ્રીત સંભાળી કર પેર પુઠી;
**રામ** ઉપર ત્હને હેત કેમ ઉપજે, તાતને મારિયો કાલકુટી;
પંડ પાળે ત્હારૂં વેર વાળે નહિ, પેટની વેઠમાં વાટ ઉઠી;
કર ઇહાં ચાકરી બાંધ ત્યાં બાકરી, **રામ શું** રાઢ કર આવ્ય રૂઠી.

**અંગદ**—બુદ્ધિ બળહીણ તું ક્ષીણ આયુષ્ય થયો, રાવણા મૂઢ મુખશું જ ભાખું;
રાજ મહારાજ અધિરાજ રઘુવર તણાં, દરશનો દિવ્ય હું નિત્ય દાખું,
એહ અમૃતરસ ખાણ પૂર પ્રેમની, તે તજી ઝેર નહિ ચિત્ત ચાખું;
સ્વામી **શામળ** તણા ચરણ પરતાપથી, તુજસમા કિંકરા ક્રોડ રાખું.

## છપ્પા.

**રાવણ**—મૂરખ મૂઢ અજાણ, જૂઠ બોલે ક્યમ ઝાઝું;
કોણ ગણતીમાં **રામ**, લવરી સુણતાં હું લાજું,
કોઠ બીલાં ખાનાર, લંગુરાં કોટિક લાવ્યો;
વાધણ કેરાં દૂધ, લેવા મણિધર મણિ આવ્યો;
વળી તારૂણી મારી **તાડિકા**, તે પ્રાક્રમ દીઠું તમો;
વળી હોય પરાક્રમ **રામનું**, કહે કિંકર સુણીએ અમો.

## ઝુલણા છંદ.

**અંગદ**—ત્ર્યંબક જ્યાં તોડિયો માનતજ મોડિયો, છોડિયો ત્યાં તહને ધર્મ ધાર્યો.
દુશ્મન જે દાખમાં રાખિયો કાખમાં, પલક એક પાખમાં હોડ હાર્યો.
કોટિ રાક્ષસ હણ્યા ભયત્હેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે ત્હારો વારો;
મારવો રંકને લુંટવી **લંકને**, પાપથી ઓસરે **રામ** મ્હારો, ૧૦૦

**રાવણ**—માનવી માનવી સંઘરે છે સહુ, માંકડાં સાથ મન એનું મ્હોયું;
ન્હાનપણ માંથી નામ કાઢયું જુઓ, પરવાર્યા પુરથકી રાજ ખોયું.
ક્ષત્રિવટ ખોઇયે જોગ જટા ધરી, શરમને કરમને ધરમ ધોયું
મંત્રી તુજ સરખા પ્રાક્રમી પારખ્યા, **રાવણે રામનું** જોર જોયું

**અંગદ**—મંત્રી તો પુન્યવંતા પૂરણ, ઘેર બેઠા લખ લુંટે છે;
અભાગિયો અકર્મી **અંગદ**, રત્ન પથ્થરશું કુટે છે.

## છપ્પા.

મુજને તુજપર હેત, ખેદ રાખી નહિ ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું.
જો વાલી તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યો તો કાખમાં, મુજને રાખ્યો દૂખમાં,

**રાવણ**—**વાલી** સરખા ક્રોડ, ચરણ મ્હારા ચાંપે છે;
**સુગ્રીવ** સરખા લાખ. કૃત્ય દેખી કાંપે છે.

ઇંદ્ર આદિ સુરસાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી સુણ્યો ત્હેં કાન, રિદ્ધિપતિ રાવણ રાજા.
ડોલાવું દશ દિગપાળને, સળકાવું શેષ ધામને;
તું અલ્પબુદ્ધિ સમજે નહિ, રહ્યો વખાણે રામને.

### સવૈયા ત્રીસો.

રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો.
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીલોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો.

### કવિત.

અંગદ—માન કહ્યું મૂઢમતિ, જ્ઞાનહીન ગંડ-ગતિ;
શાપ દીધો સીતા-સતી, પડયા પાપ પાશમાં,
મોકલ્યો કાસદકામ, હુકમ ન દીધો રામ;
નૈતો વાસું ઠામઠામ, વાંદરા આ વાસમાં.
હદે નથી રહેતી રીસ, તોડી નાખું તારૂં શીશ;
ભાંગુ ભુજા વીશ હજુ, હેત રાખું હાંસમાં;
ભલપણે ભાખું ભાખ, શાસ્ત્રતણી દેઉં શાખ;
ઇંદ્રજીત જેવા લાખ, ઉડાડું આકાશમાં.

---

## સાચી સમજ.

### છપ્પા.

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં ન્હાય, ધ્યાન ધરવા બગ ધાયા.
ગાડર મુંડાવે શીશ. અજા મુખ દાઢું રાખે;
ર્ધ્વ લોટે છાર, શુક મુખ રામજ ભાખે.
ળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે.
વિ શામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે.
ચું બાળે ઉંટ, વાગોળ નીચું ન્યાળે;
રૂવર સ્હે છે તાપ, પ્હાડ આસન દઢ વાળે;

ઘર કરી ન રહે નાગ, ઉંદરો રહે છુપીને;
નોળી કર્મ ગજરાજ, ભક્ષ ફળ પત્ર કપિને.
ઇશ્વર અનુભવ વિણ ન મળે. સેહેજ ભાવના ભંગ છે;
શામળ મનસા સિદ્ધ તેહને, કથરોટમાં ગંગ છે.
સિધ્ધે મુડાવ્યાં શીશ, કરી ઉઘાડી કાયા;
ફરી માગવી ભીખ, ન મેલી કોઇએ માયા;
વરતી ઘણાએ વેષ, લક્ષણો લેશ ન લેતા;
કાયા–માયા–કાજ, ફરે ધર્મ બીજા કહેતા.
વિશ્વંભર તેથી વેગળો, જ્યાં લગી મન ભામની ભજે;
શામળ કહે સાચો સિદ્ધ તે, જેણે મમતા ને માયા તજે.

## નામ વિષે.

### છપ્પા.

ધનજી ઉવાણે પાય, ભૂપ ભીખંતો દીઠો.
શૂરો ન્હાસી જાય, બોલતો કડવું મીઠો;
વ્યોજ ભરે રણછોડ, કામ કલ્યાણજ કરતો;
અવિચળ ચળ્યા અપાર, દીઠો અજરામર મરતો;
હીરો માણેક મોતિયો. રતનિયો કથીર દેખે નહી;
કવિ શામળ કહે સંસારમાં, કારણ નામ રહ્યું કહીં;
દીઠા અમર મરંત, ન્હાના કાંઇ દીઠા ઘરડા.
નાગો પ્હેરે વસ્ત્ર, વાઘ સિંહ કુતરે કરડ્યા;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુઃખિયો,
સંતોખી અદકું ખાય. કાસદું કરે છે સુખિયો;
દયાચંદમાં દયા નહીં, ખુશાલ કહીં રોતો ફરે,
શામળ કહે નામ પનોતિયો, કંઈ લાખ કુંવારા મરે.
કુબેર નામ કહેવાય, ખજાને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ઘાલી;
વ્હાલો રાખે વેર. ઝેર જેવો તે મીઠો;
જોગી કરે વેપાર, ભોગી ભીખંતો દીઠો;
ઘેલો જાયે છેતરી, બળિયોજી હારી જશે,
રૂડા કંઇ ભુંડા કહું, શામળ કહે નામે શું થશે.
હાથી નામ કહેવાય, ન્હીએ ઉંદરને સાહે,
સૂરજ કાળો હોય શ્યામળો સુંદર ભાસે;

કૂપો હોય કરૂપ. ભૂષણનાં દૂષણ ઝાઝાં;
કૃપાલ રાખે ફૂડ; ભૂપત વજાડે વાજાં;
હેમો ન દેખે હેમ, કલંક નિર્મળ શિર ચઢે;
ફોગટ ફરે કંઈ જોઈતા, શામળ નામને શું અડે.

## ( લઘુકાળ. )

### દયારામ.

પદ.

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ ત્હેના ઉરમાં ઠરે-ટેક,
સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણસુતને જરે.
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે-પ્રેમરસ૦
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર-સિંધુનું માછલડું જ્યમ મીઠા જળમાં મરે-પ્રેમરસ૦
સોમવેલી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે,
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે-પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે:
મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે-પ્રેમરસ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના પુરૂષોત્તમ પુંઠે ન ફરે;
દયાપ્રીતમ શ્રી ગોવરનધર પ્રેમ ભક્તિએ વરે-પ્રેમરસ૦

પદ.

ચિત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે-ટેક,
સ્થાવર જંગમ જડ ચૈતનમાં માયાનું બળ ઠરે.
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું જન્મ મરણ ભય હરે—કૃષ્ણને.
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે લક્ષ ચોરાશી ફરે—કૃષ્ણને.
તું અંતર ઉદ્વેગ ધરે તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે—કૃષ્ણને.
થનાર વસ્તુ થયા કરે રે, જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણીપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે—કૃષ્ણને.

જેનું જેટલું જે જયમ કાળે, તે ત્હેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ ફૂટાઈ તું મરે;—કૃષ્ણને.
ત્હારૂં ધાર્યું થતું હોય તો, સુખ સંચે દુઃખ હરે,
આપતણું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે;—કૃષ્ણને.
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે;—કૃષ્ણને.

## પદ-કાફી.

ફુલ્યો શું ફરે છે રે, ભુલ્યો ભવકૂપમાં પડ્યો,
મનુષ્ય દેહ મોંઘી રે, ખોયો મણિ હાથે ચઢ્યો—ટેક.
શું થયું સંપત્તિ ઘણી મેળવી, શું થયું મ્હોટે ઘરબાર,
નિશ્ચલ થઇ હરિને ભજે નહીં, ભુંડા ધિક ત્હારો અવતાર,
ધિક ત્હારૂં જીવ્યું રે, દૈવે ત્હને શાને ઘડ્યો—ફુલ્યો૦
ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેણે શું શીખ્યું ત્હારૂં કાજ,
જમની કચેરી જીતવી કઠણ છે, નથી રહેવાની ત્હારી લાજ;
ડહાપણ ત્હારૂં તારે રે, જ્યારે જમને કરે ન ચઢ્યો—ફુલ્યો૦
વાંકી મૂછ ઉપર વાટ ઉઠીરે, નર્કની વાટે તું ઠર્યો,
મિથ્યા જનુની ભારે મારી, એવો જન્મ ધર્યો ન ધર્યો,
માટે જોની જાગીરે, અવસર એવો આવી અડ્યો—ફુલ્યો૦
સમજ મન મ્હારારે કહુ છું, મોહ માયા મમતા તજ,
સ્મરણ કર પરબ્રહ્મ પુરૂષોત્તમ, રાધા કૃષ્ણ હરિ ભજ,
દયો એવું જાણે રે, તે સર્વથી સરસ પડ્યો—ફુલ્યો૦

## પદ-કાફી.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયારે, મુસાફરી થઇ છે ઘણી—
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઇ,
ફરીને આ મારગ મળશે નહીં, એવી છે અવળાઈ,
સમજીને ચાલો સીધારે, ના જાશો ડાબા કે જમણી—મનજી૦
વચ્ચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બે ચાર,
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર,
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તે તણી—મનજી૦

હાવાં માલ વોહોરો શેઠના નામનો થાય ના કહું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ,
એટલા સારૂરે, ના થાવું વોહરતના ધણી—મનજી૦
જો જો જુગ થકી જાવું છે, કરજો સંભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે, હવાં જઇએ પોતાને ગામ
સુઝે છે હાવાં એવું રે, અવધ થઈ છે આપણી—મનજી૦

## પદ.

ત્હારો અમુલખ અવસર જાયરે ગોવિંદ ગા રે;
ગોવિંદ ગા ગોપાળ ગા, ગોપીજન વલ્લભ ગા રે;
જોને ક્ષણે ક્ષણે હાનિ થાય, ગિરવરધારી ગાને;
મૂરખ તું સમજે નહિ, આયુષ ઓછું થાય,
જયમ સરવરની માછલી, સમજે નહિ સલિલ સુકાય રે. ગોવિંદ.
તેનું તે ભાસે તુંને, મોર બપોર શરીર.
વહી જાતું જાણે નહિ, જયમ નદીઓનું નીર રે. ગોવિંદ.
અમુલખ લટકું લાભનું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દીવસની ચાંદની, જાતાં નહિ લાગે વાર રે. ગોવિંદ.
માયાના મધ-લાલથી, કોણુ ધરાયું તું ધરાશે,
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશેરે. ગોવિંદ.
દાલાં થોથાં ફૂટતાં, ખુટયું દીપક તેલ,
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તુટી જાશે ખેલ રે. ગોવિંદ.
માયા મેવો મીઠડો, જયમ જવરમાં બીજ;
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજ રે, ગોવિંદ.
પ્રભુ પાખે હે પ્રાણિયા, કોઇમાં પ્રીત કરીશ,
ત્હારૂં ઢાંકયું અંતર ધીકશે, ટટળીને મરીશ રે; ગોવિંદ.
અંતે આવી પળ નહિ મળે જા કરે કોટિ ઉપાય.
વિચાર, વિઠલ વણ ભજે, વૃથા વહ્યું સૌ જાય રે. ગોવિંદ.
હને અનેક વાતની એક કહું, સમ ખાઈ મા બાપ.
આ નામ શ્રીકૃષ્ણ થકી, શમશે સૌ પરિતાપરે. ગોવિંદ.

# મીરાં ચરિત્ર.

**મી**રાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રીગિરધરલાલ; જાણે જગ નથી કાંઈ છાનું—ટેક.
જેમલ રાઠોડની દીકરીરે સુણો, મીંડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં, રૂડું ધર્યું **મી**રાંબાઇ નામ. **મીરાં.**
જોશીએ વાંચી જનમોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભરનાથનેરે, કરશે નંદકુંવરજીશું નેહ. **મીરાં.**
ઉદ્યોતપુરનો રાણો રાજીયોરે, તે સાથે કરી છે સગાઇ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઇ, લૌકિક રીતે **મી**રાંબાઇ. **મીરાં.**
દેવીને દેવા વધામણાંરે, ચાલ્યાં વરકન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજીયાંરે, **મી**રાંનું તો મોહનમાં મન. **મીરાં.**
સાસુ કહે સૌભાગ્ય વધેરે, વહુ નમો શક્તિને પાય;
**મી**રાં કહે મસ્તક મ્હારૂં નહીં નમે, વિના શ્રી ગિરિવરધરરાય. **મીરાં.**
સાસુ કહેરે સામી બોલી આજથી મ્હારે, નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહને રાખો પરી એક, ન્યારૂં રચાવો એનું ધામ. **મીરાં.**
એવું સુણીને **મી**રાં મગ્ન થયાં રે; ભલું થયું ભાગ્યો જંજાળ,
સાધુની સંગે દિન રેણ નિર્ગમશું, સુખે સેવીશું ગાઈશું ગોપાળ. **મીરાં.**
નંદનંદન સાથે ન્યારાં રહ્યાંરે **મી**રાં, હરિજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરિને લડાવે કરે લેહેર. **મીરાં.**
નણંદ આવી **મી**રાંબાઇની પાસે, ભાભી આ શો માંડયો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીએર લજાવ્યાં માતતાત. **મીરાં.**
અંબર આભ્રણ પહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મેહેલે પધારો રાણાજીતણેરે, રમી રીઝવી લ્યો ભરથાર. **મીરાં.**
છાપાંતિલક આ શી તુલસીની માળા, નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનોરે, રાણોજી તો કરે સુણી ક્લેશ. **મીરાં.**
**મી**રાં કહેરે બાઈ ક્લેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. **મીરાં.**
વળી સોનું રૂપું પેહેરે શું સુધર્યુંરે, ક્હાડી નાંખો ડાકડમાળ;
છાપાંતિલક ધરી સાધુઓમાં બેસો, આ લો પ્હેરો તુળસીની માળ. **મીરાં.**
તમો પણ જાઓ શીદ સાસરેરે, બાઈ વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સર્વ તજીને કરો સ્નેહ. **મીરાં.**

કહેજો ત્હમારી માતનેરે, વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાયે;
હરિવિના કોટી દેવ સેવશો તોયે, જનમ મરણ નહીં જાયે. **મીરાં.**
સુણી એમ છણકતી ખીજતીરે બાળા, આવી બંધવની પાસ;
ઓ ભાઇ ભાભી કહેછે થાઓ વૈરાગી સહુ, મુકી દો રાજ અવાસ. **મીરાં.**
એવું સુણીને આવ્યો રોષ રાણાને. પ્રેર્યો સેવક **મીરાં**ને અવાસ;
લાવો ખબર છે શા રંગમાં, કોણ કોણ બેઠું છું એની પાસ. **મીરાં.**
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે, ઘરમાં થઇ રહી છે થૈથૈકાર. **મીરા.**
સુણતામાં રાણો થયો રાતડોરે, ખેંચી ખડગ ધાયો તેણીવાર;
પેઠો **મીરાં**ને મહેલે એકલોરે, કોઈ આવે ના ધાઇ દીધાં દ્વાર. **મીરાં.**
આવી જોયું તો **મીરાં** એકલીરે, પ્રભુએ ત્હેને ના દીધું દરશન;
પુછ્યું **મીરાં**ને પેલો પુરૂષ ક્યાં છે. ત્હારે લાગ્યું જેશું લગંન. **મીરાં.**
ક્યાં છે પુછો શું રાણા રોષમાંરે, તે તો સઘળે વસે છે ભરપૂર;
ધ્યાનમાં જુવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટથકી દૂર. **મીરાં.**
કાઢી નાંખોજી આ ક્લેશ કપટ સંગે, નિર્મળ કરો મન;
પ્રેમભાક્તએ પરબ્રહ્મ ભજો તો, ત્હમને થાય તેનાં દર્શન. **મીરાં.**
એવું સુણીને આગ લાગી ઘણીરે, પણ ભાવ ના આવ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે, દીઠાં **મીરાં**નાં બે રૂપ. **મીરાં.**
તોહે મૂરખ સમજ્યો નહીંરે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચીયું રે, ત્યારે હરિયે દેખાડી **મીરા** ચાર. **મીરાં.**
છોભો પડયો પાછો ફર્યોરે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો, કહાવ્યું રાણાએ આણી ઝેર. **મીરાં.**
લીધો મીરાંએ મન મગ્ન થઈ નેરે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખું થઈ ગયુંરે, એને સમર્થ ધણી ભગવાન. **મીરાં.**
**મીરાં**બાઇ આવ્યાં વૃંદાવનમાંરે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જીવા ગોંસાઈને શિક્ષાય. **મીરાં.**
હરિજન જાણી **મીરાં** મળવાનું કહાવ્યું, તેણે કાવ્યું ના જોઉં સ્ત્રીનું મુખ;
**મીરાં** કહે સારૂં થયું સવાઇ મુજને, પરપુરૂષ જોએથી દુઃખ. **મીરાં.**
આજ લગી હું એમ જાણતી જે, વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો, ત્હેમાં ધન્ય ત્હમારો વિવેક. **મીરાં.**
એવું સુણીને જ્ઞાન પામીયારે, જીવા ગોંસાઈ મળ્યા છે સામા ધાઇ;

હળી મળીને હરિની વાત કરીને આવ્યાં, મેવાડદેશ મીરાંબાઈ. મીરાં.
કરી તૈયારી ચાલ્યાં દ્વારીકાંરે, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ. મીરાં.
પાછળ પસ્તાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું ઝેર,
મુખે માગે તે આપું ત્હેને જે કોઈ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં.
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અંન ન ખાય. મીરાં.
જ્હાંરે લગી તમો રહેશો દ્વારિકાંરે, ત્યાં લગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માંગવાને. આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરાં.
હરિએ હકીકત સાંભળીનેરે, હસી ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાંરે મીરાં, જે જે શ્રીદ્વારકાંનાથ. મીરાં.
ચરિત્ર એ મીરાંબાઈનું રે જે કો, શીખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ ત્હેને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં.

## વાંસલડી; ગરબી.

માનીતી તું છે મોહનતણી હો વાંસલડીરે;
તુંને વાલમ કરે છે ઘણું વહાલરે, હો વાંસલડીરે,
પીએ અધરામૃત પિયુતણું, તું વાંસલડીરે;
અમારે સોક્ય સરીખું તું સાલરે, હો વાંસલડીરે;
મીઠો આવડો શો સોહોર, મોહ્યો નંદનો કિશોર;
ત્હારૂં આવડું શું જોરરે, ભુંડી કાળજડું માં કોરરે; હો વાંસલડી.
વાજી વાજી ને વિહ્વળ કર્યા, હો વાંસલડી;
તું તો પાડે અમારા પ્રાણ રે, હો વાંસલડી;
સુણતાં પડે છે હૃદે સાંસરાં, હો વાંસલડી;
ત્હારા ટઉકાથી મોહબાણ રે, હો વાંસલડી—મીઠો.
ઝેર ઘણું છે ત્હારી ઝડપમાં, હો વાંસલડી;
ભલા તુંથી ભાલા તલવારરે. હો વાંસલડી;
એકી વારે તું હણી નાંખની, હો વાંસલડી;
આ ભુંડી થોડે થોડે માં માર રે, હો વાંસલડી—મીઠો.
વન વન કુંજ કુંજ ફેરવ્યાં, હો વાંસલડી;
ત્હેં તો સહુની કરી છે એવી ગત્યરે, હો વાંસલડી—મીઠો.
ગરજે ગુમાન ભરી આવડી, હો વાંસલડી;
તું તો જોની વિચારી તાહર જાતરે, હો વાંસલડી;

જોતાં તું કાષ્ટકેરો કકડોરે, હો વાંસલડી,
તુંને આજ મળી છે ઠકરાતરે, હો વાંસલડી—મીઠો.
ગતવિહીણાં ત્હેં ઘેહેલાં કર્યાં, હો વાંસલડી,
ત્હેં તો લગાડ્યું લાલશું લગન રે, હો વાંસલડી;
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વ્હાલે માખણ ચોર્યું ને ત્હેં તો મનરે, હો વાંસલડી,--મીઠો.
માન રાખ્યું માનીનીતણું, હો વાંસલડી,
તેં તો સહુને કર્યા પાએમાલ રે, હો વાંસલડી,
દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી,
તેંડ સહુને બેઠી તું તો ઠામ રે, હો વાંસલડી—મીઠો.

**રાધા પદ. રાગ સોરઠ.**

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે;
ત્હને ત્હરિો કહાન બોલાવે, ત્હને ઘનશ્યામ બોલાવે;
ત્હનેત્હારોપિયુબોલાવે,સરસસમયસાધેસાધે; પ્યારી રાધે. ચાલ. વ્હેલી,ટેક.
નથી તુજ સમ કોઇ અખિલ વિશ્વમાં;
શચી સાવિત્રી ઉમા રમા;
તે પણ નહિ સમોવડ અવર કોણ કામા;
ત્હારી તુલના, ત્હારી તુલના, એક તુંજ, વ્રજભૂપ;
તું તદ્રુપ, ગુણ સ્વરૂપ, વાસરૂપ, અખ્ય યૂપ;
સકૃત રૂપ, બેહુ અનુપ, ગતિ અગાધે અગાધે, પ્યારી રાધે; ચાલ વ્હેલી.
કેસરી આમિષ તજી તૃણ કેમ ખાય;
સ્વાતિ સલિલ વણ ન ચાતક તરસ જાય;
વન વિશાખા અગ્રજાજ સીપ ચ્હાય;
એ દૃષ્ટાંત, એ દૃષ્ટાંત, અર્થ આણ, ધ્યાન ગાન, મુકી માન,
પ્રીતમ કહાન, દે રસદાન, અધરપાન ભાગ્યવાન ન કો આન;
તું સમાન, સુતા ભાન, તજી ઉપાધે ઉપાધે, પ્યારી રાધે; ચાલ વ્હેલી.
સલિલ હીન મીન જીવે ન કોય,
જલવિહીન થયું બગડે તે તોય.
તડિત મેઘ મેઘ તડિત વણ ન સોય,
કરી જો વિચાર, કરી જો વિચાર, વાર વાર, એજ સાર;
માર્યા માર, ધારધાર, સહુ શૃંગાર, મા કર વાર, નંદકુમાર;
પ્રાણઆધાર, ને ઉરહાર, કર અબાધે, અબાધે, પ્યારી રાધે; ચાલ વ્હેલી.

કહિ પતિ અતિ રતિસ્મૃતિ કરાવી,
જાવ્યા શૃંગાર જેમ તેમ સમજાવી,
। લલિતા પટરાણીને પધરાવી,
। શ્યામા, સોંપી શ્યામા, સુંદર શ્યામ, કરી પ્રણામ;
વામ, કુંજધામ, પૂરણકામ, નિગમ યામ, સો વિશ્રામ;
ણગ્રામ, કથે આમ, દયારામ, હર્ષ વાધે વાધે;પ્યારી રાધે;ચાલ વ્હેલી;

બૃહત્ કાવ્યદોહન.

---

## નરભેરામ.

### છપ્પા.

નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં.
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની,
કહે નરભો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રી રામની.
ખારાં જળનો જીવ, મીઠા જળમાંહી મરે છે,
મિસરી મીઠી ઘણી, ગદ્ધાનાં પ્રાણ હરે છે;
સિંહણ કેરૂ દૂધ, કનકને પાત્રે જામે,
બીજી ધાતુ બહુ, માંહીં વિરામ ન પામે;
છે એમ હરિરસ આકરો, પ્રેમીને દીલ બહુ ઠરે,
કહે નરભેરામ ગુરૂથકી, દુરજનને વિસ્મય કરે.
નથી મૃત્તિકામાં પ્રભુ, નથી પિત્તળમાં પેઠો,
કનકની મૂર્તિ કરે, નથી ઇશ્વર મહીં બેઠો;
નથી ઘોરોમાં પીર, નથી જૈનોને દેહરે,
અસલ જુવે નહિ કોય, સઉ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે,
કહે નરભેરામ ગુરૂથકી, પ્રેમે પ્રગટજ થાય છે.
શાસ્ત્ર પુરાણો વેદ, કમાવા કારણ શીખે,
આઠ પહોર દિન રાત જઇને ઝીકણું ઝીકે;
વાણી મધુરી વદે, મોરના જેવી કહીએ,
સર્પ વીંછીને ખાય, ઝેર એવું છે હૈયે;

જો રામ રટન કાંઇ નહિ કર્યું, તે ગવાર છે તૈડિયા,
કહે નરભો ખરને લાભ શો, મિસરી ભર કે મૈડિયા.
મેગળ નિસરી બહાર, ચાલતો મહાસુખ માણે,
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પૂઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેસી રહે છે,
મેગળને મન નહીં, માન અપમાનજ દેછે,
એમ હરિજન મેગળરૂપ છે, જેને હરિનું ધ્યાન છે,
કહે નરભેરામ ગુરૂ થકી, દુરિજન સઘળા શ્વાન છે.
કરજોડી કહું કૃષ્ણ, સાંભળો અક્ષર મ્હારો.
મનુષ્ય દેહ દઇ ભલો, શીદ બ્રાહ્મણ અવતાર્યો;
અણસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મ્હોટો,
મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો;
જે જમે ઉધાર સાથે થયું, ત્હેનો ધરૂં છું શોક રે,
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપ્યું લોકને.
કોઇ કહેશેરે એમ, હાથ તો શીદને ધરિયે,
હાથ ધર્યે જીવાય, નહિ તો પેટ ન ભરિયે,
ધરિયે નહીં જો હાથ, નવરાં કેમ ફરાયે,
હાથ ધર્યા પરતાપ, ટાઢ તડકો તે જાયે;
જે હાથ ધર્યા વણ મહેનતે, જીવવું તે તો ઠીક છે;
જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધિક છે.
વગર મહેનતે ખાય, પારકા માગી મેવા,
વગર મહેનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઇ, એહ અવતાર ન સારો,
જોતો નથા વિચારી, લાભ લુંટાયે મ્હારો;
જે માલ પારકો ખાઇને, મૂર્ખ હૈયે હરખાય છે,
કહે નરભો લાભ બધો ખુવે; નાગો શું લુંટાય છે.
ખાર તણી ભૂમિમાં, સો મણ બાજરી વાવી,
ખાર બધું ખાઈ ગયો, પાછી પાશેર ના આવી,
વિવેક સમજ્યો નહીં, પાત્ર કુપાત્ર ન જોયું,
ખાધું ત્હેને ના પચ્યું, ખવરાવ્યું તેણે ખોયું;
સઘળી ભૂમિ સરખી નથી, કંઇ છાયા કંઇ તાપની,
કહે નરભો કુપાત્ર ખાય તો, દસુંદ આવે પાપની.

બૃહત્ કાવ્યદોહન.

# ધીરો ભક્ત.

## કાફી.

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં,
અજાજુથ માંહેરે, સમરથ ગાજે સહી. તરણા. ટેક.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગરાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહિરે, વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહીં—તરણા.
મન પવનની ગતિ ન પ્હોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ કો ઠાલોરે, એક અણુ માત્ર કહીં—તરણા.
સદ્દગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ **ધીરો** કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી—તરણા.

## કાફી.

અંતે સંતને તેડાવેરે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલીરે, મૂરખ જ્યારે સુતો મરવા—અંતે. ટેક.
ન્હાનપણે ઘરધંધે ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યોરે, પત્થરને નાવે બેઠો તરવા—અંતે.
અંત સમે છાપા તિલક બનાવે, ભુલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન, એમ કેમ આવે વૈમાન;
ગુરૂજ્ઞાન નાવ્યુંરે, બુદ્ધિ ત્હારી ગઇ ચરવા—અંતે.
જુવતિ નારીને જેવી પુત્રની આશા, એમ હરિ ભજે ફળ થાય,
વૃદ્ધ નારીને નહિ પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય;
હરિને બેઠો ઠગવારે, એંશી વરસે વર વરવા—અંતે.
વીશ વર્ષે વિશ્વંભર મળે, ભકિત કરે ભુખ જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, ત્હેને મળિયા નિરંજન રાય;
દાસ **ધીરો** કહે છે રે, મટયા ચોરાશી ફરવા—અંતે૦

## કાફી.

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે;
હિમત હથિયાર બાંધીરે, સત્ય લડાઇએ લડવું છે—ટેક.
એક ઉમરાવને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ;
એક ધણીને એક ધણીઆણી, એમ વીગતે સાતસેંને વીશ;
સો સરદારે ગઢ ઘેર્યોરે, ત્હેને જીતી પાર પડવું છે—ખબરદાર.
પાંચ પ્યાદલ ત્હારી પુઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા, એવા જુલમી જોરાવર જોધ;
અતિ બલિષ્ટ સ્વારીરે, એ સાથે આથડવું છે—ખબરદાર.
પ્રેમ-પલાણ ધરી જ્ઞાન-ઘોડે ચઢી, સદ્‌ગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી ભજન ભડાકે રામ;
ધર્મઢાલ ઝાલીરે, નિર્ભે નિશાને ચઢવું છે—ખબરદાર.
સુરત નુરત ને ઇડા પિંગળા, સુષુમણા ગંગા સ્નાન કીજે;
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધારસ પીજે,
રાજ ઘણું રીઝેરે, ભજન વડે ભડવું છે—ખબરદાર.

## કાફી.

દુનિયાં દિવાનીરે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્તા વસે પાસેરે, બાજી કાંઇ નવ બુજે—દુનિયાં.
જીવ નહીં એને હરિ કરી માને, પૂજે કાષ્ઠ પાષાણ,
અર્કને અજવાળેરે, પ્રસિદ્ધ મણિ નવ સુઝે—દુનિયાં.
ચૈતન્ય પુરૂષને પાછળ મૂકે, એવી અંધી જગત અજાણ,
પાષાણનું નાવ નીરમાં મુકે, સો વાર પટકે શીશ;
કોટિ ઉપાયે તરે નહીં એ તો ડુબે વશા વીશ,
વેળુમાં તેલ ક્યાંથીરે, ધાતુની ધેનું શું દૂજે—દુનિયાં.
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત્ય નિર્મળ જળમાં ન્હાય
મહા મણિધર પેઠોરે દરમાં, તો રાફડો ટીપે શું થાય,
ઘાયલ ગતિ ઘાયલરે, જાણીને જ્ઞાની ઘાવ રુઝે—દુનિયાં.
સદ્‌ગુરૂ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટ પંડમાં પેખ,
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધે દેદાર દેખ,
ધુરંધર ખેલે ધીરા રે, જાહેર જગત મધ્યે ઝુઝે—દુનિયાં.

### કાફી.

જેને રામ રાખેરે, ત્હેને કુણ મારી શકે;
અવર નહિ દેખુંરે, બીજો કોઈ પ્રભુ પખે—જેને.
ચાહે અમીરને ભીખ મંગાવે. ને રંકને કરે રે રાય,
સ્થલને સ્થાનકે જલ ચલાવે, જલ સ્થાનક સ્થલ થાય.
તરણાનો તો મેરુ રે, મેરુનું તરણું કરી દાખવે—જેને.
લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યા, એવા છો રાજન રખવાળ,
અંત વેળા આવો રે, પ્રભુ ત્હમે ત્હેની તકે—જેને.
બાણ તાણીને ઉભો પારધિ, સીંચાણો કરે રે ટકાવ,
પારધિને પગે સર્પ ડસિયો, સીંચાણા શિર નહિ ઘાવ,
બાજ પડયો હેઠેરે, પંખી ઉડી ગયાં સુખે—જેને.
ગજ કાતરણી લઈને બેઠા, હરજી તો દીનદયાળ,
વધે ઘટે ત્હેને કરે બરાબર, સૌની લે સંભાળ,
ધણી તો ધીરાનોરે, હરિ તો મ્હારી હીંડે હેકે—જેને.

### પદ. કાફી.

મન તુંહી તુંહી બોલેરે, આ સુપના જેવું તન ત્હારૂં;
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ; ટેક.
ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળને પાણી,
કાયાવાડી ત્હારી એમ કરમાશે, થઇ જશે ધૂળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મ્હારૂં મ્હારૂં—મન.
કાચનો કુપ્પો કાયા ત્હારી, વણસતાં નહિ વાર,
જીવ કાયાને સગાઇ કેટલી, મૂકી ચાલે વન મોઝાર,
ફોગટ ફુલ્યા ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં—મન.
જાયું તે તો સર્વ જાવાનું, ઉગરવાનો ઉધારો,
દેવ ગાંધર્વ રાક્ષસ ને માણસ, સૌને મરણનો મારો,
આશાનો મ્હેલ ઉંચો રે, નીચું આ કાચું કારભારૂં—મન.
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ,
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરાધરથી રે, નથી કોઈ રહેનારૂં—મન.

બૃહત્ કાવ્યદોહન.

## ભોજો ભકત.

**પદ.**

દુનિયા દિવાની કહેવાશેરે; ભુંડી ભીંતિમાં ભટકાશે.—ટેક
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે, ભુવા જતિ ઘેર જાશે;
ધુણી ધુણી એની ડોકજ દુઃખશે, ને લેનારા લઇ ખાશેરે.—દુનિયા.
સ્વર્ગમાં નથી સુપડું ને, નથી ખાંડણિયો ને ઘંટી,
દુધ ચોખાના જમનારા ત્હમે, કેમ કરી જમશો બંટીરે.—દુનિયા.
ઢોંગ કરી ધુતવાને આવે ત્યારે, હાથ બતાવવા સૈ। જાશે;
ક્યારે આના કર્મનું પાનુંરે ફરશે, અને ક્યારે પુત્રજ થાશેરે.—દુનિયા.
કીમિયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મૂડી ગમાશેરે.–દુનિયા.

**પદ.**

મૂરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પ્હાણો—ટેક.
ધાઇ ધુતીને ધન ભેળું કીધું, કોટિધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈ ન વાવર્યો, અધવચથી લૂંટાણોરે—મૂ.
ભર્યા કોઠાર ત્હારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઇ ગયા કંઇક, કોણ રંકને કોણ રાણોરે—મૂ.
મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઇ ડેરાણો;
ભોજો ભગત કહે મુવા પુંઠે જીવ, ઘણો ઘણો પસ્તાણોરે—મૂ.

**પદ.**

ભેખ તો ભાવર થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા—ટેક.
ટકો પૈસો ટેલ ગામ ગામ નાંખે, વળી ખેતર ખેતર હુંડાં;
જેની વાંસે ધાય ત્હેનો કેડો ન મેલે, જેમ કટકનાં લુંડાંરે. ભેખ.
ત્રાંબિયા સારૂ ત્રાગું કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે. ભેખ.
ગામ બધાની ચાકરી કરેને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપતણા ઝુંડારે. ભેખ.

**પદ.**

જોઇ લો જગતમાં બાવારે, ધર્યો ભેખ ધુતીને ખાવા—ટેક.
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નિતનિત ન્હાવા;

રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે ગાવારે. જોઈ લો.
લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પરાણે પ્રીત થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે, બાવોજી જાય મનાવારે. જોઈ લો.
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે બાવેશું સેવે એને, જમપુરીએ જાવારે. જોઇ લો.

પદ.

ભરમાવી દુનિયા ભોળીરે, બાવો ચાલ્યો ભભુતી ચોળી.—ટેક,
દોરા ધાગા ને વળી ચીઠ્ઠી કરીને, આપે ગણકારૂ ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળીરે. ભરમાવી.
નિત નિત દર્શન નિમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી;
માઇ માઇ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે. ભરમાવી.
સઘળાં શિષ્યને ભેળાં કરી ખાય, ખીર ખાંડ ને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં, આવે માર્યા બોળીરે; ભરમાવી.

પદ.

મૂરખો માની રહ્યો મ્હારૂંરે, તેમાં કાંઇયે નથી ત્હારૂં—ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે. મૂરખો.
દુ:ખને તો કોઇ દેખે નહીં, ને સુખ લાગે સારૂં; મૂરખો.
વેળા વેળાની છાંયડી ત્હારી, વળી જાશે વારૂ રે, મૂરખો.
હરિભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં; મૂરખો.
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂંરે, મૂરખો.

---

## કાળીદાસ.

---

### નૃસિંહાવતાર ( રાગ કલ્યાણ. )

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ, એમ હોકારે બકારે બોલે મૂઢમતિ;
હું તો મનમાં ન રાખું કેની બીક રતિ, બાળા દેખાડ દેખાડ ત્હારો વૈકુંઠપતિ.
હમણાં પ્રહાર કરીનેત્હારા પ્રાણ હરું, ત્યારે હિરણ્યકશીપુ મ્હારૂં નામ ખરૂં;
હું તો બ્રહ્માંડમાં ભય કોનો નવ્વ ધરું, બાળા દેખાડ દેખાડ ત્હારો વૈકુંઠપતિ.

હું તો વેરીતણે છળબળે માર્યો નવ મરું, વર બ્રહ્માએ આપ્યા તે અભિમાન ધરું, તેણે સકળ ભુવનમાંહે ફુલ્યો ફરું. બાળા૦
મને શું કરે તારો રામ રીસ કરી, મ્હારી સન્મુખ ન શકે ધીર ધરી, ગયો વૈકુંઠથી ન્હાસી મ્હારે ત્રાસે કરી. બાળા૦
વર બ્રહ્માતણો મિથ્યા કરે, કોણ વળી, જેથી પ્રગટી સૃષ્ટિ વિવિધ સઘળી; મને સહાય થયો છે તપમાંરે મળી. બાળા૦
એવો દિવસ કયો જે દેખું દેવ હરિ, જુદ્ધ કરૂં ત્હેની સાથે કર ખડ્ગ ધરી; પહેલો એ મળે તો મેલું બીજી વાત પરી. બાળા૦
એવુંવચન સુણીનેબોલ્યો બાળ મુખે, રાજા શાનેબળ કરોબેસી રહોની સુખે; હું તો દુબળો થાઉં છું ત્હમારે દુઃખે, દાદ, દેખાડું શું રામ મ્હારો રહ્યો છે વ્યાપી;
બાધી સૃષ્ટિ સુરાસુર એણે થાપી,દાદા દેખાડું શું રામ મ્હારો રહ્યો છે વ્યાપી;
મ્હારો પ્રભુજી વસે છે ત્રૈલોક વિષે, એને ન જાણતા આપણથી દૂર રખે; નથી બ્રહ્માંડે કોઇ મ્હારા નાથ પખે. દાદા.
એતો આત્મસ્વરુપી સહુ માંહે વસે, જેમ દર્પણમાં માંહે પ્રતિબિંબ ધસે; તેમ સઘળે ગોવિંદ અળગો ન ખસે. દાદા૦
ત્યારે બોલિયો અસુર મન ક્રોધ થકે, અલ્યા જાણ્યું અજાણ્યું કેટલું બકે; એક આ સ્થંભથી હોકાર ત્હારો પ્રગટી શકે. દાદા૦
એવું સુણી બાળક કરજોડી કહે, મ્હારા સ્વામીજી મહિમાતો સત્ય લહે; હુંમાં તુંમાં સ્થંભ ખડ્ગ સહુમાં રહે. બાળા૦
પછી પ્રલ્હાદ સંભારે વૈકુંઠધણી, નિરખી પ્રેમે શું જોયું ત્યાં સ્થંભ ભણી; માંહે દીઠા નરસિંહ ત્રૈલોકધણી. દાદા૦
દેખી સ્થંભને પ્રલ્હાદે પ્રણામ કર્યો, મન આનંદ આણીને પ્રદક્ષિણા ફર્યો, એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યો. દાદા૦
બાંધો સ્થંભસું વછુટે ઉઠયો ખડ્ગ ધરી, દાઢી મુંછ પછાડી દોડી દોટ દઈ; ફાટો કડડડ સ્થંભ ધરા ધ્રુજી રહી. બાળા૦
દીઠો કારમો કેસરી નર પ્રગટ થયો, રુપ નિહાળી દાનવપતિ દૂર ગયો; ધરી ઢાલ ખડ્ગ આવી ઉભો રહ્યો, જુઓ પિતાજી પ્રેમે મુજ વૈકુંઠપતિ.

## પુર્વ છાંયો.

ઢાલ ખડ્ગ કરમાં ગ્રહી, અસુર ઉન્મત્ત ઉભો થયો;
નરખી શ્રી નરસિંહને, જુદ્ધ કરવા સન્મુખ ગયો.

ઉગ્ર રૂપ નરસિંહનું, તે દેખીને દુર્બુદ્ધ;
મનમાં ભય પામે નહિ, ઉન્મત્તે માંડ્યું જુદ્ધ.

### ઉથલો.

અસુરશું નરસિંહ રૂપે, જુદ્ધ કરે જગદીશ;
તે કથાનો સુણો મહિમા, રાય માનવધીશ.

### રાગ કલ્યાણ.

જોતાં કડડડ સ્થંભ ફાટયો કારમોરે, પ્રભુ પ્રગટયા તે નરસિંહ રૂપ;
ભડડડ ભાગા ભડ ભૂપતિરે, છે ભક્તવત્સલ સ્વરૂપ;
રામ દેવશું જગાડ્યું જુદ્ધ દાનવેરે,
ભ્રકુટી કુટિલ બીહામણીરે, દીસે નયનમાં પાવકની ઝાળ;
નાસિકા ઘોર ઘણો આકળોરે. તેણે ડોલવા લાગ્યા છે દિગ્પાલ. રામ.
માએ અગાસાં વિકાસે મુખ વેગશુંરે, થાય તેમાં ત્રણ લોક સમાસ;
હોંકારો કરે શ્રી હરિ આકળોરે, ચૌદ ભુવનમાં થાય ત્હેનો વાસ, રામ.
બહુ હસ્ત બીરાજે બલ ભર્યારે, જેવા ઝળકે તે લાલ ગુલાલ;
લપે વિડારે શિશુ દૈત્યનેરે, હુતા હજુરી હજારો ખવાસ. રામ.
અંગ ઉપર વિક્રાળ રોમાવળીરે, જંઘે તે કેશરીના જેવા કેશ;
તન તેજ રવિ કોટિનું રે, ધર્યો પ્રભુજીએ વિક્રાળ ઘણો વેશ. રામ.
જે ધરણી ચરણ ધમકારથી રે, ગાજે પરછંડે ગગન બ્રહ્માંડ;
ળભળે શિખર શૈલ્યનાંરે, શેષ સળવળે ચળે નવ ખંડ. રામ.
વું નિહાળી સ્વરૂપ નરસિંહનુંરે, મન બીનો નહીં દાનવ નાથ;
ા ખડ્ગ કરમાં ગ્રહીરે. જુદ્ધ માંડ્યું મધુસૂદનની સાથ. રામ.
ક્રોધ કરી નરકેસરીરે, તોડ્યો તલપે કરીને તત્કાળ,
ાવર ઝાલ્યો જીવતોરે, વળી વેગેથી વછૂટે વિક્રાળ. રામ.
મી આયુધ ગગન લગે ઉછળેરે, આવે બીહાવતો દાનવ થઈ ક્રૂર;
ગે વછૂટે રૂઠે રામશુંરે, ઉઠે તનમાંહે સમાય નહિ શૂર. રામ.
લડથડે વઢે જઇ વાડશુંરે, માર્યો મરે નહીં અસુર અકાલ;
બ્રહ્મા આડાં દઇ વાદળાંરે, જોવા આવ્યા અમર ચારે ચાલ. રામ.
વાદળમાં વળે જેમ વીજળીરે, તેમ વિષ્ણુ સાથે દોડી મળે દૈત્ય;
ભુજ સહસ્રના પ્રહારથીરે, નવ ભાગો આયુધ સહિત. રામ.

ઝડપ નાખીને નરકેસરીરે, વળી વેગેથી વછૂટી વીર જોય;
ા ધ્રુજવા લાગ્યા દેવતારે, મન મુનિ ન ધરી શકે કોય. રામ.
દારૂણ દેખીને વિસ્મય થયારે, ઇંદ્ર બ્રહ્મા વિચારે છે એમ;
.રે આગળ જુદ્ધમાંરે જાણ્યું, રખે રહેતો દાનવ એમ. રામ.
ઉંચો નીચો ને બેબાકળોરે, નવ ઝાલ્યો રહે નરસિંહને હાથ;
કરે અસુરશું શ્રીહરિરે, ભરે સહસ્ર ભુજાતણી બાથ. રામ.
જાણે સુર બેમાં કોણ જીતશેરે, એવો અસુર અતુલ બલવંત;
યુદ્ધ જોઇને દૈત્ય ને દેવતણુંરે, વળી આંગળી લઇ રહ્યા દંત. રામ.
ભાર જંજાલે પ્રહારતારે, ભય પામ્યો ઘણું મન ભુજંગ;
ા ભેળા સપ્ત સિંધુ સામટારે, પડે ખડતાલે પર્વત શૃંગ. રામ.
યુદ્ધ પ્રબલને બળે કરીરે, ઘણું શિથિલ થયો શેષ;
ાએ ગર્ભ ઘણા ગળ્યારે, જાણ્યું ભૂતળ વાદળ ભેળે એક. રામ.
અસુર ને વિષ્ણુ વઢે વાદશું રે તેણે સુઇ ન શકે કોઇ સેજ;
પ્રકાશ્યું નરસિંહનુંરે, તેણે નભમણિ થયા નિસ્તેજ. રામ.
દિતિસુત શ્રીહરિશું વઢેરે, જેમ ઉડી પડે પાવક પતંગ;
નહીં હરિતણી હાકથીરે, ત્યારે કોપ્યા વળી પ્રભુ નરસિંહ. રામ.
ડાઢ વધારી વિક્રાળશુંરે, કીધું નરહરિ હાસ અટાટ;
થયો દેવના ત્રાસથી રે, ત્રાડે દહી પડયો દાનવ વેરાટ. રામ.
વદનનો શબ્દ જઈ વ્યોમશું રે, ગગનમાં ગડગડે મેઘ;
લીધો અસુરને અંકમાંરે, જેમ બગધર વિષધર વેગ. રામ.
ા સમે ગ્રહી મંડપને દ્વારે, આવી ઉંબરે બેઠા અવિનાશ;
ઉખેળે નખે સ્નેહશુંરે, કોઈ ઉભી ન શકે પ્રભુ પાસ. રામ.
ખોળે પડયો ખગપતિ દેવનેરે, મન ચંતવે છે મેલી નિઃશ્વાસ;
ાઅંતકાળ આવ્યો ગોપાળથીરે,ત્હેને નિશ્ચે આવ્યો મન વિશ્વાસ.રામ.
ાં ઉરપર પ્રવેશ થતો નહીં રે, ચક્ર ફરશી ને કઠણ કુલીશ;
ી જહર કીધું જુજવુંરે, ત્હેનો આવ્યો અવસાન સમેધીશ. રામ.
એણીપેરે પ્રાજે કરે દૈત્યનેરે, મારી પાપીના કાઢ્યા પ્રાણ;
રડાંની માળા કંઠમાં ધરીરે, બેઠા સિંહાસન ચઢીને ચક્રપાણ. રામ.
પહોંચે પ્રભુજીની ચતુરાઇનેરે, જેણે સર્વ રચ્યો સંસાર;
ાતણાં વચન ન લોપિયાંરે, તેમ અસુર વિડાર્યો કીરતાર. રામ.
બ્રહ્માતણાં સત્ય કરી પાળિયાંરે, દુષ્ટ માર્યો સમે વિચારી પ્રદોષ;
વૃષ્ટિ કરે સર્વે દેવત્તારે, વાજે દુંદુભિતણા નિર્ઘોષ. રામ.

## ધ્રુવાખ્યાન.

### ચંદ્રાવળા છંદ.

ઉત્તાનપાદ નર નીપનો, રાજા પરમનિધાન;
અનુપમ બે સુંદરી ત્હેનાં, સુરતી સુમતી નામ;
સુરતી ઉપર નહિરે માન, ધ્રુવજી ત્હેના એક સંતાન;
સુમતી ઉપર છે ઘણું હેત, ત્હેનો કુંવર ઉત્તમ એક. જેજે વૈકુંઠરાય.
ઉત્તમ ઉછંગે બેસાર્યો રાયે, સભામાંહે એકવાર;
લાડ લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડામાય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય,
ઉછંગ બેસવા કીધાં મન, અપર મા કહે કઠણ વચન. જેજે.
**સુમતી**—અપર મા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને કયાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી;
ઇહાંથી જઈ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મ્હારે શરીર, તો ત્હને રાજ અપાવીશ વીર. જેજે.
વચન વનિતાનાં સાંભળી, ઉતર્યો મ્હોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મનભંગ;
મનભંગ થઇ નાંખ્યો નિ:શ્વાસ, રોતા આવ્યા માની પાસ;
માયે ચાંપ્યા હદિયાસાથ, કહે કુંવર કોણે દુભવ્યા આજ. જેજે.
**ધ્રુવ**—આજ સભામાં માવડી, બેઠો ઉત્તમ રાયને ખોળે:
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપર મા એમ બોલે;
અપર કહે અભાગણી કેરા; સુખ વાંછો તો વન જાઓ વ્હેલા:
ફરી જનમ લે મ્હારે શરીર, તો ત્હને રાજ અપાવીશ વીર. જેજે.
**સુરતી**—વળતી માતા ઉચરે કુંવર, હૈડે ન ધરિયે દુ:ખ;
પૂરણ પુન્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે છે સુખ;
સુખ આપણને ક્યાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા.
નથી સંતોષ્યા જોગી જતિ, તપ તીરથ વ્રત કીધાં નથી. જેજે.
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન;
ઓછા કરમ જ્યાં આપણાં, ત્યાં ક્યાંથી રાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના ક્યમ પામીયે વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જૈ માંડો તપ. જેજે.
તપ માંડયો બ્રહ્માજીએ ત્યારે, પામ્યા પદ્માસન;

સેવા કીધી મન ભાવતી ત્યારે, પ્રગટ્યા નારદ મુન;
મુનિયે માંડ્યો મોટો જાગ, તપ તીરથ વ્રત થયાં સુભાગ;
જો કરિયે શ્રીહરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળિયે તંન. જેજે.

**ધ્રુવ**—ત્હને અભાગણિ હું ટાળું મા, છુંરે ત્હમારો તંન;
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારૂં નહિ અન્ય;
સુખ સંભારે સાહે જેહ, વિશ્વંભરે પરહિયો દેહ;
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું વનમાંય. જેજે.

**સુરતી**—માતાને આંસુ આવિયાં ને, અંતર ઉપની દાઝ;
રાજાએ મ્હને પરહરી કુંવર, તુંએ કરે છે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મૃગલી જેમ;
જળ વિના જેવી માછલી, મ્હારા પ્રાણ જશે ટળવળી. જેજે.

**ધ્રુવ**—ટળવળ મારે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવીશ સુખનું ત્હેને, ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરિ, આપણી આશા પુરશે ખરી;
એ છે સાચે અનાથનો નાથ, ત્હેને ભજવા જાઉંરે માત. જેજે.

**સુરતી**—વળી માતા એમ ઉચરે કુંવર, પાંચ વર્ષનો તન;
બીજું બાળક એક નથી, કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મ્હારાં હૈડાં ફાટે;
આંખની આગળ રહોરે બાળ, ઘેર બેઠાં ભજીયે ગોપાળ. જેજે.

**ધ્રુવ**—ઘેર ગોપાળ ન પામિયે, મનમાં મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જૈ વહેલો આવીશ, માતા દો મુજને આશીષ. જેજે.

**સુરતી**—આશીષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતની-કંઠે, કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટી કેશવ પુરુષોત્તમ પાય, એવી આશીષ દે છે માય. જેજે.
માને આંસુ આવ્યાં ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મ્હારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી ત્હમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી. જેજે.

**કવિ**—ફેરા ફરિયો માતાને, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞાં માગીને સંચર્યો, વંદીને શુભ શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસણી એડું ભરી જાય;
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા વિપ્રજ મળ્યા. જોજો.
મળ્યા શુકન સઉ હર્ખના ધ્રુવજી નીકળ્યા નગર બહાર;
આગળ જતાં ધ્રુવજીનેરે, મળિયા બ્રહ્મકુમાર,
બ્રહ્મકુંવર ભગવાનને ચાહતા, હરિગુણ ગાતા વેણ સુવાતા;
કરજોડી કહે છે ભૂપ તન, ક્ષમા કરો ત્હમે નારદ મુન્ય. જોજો.

**નારદ**—નારદ કહે શીદ જાઓ છો, શું છે ત્હમારે કામ;
કોણ તમારાં માતાપિતા, શું છે ત્હમારૂં નામ;

**ધ્રુવ**—મ્હારૂં નામ છે ધ્રુવ નિર્ધાર, મ્હારા પિતાને એ છે નાર.
રાવ-રાણા બેઠા સઉ રંગ, ઉત્તમને તેડયો ઉછંગ.
ઉછંગે બેસવા હું ગયો, મ્હારી ખાંત હૈયાની બોલી;
દૃષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપર મા એમ બોલી;
અપર કહે અભાગણીકેરા, જો સુખ વાંછો વન જાઓ વ્હેલા;
ફરી જનમ લે મ્હારે પેટ, તો ત્હને રાજ અપાવીશ નેટ. જોજો.
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મ્હને કહ્યાં કઠણ વચન;
કઠણ વચન તે કેમ વીસરે, લોહાસમ હોય તો નીસરે;
ખડ્ગતણો તો શહિયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય. જોજો.

**નારદ**—જારે ઘેલા અત્યારથી, તે તું એવડો શો ધરે કાળ;
માન કુમાન શું ત્હારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને શા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલ્લોલ;
અપર માનાં એવાં હેત, વિસારીને વાળો ચેત, જોજો.

**ધ્રુવ**—ચિત તે કઈ પેર વાળિએ. મ્હને બોલાવ્યો નહીં બાપ;
કશાયમાં લેખ્યો નહિ હુંને, ઉકળું છું તે તાપ;

**નારદ**—તાપ કુંવર નહિ આણીએ રતિ, સુખદુઃખનું કોઈ સરિગત નથી;
હરિયે નિર્મ્યું તેમજ હોય, કર્યા કરમ છોડાવે નહિ કોય. જોજો.
કો કાળે વૃદ્ધિ હાણ છે, ત્હેનો ન ધરો હર્ખ ને શોક;
અણચિંતવ્યું જે આવી મળે. ત્હેનો ધર સંતોષ;
સંતોષી કુંવર ઘેર પધારો, અપર માના બોલ વિસારો;

આવ કુંવર ત્હારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ. જેજે.
**ધ્રુવ**—સભામાં શું દેખાડિયે, સૌકોમાં વળી નાક;
સભામાં જ્યારે શોભશું, મન પુરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવીશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ હું બળે. જેજે.
**નારદ**—બળ કીધે હરિ નહિ મળે, માનો મ્હારૂં વચન;
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દર્શન:
દર્શન ત્હમને કેમ આપશે, વન જઇને વિમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રુજશે. જેજે. ૧૦૦
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ;
ભૂખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;
**ધ્રુવ**—જોગ ઋષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ હું ચળું નહી, ઋષિજી તમ પરતાપે સહી. જેજે.
**નારદ**—ઋષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવનમાંય;
જમનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઈ કરજે અલ્પાશન, જળ પત્ર ને ફળ પ્રાશન:
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમરજે શ્રીઘનશ્યામ. જેજે.
શ્યામને શિશ મુગટ છે,–કાને કુંડળ મકરાકાર;
કોટે કૌસ્તુભ કટિમેખલા, પાય નેપુર ઝણકાર;
પાય પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા;
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ. જેજે.
એ કરતાં ખટ માસમાં, તુજને મળશે વૈકુંઠનાથ;
**કવિ**—આશીર્વાદ દેઇ દાસને, મસ્તક મૂક્યો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ, આજ્ઞા માગી વિચર્યો અરણ;
એહ કથા રહી એણે ઠામ, ઋષિ પધાર્યા રાયને ગામ. જેજે.
મુનિ આવ્યા મહારાજને જોવા, રાયતણું સુખ મન;
માન દીધાં બ્રહ્મપુત્રને, વળી આપ્યાં આસંન;
**રાજા**—આ શાંરે ઋષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચિંતા અતિ આજ. જેજે.
આજ સભામાં ઋષિજી મ્હારે, ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, ત્હેને તો મ્હેં નવ બોલાવ્યો;

આને વરાંસે વીસર્યું બાળ, અપર માયે દીધી ગાળ. જોજો.
ઋષિ એ વચને નીસરિયોરે, વીરો ગયો છે વંન;
વનમાં વાઘ વરૂ હશે ત્હેને, દેખી ધ્રુજશે તંન;
તન ધ્રુજશે રે તડકે ટાઢે, મંદિરમાં માલંતો લાડે;
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર. જોજો.
કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢશે મૃગચર્મ તેહ;
મસ્તક બાંધતો મોળિયું કેમ, જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો;
કાંટામાં કેમ સૂશે બાળ, એની શય્યા અહીં છે સાર. જોજો.
સારાં અન્ન આરોગતો તે, ફળપત્રો કેમ ખાશે ?
પાણી પીતો પળે પળે તે, જળવિણ કેમ રહેવાશે ?
ત્હેની વતી રહેવાશે કેમ ? તેહ વિના હું દાઝું એમ;
સુધ વિનાનો થયો શરીર, વીસરતો નથી તેહજ વીર. જોજો.
વળી વીરો અહિંયાં આવતો, રમતો રંગ અપાર;
ભૂખ તરસ જ્યારે લાગતી, સુખડી માંગતો સાર;
સારી સુખડી સુંદર મેવો, કાલું કાલું બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ. જોજો.
શું કરિયે વડી સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઈ ઠામ;
શું કરિયે આ રાજ અને શું, કરિયે ધન ને ધામ;
ધન ગયું અમારે આજ, પુત્ર વિના સૌ સુનો સાજ;
પુત્ર વિના હું દુર્બળ દુઃખી, મ્હારા પ્રાણ જશેરે ઋખી. જોજો.
**નારદ**—ઋષિ કહે તમે માં રૂવો, મ્હને મળ્યો હતો તે બાળ;
આશીર્વાદ દઈ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ;
ગોપાળ ભજશે દીવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે,
માંડો રાજ ને છાંડો દુઃખ, એવું કહીને વળિયા ઋખ. જોજો.
**કવિ**—ઋષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વન મોઝાર:
મધુવન પહોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઇ મન વિચાર;
ત્યાં જઈ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળકંદ પ્રાસ. ૧૫૦
ત્રીજે માસ છઠે દિન એમ, ચોથે માસે જળના નેમ. જોજો.
નેમ ધરીને નેહથકી ભજે, ઇશ્વર અશરણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધિયા ધ્રુવજી, ઉભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુરભુજ ચિત્તમાં ધર્યા, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;

એમ કરતાં વીત્યા ખટમાસ, હદિયામાં ઓળખ્યા અવિનાશ. જેજે.
અવિનાશીને ઓળખિયારે, એમ ઉભો રાજંન;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલિયું ઈંદ્રાસનઃ
ઈંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરી વૈકુંઠે ગયા;
જઇ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટે કાય. જેજે.

**દેવતા**—કાયા કષ્ટી વશ રાખવી એ, ઈંદ્રિય મન અચેત;
અચરત એ તો અતિ ઘણું એમ, બોલ્યા અમર ધરી હેત;
અમર કહે અમને બીક લાગી, રખે લિયે ઈંદ્રાસન માંગી;

**વિષ્ણુ**—વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજભોગ એ ઇચ્છતો નથી. જેજે.
નથી ઇચ્છતો સંપતિને કે, નથી ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યાં ચિત્ત મ્હારા, ક્ષણું અળગો ન મુજથી એહ;
મુજથકી અળગો નહિ એહ, એણે દમી છે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખે એ મ્હારૂં, કહોની એને કેમ વિસારૂં જેજે.
વીસાર્યો વિસરે નહિ એને, આપીશ અવિચળ અર્થ;
નામ નહિ લે તે તમતણું, કાંય બીહો છો વ્યર્થ;

**કવિ**—ઈંદ્ર તણી આસવાસના કરી, સુરથાનક મોકલિયા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરિ, વનમાં આવ્યા વેગે કરી. જેજે.
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે, ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્ર ભરી નિહાળીનેરે, પ્રેમશું પાયે લાગ્યા;
પ્રેમે કરી પરણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ;
નિર્મળ વાણી હવી પ્રકાશ, સ્તુતિ કરે કરજોડી દાસ. જેજે. ૧૭૫

**ધ્રુવ**—દાસ દયાળને વિનવું, તમો સર્વ જગતના ભૂપ;
અકળ ત્હમારી ગતિ છે ન્યારી, અકળ ત્હમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ ત્હમારૂં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો ત્હમે શ્યામ, પ્રાણીમાત્ર કરે પ્રણામ. જેજે.
પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગપાણિ હોય;
અદ્દભુત શક્તિ આપની, ત્હારો પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ ત્હારો પાર;
એવું સુણી હરખ્યા નરહર, કુંવર કંઇ એક માગ્ય તું વર. જેજે.
વર કેમ માગું વિઠ્ઠલા હું તો, કરીશ ત્હમારી સેવા;
વિષયભોગ સંસાર છે એ તો, સુપનાનાં સુખ જેવા;

સુપના જેવી કાચી કાયા, સંસારની ધરવી શી માયા;
માયામાં ન મ્હને મોકલો, વાહીને ન કરો વેગળો. જેજે.

**વૈષ્ણુ**—વેગળો વીરા ક્ષણું ન કરું, વળી તું વહેલો આવીશ,
જે ફળ દુર્લભ દેવને મળવું તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં ત્હારી ન રહે લાજ;
લોક કહે રઝળીને મુવો, સ્વજનોમાંથી પડયો જુજવો. જેજે.
પડયો સ્વજનથી જુજવો, ત્યારે સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું ત્હારી, વાટ જુએ છે માય;
માને બાપતણાં દુઃખ કાપો, ઇહાંથી જૈને સૌને સુખ આપો;
મ્હારી આજ્ઞા પાળજ આજ, છત્રીસ હજાર વર્ષ ભોગવ રાજ. જેજે.
રાજ ભોગવી તું આવજે, ત્હને મોકલીશ એક વિમાન;
તેમાં બેસી તું આવજે, ત્હારું થશે જગતમાં જાણ;
જાણ જગતમાં થશે રાય, તેણે વધશે તુજ મહિમાય;

**કવિ**—આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાખ્યો બાળ. જેજે.
બાળકને મારગમાં જાતાં, ઉપન્યો મન વિચાર; ૨૦૦
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મ્હને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો, હરિ તજીને માયા લાવ્યો;
આગળ ઋષિજી કહેતા એમ, ત્હમને ત્રીકમ મળશે કેમ. જેજે.
મુજને ત્રીકમજી મળ્યા, મ્હેં તો જાવા દીધા ફોક;
ફરી જઇશું સંસારમાં, મ્હને હસશે દુરીજન લોક;
લોક કહેશે એને બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એક જશ હું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરીને આવ્યો. જેજે.

**લોકો**—હરિ દર્શન કરીને આવ્યોરે, રાય ત્હમારો તન;

**રાજા**—હું દુઃખિયાને શું હસોછોરે, ત્હમે તે સર્વે જન;
દુઃખિયાને હસવા સાચા, વને ગયા કેમ આવે પાછા;
વને ગયા ને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ. જેજે.

**કવિ**—ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદમુન;

**નારદ**—હરિ દરશન કરીને આવ્યોરે, રાય ત્હમારો તન;
રાય ત્હમારો તન ઘણું જીવો; એ કુળમાં પ્રગટયો છે દીવો;

**કવિ**—વચન સુણી રીઝયા નરપતિ, વળતી વધામણી આપી અતિ. જેજે.
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર;

રથે બેસીને સાંચરિયા, ને સાથે સુત બે નાર;
નારીને શિરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી;
રાય રથેથી ઉતર્યાં જ્યારે, પુત્રે પરણામ્યા તે વારે. જેજે
**ધ્રુવ**—પ્રથમ પ્રણામ અપર માને, ત્હેં ભેટાડયા શ્રીપત્ય;
**સુમતી**—વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો તે સત્ય કહી, આપણી આશા પૂરણ થઈ;
**સુમતી**—વીરા હું જોતી હુતી વાટ, ત્હેં મ્હારો ટાળ્યો ઉચાટ. જેજે
**કવિ**—ઉચાટ મનનો ટાળ્યો, કુંવર તેડયો આનંદ ભેર;
હેતનાં આંસુ આવ્યાં ત્યારે, દુધની ચાલી શેર; ૨૨
સેર ચાલી તે કુંવરે પીધી, માતાએ ઘણી આશિષ દીધી;
**સુરતી**—ઘણાં વર્ષ જીવોરે તન, ત્હમે કર્યાં છે કુળ પાવન. જેજે
પાવન કર્યાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહિમા વધાર્યો જગતમાં તે, ત્હેં ભજીને શ્રીરામ;
**કવિ**—રામભગત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા;
બન્ને ભાઇની પોતી રળી, હેતનાં આંસુ આવ્યાં વળી. જેજે
વળી રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ;
અક્ષત અંકુર કુમકુમ ને જળ, ભરી ચઢાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષર લખિયાજ, ધ્રુવને અવિચળ હોજો રાજ;
ઢોલ દદામાં ભેરી નાદ, ધ્રુવ પધાર્યા નિજ પ્રસાદ. જેજે

બૃહત્ કાવ્યદોહન.

## પ્રીતમદાસ.

### પદ.

જગતનું સુખ ઝાકળનું છે પાણીરે, જાણી લે.
વણસી જાતાં વાર નહિ સત વાણીરે, જાણી લે.
સીસાબાજી સંસારનો છે ખેલરે, જાણી લે;
એ વિચારી અહંકાર તું મેલરે, જાણી લે.
જોતાં જોતાં જાવું છે તતકાળરે, જાણી લે;
રહેંટ તણી ગેડયો એવી ઘટમાળરે, જાણી લે.
એક ભરાયે એક ઠાલી થાયરે, જાણી લે;
એક અવતરે એક મરીને જાયરે, જાણી લે.
પરમારથને પંથે પગલાં માંડરે, જાણી લે;

ફૂડ કપટ ને છળવિદ્યા તું છાંડરે, જાણી લે.
પાપ પુણ્યનો ઉત્તર દેવો પડશેરે, જાણી લે;
જમકિંકર જ્યારે આવી પડશેરે, જાણી લે.
માટે ગરવ તજી ગોવિંદગુણ ગાજેરે, જાણી લે,
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજેરે, જાણી લે.

**બૃહત્ કાવ્યદોહન.**

## બ્રહ્માનંદ.

### ધોળ.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી:
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, ત્હારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી;
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઈ રાગીજી;
અહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.
આજકાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી:
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

### ધોળ.

પ્રભુ ભજ્યા વિણ ગાફલ પ્રાણી, આમે ઉમ્મર ખોઇજી;
મેઠી મંદિર માલ ખજાના, કામ ન આવે કોઇજી;
માયા માયા કરતો મૂરખ, તૃષ્ણા માંહી તણાણોજી;
લોક તણી લજ્જાનો લેઇને, કોટે બાંધ્યો પ્હાણોજી;
ઉંચે કુળ અવતાર લઇને, કહે શું સારૂં કીધુંજી;
લખ ચોરાશી કેરૂં લગડું, તાણી માથે લીધુંજી,
જીવ તણું કંઈ જતન ન કીધું, મન માયામાં મ્હોયુંજી.
રાત દિવસ તત્પર થઈ રળિયો, ઠાલું નીર વલોયુંજી.
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડયું ત્હારૂંજી.
બ્રહ્માનંદ કહેરે પ્રાણી, હજી સમજ તો સારૂંજી.

**બૃહત્ કાવ્યદોહન.**

# દેવાનંદ.

## પદ.

કાયા માયા કૂડીરે, રાખી ત્હારી રહેશે નહિ;
જોને તું વિચારીરે, ઘેલા કેમ અક્કલ ગઇ.—કાયા—ટેક.
નંદ રાજાને અળગળ નાણું, ભરી સંચ્યા ભંડાર;
કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચીરે, વેંઠે મુઓ ભાર વહી.—કાયા.
રાવણ રિધ સિધ પૂરણ પામ્યો, ઇંદ્ર અધિક અભિમાન;
અજ્ઞાને અવરાણું અંતર, ભુલી ગયો પ્રભુ ભાન;
વાદળની છાયારે, જોતાં જોતાં છેટે ગઇ.—કાયા.
ભજ ભગવાન માન તન મેલી, એલી કર બળવીર;
લાલચ રાખે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર;
અધમ ઉધારણુરે, અભેપદ આપે સહી.—કાયા,
મૃગજળ ભરવા મૂરખ માણુસ, દોડે સઉ સંસાર;
વાત વિચારી પાછો વળજે. પામ્યા નહિ કો પાર;
દેવાનંદ કહે દેખીરે, વિવેકની વાત કહી—કાયા.

## પદ.

કર પ્રભુ સંધાતે દ્રઢ પ્રીતડીરે, મરી જાવું મેલી ધન માલ;
અંતકાળે સગું નહિ કોઇનુંરે—ટેક
સંસ્કારે સંબંધી સર્વે મળ્યાંરે, એ છે જૂઠી માયા કેરી જાળ—અં
મ્હારૂં મ્હારૂં કરીને ધન મેળવ્યુંરે, તેમાં ત્હારૂં નથી તલભાર—અં
સુખ સ્વપ્ના જેવું છે સંસારનુંરે, ત્હેને જાતાં ન લાગે વાર—અં
માટે સેવજે તું સાચા સંતનેરે, ત્હારા ટળશે ત્રિવિધના તાપ—અ
અતિ મોટા પુરૂષને આશરેરે, બળે પૂર્વ જન્મનાં પાપ—અ
એવું સમજીને ભજ ભગવાનનેરે, સુખકારી સદા ઘનશ્યામ—અ
દેવાનંદનો વ્હાલો દુઃખ કાપશેરે, મન વાંછિત પૂરણ કામ—અ

બૃહત્ કાવ્યદોહન.

## નિષ્કુલાનંદ.

### પદ ૧૮ મું.

એક વાત વળી સાંભળી છે સારીરે, વિવિધ પ્રકાર જો વિચારીરે;
એક બ્હાવરો બેસાર્યો વળી વહાણેરે, માન્યું મૂરખ હું પડયો બંધીખાનેરે.
ચઢયો ફેર ને દીઠું સર્વે ફરતુંરે, માન્યું મનમાં જે પામ્યો હવે મરતુંરે.
થયો આકળો અભાગી લાગી લ્હેરીરે, ખરા ખારવા વિશેષ જાણ્યા વેરીરે.
ચઢી ડોલને દીઠું છે દુ:ખદાઇરે, મારી ઠેક છેક પડયો પાણી માંઇરે;
એમાં દોષ કોનો કેને હવે દઇયેરે, મળ્યો સતસંગ તરી તજી જઇયેરે.
તજી સુખ પડયો દધિ દુ:ખ માંઇરે, એ પ્રકારમાં ન જાય કયાંઇરે;
સર્વે સુખ દુ:ખ વાહાણનું જો સહિયેરે, કહે નિષ્કુલાનંદ પાર થઇયેરે.

### પદ ૧૯ મું.

એક મૂરખને હાથ મણિ મળીરે, જોઈ ચાખી સુંઘી ન લાગી ગળીરે;
હતો વેવલો ને કહાવતો વિવેકીરે, જોઈ ત્રોડી ફોડી નાંખ્યું નરે ફેંકીરે.
તેમ સતસંગ મળ્યો શિરોમણીરે, હતી બાળબુદ્ધિ કુબુદ્ધિને ધણીરે.
તેણે સતસંગ રંગ અંગ ત્યાગ્યોરે, કાળા કામળાને કસુંબો ન લાગ્યોરે.
રહે પત્થર કોરો જો પાણી માંઇરે, જેમ જળ મળે જવાસો સુકાઇરે;
મળી મરકટને રાજ-સાજ સિદ્ધિરે, દેખી ટોપરૂં ને તરત ટેક દીધીરે.
મળી અલ્પમતિને વાત મોટીરે, કરે અનુમાન જ્ઞાન કહે ખોટીરે;
મળી અનુપમ મોજ તેજ ત્યાગીરે, કહે નિષ્કુલાનંદ એ અભાગીરે.

બૃહત્ કાવ્યદોહન.

## નિરાંત ભક્ત.

### પદ.

કૃષ્ણ કહો ને કૃષ્ણ કહો, આ અવસર છે કહેવાને;
વળતું સર્વે વણસી જાશે, રામ નામ છે રહેવાને.
ખોટે પાયે ખેલ રચ્યો છે, જગત તણો તે જાણોને;
મહા સુખવાળાં મિથ્યા થાશે, મન ભાવે તે માણોને.

રાવણ સરખા રદ મળ્યા છે, અંતકાળની આંટીમાં;
પળવારમાં પકડી લીધા, પ્રાણી જમની ઘાંટીમાં;
લખેસરી લાખો લુંટાયા, કાળે નાંખ્યા કૂટીને;
ક્રોડપતિનું કાંઈ ના ચાલ્યું, અંતે ગયા ઉઠીને.
એ સંકટમાં સરવે આવ્યું, બ્રહ્મા આદે નરખોને.
હરિ આશરાવાળા વચ્ચે, વેદ પુરાણે પરખોને.
એવું જાણી ભજ મન પ્રાણી, ભાવ કરી ભૂદરનેરે;
એ કહેવાનું રહ્યું તે કહીએ, નારી કો વા નરનેરે.
હરજી સાથે હેત ઘણેરૂં, નિશદિન તાળી લાગીરે;
**નિરાંત** કહે નારાયણ ભજતાં, ભવની ભાવટ ભાંગીરે.

બૃહત્ કાવ્યદોહન.

---

## કૃષ્ણાબાઈ.

---

### સીતાજીની કાંચળી.

શ્રીરામજી કેરે ચરણે નમીને, સીતા કાંચળી પ્રીતેરે;
શ્રીરામ લક્ષ્મણનું વંદન કરીને, ગાવું છું નૌતમ. હો; રમતાં રઢ લાગી રાણીને.
દશરથ સુતે આજ્ઞા પાળી, ઘર તજી ચાલ્યા વંનરે;
લક્ષ્મણ બંધવ જોડે લીધો, સ્નેહ ગાવું ધંન ધંન. હો; રમતાં.
પંચવટીમાં નિવાસ કરીને, આનંદ બહુ ઉપજાવેરે;
દિન પ્રત્યે ચોપટ બહુ ખેલે, જાનકીને મન ભાવે, હો રમતાં.
પર્ણકુટીમાં સરોવર પાસે, જ્યાં ખેલે સીતારામરે;
કનકતણો કુરંગ દીઠો એક, આવ્યો તેણે ઠામ. હો રમતાં.
સોનાનાં શીંગ ને ત્વચા કનકની, નાભિયે કસ્તુરી બેહેકેરે;
ડમરો ચરતાં દીઠો જાનકીએ, નાચે નૌતમ લેહેકે. હો રમતાં.
સીતા—તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવોરે;
આપણે જ્યારે અજોધ્યા જઈશું, કાંચળડી શીવડાવો. હો રમતાં.
રામ—સરોવર તીરે મૃગલો ઉભો, દીસતો ઘણો રુડોરે.
મેલી સીતા મેલું શું બોલો, મૃગ છે હેડે કૂડો. હો રમતાં.

બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથી નીપજાવ્યોરે;
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો,કોઇક કારમો આવ્યો. હો રમતાં.
**સીતા**–પ્રત્યક્ષ પારખું મ્હારા પિયુજી, સાચો હશે તો સહાશેરે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે. હો રમતાં.
**રામ**–સાચો હોય ત્હેને ક્યમ હણિયે, કયાં ગયું ત્હમારૂં જ્ઞાનરે;
પોતાના સ્વારથને માટે, લ્યો છો પશુના પ્રાણ. હો રમતાં.
**સીતા**–સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા ત્હમારી કાચીરે;
ઉજાતો મારી લાવો મૃગને, તો જાણું વિદ્યા સાચી. હો રમતા.
**રામ**–બીજાં વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા પત્ર ફલ ફુલરે;
પોતાનો સ્વારથ સરતો હોય તો, પાપ ન કરિયે મૂળ. હો રમતાં.
**સીતા**–સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મરે;
મહારાજાને મૃગયા રમવી, ખરો ક્ષત્રીનો ધર્મરે. હો રમતાં.
**રામ**–મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશરે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ. હો રમતાં.
**સીતા**–સાધુપણાં જ્યારે એવાં આદર્યા, ધનુષબાણ શાને ઝાલોરે;
સાધુ થઇને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો. હો રમતાં.
**રામ**–રામ કહે એ રાજપુત્રને, લખિયાં છે એંધાણરે;
કદાપિ કોઇ બળિયો દુઃખ દેતો, ત્હેના લેવા પ્રાણ. હો રમતાં.
**સીતા**–શૂર્પનખા ભગિની, રાવણની, ત્હેનો શો હતો વાંકરે,
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યાં કર્ણ ને નાક. હો રમતાં.
**રામ**–શૂર્પનખા કહે મુજને પરણો તે મ્હારે મન નવ ભાવેરે;
એક થકી અમે વાજ આવ્યા તો, બીજીને કોણ લાવે. હો રમતાં.
**સીતા**–સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલેરે;
સંસારનો લ્હાવો મારા કંથજી, નારી માગે તે આલે. હો રમતાં.
**રામ**–ઘેર બેઠાં માગો તે આલું, કાયરના થાઉં ક્યમરે;
વનમાં આવીને લેવાં રૂપણાં, નહીં સતીનો ધર્મ. હો રમતાં.
**સીતા**–એવો કમખો મ્હેં નથી પહેર્યો, કોટિ ઉપાયો કંથરે;
જાત ભલી ને ભાત અનોપમ, ઉજ્વલ અંગ અનંત. હો રમતાં.
**રામ**–એથી રૂડો કમખો શીવડાવું, સોનાના તાર નંખાવુંરે;
વારૂ ફુલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું. હો રમતાં.
**સીતા**–નીપજાવી જે વસ્તુ નીપજે, તેમાં શી વડાઇરે;

અણુનીપજી ને અમુલક જેની, જગમાં દિસે જુગતાઇ. હો રમતાં.
**રામ**–એવા સ્વાદ હતા જ્યારે ત્હમને, શીદ આવ્યાં છો સાથેરે;
ઘેર બેઠાં નવ રહીએ ઘેલી, ઓઢત પહેરત ખાંતે. હો રમતાં. ૫૦
**સીતા**–પતિવ્રત મ્હારૂં વ્રત પાળવું, પ્રિય વિના કેમ રહેવાયેરે;
એક ઘડી નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય. હો રમતાં.
**રામ**–પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચનરે;
મુખે ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મન. હો રમતાં.
**સીતા**–દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યોરે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથી ગયો આઘો. હો રમતાં.
**રામ**–એ અણુસરજ્યું દુઃખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તેરે;
વ્યાજ વધારતાં જાય સમૂળગા, ત્યારે રહિયે હાથ ઘસ્તે. હો રમતાં.
**સીતા**–વસ્તુ રાખીને દામ આપિયે, ત્યારે જાયે કયમરે;
રળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ. હો રમતાં.
**રામ**–ઓછું હોય તો ઉદ્યમ માંડે, આપણે સરવે સુખરે;
જળ કાંઠે રહીને જે કૂવો, ખોદે તે મૂરખ. હો રમતાં.
**સીતા**–સરિતાનાં જળ હોય ભારે ને, કૂપનાં ઉત્તમ કારીરે;
મહા જોગીએ મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઈ સારી. હો રમતાં.
**રામ**–ત્હેને તે વસ્તુ વારૂ વનિતા, જેને જે આવે ભાગ્યરે;
ગૃહસ્થને રાજરિદ્ધિ રૂડી ને, જોગીને રૂડો જોગ. હો રમતાં.
**સીતા**–ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયેરે;
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહિયે. હો રમતાં.
**રામ**–એવડો મોહ ન ધરિયે માનની, મનમાં સંતોષ સાહિયે;
જ્યારે જેવું મળે તે અનુભવિયે, ઝાઝાને નવ ધાઇયે. હો રમતાં.
**સીતા**–સીતા કહે શા માટે ન કરિયે, સ્વાદ નવો નવો લેવોરે;
જોબનનો લ્હાવો જુગજીવન, દિવસ ચારનો એ મેવો. હો રમતાં.
**રામ**–અવસર કાંઈ ઓળખતી નથી, જેવો વેશ તેવું રમવુંરે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજે વનમાં ભમવું. હો રમતાં.
**સીતા**–દુઃખના દીવસ કાલે વહી જશે, વહાણે પામશો રાજ્યરે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કાજ. હો રમતાં.
**રામ**–રાજ્ય બેસીશું ત્યારે મળશે, જેવી જોઇએ એવી જાતરે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, રાત આડી ત્હેની શી વાત. હો રમતાં.

**સીતા**–સીતા કહે શા માટે ન માગું, તમ સરખા પિયુ જ્યારેરે;
લક્ષ્મણ સરખા દિયરજી મ્હારે, લાડ કરૂં પછી કયારે. હો રમતાં.
**રામ**—રામ કહે ત્હને એ શી લલુતા, અબળાનો અવતારરે;
વનમાં રહીને જે લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર. હો રમતાં.
**સીતા**–સીતા કહે સાંભળો મ્હારા પિયુજી, ઝાઝું કહે શું થાયરે;
જે સ્ત્રીને નહિ માન પિયુનું, તે વાયે લીધી જાય. હો રમતાં.
**રામ**—રામ કહે તું વ્હાલી ન હોય તો, શિવનું ધનુષ શાને ભાંજ્યુંરે;
પરશુરામ સાથે જુધ કરીને, અજોધ્યામાં ગાજ્યું. હો રમતાં.
**સીતા**–મનસા વાચાએ વહાલી હઉં તો, કહ્યું કરો મુજ કંથરે;
ઘડીઘડી જો વિલંબ કરશો તો, પ્રાણનો આણીશ અંત. હો રમતાં.
**રામ**—રામ કહે હૈયે નવ હારો, આટલો દા રમી જઈશરે;
ત્હમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ. હો રમતાં.
**સીતા**–એ સોગટડે હવે કાલ રમાશે, હું નહિ ઢાળું પાસારે,
ઘડી અધઘડીનો વિલંબ કરશો તો, કાંઇક જોશો તમાસા. હો રમતાં.
પાસા પછાડીને ધરણીધર ઉઠયા, ભાઈને ભળાવી નારીરે;
લક્ષ્મણ બાપ તું મઢિએ રહેજે, મૃગને લાવું મારી. હો રમતાં.
ધનુષ લેઈ ધાયા ધરણીધર, કુરંગ ઉપર ડાઢ પીસેરે;
જેમ જેમ ઢુંકા જાય જગજીવન, તેમ તેમ વેગળો દીસે. હો રમતાં.
ચાપ ચઢાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણરે;
મરતાં મૃગલે ચીસ નાંખી જે, લક્ષ્મણ જાએ પ્રાણ. હો રમતાં.
શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષ્મણ, રામ તેડે છે ત્હમારોરે;
હરણને હણતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઇને સધારો. હો રમતાં.
**લક્ષ્મણ**–લક્ષ્મણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનુંરે;
રઘુ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું. હો રમતાં.
**સીતા**—દક્ષિણ દિશે દિયરિયા મ્હારા, ઝાંઝું રાક્ષસદળ છેરે;
એકલડા જાણીને જાઓ, એએ બાવીસનું બળ છે. હો રમતાં.
**લક્ષ્મણ**–એકજ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મુજ ભ્રાતરે;
ચૌદ સહસ્ર ચઢીને આવે તો, નવ હારે રઘુનાથ. હો રમતાં.
**સીતા**—વેળા વેળાનાં ફળ છે દિયરિયા, એવડો ગરવ નવ ધરીએરે;
ક્યારે હારિયે ને ક્યારે જીતિયેરે, તે માટે સંચરિયે. હો રમતાં.
**લક્ષ્મણ**–લક્ષ્મણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાયરે;
ત્હમને વનમાં એકલાં મેલીને, ડગલું નહીં ભરાય. હો રમતાં.

**સીતા**—સીતા કહે તને શાનું દાઝે, જુજવી માતા માટે રે;
સગો ભ્રાત શત્રુઘ્ન હોય તો, હમણાં દોડે ઉચાટેરે. હો રમતાં.
**લક્ષ્મણ**—મુજને રામજી વહાલા ન હોય તો, શીદ આવું હું સાથરે;
ભોળે ભાવે ભક્તિ કરૂં છું, જાણીને જ્યેષ્ઠ ભ્રાત. હો રમતાં.
**સીતા**—ભક્તિ કરો તે મુજને ન ભાવે, મીઠું બોલ્યે નહિ મીઠું રે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું. હો રમતાં.
**લક્ષ્મણ**—ભલી સીતાજી બુદ્ધિ ત્હમારી, મુજને એવો પ્રમાણ્યોરે;
રાત દિવસ મ્હેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો. હો રમતાં.
**સીતા**—સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યુંરે;
સાદ સાંભળીને સાંસો કીધો ત્યારે હેત જણાયું. હો રમતાં.
દિયરિયા તને શાનું દાઝે, વહાલા નહીં શ્રી રામરે;
બંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ. હો રમતાં.
**લક્ષ્મણ**—ત્હમને અહિંયાં કો સારૂં મેલું, સાંસો કરૂં છું તેણેરે;
ત્હમને જો લાંછન લાગે તો વળતા મરિયે મેહેણે. હો રમતાં.
**સીતા**—તેવાં ભોળાં નહિ અમે દિયરિયા, મન વસિયા મહારાજરે;
અવર પુરુષ સાથે બોલું તો, લાગે કુળને લાજ. હો રમતાં.
**લક્ષ્મણ**—કેટલું બળ તમ અબળાકેરૂં, તનક તાલ ને હેલાંરે;
રાંધ્યું ધાન ને પ્રેમદા સરખી, વણસતાં નહીં વેળા. હો રમતાં.
**સીતા**—સીતા કહે તું શું સમજાવે, સાસુતણા સુત કાલારે;
એકલો ઉજડમાં શાને જાયે, પ્રાણ તને ત્હારા વહાલા. હો રમતા.
**લક્ષ્મણ**—મુજને પ્રાણ જો વહાલા હોય તો, શીદ જાઉં વંનરે;
વનફળ મેવા વીણી લાવું છું, એઠાં કરો છો ભોજન. હો રમતાં.
**સીતા**—સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારીરે;
તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી. હો રમતાં.
**લક્ષ્મણ**—ભલી સીતાજી બુદ્ધિ ત્હમારી, મુજને એવું ન કહિયેરે;
એક દહાડો હશ્યો હઉં તો, સર્વે સાચું લહિયે. હો રમતાં.
**સીતા**—કપટી હોય તે કોઇશું હસે નહિ, રાખે મનમાં જાણીરે;
જળકાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી. હો રમતાં.
**કવિ**—વચન બાણ વાગ્યાં લક્ષ્મણને, તાપ ઉપન્યો તનમાંરે;
બહુએ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં. હો રમતાં.
શિલિમુખ રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણરે;
કૂડે કપટે જે કોઇ આવે, ત્હેનો જાજો પ્રાણ હો રમતાં.

એમ કહી લક્ષ્મણજી ગયા, તારૂણીને લાગ્યો તાપરે;
કઠણ વચન કહ્યાં દિયરને, ત્હેનું લાગ્યું પાપ. હો રમતાં.
લાગ જોઈ લંકાપતિ આવ્યો, પાવિયે ચલાવ્યા ચરણરે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ. હો રમતાં.
ભગવાં વસ્ત્ર ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધાર્યુંરે;
ક્ષુધાર્થીને ભિક્ષા આપો, આવી એમ ઉચરિયું. હો રમતાં.
આવો પ્રભુજી બેસો ઋષિજી, અમૃત બોલ્યાં વાણીરે;
ઉઠીને આસન ત્યાં આપ્યું, ગૃહસ્થાશ્રમ ધર્મ જાણી. હો રમતાં.
રાવણ—કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથરે,
ઉજડમાં એકલડાં મેલીને, કયાં ગયા બળવંત. હો રમતાં.
સીતા—જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસુરે;
તાત તણાં વચન પાળવાને, અમે ત્રણે થઈ વન વાસ્યું. હો રમતાં.
સોનાની શિંગનો મૃગ આવ્યો તો, કંચુકીની થઈ અભિલાખારે;
મૃગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા. હો રમતાં
કવિ—શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મરે;
એપર પગ મેલી દો ભિક્ષા, રહેશે ત્હમારો ધર્મ. હો રમતાં.
પાપીનો પ્રપંચ ન પ્રીછયો, ભામિની થઇ હઇયે ભોળીરે:
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી. હો રમતાં.
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડિયે ધરિયોરે;
ઉપાડી લીધી અબળાને, હરણ કરીને સંચરિયો. હો રમતાં.
ત્યારે તારુણીને ત્રાસજ પડિયો ધાજો લક્ષ્મણ રામરે;
આ પાપી કોઇ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ, હો રમતાં.
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો જે મિત્રરે;
સીતાને મૂકાવા કારણ, માંડયું જુદ્ધ વિચિત્ર. હો રમતાં.
રાવણે એક કપટ જ કીધું, પર્વત પાછળ રહીનેરે;
રુધિરાળા પાષાણ ગળાવ્યા, ભારે પડિયો થઇને. હો રમતાં.
ત્યાંથી રાવણ લેઇને ગયો, લંકાના ગઢ માંયરે;
મૃગ મારીને રામજી વળિયા, જે જે રાઘવરાય. હો રમતાં.
નથીરે સીતા નથીરે સીતા, નથીરે મઢુલી માંયરે;
કાગારોળ ત્યાં થઈ રહ્યો છે, ચકડોળ વાતે ત્યાંય. હો રમતાં.
પગલે પગલે શોધતા, ગયા, ત્હેને તે બેહુએ ભાઇરે;
ઋષ્યમૂક પર્વતમાંહી પહોંચ્યા, જ્યાં છે વાંદરાનો રાય. હો રમતાં.

સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાળીને નાંખ્યો મારીરે;
વાળીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી. હો રમતાં.
નર વાનર એકઠાં કરીને, સાગર બાંધી પાજ્યરે;
રાવણને મારી કરીને, વિભિષણને આપ્યું રાજ્ય. હો રમતાં.
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવીરે;
સીતાજીનાં લાડ પાળ્યાં ને, કાંચલડી શીવડાવી. હો રમતાં.
સ્વામિ આજ્ઞા ઓળંગીને, મમત ધર્યો બહુ મનમાં;
સતી સીતાને દુઃખ ઉપનું, તાપ વ્યાપિયો તનમાં. હો રમતાં.

# ( સાંપ્રતકાળ. )

## નર્મદાશંકર.

### દેશાભિમાન.

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પ્રભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકીત:
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને પ્રેમભક્તિની રીતઃ—
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ, એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.
નદી તાપી નર્મદા જોય,
મહીને બીજી પણ જોય,
વળી જોય સુભટનાં જુદ્ધ રમણને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સંપે સ્હોયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત,
તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ.

તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત;
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘુમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

---

## શ્મશાન.

### ( દોહરા. )

નદી દરિયો મેદાન ને, છે ગંભીર આકાશ;
દશદિશ ખાવા ધાય છે, શોક બ્હીકનો વાસ.
મશાણ દખમું નામ છે, ત્રીજું કબરસ્તાન;
જોતાં શોકાતુર કરે, ભુલાવી દે સહુ તાન.
ઘોર ચિતાથી ગોર હું, કરૂં છું જ્યારે લોક;
અથાક ગુણ વિચારતાં, થાકી પામું શોક.
રાતા પીળા રંગના ભડકા ત્યાં દેખાય;
ધુમાડો સિંદૂર સમો, ગગન ભણી તે જાય.
ચોપાસે જાતાં મળે, જોતાં તો આકાશ;
શિક્ષાં રૂડી વળી સુજને, કર કર પુણ્ય પ્રકાશ.
ભલા ભલા જાતા રહ્યા, જઇશું આપણ કાલ;
પવન લ્હેરપર આવતો, ફુલે ભમતો કાળ.
ભરૂસો નહિ ઘડી એકનો, ઝડપે જોતાં માંહ્ય,
ઘણી ઘણી રીતે બાળતી, મોત તણી તો લાહ્ય.
ગુલ્લાલાસમ છોરૂઓ, ગાલ લાલી તજી દેય;
તરૂણ વાટિકા થાય છે, જંગલ સરખી તેહ.
સમજ સમજ મન માનવી, મોત તણું ભય રાખ;
કાળ વિષે કર કાળજી, થવું બળીને ખાખ.
થશે આમ કોદિ ખરૂં, મરવું નક્કી જાણ;
પાપ તજી કરૂં પુણ્ય હું, નહિ તો મ્હોટી હાણ.
શરીર મરે નહિ જીવરે, સમજી રહું હુશિયાર;
પુણ્ય થકી નહિ આપદા, ભય પાપીને ધાર.

---

## ક્ષણિક સંસાર.

### ( દોહરા. )

મોહરૂપ સંસાર છે, ક્ષણભંગુર વણસાડ;
માણસ નિત્ય ઠગાયને, પાપે કરે અનાડ.

હર્ષ હાસ્ય દુઃખ અશ્રુ તે, ખોટાં ચળકે એહ;
સાચ વસ્તુ નહિ અહીં કંઈ, સાચ હરિનો નેહ.
કીર્તિની કલગી તણી, તેજી જૂઠી થાય;
વાદળ રંગો સાંજરે, જોતામાં ઝટ જાય.
પ્રીતિ આશા રૂપના, ખરેછ ખીલતા મોર;
ભૂખર વાયુ મોતનો, ત્હેનું મોટું જોર.
ભવના ભરદરિયા વિષે, તોફાનો બહુ થાય;
ત્હેમાં પામર પ્રાણિયા, ઘસડાતા સહુ જાય.
દુખિયારી મુસાફરી, ઘોર અંધારી રાત.
અહીંથી તહીં મોજાં વતી, ખાય પછાડા જાત.
બુદ્ધિ કીર્ણ રળિઆમણો, તર્ક તણો ચળકાટ;
એજ કંઇ દરશાવતા, ભુલી પડેલી વાટ.
બ્રહ્મ નીતિને ધર્મ તે; શાંત ધીર નિરધાર;
નહીં કોઇ પણ તે વગર, સ્થિર મનનું જન ધાર;
માટે પામર માનવી, રાખી રહે સત્સંગ;
નિશદિન હરિની લેહમાં, રમ તું રૂડા રંગ.

---

## સાહસ.

### ( લાવણી. )

સહુ ચલો જીવતા જંગ, બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક.
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે,
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે,
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦

સાહસે કર્યો પરશુએ, પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યા નિજ વચને;
સાહસે ઈંદ્રજિત શૂર હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;

થઇ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ માંગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦
સાહસે કોલંબો ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં,
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામા,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે સિંકદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦
સાહસે જ્ઞાતિના બંધ, કાપી ઝટ નાંખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો.
સાહસે કરો વેપાર, જમે સહુ લાખો,
સાહસે તજી પાખંડ બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦

---

## પરદેશગમન.

### રોળાવૃત્ત.

જવાય નહિ પરદેશ, ભ્રષ્ટ થવાને બ્હાને:
કર્યાં સ્વારથી શાસ્ત્ર, બીકણે ને નાદાને.
રખે કુવતની જાણ, થાય પરરાજાઓને;
રખે દોર નિજ જાય, ભમાવ્યા ક્ષત્રીઓને.
જુલમગાર બહુ જવન સ્વારીઓ કરતા તેથી;
જાળવવા કુળ ધન, કર્યું ફરવુંબંધ ભેથી.
રસ્તામાં દુઃખ મ્હોટ, ઘણાં મ્હોટાં દરિયાનાં,
પ્રવાસ કીધા બંધ, કરે શું બીકણુ માના ?
સુખિયાના શા ભોગ, દૂર પરદેશે જાયે,
વિચાર ટુંકા એમ, પછી ફળ કયાંથી થાયે,
(એમ) અટકે અટકી રહી, જ્ઞાન સંપત ન વધાર્યાં,
દેશાટનથી લાભ, થતા ઝાઝા અટકાવ્યા;
પર રાજ્યોની રીત, રીત લોકોની સારી,
ધંધા ને વેપાર, હુનરો બ્હોળાં ભારી.
નવજોયાં નવ જોય, દેશ કયમ તાજો થાયે,

દર્પણ વણ ક્યમ કરી ખોડ ખાંપણ તે જાયે;
વધે ઘણો ઉદ્યોગ, ગરીબડાં સુખી થાયે,
પ્રવાસનાં ફળ મ્હોટ, ગર્વ આળસ તે જાયે;
નવું નવું જોવાય, સાર સહુનો લેવાયે;
ચરે ફરે જે જીવ, ઘણું સારૂં કહેવાયે;
પ્રવાસ કરતાં દુઃખ, કીધેથી સુખો વાધે,
સ્વાર્થ અને પરમાર્થ, દેશનું કારજ સાધે,
પ્રવાસમાં જોવાય, ઘાટ અદ્ભુત ઈશ્વરના,
પ્હાડ નદીને રાન, ઘોઘ રંગો તરવરના;
સમુદ્ર સરવર તીર, જનાવર બહુ જાતોના,
ધન્ય ધન્ય પ્રભુ! જંન, સુખી થાયે જોતામાં.
બ્હીકણ કાયરા હોય, વળી રહે સંતોષી તે,
પ્રવાસથી બહુ ડરે, રણે શત્રુ શું જીતે?
જીવ્યા કરતાં જોયું, ભલું કહેવાએ જનમાં,
જોવાની નહિ હોંસ, મુવેલો જીવતો જગમાં.
ઘણાં વરસનો શ્રમ, ઘણી બુદ્ધિનો કીધો;
ફળો ચખાએ સ્હેજ, ધરંતાં રસ્તો સીધો;
દેશાટનથી થાય, દેશમાં પુષ્કળ માયો;
ચણો નર્મદા ક્ષેત્ર, નવો ને મક્કમ પાયો.

---

## સુરત.

### રોળાવૃત્ત.

આ તે શા તુજ હાલ, સુરત સોનાની મૂરત
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત!
ચકચકતું તુજ રૂપ, સોળસેં સત્તરસેંમાં;
કિલ્લા લાતી કોટ, મચેલા રંગો જેમાં,
રંગ રંગ નીશાન, યુરપ વેપારી ધામે;
બંદર બુરજા માંહી, ધામધુમો બહુ જામે;
જાત જાતનાં જંન, જુજવા રંગો માથે,
ભાત ભાતના વેશ, રસાલામાં સુખી સાથે,
દેશ દેશનો માલ, વળી અહીંના બંદરનો,
રહે આવે ને જાય, બ્હાર લક્ષ્મી મંદિરનો;

બંદરમાં જુથ વ્હાણુ, જેને જોતાં રાચો;
દોલતની તે ખાણુ, મણિ પારસ તે સાચો;
ધંધાધારી લોક, વળી કારીગર ઝાઝા;
ઉંચ નીચ સહુ કોય, થએલા ધનથી તાજા.
નવાબ બક્ષી મીર, વળી બીજા સરદારો;
સોદાગર ને શેઠ, જાતરે જાતા હજારો.
વખાર ને દુકાન, મ્હેલ હવેલી ને ઘર;
વાડી વજીફા બાગ, ઝગઝગ કરી રહ્યો જર;
હાથી ઘોડા ઉંટ, પાલખી રથનાં વાહન;
દોડાદોડી ખુબ, તકતકે તન મન ને ધન.
સુરત તું લંકારૂપ, સુનું ઉછળતું સંધે;
રાયરંક સહુ ભાઈ, સંપમાં રહેતા બંધે,
તહેવારોના ઠાઠ, જુદા જુદા લોકોમાં.
શોભાનો નહીં પાર, વસ્તુઓના થોકોમાં.
અસવારી સોહાય ફૂલો સોના રૂપાનાં;
વેરાતાં લુંટાય, ગવાયે જશ હાકમના.
બંદર કેરો બ્હાર, અહા તાપી તટ કેવું?
વ્હાણોનો શો ઠાઠ, જોઇને ખુશ થઇ રહેવું!
કિલ્લા ડક્કા સ્હોય, વળી ઓવારા કેવા!
ખરે બપોરે તોય, ઘાટ નહિ જેવા તેવા.
સુરત ત્હારી શી સુરત, જનો કહાંના લલચાવ્યા!
ફીરંગી ને અંગ્રેજ, વલંદા ફ્રાંસિસ આવ્યા!
ઘુસ્યા જયમ અંગ્રેજ, વલંદા ત્યમ બહુ બ્હેકયા;
પછી વંઠયું બહુ કામ, સંપને આઘે ફેંકયા.
ખટપટનો લઈ લાભ, શિવાજીએ ભડ ભાળી;
ચોંસટ ને સિત્તેર, સોળનામાં કરી ખાલી,
પછી પાછી તૈયાર થઈને, ચઢી ચઢી બહુ;
માત્ર સેંકડો એક, પછી પાછી પડતી કહું.
ઉપરા ઉપરી માર, સુલતાની આસમાની;
પડવા માંડયો ખુબ, નિશાણી છે બહુ ધાની.
પડયાં ન ઉઠયાં ભાઇ, રાજ મ્હોટાં મ્હોટાંઓ;
આસિરિયા ને મિસર, ગ્રીસ ને રોમ ગયાંઓ!

કહાં હસ્તિનાપુર, અરે કહું દિલ્હી કહાં છે ?
સિદ્ધપોર પાટણ, અરે તે પૂણા કહાં છે ?
હતા ફિરંગી અહીં, ફ્રાંસિસ અને વલંદા;
નથી કોઇનું ચલણ, વલણ બહુ જનો કરેરે,
સમયે ચઢતું કોઇ, સમયથી ઢળી પડે રે.

## કબીરવડ.

### શિખરિણી.

ભુરો ભાસ્યો ઝાંખો, દુરથી ધુમસે પ્હાડ સરખો;
નદી વચ્ચે ઉભો, નિરભયપણે એક સરખો;
દીસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હદે ધ્યાન ધરતો;
સ્હવારે એકાંતે, કબીરવડ એ શોક હરતો.
કદે દેખાવે એ, અચરતી જણાયે જગતમાં;
ખરે એ મ્હોરાંનો, મગરૂબ રહે દેશ નવ કાં ?
મનાયે સત્સંગે, પવિતર કબીરા ભગતમાં,
પ્રજાની વૃદ્ધિએ, નિત અમર કહેવાય નવ કાં ?
મળે આડા ઉભા, અતિ નિકટ નીચે ઉપર જે;
વડો ઝાઝા તોયે, સહુ ભળી ગયે એક દીસતો.
વળી સંધાઓનું અસલ જીવનું એક મૂળતો;
કીયું ડાળું પ્હેલું, કંઈ ન પરખાએ શ્રમ કરે.
ઘસેડયો પાડીને, અસલ વડ રેલે જન કહે.
તણાયા છે ભાગો, ઘણી વખત જો એ વડતણા.
તથાપિ એ થાયે, ફુટ વિસ ગણ્યા સો પરિધિમાં;
ફુટી ડાળોમાંથી, પ્રથમ તરફેરી નીકળતા.
ખુંચે તેવા તંતુ, વધી જઇ નીચે જે લટકતા;
જટાની શોભાથી, અતિશ શરમાઇ શિવ ઉઠયા.
જટાને સંકેલી, વડ તજી ગિરિએ જઇ રહ્યા.
ઉનાળાનો ભાનુ, અતિશ મથી ભેદી નવ શકે;
ઘટા ઉંચે એવી, જન શીતળ છાયા સુખ લીએ.
ખુલી બાજુઓથી, બહુ પવન આવી જમીનને;

કરે ચોખ્ખી રૂડી પછી મિત થઇને ખુશી કરે;
ઘણાં જંતુ પંખી અમળ સુખ પામે અહીં રહી.
ઘણા જાત્રાળુઓ, અહીં ઉતરતા પુણ્ય સમજી;
ઘણા શીકારીઓ, ગમત કરતા રહે બહુ અહીં;
હજારો લોકોને, અડચણ સમાતાં અહીં નહીં.
ઘટા થાળાં લીધે, ઘણીક ફરવાને ગલી થઇ,
અખોલો અંધાઇ, રમણીય બહુ બેઠક બની;
નિરાંતે જેમાં તો, ખુશી થકી રમે લાલ લલના,
નિરાંતે જેમાં તો, ખુશી થકી રહે જોગી જપમાં.
ઠરી મ્હારી આંખો, કબીરવડ તુંને નિરખીને,
ખરી પાપી બુદ્ધિ, ખરીજ રૂડી જાત્રા થઈ મ્હને;
વિશેષે શોભે છે, ગભીરવડ તુંથી નરમદા;
કૃતાર્થી મ્હોટો હું, દરશન વડે છું નરમદા.

---

## અવસાન સંદેશ.

### પદ.

નવ કરશો કોઇ શોક—રસિકડાં, નવ કરશો કોઈ શોક—ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિકડાં૦
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી—રસિકડાં૦
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકું ભણે બહુ પણથી—રસિકડાં૦
એક પીડમાં બીજી ન્હીડથી, જળશે જીવ અગનથી—રસિકડાં૦
હતો દુઃખિયો થયો સુખિયો, સમજો છુટયો રણથી—રસિકડાં૦
મુઓ હું ત્હમે પણ વળી મરશો, મુક્ત થશો જગતમથી—રસિકડાં૦
હરિકૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી—રસિકડાં૦
વીર સત્યને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી—રસિકડાં૦
જુદાઇ દુઃખ તે નથીજ જવાનું, જાયે માત્ર મરણથી—રસિકડાં૦
મરણ પ્રેમીને ખચિત મોડું છે, દુઃખ વધેજ રૂદનથી—રસિકડાં૦
જગતનીમ છે જનમ મરણનો, દૃઢ રહેજો હિંમતથી—રસિકડાં૦
મ્હને વિસારી રામ સમરજો, સુખી થશો તે લતથી—રસિકડાં૦

નર્મ કવિતા.

---

## દલપતરામ.

### લક્ષ્મી.

( દોહરો. )

ઓ લક્ષ્મી તું અવનિમાં, અદ્ભુત દેવી એક.
મોટા તુજ મહિમા થકી, ઉપજે ખપે અનેક;
જીવન જેવી જગતને, તું પ્રિય પ્રાણાધાર,
તુજ અર્થે જન તન તજે, પામે કષ્ટ અપાર,
તું તોડાવે સંપને, તું જોડાવે સંપ.
તુજ કારણ ભમતા ભમે, જીવ ન પામે જંપ;
પુત્ર પિતા સાથે લડે, પુત્રી સાથે માત;
લક્ષ્મી માટે લક્ષધા, લડે ભ્રાત ને ભ્રાત.
કેંક કરે છે કાસદાં કેંક કરે વેપાર;
ચોરી કરવા ચોરજન, તુજ કારણ તૈયાર.
લાંચ ખાય છે લાંચિયા, સતી તજે છે સત્ય;
ધર્મી કરે અધર્મને, તે સૌ ત્હારૂં કૃત્ય.
પંડિત તો પાછળ રહે, મૂરખ પામે માન;
વખાણ પામે વિધવિધે, વિશ્વ વિષે ધનવાન.
તું તો તત્વ ત્રિલોકમાં, જબરૂં ત્હારૂં જોર;
સૌ તુજથી કહેવાય છે, સાહુકાર કે ચોર.
કોઈ ધરાય ન તુજ થકી, મળે લાખ કે ક્રોડ,
ઘણી મળે તેમજ ઘણી, માંડે દોડાદોડ.
મનસુબા મોટા કરી, સંગ્રહ કરે સદાય;
અણચિંતો પળ એકમાં, જીવ તજીને જાય.
બહુ લક્ષ્મી ત્યાં દુઃખ બહુ, કાંતો થાય કમોત,
જોતાં જોતાં જાય છે, ગોફણ ગોળા સોત.
જેણે શુભ કારજ કર્યાં, લઈને ત્હારો લ્હાવ;
જરૂર તે જીતી ગયા, દુનિયા મધ્યે દાવ.
જેણે જર જોડી કરી, કર્યું ન રૂડું કામ;
વ્યર્થ મર્યા તે વેતરા, દાખે દલપતરામ.
પૈસાનો વળી પદવીનો, વિશેષ શો વિશ્વાસ;
રાવણ કેરી રિદ્ધિ પણ, પળમાં પામી નાશ.

અરે મહાશ્રીમંતથી, ભલો અલ્પશ્રીમંત;
દહન દેહ દિનકર કરે, શશી શીતળતાવંત.
ઉત્તમ સૌથી આજ છે, દુનિયા મધ્યે દામ;
જેની ગાંઠે દામ તે, ડાહ્યો દલપતરામ.
સર્વ થકી શ્રીમંત કદી, કોઇ થયો કુંભાર;
ખર ઉપર અંબાડી શુભ, લાગે નહિ લગાર.

## દેશાટન વિષે.

### દોહરા.

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.
ઘેર રહે લક્ષ્મી ઘણી, હોશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ.
વિદ્યા સદ્ગુણ વિનયતા, હોય ચપળતા હામ,
ડરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ.
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપ તણાં સંતાન.
સુખે વિદેશે સંચરો, કરો ભલેરાં કામ;
પ્રેમ ધરી વિધિ પાળતાં, નિર્મળ કરવું નામ.
જો ધનની ઇચ્છા ધરો, તો ખરૂં માની ખચિત;
મહાસમુદ્ર મથન કરો, એજ અનાદિ રીત.
પ્રયાણ કરી પરદેશમાં, પરવરી લાંબે પંથ;
કોટિ કળા કૌશલ્યના ગુણીજન લાવો ગ્રંથ.

## અરૂણોદય.

### ઉપજાતિ.

આણો કરે છે નિધિ ઘૂઘવાટ, ગાજી રહ્યો છે બહુ સર્વ ઘાટ;
જાણે ગયું પુત્રનું રાજપાટ, ક્રોધે કરે ગર્જન એજ માટ.
પંખી મધુરા સ્વર ઉચ્ચરે છે, જુદી જુદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય; ગાંધર્વ તેના ગુણ ગાય.
જનો સ્તુતિ ઇશ્વરની કરે છે, માહાત્મ્ય ત્હેનું મનમાં ધરે છે;
જાણે રવિનું શુભ રાજ્ય જાગે, પ્રભુ સમીપે સુખ એમ માગે.
ઉઠયા જનો અંચળ અલ્પ દીસે, જાઓ ન અંગે નહિ પાઘ શીશે;

જાણે થતાં એ નૃપની લડાઈ, લોકો તણી લક્ષ્મી ગઈ લુંટાઈ.
રહે કુભાર્યા પતિ સાથ રૂઠી, પ્રભાતમાંથી લડતી જ ઉઠી;
સુરાજ્ય થાતાં પણ ખંડખોર, સુખે ન બેસે ઠરીને નઠોર.
પતિવ્રતા કામ પવિત્ર જાણી, વદે પતિ આગળ પ્રેમવાણી;
સુરાજ્યનો જોગ રૂડો જડે છે, સુજાણ સંપી સુખ ભોગવે છે.
શેહેરમાં માર્ગ જળે સિંચાય, જેથી પુરીમાં ગરદી ન થાય;
જાણે રવિદૂત તણી સવારી, પધારશે જાણી પુરી સુધારી.
રાતે રહેલા જન ચોકીદાર, ત્હેમાં કરે નાયક ફેરફાર;
જાણે જુના રાયતણા સિપાઇ, વિદાય કીધા નવી ફોજ ધાઇ.
દેવાલયો ને વળી રાજ્યદ્વારે, વાજાં તણા ઘોષ ઉઠે સવારે;
જાણે પ્રજાએ સુણીને વધાઈ, સામા જવાની કરી છે સજાઇ.
મુકયાં ઉઘાડાં પુરદુર્ગદ્વાર, પ્રવાસીઓ પંથ પળે અપાર;
છૂટે જીવોનો જઠરાગ્નિ વાસ, હરે ફરે જેમ કરે વિલાસ.
પ્રવાસીઓ જાય અનેક રસ્તે, પ્રવાહની પેર દિશે સમસ્તે;
જાણે રવિથી હિમ પીગળીને, વહી નદીઓ બહુ નીકળીને.
ઉતાવળો કોઇ વહે અગાડી, અગાડી જાનાર રહે પછાડી;
પૃથ્વી શનિ આગળ ચાલી જાય, જો જેમ તે વક્ર થયો જણાય
ઉતાવળો જે જન પંથ ધાય, થાકી રહેને મનમાં મુંઝાય;
ઉતાવળો થાય હરેક કામે, તે જેમ ત્હેમાં નહિ સિદ્ધિ પામે.

---

## આળસ.

### મનહર છંદ.

આળસથી અભિમાન એટલું તો ઉત્તમ છે,
અભિમાનીને તો માન તાકવાનો ટેક છે;
લોભી પણ આળસથી લાયક લેખાય લેશ,
લાલચથી લઇ બેસે ઉદ્યમ અનેક છે;
ક્રોધીજન કઠણ કથનથી કુચાલ ઢાંકે,
વધારે નહિ તો પણ એટલો વિવેક છે,
આળસને કોના જેવી કહું દલપત કહે,
આળસ સમાન જુંઠી આળસ જ એક છે.

## ખોટી સમજ.

છોટાં છોકરાં વરાવી ફાવી શું ફુલાવાનું છે,
ફુલાવાનું ફોક એતો કાંટા છે ક્લેશના;

પ્રવાસની ના પાડે તે દેશના શું હિતસ્વી છે,
હિતસ્વી ન હોય એ તો દુશ્મનો છે દેશના.
ધર્મનો ન મર્મ જાણે તે શું ધર્મગુરૂઓ છે,
ગુરૂઓ નહિ હરામખોર છે હમેશના;
વનિતાનો વિદ્યાભ્યાસ વારે તે શું વિદ્વજ્જન,
વિદ્વજ્જન નહિ મોટા વૃષભ મહેશના.

## અન્યોક્તિ.

ઉંટ કહે આ સમામાં, વાંકાં અંગવાળાં ભુંડાં;
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી;
કૂતરાની પુંછડીનો, વાંકો વિસ્તાર છે.
વારણની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા;
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે.
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ;
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

## સમુદ્ર.

### વસંતતિલકા.

પૃથ્વી સમુદ્રતળની નિધિ માત જાણે,
પૃથ્વી બીજી નિજ પ્રિયાવત તે પ્રમાણે;
માટે સમુદ્ર કદી સ્ત્રીધનને ન રાખે.
ઉગેલી ચીજ જળ તીર ઉછાળી નાંખે.
મોતી પ્રવાળ નિધિમધ્યસ્થળે વસે છે,
જો શંખલા છીપલિયો તટમાં દીસે છે;
મોંઘી ચીજો મનુષ્ય જેમ ધરે પટારે,
સોંઘી ચીજો રખડતી રહી જાય દ્વારે.
જો આ ગરીબ મચ્છ દૂર જઇ પડે છે,
પામી વિજોગ નિધિનો તન તફડે છે;
સિંધુ દિસે ન સમજે નિજ હાથ દેવો,
મ્હોટા તણો જગતમાં ઉર સ્નેહ એવો.
લે છે નદી નદતણું વળી લે બીજાનું,
વર્ષાદનું જળ લઇ ભુવને ભર્યાનું,
પીવા તૃષિત જનને પળીએ ન દેવું.
સિંધુ શીખ્યો કૃપણ ભૂપનું કામ એવું.

## નવલરામ.

## स्वदेशस्तोत्र.

### ગરબી.

મ્હારી ભરતભૂમિ !
રૂપાળી રઢિયાળી, યશાળી, સુશીલ પુનિત ! } ટેક.
ત્હારા ચરણ ચૂમી, (૨)
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય !

દુનિયામાં દેશ અનેકજ છે;
સૌ સૌમાં કાંક વિશેષજ છે !
પણ તું તો અલૌકિક એકજ છે:—
મ્હારી ભરતભૂમિ !

કોણ આવે હિમાલયની હારે !
કોહિનુરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર ક્યાં રે !—
મ્હારી ભરતભૂમિ !

શી ફળફુપતા સ્થળ સ્થળ સોહે !
નવરંગી રમણી મનડાં મોહે !
જાણે વાડી વિશ્વંભરનીજ હોએ !
મ્હારી ભરતભૂમિ૦

સાથે વિશ્વંભર વ્હાલી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
ત્હને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી.
મ્હારી ભરતભૂમિ૦

દેખી દનિયા મરે છે દિલ દાઝી,
પણ ફિકર ન રાખ પ્રભુ તું રાજી !
હાય ! હાલ ત્હેની છે ઇતિરાજી !
મ્હારી ભરતભૂમિ૦

ત્હારો વાંક નથીજ, તથાપિ એ,
અમે ભ્રષ્ટ કપૂત મૂઢ, પાપીએ !
દેવ છેક દુભ્યો !—દુભિયે હજીએ !
મ્હારી ભરતભૂમિ૦

મદ, આળસ, ઈર્ષા, ને અનીતિ
મતિ મતલબી આંધળી નીચ અતિ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ;
મ્હારી ભરતભૂમિ૦

જાણી જન્મભૂભક્તિ તો નામે નહીં,
એક પેટની વેઠ અખંડ લહી;
ઉંચી ઓડ બળદીએ કીધી ન કહીં,
મ્હારી ભરતભૂમિ૦

એવા જનને ધિક ધિક ધિકજ છે,
કીડી કાગડા એથી તો ઠીકજ છે;
જેને જાતિની દાઝ અધિકજ છે!
મ્હારી ભરતભૂમિ૦

હોટેંટાટ, કાફીર જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો;
જન્મભૂમિભજન અનભિજ્ઞ ન કો,
મ્હારી ભરતભૂમિ૦

સ્ત્રીઓ પણ અબળા જે બાકી,
ત્હેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસ છેજ એનો સાખી,
મ્હારી ભરતભૂમિ૦

જન્મ જન્મી જન્મભૂમિ જે ન ચહે,
સૃષ્ટિક્રમ વિરુદ્ધ રાક્ષસ એ;
રે રાક્ષસે રૂડા, સ્વપક્ષે રહે,
મ્હારી ભરતભૂમિ૦

આવા ભ્રષ્ટ સંગે ભંડાઇ માતા,
જે જગને સુજનતા મૂળ દાતા;
જેનો જશ જશવંત હજી પણ ગાતા,
મ્હારી ભરતભૂમિ૦

તું તો સત્વગુણી તત્ત્વજવેત્તા,
દેશ દેશથી પંડિત જ્યાં વહેતા,
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા.
મ્હારી ભરતભૂમિ૦

ત્હારાં કાર્ય ત્યારે ચવને ભાળ્યાં,
મહા શીળ નિર્મળ, શુદ્ધિવાળાં;
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં."
મ્હારી ભરતભૂમિ૦

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ;
ત્હારી ભક્તિ રગેરગ રહીજ ઘુમી,
મ્હારી ભરતભૂમિ૦

બાળાગરબાવળી.

## વિજયાશંકર.

### કવિની સ્થિતિ અને ત્હેનાં કારણ.

#### કવિત.

કવિના કવનનું મનન કોઇ કરે નહિ,
કવિજન કવે તે તો લોક જાણે લવે છે;
તનરોગ વૈદ્ય ને વકીલ દાખે ધનરોગ,
મનના વિકાર કવિજન કવે છે;
વૈદ્યને વકીલની જરૂર પડે જગતમાં,
કવિની જરૂર કો ક્વચિત્ અનુભવે છે;
જડબુદ્ધિ જમાનો એ જડ ચીજો જાળવે છે,
એજ અનુભવ વિજયને થયો હવે છે!!
સ્વર્ગ નર્ક પૃથ્વી વર્તમાન ભૂત ને ભવિષ્ય,
જ્ઞાનવડે કવિ સંધું સાનમાં બતાવે છે;
જ્યાં ન પહોંચે રવિ ત્યાં કવિની ગતિ એવી કહેતી.
વાસ્તવિક વિશ્વ પાસે કબુલ કરાવે છે.
માનસિક સ્થિતિઓનો કવિ અનુભવી વૈદ્ય,
કવિ આગે કોની કદી ઉસ્તાદી ન ફાવે છે;
જડ આ જમાનો ક્યાંથી જાણે ચૈતન્ય-પ્રતાપ,
અનુભવીનેજ કવિનું કવન ભાવે છે.

પૈસે કોઈ પૂરો ને અક્કલે અધુરો પોતાને,
માને નહિ નિશ્ચે કરી આખા આ ભુવનમાં;
કવિને વખાણનાર થોડા ત્હેનું કારણ કે,
ઘણા પોતાનેજ કવિ માનનારા મનમાં.
ભૂતવાસ પીપળે સુથાર ચિત્ત બાવળીએ,
જડ આ જમાના તણું તન અને ધનમાં;
જાગૃત કે સ્વપ્ન માંહ્ય વિજય કવિતા ગાય,
અહોનિશ કવિનું ચિંતન છે ચૈતનમાં.
કવિ થવા કો મન ન કરે ત્હેનાં બે કારણ,
ગાંઠનું ગોપીચંદન ઘસવાનો ખેલ છે;
વળી જેની પાસે ધન, વિદ્યા ભણી કરે મન,
સંસ્કાર વિના કવન કરવું મુશ્કેલ છે.
શબ્દ રચનાને કો કો ચૂટકા અભ્યાસે આવે,
વ્યંગ અર્થ ચમત્કૃતિ આવવી ન સ્હેલ છે;
વિજય જ્યાં જડ ને ચૈતન્યનો વિવેક નથી,
ન સુઝે કીયો તંબાકુ કે નાગરવેલ છે.
જ્ઞાન અને તર્ક તણી ખાણ જાણો કવિને,
લુંટાવે ખોબે કાવ્યદાન કો કાળે ન ખોટ છે.
લુંટો ભાઇ લુંટો અંશી રસિક જનો સૌ લુંટો,
કવિસ્થિતિને ન કોદી ભરતી કે ઓટ છે.
એથી કો અમસ્તી ન સસ્તી જાણો કવિતાને,
કિંમત કદર જાણી ભોજરાજે મ્હોટ છે;
જડ એ જમાના તુંને ભોજરાજની છે આણ;
વિજયવાણીને જાણ ચૈતનની ચોટ છે.

**વિજયવાણી.**

---

## કેશવલાલ હરિરામ ભટ.

---

### કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે.

**શાર્દૂલવિક્રીડિત.**

આજ્ઞા અંતરમાં ન ધારણ કરે માતા અને તાતની,

આશા શું કરવી પછી પ્રતિદિને સેવા તણી વાતની,
કહે તેના કરતાં અપાર અવળે પંથે સદા સંચરે;
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?

જાતિનું અભિમાન લેશ ન જડે ક્લેશો વિશેષે સહે,
કાયાથી મનની અને વચનથી જે દીનને દુઃખ દે;
શક્તિ સર્વ પ્રકારની અવરને આડા થવા વાપરે ?
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ મારાં કરે ?

સારૂં ખાય પીએ સદા સુખ સહુ સંસારનાં ભોગવે,
જાણે છે નિજનું સમગ્ર સુખ તે જે ભોગવ્યું આ ભવે;
જીભેથી જબરા સદૈવ પણ તે વાંદાવડે બ્હી મરે,
કો' તેવા નર વિશ્વમાં શું કામ સારાં કરે ?

કામ ક્રોધ તણા અતિ પ્રબલથી ને લોભ મોહે થકી;
લુચ્ચાઓ મદ—મત્સરે કુમતિમાં સર્વસ્વ માને નકી;
અંધા જે અદકાં દુરાચરણને પંથે ચઢીને મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?

જે દુષ્ટો યમને અને નિયમને વેરી ગણીને તજે,
વંઠેલા વલખાં વડે વિષયને એકાગ્ર ચિત્તે ભજે;
જન્મીને શમથી અને દમથકી હાથે કરી હીન રહે;
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?

વિદ્યા—ઉદ્યમ આદિ સર્વ સુખના હેતુ તજે હર્ષમાં,
આ દેહે અગણિત આદર વડે આવે ન ઉત્કર્ષમાં,
શાસ્ત્રોના ઉપદેશ લેશ મનમાં જેને નહિ સાંભરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?

નીતિને ન ગણે સદાચરણમાં જે પ્રીતિ રાખે નહિ,
બ્રહ્માનંદ તણા સમગ્ર સુખનો જે સ્વાદ ચાખે નહિ.
બીજાના ધન ધામને, ધરણીને હેતે કરીને હરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?

ધારે ધર્મ ન ધ્યાનમાં પ્રતિદિને જે શુષ્કવાદે વદે,
આર્યોના ઉપદેશને નહિ કદા કર્મી વદી કાન દે;
આધિ વ્યાધિ ઉપાધિની યુવતિને જે જન્મ થાતાં વરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?

### વિદાય.

અમે તો આજ ત્હમારા, બે દિનના મેમાન;
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઈ દિન નહિ મળીએ, ક્યાં કરશો સન્માન.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન.
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરશો પાન.
કેશવ હરિએ કરુણા કીધી, ન ભમો ભુલી ભાન;
તત્વે તાન રહે છે ત્હેને, થાય ન જરીએ જાન.

કેશવકૃતિ.

## બુલાખીરામ.

### જે જાયું તે જાય.

#### દોહરા.

જે ઉગ્યું તે આથમે, ફુલ્યું તે કરમાય;
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય.
અરે અબુધ ઓ આદમી ! મનમાં શું મલકાય;
ધાટ થશે શો ઘડી પછી, જે જાયું તે જાય.
ધ્રુજાવતા ધમ ધમ ધરા, પડતા જેના પાય;
એવા નર ઉપડી ગયા, જે જાયું તે જાય.
ફુંકે પરવત ફાડતા, કઠણ વજ્રસમ કાય;
ખાયા કાળના ખપરમાં, જે જાયું તે જાય.
રાવણ સરખા રગડમલ, બળિયા બળીસમ રાય;
કાળે તેને કૂટિયા, જે જાયું તે જાય.
ભોજ સુવિક્રમ ભૂપતિ, ગ્રંથે ગુણ ગવાય;
કાયમ એ કથને રહ્યા, જે જાયું તે જાય.
પરપોટો જ્યમ પાણીનો, કાચકળશવત કાય;
વાર ન લાગે વણસતાં, જે જાયું તે જાય.

અરધી આવરદા ગઇ, હૈયે ન ધરી હાય;
પછી થકી પસ્તૈશ તું, જે જાયું તે જાય.
કોઇ ત્હને કરનાર નથી, સર્વેશ્વર વિણુ સ્હાય;
ખોળ તેહને ખાંત કરી, જે જાયું તે જાય.
તર્યું તેહ બૂડે ખચીત, ભર્યું તેહ ઢલવાય;
ક્યાં ભરૂંસો કાલનો, જે જાયું તે જાય.
મરણુ ફરે છે મલપતું, પરઠે જ્યાં તું પાય;
કરે ન તોય વિચાર કયમ, જે જાયું તે જાય.
પ્રતિ દિવસ તું પેખી લે, વાયુ મૃત્યુનો વાય;
ભુલાખી તુજ બળ કેટલું, જે જાયું તે જાય.

કાવ્ય કૌસ્તુભ.

---

## મલબારી.

### કાલનો ભરોંસો નથી.

#### દોહરા.

" આજ મ્હને અવકાશ ક્યાં ? કરીશ કામ એ કાલ; "
જે મૂર્ખો આવું બકે, ત્હેના હાલ હવાલ.
એક ઘડીપર ભાવ ક્યાં ! કોણે દીઠી કાલ ?
કાલ કાળ લઇ આવશે, ઉડી જશે વરાળ.
તરિયો તે તુજ બાપનું, આગળ ઘોર અખાત;
વાટ જોઈ બેશી રહે, રહીશ ઘસતો હાથ.
ભવ પાણી આવી ચઢે, તરવું અતિ મુશ્કેલ;
મોજાં ચઢશે જોસથી, સમજ વેઠીઆ બેલ.
નહિ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ;
ભુંડા ભવિષ્યના પેટમાં, ગુપ્ત કાળ વિકરાળ.
જે કરવું તે આજ કર, કાલે શો અવકાશ;
વધુ કામ કાલે નડે, આજ થકી સુણ ખાસ.
ટુંક મુદત માનવી, નિત્ય માગણી થાય;
વધે કામ ક્ષણુ ક્ષણુ જવે, આયુષ ઘટતું જાય.
માટે માગે સુખ જો, બન્ને ભવની માંય;
કાલ ભરોંસે ના સુઇશ, કર જે કમણાં થાય.

અગવડથી સગવડ મળે, દુઃખ વેડે સુખ હોય;
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય.
ઘસડી જઇ આ ઘર મુકી, પુછશે જમ જવ સ્વાલ;
જવાબ શો એ'રામ દે, કીધા કામની કાલ.

## ગુજરાતનું ભાવિ ગૌરવ.

### રોળાવૃત્ત.

સુણુ ગરવી ગુજરાત, વાત કંઇ કંઇ કહું હું કાને,
સમજુ છે તું સુજાત, સમજશે સહજજ સાને;
વસ્તી વસુ સુખ ત્હને, વળી વેપાર વણજનું,
જ્ઞાન ધર્મે પણ સુખી, દુઃખ નહિ અધિક કરજનું.
નથી તેમ તું રહિત અન્ય મ્હોટા સદ્‌ગુણથી,
વધો નામના હજી, વડીલ આર્યોના પુણ્યથી.
પણ ક્યાં બુદ્ધિ વિશાળ, કવિ-ઋષિ-વીર ગયા ક્યાં,
રણ ગજવે, રંગ ભૂમિ-સર્વ એ સ્થિર થયા ક્યાં ?
પાડી દેહ પવિત્ર, ગયા ક્યાં રક્ષક એવા ?
ક્યાં તે સ્વદેશ દાઝ ? પ્રજા રાજાની સેવા ?
મહત્ પુત્ર ક્યાં ગયા, માત, તુજ ઉંચા કુળના ?
છોને નીકળ્યા બીજા ઘણાએ-ઓછા મૂલના.
ક્યાં પ્રાચીન ચાતુર્ય ! અસલતા ક્યાં રે ત્હારી ?
નૌતમ નરની નાર, જાણ્યું શું વંશ વધારી ?
પુત્ર જણ્યા બહુ પેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ, જાગી ત્હેં ભોગવિયા નહિ.
છ્યાસીલાખ નિજ પ્રજા, છતાં વંઝા રંડાણી—
આર્યપુત્રી અનુપમા, હિંદ સુંદરી હિંદવાણી,
એઠી પનોતી, હાય ! દુર્દશા આખે દેશે;
જ્યાં જોઉં ત્યાં સ્વાર્થ, ભટકતો ભિન ભિન વેશેં;
ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે;
દેશદાઝ વણુ પડી, પરાધીન પ્રજા પશુ રે.

ત્રણુ સૈકા વહી ગયાં, વશ પડી રહી ખીજાને;
જતા આવતા સર્વ યવનની, આણુ તું માને.
હાય ! કેમ જીવાય, પરાધિન એ સ્થિતિમાં ?
છુટી પડે અવતાર, ગુલામી દેખીતીમાં.
માડી ! ઉઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હેલી;
કર્તવ્યે પડ બ્હાર, હિંદમાં સહુથી પ્હેલી.
રજપુત વીર જગાડ, રાજ્યકર્તા કર સાચા;
બ્રહ્મ બાળ વિદ્વાન, જ્ઞાન જીજ્ઞાસુ જાચા.
દેશ દેશ વગડાવ, શંખ તુજ સ્વાધીનતાનો;
બધે ઐક્યતા ભજવે, પરાજય કરી ભિનતાનો.
પીટવ દાંડી પરમાર્થ, સ્વાર્થ સંહારી, માડી;
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવાં, વખત આવે છે સારા;
તત્પર થા, ગુજરાત, હક્ક ભોગવવા ત્હારા.
ગઇ ગુજરી જા ભુલી, શોક તેના શા કરવા ?
મરતાં ગઇ તું બચી, વળી કાં સુવે મરવા ?
તજ મિથ્યા કલ્પાંત, હામ હૈડે ધર માતા;
કર સજીવન નિજ વતન, શિર ઉપર છે સુખદાતા.
પૂર્વ જન્મનાં પાપ, નર્મદાજળ શુદ્ધ કરશે;
નવીન જન્મ શૂરવીર થકી એ ખોળો ભરશે.
હું ક્યાં જોવા રહું, નવીન એ જન્મજ ત્હારો ?
માતા દુઃખ મુઝવણે ગાળી નાંખ્યો જન્મારો.
હશે ! ન મુજ મન દુઃખ, વિશેષે એહ વિષેનું;
અર્પી દઉં સો જન્મ, એવડું, મા, તુજ લ્હેણું.
સો આપું લઇ એક, સહસ્ર આપું હું એકે,
ગુર્જર દેશ ફરી જોઉં, દીપતો સત્ય વિવેકે.
પણ તે દિન હજી દૂર, નથી મારા વારામાં;
મોડે વ્હેલે, ભલે, જોગ પડતાં સારામાં,
નમન હાલ, ગુજરાત, માત ! આ સલામ છેલી;
સફળ થજો આશીષ, ભક્તપુત્રે આપેલી.

---

# બાળાશંકર ઉલ્લાસરામ.

## બોધ.

### ગઝલ.

ગુજારે જે શિરે ત્હારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જુઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે,
કચેરી માંહી કાજીનો નથી હીસાબ કોડીનો,
જગતકાજી થઇને તું વહોરી ના પીડા લેજે.
જગતના કાચના મંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિ કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં ત્હેને તજી દેજે.
ઘડી જાયે ભલાઇની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મ્હોટું છે,
જગત બાજીગરીના તું બધા છલબલ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પેહેરાવી પ્રીતે દેજે;
કવિરાજા થયો શી છે પછી પીડા ત્હને કાંઈ,
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

## છોટમ કવિ.

### પદ.

આજ અનુપમ જ્ઞાન ઉપન્યું ભલી રચના ભાળી,
અદ્દભુત ખેલ અખિલ કર્તાનો, મ્હેં નજરે જોયો ન્યાળી. આજ.
ઉંચુ જોઉં તો અવનિ જેવા, અગણિત અધર ફરે ગોળા;
કોઇ એક તાતા કોઇ એક શીતળ, ભેદ ન ભણે જન ભોળા. આજ.
ભૂતળ ઉપર ભાત ભાતની, અગણિત જીવ-તણી જાતિ;
નરનારી નાડ રૂપ અવનવાં, નામ જુજવાં બહુ ભાતિ. આજ.
ચમ પુતળાં ચૈતન્યદોરી, ખેલણહારને હાથ ખરી;
જેમ નચાવે તેમ સહુ નાચે, કળ તુટે તે જાય મરી. આજ.
સરજનહારને જાય શોધવા, ઘટમાં જેની બુદ્ધિ ઘણી;
પોતપોતાનું કલ્પિત કહે છે, ભાત-ભાતની વાતભણી. આજ.
એક પુતળું એમ વદે છે, સહજ થાય છે સૃષ્ટિ સહુ;
અળગો કોઇ નથી કરનારો, ઉપજે આપો આપ બહુ. આજ.
એક કહે સૌ રૂપે સ્વામી, આપ ઇચ્છાયે જીવ થયો;
સ્વર્ગ નર્કમાં પોતે વિલસ્યો, અરૂપ હતો તે રૂપ થયો. આજ.
એક કહે સહુ કરમે ઉપજે, જેનાં કર્મ હશે તેવાં;
નીચ ઉંચ ને સ્થાવર જંગમ, છે કરમે બનિયાં તેવાં. આજ.
કોઈ કહે સહુ કામ ઇશનાં, માયા સંગે મોજ રમે;
માયામાંથી રૂપ બનાવે, અંત્યે માયા માંહી શમે. આજ.
એમ અનેક મતો જગમાંહી, કલ્પિત વાત લહે સાચી;
ઉપનિષદનો અરથ વિચારે, તે જન વાત કહે સાચી. આજ.
નિજ ઇચ્છાએ સૃષ્ટિ સરજે, નિજ ઇચ્છાએ નાશ કરે;
આદ અંત પ્રભુ એક બિરાજે, છોટમ એ સિદ્ધાંત ધરે. આજ.

પ્રભાતસંગ્રહ.

---

## મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

### કીસ્મત.

#### ગઝલ.

કહીં તું જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત !
ભરોંસે ત્હેં લઇ શાને ! આ હરરાજી કરી કીસ્મત !

થવા નિજરૂપ દુનિયામાં ઉતરવાનું ઠર્યું કીસ્મત!
કરી તુજરૂપ રંજાડી લપેટી ઘા કરે કીસ્મત! કહીં.
ચલાવી પુષ્પ માલાપર નીચે ઋર્પો ભર્યા કીસ્મત!
સનમ્ દીદારમાં નાંખી પલક જુદાઇની કીસ્મત! કહીં.
લગાડી કાર્ય કારણની બરાબર સાંકળો કીસ્મત!
ભરાવ્યા ત્યાં શી રીતે ત્હેં ઉલટના આંકડા કીસ્મત! કહીં.
પીછાની બે અને બેને કહી ને ચાર હે! કીસ્મત!
લખાવ્યા હાથથી શાને! ત્હેં બેને એક આ કીસ્મત! કહીં.
ગણી મ્હારૂં વળી મ્હારૂં ભર્યું દિલ પ્રેમથી કીસ્મત!
તથાપિ ત્યાં ભર્યું શાને! શી રીતે! ઝેર ત્હેં કીસ્મત! કહીં.
ધરી આશા તણો પાયો ચણાવી તે ઉપર કીસ્મત!
કહાં ક્યારે! લીધો તાણી એ પાયો ત્હેં અરે કીસ્મત! કહીં.
મુકાવીને મીઠે ખોળે ભરોસે શીશ હે કીસ્મત!
કપાવી શી રીતે ગરદન વહે ના ખૂન પણ કીસ્મત! કહીં.
ઉઠાવી અસ્તિથી દિલને લગાડયું નાસ્તિમાં કીસ્મત!
દરદ દિલ રોવું ત્યાંયે તે વગોવાનું ભર્યું કીસ્મત! કહીં.
વહે આંખો ગળી ધારે–ધુવે દિલ ડાઘને કીસ્મત!
ખુદાઇની મીઠાઈમાં ભરી ખારાઇ કયાં કીસ્મત! કહીં.
મુંડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ ત્હેં કીસ્મત!
તથાપિ ત્યાં બઝાડી શી! ઉપાધિ એવડી કીસ્મત! કહીં.
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પુરૂં કીસ્મત!
કવિતા આ બકાવાનું કર્યું શું દ્વૈત ત્હેં કીસ્મત! કહીં.
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું કીસ્મત!
મ્હને માલીકનો કાને પડે ભણકાર ત્યાં કીસ્મત! કહીં.
રમાડયો આ દગાબાજી વિષે છું બહુ ખુશી કીસ્મત!
મળ્યો માલીક વેચાયો, કરી લે ચાહે તે કીસ્મત! કહીં.

## હરિલાલ હર્ષદરાવ ધ્રુવ.

### ભારતદુઃખાની ચિંતામણી.

ગઝલ.

અમો દાઝું દિલે દર્દી–અમારી હિંદ આબાદી!
ગઈ સત્તા જનેતાની અમારી કર્જ આબાદી. અમો.

અમે શૃંગાર—રસરંગી, અમે શૂરવીરના સંગી!
દશા કરૂણા વળી ક્યાંથી? કરે તગદીર ના યારી! અમે
અમારા શૂર ક્ષત્રિય ધન્ય! અમારા વીર રજપુત ધન્ય!
હવે રહ્યું કોણ જે નાંખે સિપાહી લોહી ઓવારી! અમે
ઉઠાવું હાથ! શું કરવા? ચલાવું પાય! ક્યાં ધરવા?
જીગર ઓસવાઈ ઉંડુ જતું! જખમ ઝર્યાં રહ્યા કારી! અમે
ન મળશે વૈદ કો વારૂ? ન જડશે જંત્ર કો જાદુ?
રીબાશે રાંકડી ક્યાં સુધી? હશે હરિ ક્યારે હુંશિયારી? અમો

**ભાવિ પદ.**

ભાવિ નહિ મીટનાર—કદાપિ ભાવિ—
કોમળ કુંદ જાઇ તણાં ફુલડાં ખીલી ખરી પડનાર! કદાપિ ભાવિ
શીત સુવાસિત મંદ પવન વહી લ્હેર લલિત જાનાર! કદાપિ
ગમન કરે ગગને શશિ સૂરજ છાયા ગ્રહણ ગ્રસનાર!
ઘાટ હજાર ઘડો ઘટ ભીતર, હોય થવાનું થનાર! કદાપિ
છો દળવાદળ આગળ આવો, તેજ ઝગે ઝાતકાર! કદાપિ
હરિ હરિ ખેદ કરે શું વળશે? શાંતિ સુખદ સ્વીકાર!

કુંજવિહાર.

## (નવીન કાળ.)

## ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

### પ્રેમયોગી.

(રાગ ઓખાહરણનો.)

"જોગીરાજ! ઉભા રહો જરી; મ્હને વાટ બતાવોની ખરી;
પડી વનમાં આ રાત અંધારી, ભમું એકલો ઘરને વીસારી,
નથી પગલાં ઉપડતાં મ્હારાં, થાકે આવે છે આંખે અંધારાં.
પંથ પુરો થતો નથી આજ, વાધું હું ત્યાં વધે વનવાટ!
દીવા જેવું મ્હણે દેખાય, જવા ત્યાં મુજ મન લલચાય;
ત્યાં તો રહેતા હશે કોક સંત, મ્હારા દુઃખનો આણશે અંત.
જોગીરાજ એ વાટ બતાવો, દયા એટલી મુજપર લાવો."
જોગી બોલ્યાઃ "બેટા, રખે જાતો, એણી પાસ રખે લલચાતો;

એ તો ભૂતનો ભડકો જાણુ, બોલાવે ને કરે પછી હાંણું,
ભુખ્યાં તરસ્યાંને આદર આપે, લુખું સુકું મળે તે જમાડે,
એવી આ છે ગુફા મુજ રંક, બેટા ત્હેમાં તું આવ નિઃશંક,
ફળ ને વણ ખેડેલું ધાન, શય્યા કાજ કુળાં ઘાસ પાન,
રુડાં ઝરણનું નિર્મલ પાણી, સુખ શાન્તિ, ને આનંદ વાણી—
એવું અક્ષય પાત્ર છે અહીં, હરિ પ્રત્યક્ષ થાય છે સહી.

બેટા, એવા આશ્રમમાં તું આવ્યો, ગયો સમજ ચિન્તાતણો વારો.
દુઃખ સંસારનાં નથી સાચાં, મન માનવનાં એક કાચાં;
મળે કોળીઓ ઉદર ભરાય, તસુ પૃથ્વી સારે સુવા કામ;
પળ વાર છે કરવો સમાસ, ત્હોય મન ન ઠરે કરી હાશ.
પ્રભુએ તો સરજેલું છે સુખ! મન મનનું ખોળી લે છે દુઃખ."

નિશાકુસુમ સરે શાંત શાંત, તેમ જોગી બોલ્યા શબ્દ દાંત;
આગળ પાછળ ચાલ્યા બેય, ઝાંપો ઉઘાડી પેઠા છેય,
રાત વાધી, વંઠેલાં ખેલે, અન્ય સૌ પઠયાં નિદ્રામાં મેળે;
તેવે સમે જાગે જોગીરાજ, ધીમે તાપે કરે સ્વયંપાક.

તપે અંગારા એકાંત શાંત, રંગ આપનો મંદ પ્રકાશ;
ધીમે ધીમે બળે છે કાષ્ઠ, ધીમો ધીમો બોલે એનો તાપ;
બોલે તોરી ભરાઈ ભીંત માંહ્ય, દોડે અહીં તહીં ખેલે માર્જાર;
દૂર વાગે વાંસળી–સમો વાય, પ્હોર રાતના ચાલ્યા જાય.

જોગી આ સઉ શાંતિ ઝીલે છે, શાંત વાતો કરતા ખીલે છે,
ધીમું ધીમું બોલે ને હસાવે, થાકેલાનો થાક નસાડે.
કથા ગોષ્ઠી કંઇ કંઈ કહાડે, બોધ આપે ને શાંતિ પમાડે;
અન્ન મધુરું જમે ને જમાડે, એપર અતિથિને રુચિ કરાવે,
પંથી ખાધું ન ખાધું કરે છે, પંથી શુણ્યું ન શુણ્યું કરે છે,
ઉંડા વિચારમાં પડી જાય, ગાલે ઉતરે છે આંસુની ધાર,
એની દેખી દશા એવી જોગી, દયા આણી થયા દુઃખભોગી.

અન્ન પડતું મૂકી પાસે આવ્યા, ફરી ફરી વળી પુછવા લાગ્યાઃ—
"બોલ બેટા ત્હને શું થાય! ત્હારે હૈયે શાનો પડ્યો ઘાય?
ઘરનો વૈભવ ત્યજી અહીં આવ્યો! ઓછું આવ્યું કે કોઇએ કહાડયો?
દુઃખો દીધાં કો મિત્રે શું, ભાઈ? મળી કઠણ હૃદયની શું નારી?
[illegible] વિચાર તું ત્યાગી, આ સંસારની બધી કાચી.

કહાવે લક્ષ્મી તો ચંચળ નારી, ન્હાસી જાય દઈ હાથ તાળી;
સુખ એનું કરે ચમકાર, જોતા જોતામાં થાય અંધાર;
સુખ એનું તો મૃગજળ જેવું, થતાં સમીપ વડે ખોટું એવું.
મિત્રતામાં એ મળે ન કાંઈ, એ તો સ્વાર્થની છેજ સગાઈ;
એને નામે ભુરકાય તે ભોળા, એને વિશ્વાસે રૂહે લે તો રૂહોળા;
લક્ષ્મીને કીર્તિ જ્યાં જ્યાં જાય, છાયા જેવા મિત્રો પુંઠે થાય.
જે એ છાયાને ઝાલવા જાય, ધસે હાથ ને ખત્તા તે ખાય,
સ્રીની પ્રીતિ તો એથીએ ખોટી, મોહજાળ નાંખે જોતી જોતી;
જાળ નાંખે, જોતામાં ફસાવે, ફાવે ત્યાંજ એ ધુતકારી નાંખે,
કહાવે અબલા ને નરને નચાવે, ગોરી ગુમાન ભરી પછી રાચે;
નરના દુઃખની મશ્કરી કરતી, નારી પ્રીતિ ખરી નવ ધરતી.
પ્રીતિની હુંફ પંખી ધરે કો, સુરલોકમાં હો કે નહિ હો,
પ્રીતિને નામે સળગાવી આગ, નારી નરને કરે છે ખાખ;
મોહમાયા ને જોગણી કહાવે, નારી નરને ન જંપે સુવા દે,
બેટા, શાને વેઠવી એની શૂળો? એની પ્રીતમાં મુકની પુળો!"
જોગી બોલતો ઉશ્કેરાય, પંથી સાંભળતો શરમાય.
નીચું જુવે ને ડસડસી રુવે, ગાલે નારંગીનો રંગ ચુવે;
વ્હાણે નાજુક વાદળી ચાલે, રંગ ઉજળા પળે પળ ફાલે,
સુંદરતાના લલિત ચમકાર, અંગે ઉઠતા તેવા જણાય.
જોગી જુવે છે, આભો બને છે, પંથી નવો નવો વેષ ધરે છે,
આંખો ચંચળ થઈ ચળકે છે, ઓઠ કુંપલો પડે ઉઘડે છે;
પંથી સુંદરી રૂપ થઈ જાય, જોગી ભડકે ઉંચો નીચો થાય!
હાથ જોડી રોતી બોલી બાળાઃ—"ક્ષમા કરજો મ્હને, જોગીરાજા!
જગપાવન ને નિર્વિકાર, શાંત દાંત વસો યોગીરાજ.
એવા દિવ્ય આશ્રમની માંહ્ય, પગ મુક્યા પાપણીએ આજ;
તમ દર્શનનો અધિકાર, નથી જેને એવી હું છું નાર,
ક્ષમા કરજો મ્હને યોગીરાજ, કહી દઉં મ્હારાં વીતકની વાત.
સુણી અબળા તણા અપરાધ, કૃપા કરજો, અહો કૃપાનાથ!
* "તાપી તટે [illegible]પુર સ્થાન, વસે તાત મ્હારા ધનવાન,

---

* સ્વર્ગસ્થ સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામભાઈએ [illegible] ગોલ્ડસ્મિથની [illegible]
પ્રેમકથાનું ભાષાંતર [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible]
સરતી [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] ભાષાંતર [illegible]

" લાડઘેલી હું એકની એક, દ્રવ્ય પ્રેમ મ્હને અઢળક;
" ભળ્યા તાત સુધારાને ટોળે, મ્હને વર્ષ થયાં પુરાં સોળે,
" આવે માગાં જાણે ફાટયું વ્હાણુ, ખરાં ખોટાં કરે પ્રેમગાન,
" કરે વાતો ખ્યાતો સઉ વડેરી, નિશા હેમનો ધુન્ય અનેરી,
" એક સ્નેહી અમારો ચતુર, ન્યાળે નેહે મ્હને રહી દૂર.
" રૂપે ગુણે વિદ્યાએ સંપન્ન, માન્યો યુવક એ મ્હારે મંન;
" સાદો શાણો નહિ અહંતાન, નહિ સત્તા સુવર્ણનું ધ્યાન,
" સરસિજ સમાન વિશુદ્ધિ, જળ ઝાકળ શી શુદ્ધ બુદ્ધિ,
" સરસિજ ખીલે કરમાય, પળવારમાં બિન્દુ સુકાય;
" એણે સુંદરતા એક સાધી, ત્હેની ચંચળતા મ્હને લાધી;
" એણે ભુરકી બાળા ભોળી, મ્હારે હૈયે જાગી પ્રેમહોળી,
" પણ ચંચળ મ્હારો સ્વભાવ, લાગ્યા પ્રેમી પંખીને કંઇ ઘાવ.
" પ્રીતી દાખવું ખીજે, એ ખીજે, પ્રેમી સીઝે મ્હારૂં મન રીઝે.
" મ્હારા ઢંગ જોઇ મુકી મામ, વન સેવ્યું તજી ગ્રામ ધામ;
" પામ્યો પ્રેમી મ્હારો હરિશર્ણ, માગું માગું હવે હુંયે મર્ણ;
" માર્યો અભાગણીએ મ્હેં કાન્ત, વને રવડીને શોધું દેહાન્ત.
" મ્હારે કાજે ગયા સ્વર્ગ પ્રાણ, એને કાજે તજું હુંય પ્રાણ."
" જોગીરાજ વદ્યા " શાન્ત ! શાન્ત ! ", ભુજયંત્રે ભીડી બાળા કલાન્ત.
" મુગ્ધા આકુળ વ્યાકુળ જોય, જોગી ગાઢ આલિંગે ને રોય,
" મ્હારી મીઠી મેધાવિની ચપળા, પ્રીતિ મૂર્તિ પવિત્ર હે પ્રમદા;
" ન્યાળી લે આ ચતુરનું ગાત્ર, પામ્યો પ્રેમ અને પ્રેમપાત્ર,
" મ્હારૂં રંકનું તું વ્હાલી રત્ન, પ્રીતે પાળીશ હું કરી જત્ન;
" કરી ચિંતા ચિતા દેશપાર, રહેશું આનંદે નાર ભર્થાર,
" શુદ્ધ નિર્મળ સ્નેહમાં વ્હેશું, લ્હાવ સંસારના સર્વ લેશું;
" ત્હારે દુઃખે મ્હને દુઃખયોગ, હરિ રાખે અખંડ સંયોગ."

**સરસ્વતીચંદ્ર ભાગ ૪.**

---

**કરવાના ઉદ્દેશથી સદ્ગતની શૈલીનું યથાશક્તિ અનુકરણ કરી બાકીના ભાગનું ભાષાંતર આ ' સાહિત્ય રત્ન ' ને અર્પણ કર્યું છે ને તે સંવત ૧૯૬૩ ના જ્યેષ્ઠ માસના વસંતના અંકમાં છપાવ્યું હતું.**

**નરહરિલાલ અંબાલાલ.**

## હિન્દુ લગ્નની કૃત્રિમતા.

( પ્રવાસે નીકળેલાં એક પરદેશી પતિપત્ની કોઇ હિંદુ બાળાને સતી થતી બચાવે છે. શુદ્ધિમાં આવ્યા પછી પુછ્યાથી તે બાળા પોતાનો સવિસ્તર હેવાલ આ દયાળુ દંપતીને કહે છે. )

### હરિગીત.

મુજ વૃત્તમાં નથી કો નવાઇ, સિવાય પણ હું શું કહું ?
પુછ્યું તથાપિ ત્હમેજ તો, હું નકાર પણ શી રીતે ભણું ?
મુજ જેવું વૃત્ત ઘણાકનું સુણશો પુછ્યે આ દેશમાં;
પરદેશી સજ્જન ! હિન્દુઓ ગાળેજ જીવન ક્લેશમાં.
નર જાત સુખી હશે અહીં કદી મહાલતી સ્વચ્છન્દથી !
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ,
પંડિત પિતા તણી આત્મજા, ભણી કંઇ હું તાત પ્રતાપથી;
મન વિકસિયું, ઉર ચ્હોંટિયું સદ્દગુણ વિષે બહુ ભાવથી.
હું નાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી;
પણ હાય ! હિંદુતણે લલાટ લખ્યા ન લેખો જાણતી.
શૈશવ વિષે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને.
ઉદ્વાહનાજ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને.
તાતે કહ્યું " તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે;
પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."
હું બોલી " કાન્ત ગણાય છે, ઉર વારિધિના ચંદ્રમા,
મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના,
સન્ધિ થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશેજ તે,
અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત, કયમ મુજ કાન્ત એ ?
તમ પાસ ભણતાં હું ભણી, મન જોડવાં વિધિ હાથમાં;
વિક સેજ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં.
સંસાર માંહી પ્રયાણ કાજજ, પાન્થ ચેતન સર્વ છે;
એ એકથી જ ભલાં પ્રવાસ વિષે વળી, કહ્યું એવું છે.
એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વિણ નહિ મિત્રતા;
નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા;
રસઐક્ય વણ મનઐક્ય નહિ, એ સૂત્ર શીખવ્યું તે દીને;

મનઐક્ય વણુ નહિ મિત્રતા પ્રભવે, ગુરૂજી કો રીતે.
સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે;
ઘણીવાર આપની પાસથી મ્હેં, તાત એવું જ શુણ્યું છે.
અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણ દમ્પતી;
વિનિમય કરે નિજ રસતણો ઉર ઉર આગળ ઉઘડી.
સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
સ્ત્રી પુરૂષની તેથી જ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દંપતી ભાવનું,
રસઐક્યથી ઉત્પન્ન થઈ રસઐક્યને જ વધારતું.
રસઐક્ય તો નહિ હોય ત્યાં ક્યમ મિત્રતાએ સંભવે ?
રસઐક્ય વળી વિધિ વણુ નહિ કદી ઇતર કો સરજી શકે.
હે તાત ! તે સૃજવા તણી આજ્ઞા કરી આપે મ્હને;
તો કેમ કરી કરવું અશક્યજ એવું તે શીખવો હવે.
હું કિંકરી છું તમ તણી, કરૂં હોય શક્તિસાધ્ય જે;
શિર વેચી પણ તમ વચન પાળું, શક્તિ એટલી સાધ્ય છે.
વિધિહસ્તગત ઉરતંત્ર પણ ક્યમ કરી કરૂં ગતિવાળું હું ?
મુજ ઉર તણું પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું ? ”

માલિની.

શુણી વચન સઉ આ, તાત દિઙ્મોહ પામ્યા,
ખરખર જળધારા, ત્હેમને નેત્ર ચાલી;
નીચું ઘણુંક નીહાળી, દીર્ઘ નિશ્વાસ મૂકી,
કર દઈ જ લલાટે, બોલિયા દીન વાણી.

“ મ્હારો ક્ષમા કરે અપરાધ ! પુત્રી ? પ્રિય પ્રાણ ! ઘણી તું ડાહી !
તુજ ઉર મ્હેં ખોસી—અરે—અજાણ્યે ખરે ! કટારજ સાહી.
હું ભુલ્યો વૃદ્ધ થઇ આજ કીધો ચુકી ઘાવ, હાય તુજપર મ્હેં ?
ઓ દુષ્ટ હિન્દુ આચાર ! ભુલાવ્યો મુજને.
આ હિન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો,
જઇ જતાની પાછળ કુવે પડી મરવાનો.
ઘનતિમિર તુલ્ય આચાર થયેલ પુરાણ તેથી થઇ જાયે;
જન લોચનવન્તા અંધ હાય ! જગ માંહે.

મ્હેં દીઠો ન સવળો પન્થ ?
હું બની ગયો મતિ મન્દ !

મુજ વૃદ્ધ દરિદ્રનું રત્ન
પરિપોષ્યું કરી બહુ યત્ન.
તે જઇ મેષની પડે લોકની પુંઠે નાંખ્યું દુઃખદરિયે!
એનું કીધું પરાધીન જીવન જનક–વૈરિયે,
પ્રિય પુત્રી! કહે તું સત્ય કર્યુંજ અકૃત્ય કૃત્ય મ્હેં આજે,
ત્હારા જીવન માંહે ઝેર ભેળિયું! સાચે.
ત્હારો જનક થયો તુજ શત્રુ, હાય પણ નમું હવે તુજ ચરણે,
મારૂં થશેજ પ્રાયશ્ચિત્ત હવે તો મરણે,
નહિ હવે નિષ્કૃતિ કાંઇ સુઝતી મુને! રોઇને રહેવું,
ત્હારે જનકે પાયું ઝેર મરણ સુધી સ્હેવું.
હું જીવી કરૂં શું હવે?
મુખ દેખાડું શું? કહે;
સહું હૃદયશલ્ય શી રીતે!
રોઇ રોઇ મરીશ તું વીત્યે?
હવે જેમ તેમ દિન કહાડ કૃતકપતિ સાથ સ્નેહ કૃત્રિમમાં,
બહુ સમજુ મ્હારી તું બાળ મુકીશ તે આળ દૈવ શિર મનમાં.
પણ સ્વીકાર આ પદપાત! અને અપરાધ ક્ષમા કર મ્હારો!
નહિ જીવે–હવે નહિ જીવે–પિતા કાંઈ ત્હારો!!!"

## ઉપજાતિ.

નૃશંસ મ્હારાં વચનો સુણીને,
પિતાજી આવી રીત ભાન પામ્યા;
પંચત્વ પામ્યા પછી પાદ મ્હારે,
પ્રત્યક્ષ તે સર્વ, હજી મ્હને છે.
નિહાળી એ સર્વ, ન ચિત્ત મ્હારૂં;
ફાટયું, ન વા પ્રાણ વિરામ પામ્યા!
પાષાણની કીધી મુને વિધિયે;
રોઇ રહી મુખ કરીજ કાળું.
અહો પિતાજી! નવનીત–ચિત્ત!
દૃષ્ટિ કરી સ્વર્ગથી પુત્રી કેરું
દાક્ષિણ્ય ખોટું નીરખી હશોજ;
નિઃશ્વાસ ઉંડા મુક્તા હજીયે!

સ્નેહમુદ્રા.

## દૂર ક્ષિતિજમાં સમુદ્રગર્જન.

### ( કટાવ. )

નષ્ટ થતું નથી, કંઈ જગતમાં, નાશ તણો;
આભાસ માત્ર છે, ભાન માત્ર છે, અગાધ ઉદધિ;
ઉપર તરંગો, જતા આવતા ચ્હડતા ત્યેમે,
શાંત થતા વળી, ભરતી ઓટમાં, ભિન્ન દેશમાં;
ઉભરાતું ને, ઘટતું દીસતું, જળધિ તણું જળ,
પણ તે સર્વજ, ખોટું ! ખોટું ! જળધિ તણું જળ,
હતું તેટલું, છે ને રહેશે ! ચંદ્ર અને રવિ.
ઝંઝાને ઘન જેવા સાથે, યુદ્ધ કરે ને;
ખેલે ત્યારે, થાય ઉંચો ને, નીચો ઝાઝો,
પડે, ઉડે, સ્થિર થાય, કમ્પતો, ધરા ભોગમાં,
ભરી ગર્જના, શાંત થાય, પણ અંતે એકજ,
હતો તેટલો, અગાધ ભરપૂર નાથ સલિલનો, રહેતોને;
આભાસ માત્ર દીસે નાશનો ! હતું તેજ હજી છે ?
પૃથ્વી તણાં પડ, જળધિ તણાં જળ, બંધાયાં નહિ,
હતાં તથાપિ તત્વ રૂપાન્તર હતાંજ ત્હેનાં;
હજીય એ છે, જે ફુંકથી, પ્રેરાતાં તે હજી,
પ્રેરે છે, ને, જતાં હતાં ત્યાં, હજીય જાય છે,
હતાંજ ત્યાં છે.

---

## વિવેકભ્રષ્ટનો વિનિપાત.

શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર–શિરે,
પડવા માંડેલી પડી પાછી ! ટકી ન, હર ! હર–શિરે. શુભ્ર.
પડી ! ગિરિપર; ઉચ્ચ ગિરિવર મુકી પડી એ પાછી—
અવનિપર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થાતી. શુભ્ર.
મલિન ગંગા ! ક્ષારસમુદ્રે પેઠી અંતે એ તો !
ભ્રષ્ટ થયું જરી ત્હેનો, શતમુખ વિનિપાતજ નિર્મેલો !
ભ્રષ્ટ થઇ મતિ ત્હેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો !

સરસ્વતીચંદ્ર ભાગ ૧.

---

## કુમુદની સ્નેહયાચના.

અવિનપરથી નભ ચ્હડર્યું વારિ પડેજ પાછું ત્યાંને ત્યાં;
ટુંકું કર્મ ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરુડરાજની પાંખ થકી,
સુભગ ઘડીક એ બન્યું નવાઈ ન, એ દશા જો નાજ ટકી,
સંચારી, પક્ષીરાજ તું આવ્યો ભાં,
ધરતીપર, ત્યાંથી ઉડ પાછો; પક્ષ–હીનનો દેશજ આ;
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં!
વિશાળ વ્યોમ માપી લે ને ન્હા સૂર્યકિરણના સરવરમાં!
ગિરિ શિખરે, ઘનમાં, ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે
સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કરઅંબાર વિષે જ્યારે
સુવર્ણપક્ષથી જશે ભભક ભળી, તે સમયે તુજ કીર્તિને,
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજીશું ઉરમર્મથી અનુમોદીને,
નહિ ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઇ,
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ! નીકર રહીશું રોઇ.

સરસ્વતીચંદ્ર ભાગ ૧.

---

## ચંદ્રકાંતની રંક અવસ્થા જાણી સરસ્વતીચંદ્રને થતા વિચાર.

પ્રિય ચંદ્રકાંત, પ્રિય ભ્રાત, તુજ સંસાર દુ:ખમય ભાસે,
મ્હારી આજજ ઉઘડી આંખ, જુવે છે દુ:ખ તુજ મુજ પાસે!
દુ:ખ દૈત્ય સમું દેખાય,
તુજ કોરી કાળજું ખાય;
દુ:ખ અનેક ધરતું વેષ,
ત્હને વીંટી વળે ચોમેર,
તે મધ્ય ઉભો તું સૂર!
નથી દુખને ગણતો શૂર!
નથી ગણતો વિધિનો દોષ,
નથી ધરતો કોઇપર રોષ.
દુ:ખ પશુની મૃગયા કાજ જગત–વનમાં તું ધસે એકાંત,
મન વ્યાયામે અમુઝાણી શરીર કૃશ કરે સુહૃદ વિદ્વાન
પ્રિય ચંદ્રકાંત!

ધનબિંદુ કાજ તપ કરતો,
ધન આપું તો ન કર ધરતો,
ધન સંગ્રહ કાજે મથતો,
પ્રિય જનના દોષ ન ગણતો !

એ સ્વાર્થી જનોના લોભ તૃપ્ત કરવા તું બને ઉદાર
ધન-રૂધિર ચુસાયે ત્હોય અધન વિદ્વાન્ ધરે ઉત્સાહ !

પ્રિય ચંદ્રકાંત ! ૦

તુજ કુટુમ્બ કૃમિનું જાળ,
ધરતું તુજ દુઃખનું ન ભાન,
કરતું કોલાહલ નાદ,
દેતું ન સ્વસ્થતા દાન.

છે સ્વાર્થી સગાં, ને નારી સ્વાર્થની સગી ત્હારી, ઓ ભાઇ !
તે પર તું વત્સલ રહે; દેહને દમે, તપસ્વી તું ભાઇ,

પ્રિય ચંદ્રકાંત ! ૦

નથી મ્હને મર્મ આ કહેતો,
અંતર્વ્રણ અંતર રહેતો.

ધિક ધરતો હું અવતાર, ધિક ભંડાર ભર્યા ધનના મ્હેં !
ધિક કીધ સાહસથી ત્યાગ, ધિક ન રંકતા જોઈ ત્હારી મ્હેં !

મુજ દેશ હાથ તું રત્ન
દીધું વિધિયે, કરીને યત્ન;
તે ઉદરયાતના કાજ
ધુલ—ઢગલામાં ઢંકાય !

ઓ ભાઇ ! ભાઇ ! મુજ ભાઇ ! દુઃખ તુજ જોઈ હૃદય મુજ ફાટે
હુંથી થતો સુહૃદનો દ્રોહ; દેશનો દ્રોહ; જોઇ રહું આ તે !

પ્રિય ચંદ્ર૦

ધનવાન દેશમાં ઝાઝા
ન ધરે અજ્ઞાની માઝા.
ધન ધુળ વિષે તે ભેળે
ધન જાઇ સમુદ્રે રેડે.
ધન પાપ પુંજમાં પીલે,
ધન ધુવે મૂર્ખ રસ હીલે !

ધનવાન સઉનાં માપ માપતી લક્ષ્મી નાચ નચવી આ.
ગણુવધૂ ગણિકા દઈ તાળી, નાચતી પછી ન્હાસતી પળમાં !

શો કહાડું મૂર્ખનો દોષ ?
શીદ શોધું મૌર્ખ્યના કોષ ?

મુજ ભણ્યા ગણ્યા વિદ્વાન ઘણુા ધનવાન તેય છે કેવા !
ધન મળતાં જડતા નવી ધરી ભણ્યું ભુલ્યા હોય બધું તેવા !

(પણ) શો કહાડું અન્યનો દોષ ?
શીદ ભરૂં પરનિન્દા કોષ ?
મુજ છેજ લક્ષ્મી આસન્ન
છે સરસ્વતી સુપ્રસન્ન,
નથી ત્હોય કર્યો વિચાર.
હજી સુધી તો મનની માંહ્ય !
જગ જોવા ગૃહ તજી આવ્યો.
પ્રિય સુહૃદ ન પણુ પરખાયો !
તુજ દૃષ્ટિ આગળ ચાલે
ન નિકટ—નહિ અંતર—ભાળે !

પ્રિય મિત્ર મર્મને જોયું, હૃદય મુજ રોયું, સ્વપ્ન ધરી જાગ્યો,
પ્રિય મિત્ર ! તુજ સંતાપ સમજજે હવે ઘડીમાં ભાંગ્યો !

નર રત્ન કંઈ કંઈ ગુપ્તપણે,
બહુ આધિ વ્યાધિ ઉપાધિ સહે.
જન રંકની ત્યાં કરવી શી કથા.
ધન રાશિ નિરર્થક મુજ પડયા.
નર રત્ન કંઈક દરિદ્ર દશા
તણી ધુળ તળે ઢંકાઇ રહ્યાં,
નર રત્ન વિશોધન નાજ બને,
ધન સાધન મુજ અસાધક રહે.
નરપીયુષ શોધન નાજ બને,
ધન ઔષધિ મ્હારી નકામી રહે.
નર વ્યાઘ્ર કંઇ મુજ દેશ વિષે,
દુઃખપંજર માંહી પુરાઈ રહે.
શરબન્ધન મોક્ષ ન કોઈ કરે,

ધિક નિષ્ફળ મુજ સઉ ધનને
ધરતી રસ સુન્દર કોમળતા,
ફળ પુષ્પ ધરે નહિ નારીલતા,
ન ખીલે રસપોષક માળી વિના,
શું સિંચે રસ માળી સ્વવિત્ત વિના,
ધનરાશિ અચેતન મુજ રહ્યા !

**સરસ્વતીચંદ્ર ભાગ ૪.**

# નરસિંહરાવ ભોળાનાથ.

## વિધવાનો વિલાપ.

### ( ચોપાઇ. )

ચાંદની દશ દિશ ચળકી રહી, સરિતામાં જાતી એ વહી;
રમે રમત લહરીની સંગ, સુતી રેત્યમાં ઉજ્વળ અંગ.
તટતરૂ નિરખંતાં નિજછાય, સુતી જે સરિતાની માંહ્ય,
ખેતર સઘળા હાસ કરંત, દૂર ઝાડી બહુ ઘોર દીસંત;
ભુતડાં શાં વડવૃક્ષ અનંત, ઉભાં જ્યાં દૃષ્ટિ તણો અંત.
ત્યાં ચાંદની કંઈ નવ ફાવતી, અથડાઇ પાછી આવતી.
ચંડ પવન શું વડજૂથડું, જુદ્ધ કરતું જ્યારે વડું,
ઘોર ઘુઘાટ કરતું તેહ, સુણી કંપે સરિતાની દેહ,
કંપે તટતરૂ જળમાં પડ્યાં, કંપે ઉપર તરૂ પાનડાં.
કંપે સઘળી શાન્તિ તહીં, ને કંપે ચંદા જળ મહીં;
તો પણ એ સ્થળ રમ્યજ દીસે, રમવા જોગું સુરયુવતિને.
પણ જો ! પેલાં વડઝુંડથી, ચંદા જેવી ધનવૃન્દથી;
નીકળી આવે દૈવી દેહ, શકે હશે વનદેવી એહ !
કેમ સંભવે માનવરૂપ, ગાત્ર આવું ને કાન્તિ અનુપ ?
પણ, જો ! ધીરાં પગલાં ભરી, આવી સમીપ વળી સુન્દરી,
જો ઢંકાઇ ગઈ તરૂ વૃન્દ, પાછી નીકળી જો, ગતિમન્દ
ને પાછી એ તો નવ દીસે, પાછી ચાલે ખેતર વિષે,
એમ આવી પ્હોંચી એ અહીં, નદી રેત્ય ચળકંતી જહીં;
ને આ ઉભી નદીને તીર; ને બેઠી જ્યાં નિર્મળ નીર.
માંહી નીરખિયું નિજ મુખડું, જેમાં સ્પષ્ટ વસે દુઃખડું;

હશે, હશે, એ માનવ ખરે, જો નેનથી આંસુડાં ઢળે;
ને ન્હાનકડું આ શું દીસે, બાળકડું કંઇ ખોળા વિષે.
છુટા કેશ અનિલમાં રમે ને આંખડી શી ચોગમ ભમે!
હા! પણુ જો કંઇ મધુર સ્વરે, વિલાપ એ સુન્દરી શો કરે!

## ગરબી.

( આસો આસો શરદ પૂનમની રાત્ય જો, એ ઢાળ. )

હા દૈવ! શું વિપરીત દુઃખડું દીધલું;
કાં ન પડી હું પ્હેલી રે મુખ મોતને?
જમડા! ત્હેં મુજ જીવન લુંટી લીધલું;
ઝડપી લીધો નાથ, અનાથ મુકી મ્હને;
મોત ઘડયું શીદ માનવને શિર ઇશ ત્હેં?
ઘડિયું તો શીદ તરૂણુ ઉપર પહેલું પડે?
ને મોતે હરી લીધાં તે શું કો સમે;
વાતલડી કરવાનો મારગ ક્હીં જડે?
ઓ ચંદા તું જાણે સઘળી વાતને;
જે મોતતણા દાસ અમે નવ જાણિયે;
વિનવી કહેજે આટલું મ્હારા નાથને;
"દાસી દીન ઉપર કંઈ રોષ ન આણિયે;
ભુલી ન જશો નિજ દાસીને કંથ જો;
સ્વર્ગ સુખે રહી એકલડા આનંદમાં,
મુજને દાખવજો એ સ્થળનો પંથજો,
બોલાવી દોડી વળગીશ તમ કંઠમાં,"
અનિલ! ત્હને કાં ગમે રમત મુજ કેશશું?
નિર્દય જગના જનને એ નવ પાલવે;
તો અળગી હું સહુ થકી કોરે વસું,
ન પડે રસ મુજને જગમાં કાંઇ હવે;
ઓ ઉંચા ઉંચા, આકાશ! તું કાં મ્હને;
ઉંચકી લઇને નવ રાખે નિજ અંગમાં?
છુટું ક્રૂર જગતના જનથી હું અને,
વસું સુખે આ તારલિયાની સંગમાં,
સરિતા! તુજ હઇડે કેવો આ ચાંદલો,

વસિયા તેવા મ્હારે હ્યડે નાથજી,
મ્હેં ન કીધો અપરાધ કદીએ આટલો.
તોય ગયા રીસાઇને મુજને તજી.
તજી વળી આ બાળકડી જો આપડી;
કાં બાપુડી ! કોણ ત્હને પીડા કરે.
નાણી દયા તુજ તાતે એટા આપડી,
વ્હેતાં મુક્યાં આપણને દુખ સાગરે;
એ શીળી ચંદા ! એ સરિતા કોમળી,
એ આકાશ ઉદાર ! અનિલ સુકુમાર એ !
ત્હમે નહીં નિર્દય થાવાનાં કો ઘડી,
મ્હારા ને મુજ બાળકીના આધાર છો.
જો આ અનિલ કુંળો કર તુજપર ફેરવે,
ચંદા ચૂમે તુજને પુરા પ્રેમથી,
હાલેડાં ગાય નદી મુજથી મીઠે રવે,
અહીં જગજન કેરી પીડા તુજને નથી.
આપણુ બે એકલડાં અહીં વાસો વસી;
રહીશું સુખમાં સ્મરણ કરી તુજ તાતનું.
રમજે નદી લહરી સંગે મીઠું હસી,
થાજે મોટી એમ રહી દિન રાત્ય તું,
ને મુજ લાડકડી જ્યારે મોટી થશે,
જગત બધું ધુમીશ ત્યારે નિજ જાત્ય હું;
કદી મરે નહીં એવો નર પછી ત્યાં હશે,
પરણાવીશ મુજ લાડકીને તે સાથ હું.

કુસુમમાળા.

---

## ઉત્તરા અને અભિમન્યુ.

અનુષ્ટુપ્—" ધાઓ, ધાઓ, અરે નાથ ઉગારો અગ્નિઝાળથી;
લવતી ઝબકી જાગી, નવોઢા આંસુ ઢાળતી.
વસંતતિલકા—"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નિંદર માંહી ડારી ?
સુતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ,
તે ભુલી કોણ રમતો અહીં મૃત્યુ સંગ ?

એવું વદી જ રણધીર નવીન નાથ.
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબ કળી ઝાકળ બિન્દુ ધારે;
એવા કપોલપર આંસુ ધીરે સમારે;
ને સ્પર્શી ત્યહાં અધરથી મૃદુભાવ ધારી
પુછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી—
"શું છે ? મીઠી ! થયું શું ? આવડી કેમ કાંપી ?
મુગ્ધા ફરી હૃદય સાથ ધીરેથી ચાંપી.

અનુષ્ટુપ્—ઉખેડી ભૂમિથી નેનો, રોપિયાં પતિ નેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં, આંસુડાં ગુંથીને નવાં.
કરી કંઠ ઉંચો કાંઇ, અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્ના, તણી વાર્તા બધી કહે—

ઉધોર—"આજે નાથ ! બન્યું વિપરીત, ત્હમને તે કહું શી રીત્ય ?
જાણે પુરૂષવેષ જ ધારી, મ્હેં અશ્વે કરીછ સવારી;
ધારી ધનુષ બાણ હું ચાલી, મૃગયા કાજ વનપથ ઝાલી,
સુંદર એક ત્યાં સહકાર, તે પર બેઠું છે સુકુમાર;
જુગલ કપોતકેરૂં મીઠું, કરતું પ્રેમકેલિ દીઠું;
મૂર્ખી હું ખરે બની કાંઇ, બીજું કાંઈ સુઝયું નાહિ;
ને શર ફેંકી નર તરૂડાળ, પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહી અગ્નિ કરાળ, ઉપની કપોતી કેરે ભાળ;
આવ્યો મુજકને ભરી ફાળ, કુદતો એહ અગ્નિ કરાળ;
જીવ્હા તીવ્ર નચવી અનેક, મુજને વીંટી વળિયો છેક,
છોડી સર્વ બીજાં અંગ, અંબોડો ધર્યો નિઃશંક;
છળીને એકદમ પછી જાગી, કરવા રૂદન હુંતો લાગી."

સોરઠો—એમ વદીને નાર સહસા આંસુ રેડતી;—
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ એ ?
અભાગણી હું મોઈ! ઉંધી મતિ શાણે સુઝી ?
બીજું જડયું નહીં કોઈ ? કપોત પ્રેમી શેં હણ્યો ?"

વસંતતિલકા—"શાને મીઠી તું ગભરાય અરે અતિશે ?
આ સ્વપ્નમાંહી નવ વાસ્તવ કાંઈ દીસે—
જો ! પેલી વાગી રણ દુંદુભિ રમ્યધીર—
રે ! અરે ! અરે !—અગ્નિ કંઠ હવે તું છોડય"

ઉધોર—" વ્હાલા ! ન્હોય દુંદુભિનાદ;
એ તો મેઘ ગાજ્યો આજ;
બંધન કંઠનું કેમ છોડું ?
મુજને ભય નથી કંઇ થોડું;
પેલી અગ્નિ કેરી ઝાળ;
આવે ઓ ! જુઓ, શી કરાળ !"—

શિખરિણી—"અરે ઘેલી ! એ શું, બકતી !
બધી એ સ્વપ્ન ભ્રમણા—

દ્રુતવિલંબિત–તુરગ જો ! મુજ કાંઈ ખુંખારતો.
'રણ ચઢો' કંઈ એમ, પુકારતો;
નહિ વિલંબ હવે કરવો પ્રિયે !
કદી જ ધર્મ તજ્યો નથી ક્ષત્રીયે."

ઉધોર—" ક્ષત્રીય ધર્મ જો પ્રિય થાય
તો તો કરી કોટી ઉપાય;
સર્વે સંકટોથી નિત્ય,
અબળા રક્ષવી એ રીત્ય;
પેલી તીવ્ર અગ્નિજ્વાળ,
મુજ પુંઠળ ફરે ચિરકાળ,
ત્હેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ."

વસંતતિલકા—"છે એક જો સબળ નિબળનો જ પાતાં;
વ્હાલી ! હવે સ્થિર થઇ ધર ચિત્ત શાતા,
જો દેખું આ અસિ ન્હણે ચમકે અનંત,
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત."

દ્રુતવિલંબિત—અધર વેગથકી અધરે અડી,
નૃપકુમાર પ્રિયા અળગી કરી;
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે,
તુરગનાં પગલાં યુવતિ સુણે.

અનુષ્ટુપ્—દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડુબી,
ભુલી ત્રિકાળને મુગ્ધા, અનિમેષ રહી ઉભી.

હૃદયવીણા.

## માનવક્ષુદ્રક્ષુદ્ર.

### રોળાવૃત્ત.

જન સમુદાય વિશાળ સિન્ધુ ત્હેમાં ક્ષુદ્રક્ષુદ્ર હું
શો કરતો ફફડાટ ! અદે ભર્યું શું વળી કુદવું !
તરંગરાજ અનંત, નાવ મ્હોટાં જે ગળતા,
તે પણ ક્ષણમાં પડે, ત્યાં મુજ તે શી ગણના ?
ક્ષણપર હું ઉપન્યો, ડુબીશ બીજી ક્ષણ જાતાં;
પણ તે અરસા માંહિ રંગ વિધવિધ મુજ થાતા;
કો વેળા આ વ્યોમવરણ ભુરો મુજ કાયે,
કો વેળા ગંભીર રંગ ઘનતણો છવાયે.
ને વળી કદી સહુ રંગ ભળે ઇંદ્રધનુષ કેરા.
પીળા, ભુરા, લાલ, બધા આછા ને ઘેરા,
તે સહુનું પ્રતિબિમ્બ પડે મુજપર કો સમયે,
તે ધરી લહું આનંદ, અકથ સુખ ત્યાં મુજ હૃદયે,
ને કદી ઉજ્વળ અંગ કનકશું ધારી હરખું,
જ્યારે રવિનું બિમ્બ ઉપર લટકંતું નિરખું;
કદી ચંદ્ર નિજ શાન્ત નજર કરી મુને નિહાળે,
ત્યારે તો મુજ કાન્તિ રુપેરી રંગે મ્હાલે.

કુસુમમાળા.

## મધ્યરાત્રિયે કોયલ.

### વિષમ હરિગીત.

શાન્ત આ રજની મહી મધુરો કહીં રવ આ—ટુહૂ.
પડિયો ઝીણો શ્રવણે અહીં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું ?
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી.
મધ્યરાત્રિ સમે ત્હને અલી કોકિલા ! શું આ ગમ્યું ?
હાં, મેહુલો વરસી રહ્યો તેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહીં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહીં અધિક આનંદ ગાને ખેલતી.

નીતરી રહી ધોળી વાદળી, વ્યોમમાં પથરાઇ આ,
ને ચાંદની ઝીણી ફીકી વરસી રહી શી સહુ દિશા?
ગાન મીઠું, અમીસમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાન્તિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં.
નગર બધુ આ શાન્ત સુતું, ચાંદની પણ અહીં સુતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;
અનિલ ધીરે ભરે પગલાં પળે શાન્તિ રખે સહુ,—
ત્યાં ઉછળતી આનંદ રેલે કોકિલા બોલે—ટુહૂ!
સૃષ્ટિ સઘળી શાન્ત રાખી મુજને જ જગાડતો,
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઇ અવનવી,
ભુલી, ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઇડું દોડે તવભણી.
દોડી એલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
આનંદ સિંધુ તરંગમા નાચંતું એ ઉછરંગમાં,
હા! વિરમી પણ ગયો ટહુકો હૃદય લલચાવે બહુ,—
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી! ટુહૂ ટુહૂ!

કુસુમમાળા.

---

## કાળચક્ર.

### રોળાવૃત્ત.

મહા નદીનો ઓઘ ઘુઘવતો ચાલ્યો જાએ
કાળચક્રનો ત્યાં પડે ચીલો ન જરાએ;
ગગન ચુમ્બી ગિરિરાજ ઘડ્યો કઠ્ઠણ પથરાએ,
કાળતણું ત્યાં ચક્ર ઘસાઇ ખાંડું થાએ.
ધ્યાન ધરતો ઉંડું પડ્યો નભભણી નિહાળે
સિન્ધુરાજ ગંભીર ઘોષ કરતો કંઇ મ્હાલે,
કાળચક્ર જે ઘુમે ન્હાનું શું ત્હેની નજરે
હસી મંદ તે ભણી લગીરે મન તે ન ધરે,
ને છેદી ગિરિશીશ ચાલે મંદિર મ્હોટાં જે,
નિજ આજ્ઞા અનુસાર ખેંચી નદીઓને ગાજે;
નાચે સાગર પીઠે, ન જાણી મહિમા ત્હેનો,

એસી કાચલા માંહીં જગતધણી માનવ તે તો,
તે તો માનવરાજ, ઘુમે જે ગર્વે ભરિયો,
લઇ મંદિર નિજ સાથ સાથ લઈ નાવ નગરિયો.
ચક્ર અડંતાં વાંત કાળતણું, થાએ ચૂરો,
ને જાણ્યું નવ જોય જાય કયાં ઉડીશૂરો.

**કુસુમમાળા.**

---

[ પોતાના પુત્રના અવસાન નિમિત્તે રા. નરસિંહરાવે યોજેલ કરૂણપ્રશસ્તિ ( elegy ) માંનો આ એક પ્રસંગ છે. મૃતપ્રિયજનન સ્મરણ માત્ર દેહાવલમ્બિ નથી પણ અમર છે અને એ સ્મરણજન્ દુઃખ પણ મધુર છે. પ્રિયજનની સ્મૃતિમાં શોકને સ્થાન દેવું એ ઉચિત નથી છતાં અનિવાર્ય છે અને ગત પ્રિયજનના સ્મરણમ શોકાશ્રુ ન ભળે એમાં પ્રભુનું સાહાચ્ય આવશ્યક છે. ]

**( ખંડ હરિગીત )**

રુપ ભૌતિક લુપ્ત તુજ.
રુપ કેવું હવે હશે?
ભેટતાં પરલોકમાં
અન્યોન્ય ઓળખ કંઇ થશે? ૧

દેહના અસ્તિત્વ પર
તુજ સ્મરણ શું ટેકશે?
દેહ થાતાં લુપ્ત શું
તુજ સ્મરણ પણ લુપ્તજ થશે? ૨

ઓ! બચાવો કોઇએ
હીન વિસ્મૃતિમાર્ગથી;
દૃષ્ટિપથથી દૂરને
નવ વીસરૂં,—એ ધો સ્થિતિ. ૩

પ્રેમબળથી બલવતી
શક્તિ સ્મૃતિની માહરી
મૂર્તિ તુજ શું નહિં કરે
ઊભી રચી શાશ્વત ફરી? ૪

ને સબળ મુજ આત્મ આ
આત્મ તુજ સંમુખ કરી,

દર્શનો પ્રત્યક્ષ શું
નહિં થાય છબિ અભિમુખ ધરી? ૫
દેહ ભસ્મ બની જતાં
તું બન્યો જ અસત્ય શું?
કેમ એ કલ્પી સકું?
તુજ સત્યતા હું ક્યમ ભૂલું? ૬
તું નથી જો સત્ય, તો
આત્મ મુજ, પરમાત્મ, ને
સર્વ છે જ અસત્ય;—એ,
મુજ હૃદયમતિ કહે, ના બને. ૭
કાળ શું નિજ બળ વડે
સ્મરણ ચિત્રો ભૂસશે?
એમ જો સત્યજ હશે,
તો દેહ સહ સઘળું જશે? ૮
હૃદય એ માને નહિ,
આત્મતત્ત્વ સિદ્ધ છે;
અન્યમત, મુજ મન કહે,
ઉપપત્તિ કેરી વિરુદ્ધ છે, ૯
અન્ય શાણા જન વળી
દે મ્હને આશ્વાસનો:—
'કાળ ઔષધ દુખ તણું;'
હા! એ નિરર્થક હું ગણું; ૧૦
સ્મરણલોપક કાળબળ
નવ રુચે મુજને કદી;
પ્રિયજનો નિત્યે રમે
મુજ સ્મરણમાં;—એ શુભ સ્થિતિ. ૧૧
કાળ ઓ! તું તૃપ્ત થા
બાળ મુજ મોંઘો હરી!
માં પ્રહાર નવો તું દે
તુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી. ૧૨
શત્રુ મુજ સહુ વીસરું,
વીસરું જગ દુઃખને;

એક પ્રિયજન—આત્માને
નવ વીસરું હું કો ક્ષણે. ૧૩
જ્ઞાનબન્ધી શોકિયાં
અશ્રુજળ રેલાવીને
સ્મરણુ મોંઘાં બાળનાં
તાજાં નિરન્તર છો બને. ૧૪
અશ્રુ ઔષધ દુઃખનું,
સ્નેહ વૈદ્યે આપિયું;
અશ્રુરુપે વહીં જતું
વિષ ઉર વિશે જે વ્યાપિયું. ૧૫
હા! સ્મરણુ તુજ ક્ષણુ ક્ષણે
ઉર વિશે જ જગાડીને
શોક તુજ વિચ્છેદનો
ભૂલી જશું ધૃતિ ધારીને; ૧૬
હા! તદપિ શું શક્ય છે
સ્મરણુ હેવાં સેવવાં,
જે મહિંથી ટાળિયે
કટુ બિન્દુ દુઃખ તણાં નવાં? ૧૭
સ્મરણુ ને શોકાશ્રુનો
ભેદ કરતાં ક્યહાં શીખું?
ક્ષીરનીરવિવેક એ
પ્રભુ! તુજ કૃપાર્થી કરી શકું. ૧૮

સ્મરણુસંહિતા.

---

## દોલતરામ કૃપારામ પંડયા.

---

### ઇંદ્રજીત મંદોદરી સંવાદ.

**ઉપજાતિ.**

ઇં—" થતાં મ્હને જોઈ સદાયે રાજી, ઉદાસ દેખું પણુ આજ માજી
નિર્માલ્ય પુલ્લામ્બુજ વક્ત્ર શાથી? ચિંતા વધી શી અવળી ક્રિયાથી
નથી જરાએ ઉતપાત કીધો, સંગ્રામ માગી મનથી ન લીધો;
વાગ્યો ચઢી શત્રુ નિવારવાને, બીડું લઈ હર્ષ દીધો પિતાને.

બાળી ગયો લંક પ્રદેશ એક, વાલીસુતે ગાળ દીધી અનેક;
પાડી પિતા મુકુટ લીધ નાક, ક્યાં છે અમારો તલભાર વાંક !
પાછા જતા હોય હજી કદાપિ, કુટેલ કાકો મુજ હાથ આપી;
સીતા તણી કોઇ ચઢે ન વ્હારે, છાંટો નથી રીસ પછી અમારે.
હાથે કરીને પણ રાઢ માગી, પછાડવા દે તવ એ અભાગી;
વિદેહ કિષ્કિન્ધ ન આ અયોધ્યા, લંકા વિષે એ જડશે ન શોધ્યા.
સંગ્રામ ઇંદ્રાદિ સમીપ કીધો, ત્હેમાં નથી સંશય લેશ લીધો;
તરી મહાસાગર આવવામાં, ડુબીશ શું હું હલકા ધરામાં.
રાખો જરા હિમ્મત માત મ્હારી, પાળો ચણ્યામાં નહિ હોંશિયારી.
શું થાય એવી દશબાર બાંધ્યે, દોઢા જનોને લઇ જાઉં કાંધે,
કરાવતો સ્નેહ કદાચ શંકા, સૈનિક તો જો વીરલા અટંકા;
વળી જુઓ આ તદબીર મ્હારી, છે અંબિકાની પણ મ્હેર સારી.
લીધો જીતી મેં સુરવર્ગ સર્વ, હણ્યો રસાતાલ નરેન્દ્ર ગર્વ;
જો રામ સ્હામે જીત માત થાશે, ત્રિલોકમાં કીર્તિ ઘણી ગવાશે.
નિઃશંક થાશે જય આજ મ્હારો, અન્યોન્ય કેરાં બળને વિચારો;
ક્યાં બાળ બે વાનર રીંછ સાથ, ક્યાં વીર સેનાન્વિત લંકનાથ.
જતો યદા શત્રુ મહાન સામે, આજ્ઞા કરી બ્હીક ધરો ન નામે;
થઈ દયા આ વખતે ત્હમારી, બે બાળનો બ્હારવટો વિચારી.
સુતો જગાડી યમ, મોત માગે, તેને હણ્યામાં નહિ પાપ લાગે;
અમસ્તકાં શું કરવા મુઝાઓ, લેવા મ્હને ઘો જગજીત લ્હાવો;
જેણે ગ્રહ્યો છે જય વાવટાને, દયા અને ભીતિ ઘટે ન ત્હેને;
સત્તા અને દુશ્મન દાવ જાતાં, ફરી ફરી હાથ ચઢે ન માતા;
માથે રહ્યો છે અરિ આમ ગાજી, આજ્ઞા વિના ના ફરકાય માજી;
આપો વિચારી જનની ! કરારે, આજ્ઞા અને આશિષ વારવારે.
સંગ્રામનો સંનિધ કાળ આવે, મ્હને મહા ઉત્સવ તુલ્ય ભાવે;
ફરી ફરીને નહિ લાગ આવે, જો માત ત્હારા મનને મનાવે.
મંદોદરી માત હું પાય લાગું, ફરી ન ત્હારા સમ કાંઈ માગું;
ફુલાય ઘાલી અરિ આમ ઘેરો, આજ્ઞા કરો આટલી આજ ફેરો,
એ રીતિનાં નમ્ર વદી વચંન, ઉભો રહ્યો માત સમીપ તંન;
ત્વરા વધી છે રણમાં જવાની, પ્રભુ રૂઠયે બુદ્ધિની થાય હાનિ.
સમી શિખે સીત ન આપવાના, બની ગયા પુત્ર પિતા દિવાના;
બેદાન મેદાન થઇ જવાના, તથાપિ કે'નાર નથી જ માન્યા.

છુટ્ટા તણા લેખ ન થાય ફોક, ભલે ધરે કો હદપાર શોક;
રણાંગણે જો અવસાન થાશે, લંકા જતાં સ્વર્ગ નિવાસ થાશે,
ખરો કરી નિશ્ચય એ પ્રકાર, બોલી મૃગાક્ષી મનનો વિચાર;
ચિંતા છટા ન્યાય દયા સહિત, જતાં જતાંએ જયમ થાય હિત.
મં–"ભરી ત્હમે અંતક સાથ બાથ, જાણી ધર્યાં પાવક મધ્ય હાથ;
પડે ત્હમારા સહુ વક્ર પાસા, તોએ કહો શી જીતવાની આશા.
પીડયા સખા સામદને પ્રજાને, સત્યાર્થ કે'તાં કનડયો સગાને.
સતી તણા શાપ ખરા થવાના, આ યુદ્ધમાં તો નહિ ફાવવાના.
સીતા હરી ઝેરનું બીજ વાવ્યું, કુદૃષ્ટિ પાણી કડવું સિંચાવ્યું;
ઝેરી ફુંકાયો અભિમાન વાત, મીઠાં ફળોની કરવી ન વાત.
કપિ ક્રપિ તો પણ રોળ વાળી, ગયો ત્હમારી નગરી પ્રજાળી;
એવા મળ્યા આ રણમાં અપાર, જશે અલ્યા ભાઇ ખચીત ભાર.
સુવર્ણ લંકા મણિયુક્ત મ્હેલ, સુપુત્રને કુળવધૂ ટહેલ;
સ્વધર્મ ખ્યાતિ અધિકાર સાજ, બેઠું જવા એ સરવસ્વ આજ.
લીધાં ઘણાં માન વિમાન મધ્ય, ખાધાં પીધાં લાડ કર્યાં અવદ્ય;
નથી રહ્યો વૈભવ એક ન્યૂન, આજે બધુંએ પરવાર્યું પુન્ય.
પ્રત્યક્ષ જોવા કૃતિ પુણ્ય પાપ, અયોગ્ય ચેષ્ટા રીતભાત આપ;
આવી ધરી સીતનું રૂપ છાની, શાને ધરો હિમ્મત અંબિકાની.
મહેશને જે અધિકાર આપે, બ્રહ્માણ્ડ સ્થાપી પણ જે ઉથાપે;
તે રામની આમ રખાય રામા, સંકલ્પ એ શા કરવા નકામા?
વહી થશે તું કુળનું કલંક, જો ખોઈ આવ્યો રણમધ્ય લંક;
હારી રહ્યો જો મુખ તું બતાવા, અત્સારથી તો નહિ દેઉં જાવા.
ચેતાય તો હજુ ભાઇ ચેતો, દેશે ક્ષમા રામ કૃપાળુ એ તો;
જો ના ડગે ચિત્ત ન તો ઇલાજ, ભલે રણે સિંહ સમાન ગાજ.
જો રાઢ થાતાં જય પૂર્ણ પામે, કરીશ ના તો અપમાન નામે;
બેસારજે તું રથમધ્ય રામ, સ્તુતિ કરીને કરજે પ્રણામ.
હારી જતાં પુઠ રખે બતાવો, દેહાર્થ બેટા! શિર મા નમાવો;
ઉછ્વ્યા છતાં જ્યાં અપકીર્તિ મર્ણ, થજે રઘુનાયક બાણ શર્ણ.
ખોવાઈ જાશે કદી પુત્ર વ્હાલો, થઈ જશે એ કદી કેર કાળો;
લંકાપુરી જીર્ણ અરણ્ય થાશે, તથાપિ ત્હારો જીવ શિવ થાશે.
નથી કરી ત્હેં કૃતિ એક સારી, અન્યાયની બુદ્ધિ હમેશ ધારી;
પુણ્યૌધના પૂર્વજના પ્રભાવે, પ્રભુ મળ્યા તે પણ વેરભાવે,

માટે હવે શો કરવો વિચાર ? સંભારતાં ઇષ્ટ થવું તૈયાર;
થઇ જજો લક્ષ્મણ રામ સામે, સુકીર્ત કે મુક્તિ સદૈવ પામે,
લક્ષેન્દ્ર વજ્ર સમાન બાણ, શ્વસુરની ફેણુ સમો કૃપાણ,
કામાસ્ત્રની તુલ્ય કુલિશ ધાર, ત્હને હજો લાખ હજારવાર.
વસો કરે કાર્તિક પર્શુરામ, છાતી થજો હિમ્મત કેરૂં ધામ;
રે'જો દિલે પૂર્વજ વીર્ય ધારી, ત્રિમૂર્ત રક્ષા કરજો ત્હમારી.
રૂંવે રૂંવે રૂદ્ર રહો નિહાળી, વસો લલાટે પણ ભદ્રકાળી;
રખે ખુવો લંકનું પુત્ર પાણી ", એવાં વદી આશિષવેણુ રાણી.
અંતર્વ્યથા અંતર મધ્ય રોકી, કરામ્બુજે પુત્રની પીઠ ઠોકી;
આજ્ઞા અને આશિષ ચિત્ત ધારી, શક્રારિ લાવ્યો મનમાં ખુમારી:
કરે નમસ્કાર ફરી ફરીને, જોવી નથી જેમ પુનઃ સતીને.
હજી લગીયે સુઝ ના લગાર, અફળાતો હાથ ગયા સુરાર;
થશે ફરી બંધન એ ભયેથી, શું સિંહ છુટયો નિજ પાંજરેથી.
કાલે સ્હવારે સતીએ જણેલો, હજી લગી તો દુધથી ભરેલો;
ચાલ્યો કરાવા સતીધર્મ ભંગ, બલિષ્ઠ ત્યારે જગમાં કુસંગ.

ઇંદ્રજીતવધ કાવ્ય.

---

## લોભ.

### ભુજંગી.

જવું એક દહાડો યદા જો મરીને, પછી કામ શું દામને સંગ્રહીને;
પછી પ્રીત દારાતણી હોય કેવી, પછી શી સગાઇ સગાં સાથ લ્હેવી.
થવાના જનો કાળના સર્વચારા, પછી પાપના બાંધવા કેમ ભારા ?
પછી શા દગા વૈર વિશ્વાસઘાત, પછી કેમ માયા વિષે સન્નિપાત !
યદા નામનો થાય છે સદ્ય નાશ, પછી આશ પર્યંત શી જાય આશ:
પછી કીર્તિ પૃથ્વીતણો મોહ કેવો, પછી ભાર આભાર શા કાજ લેવો ?
નથી ફાવવાના યદા કાળ સ્હામે, પછી આદરે સાહસો કેમ હામે:
પછી રાત દહાડો નહિ શેં વિરામે, ભજી લક્ષ્મીને ઇષ્ટનું દે ન નામે.
રમાનો લગારે કરીને ભરૂંસો, રખે ભુલભુલામણી મધ્ય ઘુસો;
ઘટે ના અજંપો ગતપ્રાય સારૂ, નથી આપણું ત્યાં કશું મ્હારૂં ત્હારૂં ?
નથી દેહ પોતાતણો તોય હાથે, પછી ખેંચવો કેમ સંસાર માથે.
પછી ધારવું કેમ દેહાભિમાન, ચલા લક્ષ્મીનું ધારવું કેમ ધ્યાન ?
જવાનું જવાનું જવાનું જરૂર, પછી રાખને કુમળું કાંક ઉર,

પછી આકળો લોભમાં શું ફસાય, પછી આમ વ્હેબાકળો કેમ થાય ?
ફરે છે યદાકાળનું શીઘ્ર ચક્ર, પછી શું ગળે પારકું દ્રવ્ય નક્ર,
પછી રોજ સુઝે નવા કેમ ચાળા, પછી શેં કરે કર્મના છેક કાળા ?
બળી ભસ્મ થાશે સુરૂપી શરીર, નહિ હોય ત્હેને મહામૂલ્ય ચીર,
નહિ હોય ત્હેને જરા લાડપાડ, રહે શ્વાનને ચાટવા માત્ર હાડ.
ધરે કીટને કર્મના વીંટ કાયા, નથી રાખતા તે વિષે સુજ્ઞ માયા,
નથી આપણી સાથ ત્હેને સંબંધ, નથી યોગ, જાણી થવું છેક અંધ.
ઘટે શ્લેષ્મને નર્કને રક્તસ્થાન, ઘટે તેહને આટલું શાનું માન !
ઘટે કેમ ગંધાણને મોગરેલ, ઘટે જ્ઞાન ત્હેનો કર્યે ક્ષુદ્ર મેળ.
કશી છે શરીરે કહો ભાઇ શોભા, પઠ્યા રોમના જેટલા યત્ર ગોભા.
કશું છે ધનીના વપુ કેરૂં મૂલ્ય, રહે શેષમાં કાજળી અસ્થિ ધુળ,
બન્યું માટીમાંથી વપુ થાય માટી, પછી શું રમા જોઇને જાય ફાટી,
પછી શી અનુકૂલતા ભાતભાત, ઘટે માટીનો સુજ્ઞને ના ઉચાટ,
બન્યો પંચમહાભૂતનો દેહ એક, પછી શો પરાયા વિષે હોય ટેક,
પછી આત્મકારાગૃહે મોહ કેવો, પછી દૈન્ય ધારી રમા શાની સેવો.
નથી કોઈ અદ્યાપિ પર્યંત ફાવ્યો, નથી દેવને ઘેરથી કોઈ આવ્યો,
વળી કાળથી ઈંદ્રિ તોએ ચવાયો, અરે ! તું ન સંસારથી તોય કાયો.
હતું ના હતું થાય જોતાં હમેશ, નહિ નામ કે ઠામનું સ્મર્ણ લેશ,
પછી લોભથી શું ભમે દેશ દેશ, ઝપાટે ઉડી આ જશે ભવ્ય વેષ.

સુમનગુચ્છ.

---

## ઉદ્યોગ.

### હરિગીત.

ઉદ્યોગ કેરો યોગ લ્હેરો ભોગ કેરી આણુશે;
ઉદ્યોગ દઈ આનંદ જનનાં કષ્ટ સર્વે કાપશે.
ઉદ્યોગથી શ્રી, વિજય, ભૂતિ, ઘેર ચાલ્યાં આવશે,
ઉદ્યોગથી જન કેસરી સમ જગત મધ્યે મ્હાલશે.
ઉદ્યોગથી યશપૂર્ણ દુષ્મન ચૂર્ણ જગમાં થાય છે,
વ્યાધિ ઉપાધિ આધિ ટળતાં પાપ પણ બળી જાય છે.
છે લોહ જેવો દેહ ચ્હડશે કાટ જો નહિ વાવરો,
પેસી સળો વિખેરશે પછી લેશ રહે નહિ પાધરો,
જર્જર થશે ને સત્વ જાશે, ધારશે નિર્માલ્યતા,

ઉદ્યોગના જળ રહિત છે રસહીન શુષ્ક વપુલતા;
ઉદ્યોગ સાથે લગ્ન લક્ષ્મી અચળ, ચળ તો પણુ, કરે,
ઉદ્યોગની સાથે વસે, ઉદ્યોગ સાથે સંચરે.
ઉદ્યોગથી કીડી તથાપિ ધાન્યનો સંગ્રહ કરે,
ઉદ્યોગથી મધમાખ ઉત્તમ મધુતણો સંચય ભરે,
ઉદ્યોગથી સુગરી સુંવાળું ને રૂપાળું ઘર ચણે,
ઉદ્યોગથી પોપટ તથાપિ વેદના મંત્રો ભણે.
ક્ષણુ એશ કે આરામ ઉપર નામ પ્રેમ ન રાખજો.
ધરી ધર્મ કર્મ પવિત્ર કરતાં, શર્મનાં ફળ ચાખજો.
ભય ક્રોધનો અવરોધ કરજો લાજ ખોટી વર્જજો,
આવે અચિંતા અંતરાયો યુક્તિથી નિવારજો.

સુમનગુચ્છ.

## પેટની વેઠ.

પડી પેટની વેઠ, સરવને પડી પેટની વેઠ,
બીજું એથી હેઠ સરવને. ટેક.
નૃપ, પ્રધાન, ગરીબ, તવંગર, મજૂર, ચાકર, શેઠ, સરવને.
યોગી ને સંન્યાસી વિલાસી, કરે પેટનો વેત, સરવને.
અવર ઋણુનો કરી ઉધારો, દેવી પેટને ભેટ, સરવને.
અવર પીઠ હત પેટ બદલ તો સુનીતિ ચાલત શ્રેષ્ઠ. સરવને.

અમરસત્ર નાટક.

## કલાપી.

### ( લાઠીના સદ્ગત ઠા. સા. શ્રી સુરસિંહજી. )

ભરત.

અનુષ્ટુપ્—ભરત ઉમ્મરે પ્હોંચી, છોડી વૈભવ રાજ્યને. ૧
વનમાં ગંડકી તીરે આશ્રમ બાંધીને રહ્યા.

વસંતતિલકા—ઓંકારના રટનમાં દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા;
આહાર કન્દ ફલનો કરતો સદા એ,
એકાન્ત શાન્ત સ્થલમાં સુખથી વસે છે. ૨

હૈયું સદા સહુ પરે સમતા ધરે છે;
જેના પ્રભાવથી વને ખીલતું રહે છે;
એ યોગતેજ તરુમાં ચળકી રહ્યું છે,
તિર્યંચ ત્યાં અધિક હર્ષ મહીં ફરે છે. ૩

**શિખરિણી**—જટા પીળી શીર્ષે, કૃશ અવયવો ઉપર રહી,
દીસે છે તે મ્હોટી, મધુર ફુલના પુંજ સરખી;
સમાધિ વેલાએ, જલશીકરથી સિક્ત બનતી,
અને એ મોતીડાં, વિખરી ખરતાં કેશપરથી. ૪
વિભૂતિના સ્પર્શે સુરખ દિસતાં આર્દ્ર વિપુલ,
રહે ઘેરાયેલાં, પ્રણવપ્રણયી દિવ્ય નયનો;
મટી ત્હેના તેજે, કુદરત તણી સૌ વિષમતા.
સુખે નેત્રો જોતાં સતતગતિની બ્રહ્મરચના. ૫

**મંદાક્રાન્તા**—રે સંસારી ! નિમિષ ભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં,
આ દૃષ્ટિનું અનુકરણ કૈં, રાખ સંસાર માંહી;
ભોળા ! ત્હારી, ધડમથલમાં શાન્ત થા શાન્ત થા કૈં,
સ્થિતિની તું, ઉપર ચઢી જો, ત્યાગની દૃષ્ટિ આંહીં, ૬
આ ત્યાગીના નયન ફરીથી જોઈ લે એકવાર,
શું તેમાં, ના, સતત વહતી પ્રેમની એક ધાર;
હા ! તૈયારી, સહુ અરપવા, ત્યાગમાં એ નથી શું ?
બીજાના કૈં દુઃખથી ગળી એ, નેત્ર જાશે નહીં શું ? ૭

**ઉપજાતિ**—તપસ્વિના આ તપમાં રહી છે;
મહા દયાની અતિ તીવ્ર રેખા;
ફુલો, લતા ને તરુ મેઘ માંહી.
આનંદ પીતાં નયનો સદા છે.
પ્રભાત કાલે નભની સુનેરી,
સન્ધ્યા સમેની સરની લહેરી;
વાયુ તણી શીતલ ગન્ધથી એ,
આભારી હૈયું ઋષિનું દ્રવે છે.

**અનુષ્ટુપ્**—સંધ્યાકાળે પ્રભાતે એ, તપસ્વી નદીએ જતો.
સ્નાનાદિ ત્યાં કરી નિત્યે, ટેલતો વનમાં હતો.

**ઉપજાતિ**—નદી વહે છે ગિરિથી રમન્તી,
ફુલો તણાં ગીત હજાર ગાતી;

ગાયત્રીનો મંત્ર જપે નદીમાં
ઉભો રહીને ઋષિ એક દી ત્યાં

**મંદાક્રાન્તા**—ત્યાં ઘૂઘૂઘૂ ગિરિ નદી મહીં ગાજતો નાદ આવે,
મોજાં ત્હેનાં પ્રતિધ્વનિ તણાં ભેખડે આથડે છે;
વારિ કંપ્યું ડગમગી ગયાં શૃંગ અદ્રિતણાં, ને,
ત્રાસે નાસે વનચર બધાં, કોઇ ક્રુજી પડે છે.

**ઉપજાતિ**—સિંહધ્વનિથી જય ગર્જનાથી,
ડરી મૃગો કૈં ઋષિ પાસ આવે;
ફલંગ મારી હરણું કુદે છે,
તપસ્વિ તે ચિત્ર ઉભો જુવે છે.

**વસન્તતિલકા**—ત્યાં એક બાળ મૃગ કો હજુ જે અશક્ત,
કૂદી જતાં ઝરણુ તે જલમાં પડ્યું, ને;
એ પૂરમાં તરફડી ઘસડાતું જોઇ,
લાગ્યું ઋષિહૃદય એ અનુકમ્પવાને.

**અનુષ્ટુપ્**—ઉપયોગી થવા પ્રેરે, તપસ્વી દિલને દયા,
પડે છે વારિમાં તેથી, યોગી તે મૃગ ઝાલવા.

**માલિની**—બલ કર મહીં આવ્યું, પૂરને વીંઝવાને,
ગરીબ મૃગ બચાવા, કાંઇ ચિન્તા દિલે છે;
ઋષિ પદ ગ્રહી ત્હેનો, ખેંચીને બ્હાર લાવ્યો,
હરિણુ ઉગરવાથી કાંઈ આરામ આવ્યો.

**શિખરિણી**—જરા મીંચાયેલાં, નયન મૃગનાં સુન્દર દીસે,
અને ત્હેના ભાવો, ઋષિ તરફ કેવા મૃદુ દીસે !
ઋષિનું હૈયું આ, નિરખી શકતુંતું રસિકતા,
થતું જોઇ ઘેલું, કુદરત તણી આ મધુરતા.

**અનુષ્ટુપ્**—પંપાળ્યું, પાણી પાયું, ને આશ્રમે ઉંચકી ગયો;
તૃણાદિ ત્યાં દઇ ત્હેને, ફૂદતું ઋષિએ કર્યું.

**શિખરિણી**—રમે છે, ફૂદે છે, ઋષિચરણ ચાટે જીભ વડે,
અને એ યોગીની મૃગપર અમીની નજર છે;
ઉગી ત્હેને શિરે, ચળકતી રૂપાળી શીંગડીઓ,
ઋષિની પીઠે એ, કરતી ચળ ન્હાની કુમળીઓ.
ઋષિની છાયા શું, ફરતું દિનરાત્રિ ઋષિ કને,
પિતા માતા બન્ધુ, સહુ મૃગ ઋષિને સમજતું;

ઋષિ ત્હેને દેતાં, કુમળું તૃણ ને પર્ણ કુમળાં,
અને બાંધે માલા, કુસુમકલીની ડોક ઉપરે

ઇંદ્રવજ્રા—સ્નાનાદિ ક્રિયા કરીને ઋષિ એ,
આશિષ દેતાં મૃગ બાલને, ને;
" તું જીવતો રહે, " વદતો દયાલુ.
ચુમ્બી લઈને હસતો દયાલુ.
આભાર ભુલી મૃગ ના ગયુંતું;
જોતાં ઋષિને દિલ રીઝતુંતું;
કૈં ગેલથી તે ઋષિને હસાવે,
ને એ મહાત્મા દિલને હલાવે.

મંદાક્રાન્તા—દૂરે જાતાં, મૃગ વન મહીં, યોગી બેચેન થાતો,
ખોવાતું તો શ્રમ લઈ વને, શોધવા દૂર જાતો;
પીઠે ત્હેને, નિરખી વળતો, આશ્રમે હર્ષભેર,
સુખી ત્હેને, નિરખી વહતાં, નેત્ર આનંદ રેલ.

અનુષ્ટુપ્—અહોહો ! અલ્પ જીવોના, પ્રેમમાં બલ છે બહુ !
ખેંચાતાં પ્રેમથી તે સૌ, ખેંચી પ્રેમવતી શકે.

મંદાક્રાન્તા—યોગી ચાલ્યો, જપ તપ ભુલી, પ્રેમ ખેંચાણ માંહી,
આવ્યો ને તે, અટકી ન શકે આટલે દૂર આવી;
ધક્કો દેતાં, હૃદય પીગળે, આર્દ્રતાને, અરેરે !
ખેંચે ત્હેને હૃદય કુમળું કોણ ઠેલી શકે છે ?

અનુષ્ટુપ્—ભીનાં નેત્રે ઋષિ ધીમે, ક્યારે ક્યારે કહી જતો,
" દૂર થા ! દૂર હુંથી થા ! રે વ્હાલા મૃગબાલ તું "

મંદાક્રાન્તા—ખેંચે છે તે, પ્રણયી દિલને ઠેલવું, હાય ! શાને,
ધક્કો દેવા, મૃદુ હૃદયને, યોગી ! તું કેમ ઇચ્છે ?
ત્હારા આવા, નિયમ સઘળા, શુષ્ક લાગે મ્હને તો,
મીઠી વૃત્તિ; કુદરતી અરે ! બાળવા ઇચ્છતો ક્યાં ?
વ્હાલું છે તો, ક્યમ દૂર કરે ? નેત્રમાં કેમ અશ્રુ ?
ધક્કો દેતાં, પ્રણયી દિલને, શ્રેય હું તો ન માનું;
આવાને શું, તુજ હૃદયને, ચાહતાં પાપ થાય ?
સ્વાર્થી તું છે, પણ પ્રણયથી, કાંઇ ત્હારૂં ન જાય.
સાક્ષી પૂરે, તુજ ઇશ્વર જો, આંસુથી વાતને આ,
ત્હેની સામે, કઠિન બનીને, થાય છે આગ્રહી કાં ?

પીવા ત્હેને, હૃદયઝરણું, ટેવ છે ત્હેંજ પાડી,
બીજે ક્યાં તે, જનહૃદયની, પામશે લ્હાણુ આવી.
એ તો ત્હારાં, સમિધ ફુલને, સ્પર્શતાંએ ડરે છે !
તું બીજે તો, મૃદુ મૃદુ થઇ ગેલ કેવાં કરે છે !
તું રીઝે તો, તુજ તરફ એ હોંશથી દોડી આવે !
એ નેત્રો શાં, તુજ જીગરથી, વાત છાની કરે છે !
કિન્તુ યોગી ! તુજ ફરજ તું, કાંઇ જૂદીજ માને !
આ પ્રીતિ કૈં, તુજ હૃદયને, માર્ગ જૂદા બતાવે !
હું સંસારી, નવ કહી શકું યોગ્ય આ, વા નહીં આ,
તોયે આવી, તુજ મગજની, શુષ્ક રીતિ રુચે ના,

**અનુષ્ટુપ્**—રાગને ત્યાગની વચ્ચે, હૈયું એ ઝુલતું હતું,
એક દી યોગી ઉરે આ, ઉદ્ગારો નીકળે કંઇ;

**વંશસ્થ**—"કંઈ દુઃખે છે ! દુઃખ તો જણાય છે !
"કહીં દુઃખે શું ? પણ ના કળાય તે !
"મ્હને રુચે આ મૃગ છોડવું નહીં !
"કદીય આસકત થવું રૂચે નહીં !
"બ્રહ્માંડ આખું નિજ માનનાર જે,
"બને ન વ્યક્તિ કદી પાળનાર તે;
"ન ન્યૂન કોઈ નવ કો વિશેષ વા,
"ન દૃષ્ટિએ ઉર્મિ ચઢે પડે ન વા,
"ન ઓટ ત્હેને ભરતી નહીં હશે,
"તળાવ જેવો ઉદધિ રહે ભલે;
"દયા ભલે કૈં ઉપયોગની થતી,
"દયાથી આસક્ત થવુ ઘટે નહીં.

**અનુષ્ટુપ્**—"બચાવ્યું મ્હેં ભલે ત્હેને, હવે છો કુદતું ફરે;
"પડે જો સિંહપંજે તો, નિર્માયું તે ભલે બને.

**શાર્દૂલવિક્રીડિત**—"ચાલે સૌ પર જેમ ચક્ર ફરતું, નિર્માણનું સૃષ્ટિએ,
"તેવું તે મૃગ ઉપરે સુખથી છો, એ ચક્ર ચાલે હવે;
"રોકાશે મુજથી નહીં, ક્યમ પછી, ચિન્તા નકામી ધરૂં ?
"જે મ્હારૂં જગનું અને સહુતણું, તે છો બને તે તણું.

**માલિની**—"ફર સુખથી હવે તું, શોધીને કોઈ ટોળું.
"ફરી કદી પણ મ્હારા, આશ્રમે આવવું ના;

"જપતપ કરનારો, પાળશે આ ત્હને ના.
"અરર! પણ સુખે તું, છોડશે કેમ સ્નેહ?
અનુષ્ટુપ્—ઋષિ! ત્હારી સ્થિતિ જોઇ, આવે છે મુજને દયા;
"આવશે વ્હાલથી ત્હેને, પંપાળીશ હવે ન શું?
ઇન્દ્રવજ્રા—નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઇ માછલીની;
સન્ધ્યા સમે કૈં વધુ હર્ષ આવે,
તો કેમ ત્હારૂં મૃગલું તજે છે!
વંશસ્થ—રમાડ ત્હેને પણ લુબ્ધ ના થજે,
ઋષિ! ન એ શું તુજથી બની શકે?
દયા વધુ છો ઉપયોગની થતી;
દયા બતાવે હજુ ઉચ્ચ માર્ગ કૈં.
અનુષ્ટુપ્—પડે જો સિંહપંજે તો, નિર્માયું તે ભલે બને;
રડજે તું નહીં ત્યારે, કિન્તુ હાલ રમાડજે.
મંદાક્રાન્તા—છોડી દેવા, રસ મધુર સૌ, સાધ્ય લાગે ત્હને જો,
તો ના શાને, પ્રણયી બનતાં, સાચવે ત્યાગ ત્હારો?
હું સંસારી, મુજ હૃદય આ, ખીલતાં હર્ષ પામું,
તું યોગીને તુજ હૃદયને, બાળવું યોગ્ય લાગ્યું.
માલિની—સુખ અનુભવનારો, કિન્તુ આંસુય પાડે,
જરૂર સ્થિર નહીં તે, કમ્પતો તાર ચાલે;
રૂદન નહિ તજાતું, હાસ્યના ત્યાગ પ્હેલાં.
કટુ નકી કટુ લાગે, સ્વાદનું ભાન થાતાં.
અનુષ્ટુપ્—બને તે કેમ કોઇથી, ચાહવું ને ન ચાહવું?
બને તો તું ભલે ત્હેને, છોડી દેજે રમાડવું!

* * * * *

શિખરણી—વહ્યાં કૈં દહાડાને, મૃગ પ્રિય હજુ છે ઋષિદિલે,
વહેશે કૈં દહાડા, મૃગ પ્રિય રહેશે ઋષિદિલે,
અહાહા! બંધાયો, જગત તજનારો મૃગ મહીં,
અરે! છુટયો ફાંસો, સમજણ છતાં એ કદી નહીં!
મંદાક્રાન્ત—ધીમે ધીમે, શરીરપર એ મૃત્યુના હસ્ત લાગ્યા,
કિન્તુ ઓછી, નવ થઈ અરે! બન્ધની કાંઈ પીડા;
પંપાળે છે, શિથિલ કરથી, યોગી ત્હેનું કુરંગ,
નિત્યે નિત્યે વધુ વધુ હજુ, યોગમાં થાય ભંગ.

અનુષ્ટુપ્—જટાથી ટેકવી માથું, સૂતો છે ઋષિ એક દી,
મૃત્યુથી તૂટતી નાડી, જોરથી ધબકી રહી.
ઇન્દ્રવજ્રા—પાસે ઉભું છે દુખિયું કુરંગ,
શું થાય છે તે સમજ્યું હતું તે,
ચાટે ઋષિના કર ને કપાલ,
ને નેત્ર નેત્રે મળી દર્દ રોતાં;
ભીના હતા ગાલ ઋષિ તણાએ,
અશ્રુ હતું એક તહીં રહેલું;
બોલ્યો ઋષિ, " રે ! મુજ બાલ બાપુ !
" આ આશ્રમે હા ક્યમ જીવશે તું ?
" તું એકલાની સ્થિતિ શું ? અરેરે !
" ટોળું હવે શોધીશ ક્યાં નવું તું ?
" રે ! શું થશે મૃત્યુ અકાલ ત્હારૂં ? "
પંચત્વ પામ્યો વદી એમ યોગી.
અનુષ્ટુપ્—કથા એવું કહે છે કે, જન્મશે મૃગ એ ઋષિ !
વાંછના જે રહી તે તે, પૂરી સૌ કરવી પડે.

---

## એક આગીઆને.

### ( હરિગીત )

તુજ પાંખ ચળકે પર્ણનાં ઝુંડો મહીં ચક્રો રચી,
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીં એ છે નકી;
તુજ ઉદરપોષણમાં ત્હને તુજ રૂપ ઉપયોગી થતું,
તુજ નેત્ર આગળ દીવડો કૈં શ્રમ વિના દેખાડતું.
વળી કોઇ કન્યા પાતળી તુજ તેજ ઉપર મોહતી,
જે ભાલને ચોંડી ત્હને ત્યાં હર્ષથી ચળકાવતી;
વળી કોઇ વિસ્મિત સ્મિત ભરી તુજ તેજ માત્ર નિહાળતી,
ના સ્પર્શતી એ બીકથી તુજ રજ રખે જાતી ખરી.
અદૃશ્ય ના ધનથી અને ના ધૂમસે મેલું થતું,
તુજ તેજ તે મુજ ઉપવને હું નિત્ય જોવા જાઉં છું;
મમ પ્યારીનાં ફુલડાં અને મુજ વૃક્ષ જ્યારે ઉંઘતાં,
તું જાગતો રાત્રિ બધી ત્યારે રમે છે બાગમાં,

તું જાગજે, તું ખેલજે, મે પત્ર પત્રે મ્હાલજે,
ચળકાટ ત્હારો એજ પણ તુજ ખુનની તલવાર છે;
તું કેમ એ માની શકે આભાર ત્હારો એજ છે;
એ જાળ તું જાણે નહીં હું જાણું ને શોક અરે.
રે ! પક્ષી કોની દૃષ્ટિએ તું એજ ચળકાટે પડે'
સંતાઇ જાતાં ન્હાસતાં એ કાર્ય વૈરીનું કરે;
દ્યુતિ જે ત્હને જીવાડતી, દ્યુતિ તે ત્હને સંહારતી,
જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી,
આ પ્રેમ સંસારી તણો, તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિયે નથી ?
અમ એજ જીવિત; એજ મૃત્યુ, એજ અશ્રુ ને અમી;
જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી ?

## શિકારીને.

### અનુષ્ટુપ્.

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું;
પંખીડાં, ફુલડાં રૂડાં, લતા આ ઝરણાં તરૂ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય કુમળું.
તીરથી મારવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મથે,
તીરથી પક્ષી તો ના ના, કિન્તુ સ્થૂળ મળી શકે.
પક્ષીને પામવાને તો, છાનો તું સુણ ગીતને,
પક્ષી ત્હેના પ્રભુ સાથે, હૈયામાં મળશે ત્હને.
સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુંદરતા મળે,
સૌન્દર્યો પામતા પ્હેલાં, સૌન્દર્ય બનવું પડે
સૌન્દર્યે ખેલવું, એ તો, પ્રભુનો ઉપયોગ છે.
ચોપવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે.
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
બધે છે આર્દ્રતા છાઇ, ત્હેમાં કૈં ભળવું ભલું.

## મ્હને જોઇને ઉડી જતાં પક્ષીઓ.

### મંદાક્રાન્તા.

રે પંખીડાં ! સુખથી ચણજો, ગીત વા કાંઈ ગાજો,
શાને આવાં, મુજથી ડરીને, ખેલ છોડી ઉડો છો ?
પાસે જેવી, ચરતી હતી આ, ગાય તેવો જ હું છું,
ના ના કો દી, તમ શરીરને, કાંઈ હાનિ કરૂં હું.
ના પાડી છે, તમ તરફ કૈં, ફેંકવા માળીને મ્હેં.
ખુલ્લું મ્હારૂં ઉપવન સદા, પંખીડાં સર્વને છે,
રે રે ! તોયે, કુદરતી મળી, ટેવ બ્હીવા જનોથી,
છો બ્હીતાં તો, મુજથી પણ સૌ, ક્ષેમ ત્હેમાં જ માની.
જો ઉડો તો, જરૂર, ડર છે, ક્રૂર કો હસ્તનો, હા !
પ્હાણો ફેંકે, તમ તરફ રે ! ખેલ એવો જનોના !
દુ:ખી છું કે, કુદરત તણા, સામ્યનું ઐક્ય ત્યાગી,
રે રે સત્તા, તમ પર જનો, ભોગવે ક્રૂર આવી.

કેકારવ.

---

## ખબરદાર.

---

## અમારો દેશ.

### ( દીવ્ય. )

અમે ભારતભૂમિના પુત્રો ! અમ માત પુરાણ પવિત્ર,
રે ! જેના સુંદર સુત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર,
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !
અંધાર વિષે અથડાતાં, કે ફરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડાતાં, કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ ઉરનિધિ એ શી, હા ઉછળે ઉર્મિ અશેષ ?—
અમે દેશી, દેશી, દેશી ! ઓ દિવ્ય અમારો દેશ !
ક્યાં હશે હિમાલય જેવો ? ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણા બહુ રંગ.
ક્યાં મુનિ ઈશ્વરજન બેસી, કરતા પ્રભુપંથ ઉજેશ ?—

અમે દેશી, દેશી, દેશી ! એ દિવ્ય અમારો દેશ !
ક્યાં રામ યુધિષ્ઠિર ધુમ્યા ! ક્યાં ગરજ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપૂત વીર ઝઝુમ્યા, બલ દાખવવા અસીમ ?
રે ભુલિયે તે રીતે શી, અમ અંતરથી લવલેશ!—
અમે દેશી, દેશી, દેશી ! એ દિવ્ય અમારો દેશ !
નથી રે જીવવું પરઆશે, છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઈ પુણ્યપ્રભા જ પ્રવેશી અહીં દે અમને ઉપદેશઃ—
અમે દેશી, દેશી, દેશી ! એ દિવ્ય અમારો દેશ !
ધમધમ ધરણી ધ્રુજવીશું, અમ દેશ તણાં કરી ગાન;
જયજય જયનાદ કરીશું, દઈશું મોંઘા અમ પ્રાણ !
એ ભક્તિ વસી ઉર, તેથી, દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી ! એ દિવ્ય અમારો દેશ !

પ્રકાશિકા.

---

## હલદીઘાટનું યુદ્ધ.

( મેવાડના પ્રતાપરાણાને મોગલ શહેનશાહ અકબરના મહાન્ સૈન્ય સાથે હલદીઘાટના રણમાં થયલા ઘોર યુદ્ધનું અહીં વર્ણન છે. આ યુદ્ધસંગીતની રચના અંગ્રેજી બેલેડ જેવી રાખી છે. )

### દિવ્ય.

" વીરા ! ચાલો ઝટ રણમાં કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ધુમતા, કરિયે અરિનો સંહાર !
રણધીરા હે રજપૂતો, મુજ અંગ તણા શણગાર !
રે ચાલો હલદીઘાટે, શૂરા બાવીશ હજાર !
" વીરા ! શું શૌર્ય ગયું છે ? શું રજપૂત થશે ગુલામ ?
મેવાડ પરાધીન બનશે ? શું જશે શિશોદિય નામ ?
નહિ, નહિ, નહિ, રણમાં ચાલો ! ઝળકાવો તમ હથિયાર !
રે ધુમો રાણા સાથે, શૂરા બાવીશ હજાર !
" વીરા ! તમ આજે રણમાં, વ્હેશે અસ્ખલિત પ્રવાહ;
રજપૂત ગૌરવ હજી પણ છે, તે જોશે અકબરશાહ !
રે આજ પ્રતાપ પ્રતાપે, ધુમી રહેશે રણ મોઝાર,

ને સાથે ઝુઝશે ત્હેના.
ગર્જન કરી એમ પ્રતાપે,
હોંકાર કરી ત્યાં ઉછળ્યા,
ચંદાવત સંગાવત ને,
રિપુને હણવાને કુદ્યા.
મોગલયુવરાજ સલીમને,
લઈ સૈન્ય અસંખ્ય જ ઉભા,
પણ મૃગ ટોળામાં કુદે,
ત્યાં કુદ્યા તેમ પ્રતાપી;
ધડ ધડ ધડ થાય ધડાકા
કડ કડ કડ તુટી પડતું,
ત્હેને ન જરા ગણકારી,
ત્યાં મૃત્યુ મુખે હોમાતા,
આજે નથી પાછું ફરવું,
રિપુને હણવું કે મરવું,
એવું કહી સહુ ઝુકાવી,
રે રેલ સમાં ત્યાં રેલે,
રણવીર પ્રતાપ બધે ત્યાં,
ખરૂં આજ પ્રકાશિત કીધું,
ભેદી અરિહાર ધસ્યો તે,
**હર હર હર** કરતા ગરજ્યા,
આકાશ ધરા ત્યાં કંપ્યાં,
રણક્ષેત્ર આરંભાયો,
ઢગના ઢગ વીરો પડતા,
લડતા અગણિત મોગલ ને,
માર્યા રક્ષક ને મ્હાવત,
ને સલીમતણા ગજપર ત્યાં,
પણ ગજ નિજ પતિને લઇને,
રાણા સહ પાછળ દોડયા,
" અલ્લા હો અકબર " કરતા,
નથી ભીરૂ બન્યા હજી કંઈ,
ત્યાં ફરી વળ્યા ચોપાસે,

શૂરા બાવીશ હજાર."—
ઝુકાવ્યું રણે શરીર;
રાઠોડ, શિશોદિય વીર.
ઝાલા, ચોહાણ, પ્રમાર;
શૂરા બાવીશ હજાર.
અંબરપતિ મહાવીર માન,
કંઈ સિંધુતરંગ સમાન!
વનરાજ કરી હોંકાર
શૂરા બાવીશ હજાર!
ખુબ તોપ તણા ચોપાસ,
નીચે આવે આકાશ?
ધરી અંતર શૌર્ય અપાર,
શૂરા બાવીશ હજાર!
સમરાંગણ છે અવસાન;
છે એજ અમારી લ્હાણ!
મોગલને મારે માર;
શૂરા બાવીશ હજાર!
કરતો ઘુમી નાદ પ્રચંડ,
રણમાં નિજ શૌર્ય અખંડ!
ખુદ સલીમ હતો જે ઠાર,
શૂરા બાવીશ હજાર!
ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ!
શો ભીષણ હત્યાકાંડ!
નહિ શબનો કાંઈ સુમાર;
શૂરા બાવીશ હજાર!
રાણાએ રાખી રંગ;
નિજ અશ્વે મારી છલંગ,
ત્યાંથી નાઠો તે વાર;
શૂરા બાવીશ હજાર!
ત્યાં કુદ્યા મોગલ સર્વ;
નહિ રણમાં ખોશે ગર્વ;
કીધો પ્રભુનો ઉદ્ધાર,

ને ઘેર્યો રાણા સાથે, શૂરા બાવીશ હજાર!
પણ વીર્ય અપૂર્વજ કાંઇ, છે પ્રતાપ કેરૂં આજ!
એકલડો સોની વચ્ચે, તે ઘુમી રહ્યો સિંહરાજ,
અર્જુન શો આજે ત્હેનો, યશ પામ્યો છે વિસ્તાર!
હા ધન્ય પ્રતાપ! અને તુજ, શૂરા બાવીશ હજાર!
એ યુદ્ધ થકી ત્રણ વેળા, રજપૂત યોદ્ધા દઇ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી, નિજ રાણાને નિર્વાણ.
પણ જોઇ વીરો નિજ પડતા, ફરી ભેદી ધસ્યો અરિહાર!
નહિ જાણ્યું હવે નથી સઘળા, શૂરા બાવીશ હજાર!
અતિ રોષ થકી બની ગાંડા, ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી, ચમકી અસિયો રણમાંય,
જાણે ન પ્રતાપ હવે કંઇ, મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ ત્હેના, શૂરા બાવીશ હજાર!
એ સ્થિતિ રાણાની જોઈ, ઝાલાપતિ લઈ નિજવીર;
મુકી છત્ર પ્રતાપનું માથે, રણમાં દોડ્યો રણધીર;
દિલ્હીશ્વર કેરૂં ઉલટયું, ત્યાં સૈન્ય અસંખ્યજ ત્યાર
રે ટપ ટપ ધરણી ઢળતા. શૂરા બાવીશ હજાર!
પણ રિપુને હણતા પહોંચ્યા, વીર રજપૂત રાણા પાસ;
છોડવી મૃત્યુમુખમાંથી, લાવ્યા રજપૂતની આશ!
પણ ઝાલાવીર પડયો ત્યાં, નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન સહસ્ર ગુમાવ્યાં, શૂરા બાવીશ હજાર!
ધડ ધડ ધડ થાય, ધડાકા, ખુબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તુટી પડતું, નીચે આવે આકાશ!
એ સૈન્ય અસંખ્ય વિષેથી, નીકળ્યા રજપૂત પછી ખ્હાર,
નહિ ફર્યા અરે કંઈ સઘળા, શૂરા બાવીશ હજાર!

* * * *

રાણાએ તે દિન અંતે, છોડયું રણ હુલદીઘાટ
પણ જગતે જોયો ત્હેની, શૂરી અસિનો ચળકાટ.
નથી ભારતજન કદી ભૂલ્યા, એ યુદ્ધ તણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે, શૂરા બાવીશ હજાર!
હા ધન્ય વીરા રજપૂતો, છે ધન્યજ તમ તલવાર;
શું કીર્તિ ત્હમારી જગમાં, કદી કરમાશે પળવાર?

ઘર ઘર અહીં હરનિશ ગાશે, તમ શૌર્ય ગીતા નરનાર,
રે ધન્ય પ્રતાપ અને ઓ, ઝૂરા આવીશ હજાર.

પ્રકાશિકા.

## ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત ! (ધ્રુવ)
મોઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમશીશ;
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !—
અમારી ગુણવંતી ગુજરાત !
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરિયે જાત !—
અમારી ગુણવંતી ગુજરાત !
ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય !–
અમારી ગુણવંતી ગુજરાત !
સરસરિતા રસભર અમી ઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફળ ફુલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !–
અમારી ગુણવંતી ગુજરાત !
હિન્દુ મુસલમાન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ !–
અમારી ગુણવંતી ગુજરાત !
ઉર પ્રભાતસમાં અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરિયે જયજયકાર !–
અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !

## મેઘને.

( મિશ્ર હરિગીત. )

( ૧ )

ઓ મેઘ વૃષ્ટિ લાવજે,
તુજ રેલ અહીં રેલાવજે !
ગડગડ કરી;
ભડભડ કરી,
રણવાદ્ય તુજ વગડાવજે !—
ધરણી વિષે કંઈ તાપના સંતાપ છે.
પુઠે પડયાં મનહરમુખી કંઇ પાપ છે.
એ સર્વને તુજ રેલમાં ધસડી જઇ હોમાવજે;
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! દૂર દૂર સર્વ એ વ્હેવડાવજે !

( ૨ )

આકાશને સહુ છાઈ દે.
તુજ સફળ દળની વધાઇ દે;
સર સર સરી;
રસ રસ ઝરી,
જગને અમીરસ પાઈ દે !—
નિર્દોષ કંઇ જગબાળકો અથડાય છે,
જીવન નીરસ ગણીને નિરાશ જ થાય છે.
તું ત્હેમનાં ઉર છાઇને આશા નવી અંકાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! રસ રસ અંતરે ઉછળાવજે

( ૩ )

તુજ બાણુ રંગીન તાણજે,
મહીં રંગ હસતા આણજે;
દિનકર તણા,
સુખ સમના,
હયના ખુંખાર પ્રમાણજે !—
શુદ્ધ પ્રેમને જગમાં હું જોઉં રીબતો;
બહુ શોકઘેરા રંગમાં ડૂબી જતો;
એ પ્રેમમાં તુજ બાણના રંગો મુદિત રંગાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજ શીત હાસ્ય માંહી હસાવજે

( ૪ )

અયિ ! કૂદતો કંઈ આવજે !
ભર સિંધુને ઉછળાવજે !
જળ પૂરમાં
ખુબ શૂરમાં
નદીને ઝરા દોડાવજે !
આ દેશનું વીરત્વ મંદ પડી ગયું,
ઉડયું તેજ કાળપ્રહાર સહીજ રડી રહ્યું,
ત્હેને જગાવી મંત્ર ફુંકી ઉર્મિઓ ઉછળાવજે,
ઓ મેઘ ! કર વૃષ્ટિ ! હુર હુર વીરહાક પડાવજે.

( ૫ )

ઓ મેઘ ! વૃષ્ટિ લાવજે !
પશુ પંખીને હરખાવજે !
તુજ રવ ભરી,
છળ છળ કરી;
ઉર ગાનમાં છલકાવજે !
કવિ અંતરે કદી શુષ્કતા આવી વસે,
નીરસ કદરહીણુ જગતથી મંદજ થશે;
ત્હેને ફરી તું જગાવીને, તુજ ગાનપાન કરાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજશું કલ્પના વ્હેવડાવજે.

( ૬ )

રસધર ! ઉતર આકાશથી !
રમીએ અહીં ઉલ્લાસથી.
જગ અણુદીઠા
અદ્ભુત મીઠા,
કંઇ ખેલ રાસ વિલાસથી !
મુજ હૃદયને ચમકારથી ચમકાવી દે !
રસ દિવ્ય ધામ થકી ઉંડા લાવી દે !
રે આવ ! કુદીએ નાચીએ, કંઇ વિવિધ ભાવ જગાવીએ,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જગને રસ રસે ન્હવડાવિયે.

## મણિશંકર રત્નજી ભટ. (કાન્ત)

### અતિજ્ઞાન.

વસંતતિલકા—ઉદ્દગ્રીવ દૃષ્ટિ કરતાં નભ શૂન્ય ભાસે,
ઝાંખી દિશા પણ જણાય અનિષ્ટ પાસે;
જામી ગઇ તરત ઘોર કરાલ રાત,
લાગી બધે પ્રસરવા પુર માંહિ વાત.

અનુષ્ટુપ્—ઇન્દ્રપ્રસ્થજનો આજે, વિચાર કરતા હતા;
એક બાબતને માટે, શંકા સૌ ધરતા હતા.

ઉપજાતિ—સુયોધન પ્રેષિત દૂત એક,
દેખાવમાં ઘાતક દુષ્ટ છેક;
જતો હતો અંધ થતી નિશામાં,
સુગુપ્ત રાજગૃહની દિશામાં.

અનુષ્ટુપ્—શાને આવ્યો હશે ત્હેની કલ્પનાઓ ચલાવતા,
ભય સંદેહ દર્શાવી, શિર કોઈ હલાવતા.

વંશસ્થ—નિગૂઢ શંકા પુરવાસીઓની આ,
જરાય નિષ્કારણ તો નહોતી વા;
કરેલું આમંત્રણ ધર્મરાજને,
રમાડવા દ્યૂત અનિષ્ટભાજને.

અનુષ્ટુપ્—હા-કહીને રજા આપી, યશસ્વી જ્યેષ્ટ પાંડવે,
બોલાવ્યા ત્રણ બંધુને, મળવાને પછી હવે.

દ્રુતવિલંબિત—શિશુ સમાન ગણી સહદેવને,
ખબર આ કંઇએ ન કર્યાં હતા;
અવર સર્વ ગયા નૃપની કને,
પરમ દુઃખિત અંતરમાં થતા.

અનુષ્ટુપ્—કનિષ્ઠ દ્રૌપદી સાથે, પોતાના વાસમાં હતો,
સતી ખેદ હતી જોતી, વદને વધતો જતો;

વંશસ્થ—ત્રિકાળનું જ્ઞાન હતું કુમારને,
નજીક આંખે નિરખે થનારને;
સ્વપક્ષનો દ્યૂત વિષે પરાજય,
વળી દીસે દ્રૌપદી માનનો ક્ષય.

અનુષ્ટુપ્—જાણે બધું તથાપિ કંઇ કહેવાની રજા નહિ;
શમાવી ન શકે તેથી, મુંઝાય મનની મહીં.

વંશસ્થ—નહીં શકું છેક બચાવી કોઇને,
અશક્ત જેવો રહું બેસી રોઇને;
ખરો દીસે દુ:ખદ શાપ આ મ્હને,
નિહાળું છું ભૂત ભવિષ્ય જે કને.

અનુષ્ટુપ્—"હા! ધિક્ હા! ધિક્ કૃતઘ્ની હું, આમ મૌન ધરી રહું,
આવતું વાદળું દેખી, મુખથી ન કંઇ કહૂં."

વંશસ્થ—વિચારતાં નેત્ર જળે ભરાય છે,
શરીરનું ચેતન ત્યાં હરાય છે;
લઇ જઇને પ્રિય વક્ષની સમી,
ગ્રહી કરે મસ્તકથી રહ્યો નમી.

અનુષ્ટુપ્—રહી જરા ફરી પાછો, છૂટો થાય શરીરથી—
પ્રિયે સ્પર્શ કરૂં શું હું? અધિકાર જરા નથી.

વંશસ્થ—"કરાય શું નિષ્ફલ જ્ઞાન સર્વ આ,
થનાર ચીજો નવ થાય અન્યથા;
સદૈવ ચિન્તા દિલમાં વહ્યા કરૂં,
અનેક હું એકલડો સહ્યા કરૂં.

પુષ્પિતાગ્રા—રજની મહીં સખી ઘણીક વેળા,
નયન મળે નહિ, ઉંઘ જાય ચાલી;
કરી તુજ શિરકેશ સર્વ ભેળા,
વદન સુધાકરને રહું નિહાળી.'

ઉપજાતિ—આવું કહ્યું ત્યાં શિર શૂળ ચાલ્યું,
રહ્યું નહીં મસ્તકજાત ઝાલ્યું;
મારી કુમારે અતિ આર્ત-હાય,
કહ્યું "હવે એકજ છે ઉપાય."
ચાલી જરાને ગ્રહી એક શીશી,
પ્યાલી ભરી દંતથી ઓષ્ઠ પીસી;
ખાલી કરી કંઠ વિષે ત્વરાથી,
ગયો બધો એ બદલાઈ આથી.

અનુષ્ટુપ—સતી બેભાન શય્યામાં ગંધથીજ પડી ગઇ,
મુનો જ્યોતિષી પ્યાલી ને, છાતી સાથ જડી દઇ !

## મહેમાનોને.

મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જે.
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો;
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં ત્હમે;
ઉતર્યા રંકઘરે, શો પુણ્ય પ્રભાવ જો
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેરા ન લીધો લલિત ઉરેનો લ્હાવ જો;
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

## ન્હાનાલાલ દલપતરામ કવિ.

### વીરની વીદાય.

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવો જી રણવાટ,
આભ ધ્રુજે ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘોરે શંખનાદ;
દુંદુભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના વીરવાદ;
મ્હારા કેસરભીના કંથ હો !
આંગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર;
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર;
મ્હારા કેસરભીના કન્થ હો !
પુર પડે, દેશ ડુલતા હો !

ડગમગતી મ્હોલાત;
કીર્ત કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાત;
મ્હારા કેસરભીના કન્થ હો !
નાથ ! ચ્હડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગુંથીશ;
અમ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં પાડવીશ,
મ્હારા કેસરભીના કન્થ હો !
સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરૂં રણમ્હોડ;
ખડ્ગને માંડવ ખેલવા,
મ્હારે રણલીલાના કોડ,
મ્હારા કેસરભીના કન્થ હો !
આવતાં ઝાલીશ બાણને હો !
ઢાલે વાળીશ ઘાવ;
ઢાલ ફુટે મ્હારા ઉરમાં રાજ,
ઝીલીશ દુશ્મન દાવ;
મ્હારા કેસરભીના કન્થ હો !
એક વાટ રણવાસનીરે,
બીજી સિંહાસન વાટ;
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ;
મ્હારા કેસરભીના કંથ હો !
જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીર;
નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર;
મ્હારા ! કેસરભીના કન્થ હો !
રાજમુગટ ! રણરાજવી હો ?
રણઘેલા ! રણધીર !

અધીરાં વીંઠીલો મનમને, નાથ !
વાધો રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !

## જ. મ. બુચ. ( લલિત )

## અનેરી આશા.

૧

સ્મિતભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે;
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે, શાંતિમાં દુઃખડાં શમશે;

૨

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે.
અડગ ધૈર્યને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.

૩

પોતાના પ્રિય દેશીજનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર હિન્દ થશે.

૪

હિન્દજનો અર્ણવ ઘૂઘવશે ને બ્રહ્માંડ નચવશે;
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે.

## દા. ખુ. બોટાદકર.

## પ્રેમ અને સત્કાર. ( ગઝલ )

લખ્યું ત્હેં પત્રમાં પ્યારા "નથી સત્કાર મ્હેં કીધો,
ખબર વિવેકની મુજને, નથી તો તું ક્ષમા કરજે."
અહો ! સત્સ્નેહને અંગે સુહૃદ ! એ બોલવું છાજે ?
ચહે જો પ્રેમ આદરને નહીં એ પ્રેમ પ્રેમીનો.

અખંડિત પ્રેમને, બંધુ ! જરૂર શું હોય આદરની,
" પધારો, આવજો, બેસો " વૃથા એ વાદ શા શારૂ;
હૃદય સત્કાર જ્યાં થાતો ઉભય ઉરમાં વિના માગ્યો,
નયન સત્કાર નવ ઇચ્છે, વદન સત્કાર શાને તો ?
વિનય રસના તણો એવો બતાવે પ્રેમમાં ખામી,
પ્રપંચી કાજ રહેવા દો, નઇચ્છે પ્રેમનાં પાત્રો.
હશે દિલ પ્રેમનાં ભરિયાં, રહે જુદાં છતે સંગે,
વિનય સત્કારને એમાં નથી અવકાશ મળવાનો.
પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યા ના,
નિમંત્રણ પ્રેમીને શેનાં ? અનાદર પ્રેમીને શાનો ?
મળ્યાં છે ચિત્ત વિણ યત્ને, શરીર તો જોડવાં છે ક્યાં ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યાં મળેલાં છે.
સુહૃદનું આગમન થાતાં ઉઠે સત્કાર કરવાને,
અરે એતો જનો જુદા ખરેખર બાહ્ય પ્રેમી તે.
ભલે એ થીંગડાં દેવાં, હજો અતિ ઇષ્ટ શિષ્ટોને,
સ્પૃહા સત્પ્રેમના ભોગી જનો તે ત્હેની કયમ રાખે ?
વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને.

---

## રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે.

### વચન અને કર્મ.

( શિખરિણી )

રચ્યાં કાવ્યો રૂડાં, કંઇ અવનવાં પુસ્તક લખ્યાં,
સભાઓમાં મોટા સ્વર થકી ઘણાં ભાષણ કર્યાં,
છટાથી જ્યાં ને ત્યાં વચન અતિ ઉદ્દામ ઉચર્યાં—
વળ્યું શું જો એવાં વચન કૃતિમાં નાજ ઉતર્યાં ? ૧
પ્રીતિ કેરા પાઠો અવર જનને કંઇક શિખવ્યા,
અરે ઓ બંધુઓ પ્રીતિમય બનો ! એમ પ્રલપ્યા,
વળ્યું શું એથી જો વચન સહુ એ નિષ્ફળ વહ્યાં.

અને પોતાનાંયે હૃદય શુચિ પ્રેમે નવ દ્રવ્યાં ? ૨
સ્વભૂમિને માટે જીવન સઘળું અર્પણ કરો,
મરવા રૂહો ? આપી ઘો સકળ ! હૃદયે લેશ ન ડરો !
કહ્યું એવું એવું, પણ ન કંઇએ હાથથી કર્યું,
મળ્યું શૂન્યે સુનું વચન મુખથી જેહ નિસર્યું. ૩
પ્રભુની પ્રીતિ તે સકળ સુખનું કારણ મહા,
ભજો તેને ભાવે, નવ વિસરશો આ અવનિમાં
બની મોટા જ્ઞાની વચન કંઇ કૈં ગંભીર વદ્યા,
છતાંયે કર્મોમાં નિયમ પ્રભુ કેરા નવ ગણ્યા. ૪
દયા-પ્રીતિ એના ઉપર સઘળી ધર્મરચના;
વદ્યા એવું એવું, હૃદય ન કદાપિ દ્રવી શક્યાં,
નહીં દાઝયાં દેખી દુઃખ અવરનાં લેશ દિલમાં
નહીં ભીંજ્યાં નેનો નિરખી વસમા ન્યાય જગના ૫
તજો ખોટા ભેદો, મમત-અભિમાનો પરિહરો,
તજો ટુંકી બુદ્ધિ કંઇક મન મ્હોટાં પણ કરો
કહ્યું એવું તોયે નિજ હૃદયમાં ફેર ન પડયો,
નજીવી વાતોમાં સ્વજન થકીએ તું લડી પડયો. ૬

( અનુષ્ટુપ્ )

વિચારો વચનો ત્હારાં પ્રૌઢ ને શુભ હો ભલે,
પરિપાક નહીં એનો થશે શું કાર્યમાં હવે ? ૭

## નિરાશા પછીની આશા.

હતી જ્યાં ઘોર રાત્રી ત્યાં ઉષા કેરો ઉદય થાશે,
ભયાનક-મૌનને સ્થાને મધુર સંગીત પણ થાશે.
જ્યહાં ધિકતા વિષમ વન્હિ ત્યહાં અમી બિન્દુડાં સરશે,
સુતાં નિશ્ચેષ્ટ થઇને જે ફરી કિલ્લોલ તે કરશે.
રવિનાં ઉગ્ર રશ્મિથી તપેલી ભૂ ઉપર થાશે
ફરી વર્ષાતણી ધારા, સુગંધી વાયુ પણ વાશે;
નિરાશાની પછી આશા અશાન્તિની પછી શાન્તિ,
રૂદન અંતેજ હર્ષાશ્રુ ધરે કંઇ અવનવી કાંતિ.

ઉદય ને અસ્તનાં ચક્રો સદા ગતિમાન થઇ રહે છે.
વિપદ સંપદ તણાં જોડાં અલગ પણ સાથમાં રહે છે.
વિપત્તિ વ્યાધિએ ત્યારે, ભલે આ વિશ્વમાં રહેજો.
હમોને જે અમારાં તે ભલે દુઃખ દર્દ પણ સ્હેજો,
પ્રભુ ! સામર્થ્ય એ આપો, સહન કરીયે ત્રિવિધ તાપો
નિરાશામાં છુપાઇ છે અમર આશા ઉરે થાપો.

મોહનલાલ પાર્વતીશંકર દવે.

## રત્ન કણિકા.

દોહરા—કુલદીપક થાવું કઠીન, દેશદીપક દુર્લભ,
જગદીપક જગદીશના, અંશી કોક અલભ્ય. ૧
જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિતો રહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર. ૨
પ્રાચીન.

દયા ધર્મનું મૂળ છે, પાપમૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ. ૩
તુલસીદાસ.

દીઠે કરડે કૂતરો, પીઠે કરડે વાઘ;
વિશ્વાસે કરડે વાણિયો, દબાયો કરડે નાગ. ૪
કડવા હોયે લીંબડા, ત્હેની શીતળ છાંય;
બોલકણા હોય બાંધવા, તોય પોતાની બાંહ્ય. ૫
ચાતક ચકવા ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ;
ખર ઘૂવડ ને મૂરખ જન, સુખે સુવે નિજ વાસ. ૬
ગણપતરામ.

ક્ષણભંગુર આ દેહની, જનને મમત અપાર;
પય પરપોટા પેઠ પણ, પળમાં નાશ થનાર. ૭
હલકા જન હલકા રહે, લીયે પલકમાં લાજ;
ઉતરાવે છે પાઘડી, માંકડ ભરી સમાજ. ૮
અજ્ઞાત.

વાણીશૂરા વાણિયા, રણશૂરા રજપૂત;
સુખશૂરા જનકાદિકો, દુઃખશૂરા અદ્ભુત. ૯

નવલરામ.

તુલસી આ સંસારમાં, ભાતભાતના લોક;
સહુથી હળીમળી ચાલીએ, નદી નાવ સંજોગ. ૧૦

તુલસીદાસ.

ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધની હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય. ૧૧

શામળ.

કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, ઘો માતાને જ્ઞાન. ૧૨

નર્મદાશંકર

નામ રહંતાં ઠક્કરો, નાણું નવ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નવ પડંત. ૧૩

પ્રાચીન

કોયલ નવ દે કોઇને, હરે ન કોનું કાગ;
મીઠાં વચનથી સર્વનો, લે કોયલ અનુરાગ. ૧૧

દલપતરામ

જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણાંય;
એ ખડ ઉભાં સુકશે, નહિ ચાખે હરણાંય. ૧૫
કંથા ! તું કુંજર ચડયો, હેમ કટોરા હથ્થ,
માગ્યાં મુક્તાફળ મળે, (પણ) ભીખને માથે ભઠ્ઠ. ૧૬

પ્રાચીન

પલકે પલકે પલટે ઢંગ,
એ તો આખા માયાના રંગ. ૧૭

અખો

સિંહણબાળ ભુખે મરે, કદી તૃણ નવ ખાય;
ટેકી જન આપત્તિમાં, નીચ માર્ગ નવ જાય. ૧૮
કરવી તો પ્રીત સ્હેલ છે, નિભાવવી નહિ સ્હેલ,
પીતાં કેફ પડે મઝા, જેરવવી મુશ્કેલ. ૧૯

નર્મદાશંકર

મળે વાયરે વાદળાં, વાયે વિખરી જાય;
ઋણું સંબંધે સઉ મળ્યાં, લઇ, દઈ, પંથ પળાય. ૨૦
વાંકાનેર નાટક કંપની.

બાળકને માબાપનો, જો સંબંધ ભુલાય;
તો તો મારા તાતજી, આ દુનિયા પલટાય. ૨૧
ગુજરાતી નાટક કંપની.

વાડ થઇને ચીભડાં ગળે, સોંપી વસ્તુ ક્યાંથી મળે;
ખળું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જન.
નવાણુ પીતું હોયે નીર, જીવ જંતુ ક્યમ ધરે શરીર;
રાજા થઈને લુંટી લે, પ્રજા કોણુ આગળ જઈ કહે. ૨૨
શામળ.

( ગોપીવચન )—વ્રજવ્હાલુંરે, વૈકુંઠમાં નથી જાવું.
ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું.—વ્રજ. ૨૩
દયારામ.

---

## ( સરસ્વતીચંદ્રનો સંન્યાસ. )

### ગઝલ.

શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો,
ઉંડો જ્વાળામુખી જેવો, હવે સંન્યાસ આ તેવો. ૨૪
ઉડે પક્ષીગણો જેમ, હવે મ્હારે જવું તેમ,
સમુદ્રે મોજું રૂહે તેવું, હવે મ્હારેય છે રૂહેવું. ૨૫
નહીં ઉંચે નહીં નીચે, મળે આધાર ધન દીચે,
નિરાધાર નિરાકાર, હવે મ્હારીય એ ચાલ. ૨૬
સ્ફુરે પોતે ન દેખાય, કુમુદની ગન્ધ અહીં વાય;
અરણ્યે એકલો વાયુ, જીવન એ ભાવિ છે મ્હારૂં. ૨૭
જહાંગીરી—ફકીરી એ ! લલાટે છે લખાવી મ્હેં;
પ્રજાએ હું, નૃપાળે હું, ઉરે ઓ એકલી, તું–તું. ૨૮
ગોવર્ધનરામ.

હરિણી—સતત સુખના લ્હાવા લેવા કસાતું ઘડી ન કાં ?
અવનતિ સહી લેવી શાણી ! ન ઉન્નતિ માટ કાં ? ૨૯
લલિત.

દેહ લગ્નની વિધવાને, પુનર્લગ્ન સમી મુક્તિ નથી.
સ્નેહલગ્નની વિધવાને, પુનર્લગ્ન સમું પાપ નથી. ૩૦

ન્હાનાલાલ.

મંદાક્રાંતા—છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કે.
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન શૃંગારથી કે. ૩૧

કલાપી.

હરિગીત—પ્રિય સ્વામીને શાંતિ મળે એવું અનેરૂં આદરૂં,
ત્યારેજ આ અવશેષ જીવન જગતમાં જીવ્યું ભલું. ૩૨

વસન્તવિનોદી

રજનું કરે ગજ, એકનું અબજ,
અજબ કવિની કલ્પના કદી ન રહે કબજ. ૩૩

ધીરજકાકા

કાંઈ નથી સુખ સાધન ધનમાં,
સાપ બહુ વસતા ચંદનમાં. ૩૪
ખરૂં રૂપ સ્ત્રીનું નથી ખાલડામાં,
ઝવેરી જુવે રૂપ નહિ દાબડામાં. ૩૫

ડાહ્યાભાઈ.

વસંતતિલકા—તું ધૈર્ય રાખ બધું રાખ સમાન માન;
નંદાદિલાખ પળમાં પળિયા શ્મશાન. ૩૬

અજ્ઞાત.

છે માનવી જીવનની ઘટમાળ એવી,
દુ:ખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી. ૩૭

નરસિંહરાવ.

છપ્પા—સંસ્કૃત બોલ્યાથી શું થયું, શું પ્રાકૃતથી ન્હાસી ગયું;
ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર. ૩૮
પતિવ્રતા જે પતિને ભજે, અનાયાસે અવરને તજે;
ત્હેનાં વસ્ત્ર સાધ્યાંજયમતયમ,ત્હેનીબરાબરીવેશ્યાકરશેકયમ. ૩૯

અખો

સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન,
જાગે ને દાસો ઉછંગ, સ્વપ્ન મૃગજલના તરંગ. ૪૦

શામળભટ.

**ગીતિ**—સાગરની ગંભીરતા, તજાવવાને તરંગ અફળાયે,
અબ્ધિ ન લેખવતો કંઇ, મર્યાદામાં સદાય સુહાયે, ૪૧
નિરમળ જળ અરપીને, મેઘ સુશોભિત કરે જુઓ અબ્ધિ;
ક્ષારપણું ધારીને, મિષ્ટપણું દે ઉદારતા લબ્ધિ. ૪૨

પ્રેમાનંદનાં નાટકો.

કથા કામિની કવિતા, પ્રસન્ન રાખી કરે સદુપદેશ,
સ્થળ સમય ને શ્રોતા, પરખી ધારે વિચિત્ર બહુ વેશ. ૪૩
લક્ષ મરો પણ ત્હેનો, પાલનકર્તા મરો નહિ કયારે,
તારા નિત્ય ગરે પણ, શશિ રવિ ગ્રહણે વ્યથા વ્યોમ ધારે. ૪૪

દોલતરામ.

**દોહરા**—રત્નાકર જેવો પિતા, લક્ષ્મી જેવી બ્હેન,
ભિક્ષાટન પણ શંખને. જુઓ ભાગ્યની રૂહેણ. ૪૫
જે થાવાનું હોય છે, તેવી બુદ્ધિ થાય,
સહાય પણ તેવી મળે, તેવો પણ વ્યવસાય. ૪૬

દોલતરામ.

**શિખરિણી**—મરે ભૂખે ભાવે, મૃગપતિ કદી ના તૃણ ચરે,
તપે તાપે તોયે, સુખડ ન સુગંધી પરહરે. ૪૭

**હરિગીત**—કાયા કલેવર કારમું, છે ગંદકીનો ગાડવો,
સમજુ જને સમજી જઈ, અભિમાનને વણસાડવો. ૪૮

ડાહ્યાભાઇ.

**સવૈયા**—ઘર આંગણમાં પંક અને ઘરમાં જળથી બહુ હોયે ભેજ,
રડારોળ છૈયાંની થાએ, માંકડ મચ્છરવાળી સેજ.
ટાઢું જળ ન્હાવા, લુખું ખાવાને ઘરમાં ધૂમ અપાર,
ભુંડા બોલી ભામિની, પતિ ક્રોધી, એ ગૃહસ્થને ધિક્કાર. ૪૯

નાટકશાળામાં સાડી પ્હેરી પુરુષ બને છે સુંદર નાર;
હાવભાવથી જડકામુકનું ચિત્ત હરે છે જોતાં વાર,
પાત્ર કુપાત્ર બન્યું પણ ત્હેને દેવો ક્ષણ શાનો ધિક્કાર,
સૂત્રધાર નચવે સમ નાચે પરાધીન જીવિત વ્યવહાર. ૫૦

દોલતરામ

સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ,
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

શા॰

ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ;
કૃપા કરે શ્રીરામ તો સંત પામતા અંત.

**દોહરા**—સિંહ મૂછ ભોરિંગમણિ, કરપીધન, સતીનાર,
(તે) જીવતાં પર કર નવ ચઢે, ત્યમ ક્ષત્રી તલવાર.

શા॰

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
ત્યાં લગી ત્હારો જાણજે, જ્યાલગી શ્વાસોશ્વાસ.

ડાહ્યાભા

**ગજલ**—કંઇ લાખો નિરાશામાં
અમર આશા છુપાઇ છે. ૧

મણિલા

**શાલિની**—જોતાં જોતાં જો ઘડો જાય ફુટી,
જોતાં જાયે જંત્રનો તંત્ર તૂટી;
ના થાવાનો કાળ તો લેશ ખોટી. ૫
ત્યારે શાને તું મરે આમ કૂટી.

દોલતરા

**ઉપજાતિ**—જાણી અકાળે શિર અશ્મ સાથે,
ડુબે મહાસાગર મધ્ય હાથે,
આંખો છતાં મૂરખ અંધ થાય,
ત્હેને કહો શી કરવી સહાય. ૫

દોલતરામ

**ગીતિ**—રામ સમીપે લડતાં, લવ કુશને ક્યાં હતી લગીર શંકા,
યુધ્ધે ચઢતાં પ્હેલાં, વાગે શૂરાતણા વિજયડંકા. ૫૮
રણકો ભારે કરતો, ખાલી ઘટને મયૂર બહુ પ્રલપે,
ચિત્તા બાજ ન બોલે, તોપણ સમયે શિકાર ઝટ ઝડપે. ૫૯
કાળ અનંત અનાદિ, જીવિત જનનાં ક્ષણિક ભ્રમપ્રાય,
મ્હારૂં મ્હારૂં કરતાં, પામર ભવસિંધુમાં ડુબી જાય. ૬૦

દોલતરામ.

## શાર્દૂલવિક્રીડિત.

દૈવી પ્રીતિ પિતાતણી પણ રહે વચ્ચે ઘણી આયના,
માતાનો ઉભરાય સ્નેહ પણ ત્યાં હૈયું ઉઘાડાય ના,
રાખે મિત્ર અપૂર્વ સ્નેહ પણ ના વિશ્વાસ નિત્યે રહે,
માટે ક્ષાર જગાબ્ધિમાં કુળવધૂ મીઠી સુધાશી વહે. ૬૧

દોલતરામ.

## (સત્યભામા પ્રત્યે કૃષ્ણ.)

ચંદ્રે આ ચતુરા કરી પીડ ત્હને, શું નિષ્કલંકી લહી?
ચક્રે ભેદું અભેદ એહ અરિને, જાણે નભે એ વહી;
કામે લજ્જિત શું થઇ દુઃખી કરી, તો હું હણું જો પ્રિયા!
બાળા! બોલ્ય રસાળ વેણ વદને, કોણે કરી આ ક્રિયા! ૬૨

પ્રેમાનંદનાં નાટકો.

## (રોષદાશકા સત્યભામા આખ્યાનની નાન્દી.)

**સ્રગ્ધરા**—અંકે લેઈ શિવાને, શિવ મુદમનથી, મોહ મગ્ને રહ્યાતા,
એવે ત્યાં શંભુ હસ્તે, પ્રિયવર વિજયા, ભૃંગીઅર્પી ગયાતા;
ત્હેમાંની અલ્પ ભોળે, પ્રથમ શિર ધરી, પાર્વતીને કહ્યું લ્યો,
ગંગા પ્હેલી સતીથી, ગ્રહણ નવ કરૂં, ભોગવ્યું આ રહ્યું ધો. ૬૩

**શાર્દુલવિક્રીડિત**—અષ્ટાંગે પ્રણમી સતી મનવતા, પ્રત્યક્ષ પોતે પ્રભુ
ના, ના, ના, વિજયા ગ્રહું નવ કદા, ગંગા ગણી હે વિભુ!
નંદારૂઢ વને ગયાજ વિજયા લાવ્યા કહે શેં દુભું?
અર્પી સર્વ સતી સુખી શિવ કરે, તે પાદમાં હું લુભું. ૬૪

પ્રેમાનંદનાં નાટકો.

પેખ ઉદયગિરિ, દૃષ્ટિ ઉંચી કરી,
સૂર્ય ધીમે ધીમે આમ આવે. નાગેશ્વર.

**વસંતતિલકા**—જેણે નહીં જગતમાં પુરૂષાર્થ સાધ્યો,
ઉચ્ચોચ્ચ જે પદ નહીં કદીયેજ પામ્યો;
તે જન્મ વ્યર્થ ધરતો ધુળ તેથી સારી,
વંટોળિયે ચઢી ઉડે ધડી વ્યોમમાંહી. ૬૬

ગોવર્ધનરામ.

**અનુષ્ટુપ્**—દુઃખીના દુઃખની વાતો, સુખી ના સમજી શકે,
સુખી જો સમજે પુરૂં, દુઃખ ના વિશ્વમાં ટકે. ૬૭

ખબરદાર.

દયા છે ઈશ્વરી માયા, આ સંસાર કટુ મહીં,
દયામાં બ્રહ્મપ્રીતિનું, કાંઇ ભાન જનો કરે. ૬૮

કલાપી.

**સાખિ**—પીંપળ પાન ખરંતાં, હસતી કુંપળિયાં,
મુજ વીતી, તુજ વીતશે, ધીરી બાપલીયાં. ૬૯

ડાહ્યાભાઇ.

શું તેજ ભરતભૂમિ આ એ?
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ?
હા તેજ ધન્યભૂમિ આ એ,
તે આર્ય માત અમ આ એ. ૭૦

હરિલાલ.

# ( નાટ્ય. )

## [ પ્રેમાનંદ. ]

( આ નાટકો પ્રેમાનંદનાં નથી એમ હવે મને લાગે છે. )

ન. ત્રં.

### શ્રીદામાની સફળ યુક્તિ.

( દ્વારકાના શ્રીમાન જાદવ સત્રાજિતને કૃષ્ણ સાથે અણબનાવ હતો. સત્રાજિતની સુંદર સુતા સત્યભામાના દર્શન માત્રથી કૃષ્ણનો ત્હેના પર પ્રેમ બંધાય છે. કૃષ્ણ અને સત્યભામાના મેલાપની સત્રાજિતને ખબર પડતાં તે ત્હેને એક ઓરડામાં કેદ કરે છે. ત્હેની ભાળ કાઢવા કૃષ્ણ પોતાના બાળસ્નેહી ચતુર ગોપ શ્રીદામાને મોકલે છે. શ્રીદામો જઇને સત્યભામાની સખી નાગરિકાને મળે છે. )

નાગરિકા—( સખેદ ) શિવ શિવ! હવે મ્હારાથી કંઇ પણ થઇ શકશે નહિ. એ બિચારી સારિકા કોઈ પાંજરામાં પુરાઈ રહી છે, તે નથી થતાં દર્શન કે નથી શુણાતો શબ્દ. શ્રીદામા! હું શું કરૂં. જો

મ્હારાથી નથીજ બને એવું, ત્હેને માટે મ્હારે કેમ કરવું તે તુંજ કહે.

**શ્રીદામો**—પણ તે પીંજરાનું બારણું કેણીગમ છે તે તું જાણે છે કે નહિ? જો જાણતી હોય તો તું અને હું બે જણ જઇ બારણું ઉઘાડી નાંખીએ.

**નાગરિકા**—સખા! બારણું તો એજ કે મ્હારી સખીની માની કોટે જે કુંચી છે તે જો હાથ આવે તો હું સત્યભામાને મળી સર્વ સમાચાર જેમ કોઈ ન જાણે તેમ લઈ આવું પણ એ તો ભોરંગના માથાના મણિ જેવું છે.

**શ્રીદામો**—ત્યારે તું જા અને ગમે તેમ કરી લઇ આવ્ય. પટરાણીની સખી તે કંઈ કષ્ટ વેઠયા વગર થવાય?

**નાગરિકા**—મ્હારાથી તે આવેય નહિ અને હું લેવા જાઉએ નહિ!

**શ્રીદામો**—વારૂ, હું જો ત્હને તે આણી આપું તો?

**નાગરિકા**—એડશી મારવી જવા દે; જો તું તે લાવી આપે તો સત્યભામાના મનની સહુ વાત પલકમાં ગમે તેમ કરી આણી આપ્યા વગર રહું નહિ.

**શ્રીદામો**—ત્યારે ચાલ્ય તારે ત્યાં! (કાનમાં) જો હું આમ કરૂં તો કેમ?

**નાગરિકા**—ભાઈ! તું જાણે અને ત્હારૂં કામ જાણે? તું જો મ્હને કુંચી આણી આપીશ તો હું મ્હારે શિરસાટે પણ કહેલું છે તેટલું કરીશ.

**શ્રીદામો**—(કંઇક વિચાર કરી) વારૂ તારે ચાલ્ય હવે ઉતાવળી. જે મ્હારાથી થાય છે તે હું કરવાને પાછી પાની કરૂં તેવો નથી, (એમ કહી બંને ઉતાવળાં ચાલ્યાં જાય છે.)

(પછે બે ત્રણ પુરકુમાર પ્રવેશ કરે છે.)

**ચંદ્રક**—અલ્યા ચાતુરક! મ્હેં તો આમ આમ (હાથ હલાવી) કરતેક જે એક લગાવી દીધો કની કે એ બ્હામણાનું પાઘડું ડફ લઇ હેઠું પડયું એટલે ધડ ધડ હડી કાઢી મારવા ધાયો.

**ચાતુરક**—ભાઈ! હું તો ત્હેં ઉડાવેલી ગીલ્લી લેવા આઘે સુધી ગયોતો તેથી મ્હને પહેલાં શું થયું તેની ખબર નથી. અબે! તે તું મ્હને કહી બતાવ્ય જોઇએ.

**ચંદ્રક**—( આમ તેમ જોતો ) અલ્યા ? એમાં તે શું કહેવું તું. મ્હે વખત મારી અને તું ગીલ્લી લેવા ગયો તે વેળાએ એ બ્હામણ મ્હને પુછવા લાગ્યો કે ત્હેં વિદરભવાળી વૈદરભીનું ઘર લહ્યું છે ? બંદાએ ના કહી ત્યારે એણે મ્હને ગાળ ભાંડી એટલે મ્હેં આમ આમ ( હાથ હલાવી ) કરી લગાવી કે એનું પાઘડું પડી ગયું તે તે દોસ ત્હેં પણ દીઠું ! પછે આપણે અહીં નાસી આવ્યા તે તો ત્હને ખબરજ છે.

(એવામાં કોઈ આવતું હોય એવો પડઘો સંભળાય છે. )

**ચાતુરક**—( પડઘા સાંભળી ) અલ્યા ! નાસરે બાપ ! ! જો પેલો બ્હામણો મારવા આવ્યો. ( એટલે બંને જણ નાસવા માંડે છે અને **સત્યવ્રત** પ્રવેશ કરે છે. )

**સત્યવ્રત**—**ચંદ્રક** ? **ચંદ્રક** ! અલ્યા ! કેમ નાસો છો ?

**ચાતુરક**—( ત્હેને જોઇ ) ભાઇ **ચંદ્રક** નાસીશ મા; એ તે આપણો દોસ **સત્યવ્રત** છે.

**સત્યવ્રત**—ત્હમે એવું શું કર્યુ છે કે બીઘેલા જેવા જણાવ છો ?

**ચંદ્રક**—(**સત્યવ્રત**ના કાનમાં ) ભાઇ આમનું આમ થયું ?

**સત્યવ્રત**—હવેથી એવું કરતા મા હો; એવા બ્હામણ તે બાળીને ભસમ કરી દે.

**ચંદ્રક**—અમે ! પણ અમે એનું પહેલાં ઓછું નામ દીધું તું અમને શું કરવા પુછવા આવ્યો ? અમે એના બાપના ચાકર છીએ કે એને બતાવવા જઇએ ? ( એવે માથામાં મ્હોટું ટીપણું ઘાલી હાથમાં લાકડી ઝાલી **જો**શીળુઆ પ્રવેશ કરે છે. )

**જો**શીળુઆ—( લાકડી ઠોકી ) ઉભારયો ત્હમારી માના છોકર મારૂં ! એમ કહી મારવા દોડે છે અને ત્રણે છોકરાં નાસી જાય છે પછે **જો**સીળુઆ નિઃશ્વાસ નાંખી ), એ પ્રભુ ! આટલું આટલું અથડાયા તોય **વિદર્ભ**દેશવાળી મળી નહિ, હવે હું તે શું કરૂં અને ક્યાં વાસો વસું ? ( બ્રાહ્મણની આ સ્થિતિ જોઈ એક **શત્રુજીત** નામનો યાદવ ત્હેને પોતાની કને બોલાવે છે. )

**શત્રુજીત**—( મહારાજ કને આવ્યા જોઇ ) ભગવંત ! આજે આ પુરને ત્હમે પાવન કર્યુ છે તેથી ત્હેનાં ધન્યભાગ્ય છે; વારૂ આપને ક્યાં જવાની ઇચ્છા છે અને કોને શોધો છો ?

**જોશીબુઆ**—વત્સ ! આ તે લોક કહે છે તે ઠકુપાટણ છે કે શું હર હર ! હું અહીં આવી ક્યાં ચઢ્યો ?

**શત્રુજિત**—ભગવંત ! ત્હમારે ક્યાં જવું છે ?

**જોશીબુઆ**—વત્સ ! અમારા દેશની રૂકમિણી અહીં પરણી છે ત્હેની કને જવું છે.

**શત્રુજિત**—અહો ભગવંત ! એતો અમારાં સ્વામિની થાય. શું કરૂં ઋષિરાજ ! જો મ્હારાથી ચલાતું હોત તો હું તમને અવશ્ય ત્યાં સુધી પ્હોંચાડી આવત પણ નિરૂપાય. સાધુ ! ત્હમે આ ગલીમાંથી આમ વળશો કે વિયત સાથે વાતો કરતો મહેલ જણાશે; એજ પ્રાસાદમાં અમારાં સ્વામિની બિરાજતાં હશે.

**જોશીબુઆ**—ભદ્રં ભવતુ. ( એમ કહી ચાલવા માંડે છે અને થોડે જઈ ઘરને ઓટલે ચઢી પુછે છે કે રૂકમિણીનું ઘર ક્યાં ? )

**ચારૂમતી**—( ઘર બહાર આવી પગે લાગી ) ભગવંત ! હું સમજી નહિ કે ત્હમે મ્હને શું કહ્યું ?

**જોશીબુઆ**—અહો સૌભાગ્યવતી ! અમારા વિદર્ભદેશની રૂકમણિ અહીં પરણી છે તેના પરિણયનું મુહુર્ત આપનાર અમેજ છીએ. અમારે કંઇ ગરજ પડી માટે મળવા આવ્યા છીએ. જો ત્હને ત્હેના ઘરની ભાળ હોય તો બતાવી દે; ત્હારૂં કલ્યાણ થશે.

**ચારૂમતી**—ભગવંત ! એ તો આ પુરનાં રાણી છે. આ એમનું ઘર દેખાય. પણ મહારાજ મ્હારો હાથ જોતા જાવ તો મ્હારે ઘેર આવી ગંગાસ્નાન કરાવી ગયા જેવું થાય ?

**જોશીબુઆ**—ઠીકસ્તો; જોશી, ડોશી વટેમાર્ગુ એ ત્રણે ફોકટીઆં છેજ ! પણ ત્હેં અમારાપર ઘર બતાવવાનો ઉપકાર કર્યો તો અમારાથી જે ત્હારૂં હિત થાય તે અમારે કરવું જોઇએ. ( પછે ત્હેને પગથી તે માથા સુધી જોઇ ) બાઇ ! ત્હમારે એક પુત્રી છે, ( ફરીથી ધ્યાન કરી ) પૈસે ટકે તમે પુર છો. ( વળી હાથની રેષા જોઈ ) ત્હમારે ત્હમારા સ્વામી સાથે બિયાબારૂં છે. ( પુનઃનાસિકા ગ્રહણ કરી ) હવડાં ત્હારૂં મન ઘણાજ ઉદ્વેગમાં છે અને કોઇ ઇષ્ટ વસ્તુનું દર્શન થતું નથી, હે સૌભાગ્યવતી ! અમે કહી તે બધી વાત સાચેસાચી છે અને જો તું જૂઠી છે એમ કહે તો ઉઠી ચાલ્યાજ જઇએ.

ચારૂમતી—દૈવજ્ઞ ! સર્વ સાચેસાચું છે. પણ ભગવંત ! કહે જોઇએ મ્હારી સુતાને ( નિઃશ્વાસ નાંખી ) મનગમતો સ્વામી મળે કે નહિ ? મહારાજ એનું નામ સત્યભામા; જો જો હો; ખરેખ કે'જો હું ત્હમને ખુશી કરીશ.

જોશીબુઆ—ત્હમારી તે સુતાને બોલાવો એટલે ત્હેનો સર્વ જોગ નક્કી કરી ત્હમને સમજાવું; જોયા વગર કંઈ જણાય નહિ.

ચારૂમતી—( નિઃશ્વાસ નાંખી ) ભગવંત ! તે હવડાં અહીં છે નહિ. ઋષિરાજ ! ત્હમારા જેવાને તો સર્વ જણાય માટે ત્હેને સાસરું સારૂં મળશે કે શી રીતે ? એ બધું જો કહેવાય એવું હોય તો જોયા વગરજ કહો.

જોશીબુઆ—( વિચાર કરી ) વારૂ ત્યારે ઠીક સાંભળજો હો ! ( રાશીઓનાં નામ દઈ અને આંગળીના વેઢા ગણી ) અરે બાઇ ! ત્હમારી પુત્રી તો મહાધુરંધર રાજપુરૂષની પટરાણી થાય એમ લાગે છે. જુઓ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જેના ગ્રહ આવા હોય ત્હેને આવું અવશ્ય મળે.

શ્લોક.

જો ચોથા ભુવને કદી શનિ રહ્યો, તો ભાગ્ય મ્હોટું ભણ્યું;
પ્રાસાદો વસવા મળે મણિ સમા, સોનું ન જાયે ગણ્યું;
ગ્રામો કૈંક મળે ટળે દુઃખ સહુ, રાણી બને રાજની,
એવા યોગતણી સુતા તુજતણી, છે બાઇ એ કાજની !

શ્લોક.

સાતમે સ્થાનકે શુક્ર જો આવીયો,
ભાગ્ય ત્હેનું ફળ્યું, દૈવને ભાવિયો—
સ્વામી એવો મળે સંશયે શે રહું
કન્યકા ત્હારી તો, એ ગ્રહે છે કહું—

ચારૂમતી—દૈવજ્ઞ ! એ તો ત્હમારૂં કહેવું જૂઠું પડે એવું જણાય છે.

જોશીબુઆ—સૂર્ય ચળે, પૃથ્વી ચળે, મેરૂ ચળે, નભ ચળે, પણ અમારૂં વચન કદાપિ ચળે નહિ. માત્ર કંઈ દોષ હોય તો તે અમારા કહેવા પ્રમાણે નિવારવો જોઇએ.

ચારૂમતી—ત્યારે ભગવંત ! કયો દોષ હશે કે મ્હારી સુતા

હવડાં મહા કષ્ટને વેઠે છે; અને ત્હેનું ઇચ્છેલું ઉડી જઈ અણઇચ્છેલું મળવાની તૈયારીઓ થઇ ચુકી છે.

**જોશીબુઆ**—અહો સૌભાગ્યવતી! ત્હારા ખોટા ગ્રહ ત્હેને નડે છે. (કોટ સામી નજર કરી) તેમ ત્હારી ગ્રહો પ્રત્યેની કૃતિ પણ એવી અવળી છે કે ન થતું હોય તે વિઘ્ન થાય.

**ચારૂમતી**—ગણક! ત્યારે મ્હારા વશા ગણી જોઈ કહો કે મ્હને કયા ગ્રહ નડે છે? અને તે નડતર હું કેમ કરૂં તો અટકે?

**જોશીબુઆ**—(ધ્યાન ધરી) જો સાંભળ્ય; ત્હારે આટલા ગ્રહ વાંકા છે.

શ્લોક.

જો ચોથી સૂર્ય રાશિ, જનમ તણીજે વક્ર એ તો રહી છે.
માઠું તેથી બને છે, તનમન તુજને, કષ્ટ ચિંતા કહી છે;
અંગો અંગે અતિશે, અગનિ સળગતી, શાંતિ સવપ્ને ન લાધે.
ત્યારા એવા બધા છે, ગ્રહ નવ નરતા, કાંતિ ત્હારી ન વાધે.

અપિચ—

શ્લોક.

છે શનિશ્ચર બારે જો, દુઃખ દે તુજને અતિ,
મ્હોટી પનોતી અર્પે એ, જેની ગહન છે ગતિ.

**ચારૂમતી**—ભગવંત! એ દોષ નિવારણ થાય એવો કાંઇ ઉપાય હશે?

**જોશીબુઆ**—ઉપાય ન હોય એમ તો સમજવુંજ નહિ.

**ચારૂમતી**—ત્યારે ભૂદેવ! બતાવો જોઇએ; જો અઘરામાં અઘરૂં હશે તોપણ હું મારી લાડઘેલી કુંવરી માટે કરીશ.

**જોશીબુઆ**—બાઇ! ત્હારે જે જન્મ રાશિથી સૂર્યની ચોથી દશા બેઠેલી છે તો તે ત્હારા ઘરમાં અહોરાત્ર સૂર્યનું પૂજન થાય છે એટલે બહુ બાધકારક નથી; પરંતુ જે બારમો શનિશ્ચર ત્હારે થયો છે અને ત્હેની સાથે સાડાસાતી પનોતી બેઠી છે ત્હેનો તો પરિહાર કર્યા વગર છૂટકો નથી.

**ચારૂમતી**—મહારાજ જે કરવું પડશે તે હું કરીશ. ત્હમે કહેતાં ખંચાશો નહિ.

**જોશીબુઆ**—અમે શા શારૂ ખંચાઇએ? અમારે નથી લેવું કે નથી દેવું. જો બાઈ સાંભળ્ય; એક તો ત્હારે લોઢાએ અડકવું નહિ;

ખીજું જે ત્હારા ઘરમાં જુનાં માણસ હોય ત્હેને જોયા વગર
નહિ; ખખડાટ ભભડાટ થાય તે જોવા જવું નહિ; શનિશ્
જાપ કરાવવા; કાળાં વસ્ત્ર દાનમાં આપવાં તથા સારો બ્રાહ્મણ
ત્હેને નિત્ય સવાશેર અડદ આપ્યા કરવા. એટલું યથાર્થપણે ક
એટલે ત્હારી જે લોઢાને પાયે પનોતી બેઠેલી છે તે બદલાઇને ર
પાયે થશે.

ચારૂમતી—( સહર્ષ ) અહો દ્વિજ દેવ ! એમાં તે શું ? એટ
હું હાલતાં ચાલતાં કરૂં તેવી છું. હવડાંથી જ ત્હમે કહ્યું તેમ
ભુલે કરવા માંડું છું.

જોશીબુઆ—અરે બાઈ ગ્રહ તો મ્હોટા મ્હોટાને ભુલાવે
છે, જો ( કોટભણી આંગળી કરી ) ત્હારે હૈડે ચઢીનેજ લોઢાની પ
બેઠી છે અને તું તો ભુલ્ય ન કરવાનું કહે છે.

ચારૂમતી—હાહા મહારાજ ! ખરી વાત. (એમ કહી કે
કુંચી કાઢી ગોખલામાં મૂકે છે અને પછી દૈવજ્ઞને પાંચ મોહોરો
પવા જાય છે ) લ્યા દ્વિજ દેવ ! આ દક્ષિણા. "ફુલ નહિ ને ફ
પાંખડી." ( એમ કહી પગે લાગે છે. )

જોશીબુઆ—હે સૌભાગ્યવતી ! અમારે અજાચક વ્રત છે;
કોઇનું દાન લેતા નથી. વારૂ અમારા કહેવા પ્રમાણે કરશો અને
વડે ત્હમારૂં કામ થશે એજ દક્ષિણા સમજીએ છીએ. બેસો
અમે જઇશું.

ચારૂમતી—( પગે લાગી ) મહારાજ ત્યારે ત્હમે તો ખરે
પરમાર્થ કર્યો હો; ઋષિદેવ પધારજો, ઓલું ( આંગળી કરી બતાવે
ઉંચું ઘર દેખાય છે ત્યાંજ રૂકમણી દેવી ત્હમને મળશે.

જોશીબુઆ—શુભંભવતુ (એમ કહી આશીર્વાદ દઇ ચાલ્યા
છે અને ચારૂમતી પણ પોતાના ઘરમાં પેસે છે. )

( શોચનીય સ્વરૂપે નાગરિકા પ્રવેશ કરે છે. )

નાગરિકા—અરે ! શ્રીદામાને તે શું થયું ! મુઓ પકડાઈ
કે કેમ ? જો એમ કંઇ થયું હશે તો હુ તો રઝળીજ મરવાની
જેમ " ધોબીનો કૂતરો નહિ ઘરનો કે ઘાટનો " તેવી મ્હારી
થવાની છે. ( એવે કોઇ આવ્યાનો ખખડાટ સાંભળી કાન દે છે. )

શ્રીદામો—( સસ્મિત ) કેમ નાગરિકા ! કંઇ ત્હારે દશા

જોવડાવવી છે ! અમે દાટેલાં ધન પણ કહી શકીએ એવા છીએ.

**નાગરિકા**—હવે કહ્યું કહ્યું ! જો જોશી થયા છો તો કહો જોઇએ, મ્હારી સખીને જે મેડી પર પુરી દાદરે તાળું વાસ્યું છે ત્હેની કુંચી હવડાં કયાં છે ?

**શ્રીદામો**—( સહર્ષ ) દક્ષિણ દિશાના મ્હોટા તાકા કનેના ન્હાના ગોખલામાં છે. જા જઈ જો, અને કદાપિ ના જડે તો આવી ફટ કહેજે.

**નાગરિકા**—શીશી ને ફટાક. ના જડે તો ફટ કહેજે; એમાં કંઇ આપવું લેવું છે ?

**શ્રીદામો**—( **નાગરિકાને** ગળે હાથ મુકી ) જા જા ખચીત (પછે કાનમાં વીતી વાત કહે છે ) તું જઈ આવી અને સમાચાર કહીશ ત્યારે મારાથી દેવ કને જવાશે.

**નાગરિકા**—જો એમ તું કુંચીનું નક્કીજ કરી આવ્યો છું તો હું એક પલકમાં ખબર લઈ આવી જાણજે. પણ મ્હને મ્હારી સખીના બાપ મનાવી તેડી જવા આવ્યાતા પણ હું ત્હારે કાજે ગઈ નહિ અને પછે જવાનો વાયદો કર્યો છે. જો જોશે તો મળીશું અને જો નહિ જુવે તો ત્હારૂં ધાર્યું કામ કરી પાછાં વળીશું. પણ તું આ ત્હારો વેશ કાઢી નાખી બેસજે હો. ( એમ કહી ચાલી જાય છે અને શ્રીદામો પણ પોશાક બદલવાને રવાને થાય છે. )

**સત્યભામા રોષદર્શિકા આખ્યાન**
**પ્રાચીન કાવ્યમાળા ૨૬.**

---

## ભીમ ને હનુમાનનો મેળાપ.

(દ્રૌપદીની પ્રાર્થનાથી **ભીમ** કુબેરની તલાવડીમાં સહસ્ત્ર પાંખડીવાળાં કમળ લેવા જાય છે; માર્ગમાં ભૂત, પ્રેત, પિશાચ આદિ વિઘ્નોને દૂર કરતો, હિંસક પશુઓને નહિ ગણકારતો મ્હોટાં મ્હોટાં વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાંખતો મદોન્મત્ત **ભીમ** આગળ વધે છે. વનદેવતાઓ એને અટકાવે છે પણ ગદાપ્રહારના ભયથી અલોપ થઈ જાય છે. વનદેવતા હવે શું કરવું ત્હેના વિચારમાં પડે છે. )

( બે દેવતાઓ પ્રવેશ કરે છે. )

**વક્રવલ્લિ**—( સખેદ ) સખી નવમલ્લિ ! મ્હને આ અવસરે આ

આવાસાદિ કિંચિતમાત્ર પણ સુખકર ભાસતાં નથી, તેમ મ્હારા મનની સ્થિતિ પણ તોફાની સાગર મધ્યેની નૌકા જેવી થઈ રહી છે. એક તો દેવ થઇ નરથી હારી ન્હાસવું પડ્યું તે, અને બીજું જો તે ધનદની તલાવડીમાં જઈ કમળો તોડશે તો ત્હેના શાપનું કષ્ટ ન સહન થાય તેવું સ્હેવું પડશે! પ્રભુ કરે તે માથાપર!

"પડ્ય પડ્ય તો કે સદાવડી!!"

**નવમાલ**—(આશ્વાસનપૂર્વક) સખી એમ સંતાપ કર્યાથી શું? મ્હારા વનના જટાસુરને એણે જે માર્યો તે ઘા મ્હને હજીએ રૂઝાયો નથી. સખિ! મ્હારા સુખ અગાડી ત્હારૂં સુખ તો સોમા ભાગનુંય નથી. વનબલિ કરી એ દાનવ મ્હને જે ભોજન અર્પતો હતો તેવા ભોજનનું ત્હને સ્વપ્ન પણ નહિ આવ્યું હોય! કિન્તુ કેમ કરિયે! "**अशक्तिमान भवेत् साधुः**"

**વક્રવલ્લિ**—શું સખિ! જટાસુરને મારનારો એજ કે! હાય ઠીક થયું કે આપણે ન્હાસી છુટીઓ. પણ બ્હેની! એ મુઓ કમળ લેવા ન જાય તેમ તો ગમે તેમ કરી કરવું જોઇએ હો! જો તું મ્હને કંઇએ ઉપાય નહિ બતાવે તો પછી યક્ષરાજના શાપાગ્નિથી દગ્ધ ન થતાં એ વિકાળ વ્યાઘ્રનાજ મુખમાં જઈ પડીશ!

**નવમલ્લિ**—(વિચાર કરી) સખી! એ તલાવડી ભણી જવાનો માર્ગજ બંધ કરી દીધો હોય તો કેમ? આખું વિશ્વ પથે પળનારૂં છે એટલે જો પથજ પુરી દઇએ તો પછે એ કેમ કરી જઈ શકે?

**વક્રવલ્લિ**—(સાંભરી આવ્યા જેવો અભિનય કરી) હાં હાં, હલા! ઠીક! એ તો મુઓ જેમ પાણી પાણીનો પથ કરે તેમ કરે તેવો છે પણ તલાવડી ભણી વળતાં બે માર્ગ આવે છે એટલે જો તલાવડીનો માર્ગ બંધ કર્યો હોય તો સીધે રસ્તે ચાલ્યો જાય અને જો (તાળી આપી) અને જો એ પંથે પળે તો પુરોજ થઈ જાય, સખિ! "ટાઢે પાણીએ ખસ જવાની" ત્હેં સ્હેલો સટ ઉપાય ઠીક શોધી કાઢ્યો! ધન્ય છે પ્રિય સખી ધન્ય છે?

**નવમલ્લિ**—તું જ્યારે જીવપર આદરી બેઠી ત્યારે મ્હારે ખરો ઉપાય બતાવવો પડ્યો. સખી! "ક્યાં કેળ ને ક્યાં કૌચ." ત્હારાથી તે એના સ્હામું શી રીતે ઉભી શકાય?

(એવે ઉતાવળે દોડતી અનુચરી પ્રવેશ કરે છે.)

**અનુચરી**—(નમન કરી) અહો માતા ! ક્રૂર માનવે આપણા આખા કદલીવનનો નિમિષ માત્રમાં નાશ કરી નાંખ્યો. અયે **ચક્રેશ્વર** ! રક્ષણ કરો !

**વક્રવલ્લિ**–(નિશ્વાસ નાંખી) શું કદલીવન ! મ્હારૂં પ્રિય કદલીવન ! ત્હેનો નાશ ! ! હા દૈવ (એટલું બોલી બેશુદ્ધ થઈ જાય છે. )

**નવમલ્લિ**–( આશ્વાસન કરી) સખી ! આ સમય શોક કરી સુઈ રહેવાનો નથી. જો વાર થઇ તો ધારેલી ધારણા ધુળ થશે, પાણીના પૂરનો વેગ એ મુઆના વેગને પ્હોંચી શકે તેવો નથી.

**વક્રવલ્લિ**—( સત્વર સાવધ થઇ) સખી ત્હારૂં કહેવું યથાર્થ છે. માટે ચાલ્ય; " હશે લુંટાયા પછી શો ભય છે. "

**અનુચરી**—જેવી દેવીની આજ્ઞા. ( માર્ગ બતાવી ) એ માર્ગ કરતાં આ માર્ગ સ્હેલો પડશે.

( અનુચરીને બતાવેલે માર્ગે સર્વે ચાલ્યાં જાય છે. )

( ગાઢ ગિરિકરાડમાં બેઠેલા **હનુમાન્** તથા **વાયુદેવ** પ્રવેશ કરે છે.

**વાયુદેવ**—વત્સ વાનરવર્ય ! ત્યારે મ્હને પ્રસન્ન કરવા એટલું કાર્ય અવશ્ય કરવું. અધુના એ આ માર્ગે જવા આવશે જોજે હો ! જો અલ્પ અસાવધપણું રાખીશ તો તે નિશ્ચે આ નાકપથના નાકાને વટાવી જશે ! મ્હેં શું કહ્યું, અને એને કેમ અટકાવવો એ સર્વ તું સારી પેઠે સમજ્યો કની !

**હનુમાન**—(નમન કરી) હા પિતાશ્રી સમજ્યો, હવે ત્હમે એ કાર્યની ચિંતાથી નિવૃત્ત થશો તો પણ નભશે.

**વાયુદેવ**—વત્સ ! ત્હારૂં કલ્યાણ થાવ. એ આવી પહોંચે ત્યાર પહેલાં મ્હારે અહીંથી જવું જોઇએ, માટે હું આ કાર્યનો સર્વ ભાર ત્હારે શિર મુકી જાઉં છું. ( એવે વિયતને વિદારી નાંખે એવો **ભીમ**નો સિંહનાદ સંભળાય છે અને **વાયુદેવ** તે નજીક આવ્યો એમ **હનુમાન**ને બતાવી ત્યાંથી આકાશમાં ગતિ કરે છે. )

**હનુમાન**—આજ મ્હારો હર્ષઉદધિ અંતરમાં શી રીતે સમાઈ શકશે !

**માલિની.**

અનુજ લઘુવયીને, આજ હું ભેટું ભાવે,
અમળ કમળ લેવા, માનવી ધન્ય આવે;

પ્રિય સુખકર જેને, હોય સંબંધી ભાઈ,
પ્રબળ જગત માને, ધન્ય તેની કમાઈ !

( એમ કહી હુપકાર શબ્દ સાથે પૃથ્વીપર પુચ્છપ્રહાર કરે છે. )

( **ભીમ** તે શબ્દ કરનારને શોધતો આમ તેમ ફરે છે. )

**હનુમાન**—( મંદસ્વરે ) અહો મહાકાય ! ત્હારૂં શું ખોવાઈ ગયું છે ? તું શું શોધે છે ! આવ્ય અહીં આવ્ય, હું ત્હારૂં દુઃખ દુર કરીશ અને ત્હારૂં જે ખોવાયું હશે તે ખોળી આપીશ; તું એટલું નથી જાણતો કે " ઘૈડાજ ગાડાં વાળે " કે " ઘૈડા વિના ગાડાં ન વળે. "

**ભીમ**—(સઆશ્ચર્ય) અરે તું કોણ છે ? શું વાનર ! અને ત્હેને વાચા ! ! અહો શાખામૃગ ! કહે કહે આવા વર્ણનીય સ્વરૂપવાળો તું કોણ છે ? કોણ છે ?

**" ચામરવૃત્ત. "**

સાથિયા સમાન ભુજ બે મહાન ગોઠવી,
તે પરે રહ્યો શું પ્હોળું ન્હાનું મુખ ઓઠવી;
સ્કંધ દીર્ઘને હદે વિશાળ ત્હારૂં વાનરા !
રક્તવક્ત્ર કોણ છે તું કોણ ? શેં પડ્યો ધરા ?

( આ પ્રકારે ત્હેને પુછ્યા છતાં જ્યારે તેણે કાંઇ પણ ઉત્તર ન આપ્યો કે આંખ સરખીએ ન ઉઘાડી ત્યારે **ભીમે** એકદમ કોપાવેશમાં આવી દીર્ઘ સિંહનાદ કર્યો જેથી અનેક પશુપક્ષી તરફડી પૃથ્વી પર પડવા લાગ્યા તે જોઇ **હનુમાને** પોતાની પીળારંગની બે આંખો કિંચિત્ ઉઘાડી, ત્હેનાપર ક્રુર દૃષ્ટિ ફ્રરી આ પ્રમાણે કહ્યું:—)

**હનુમાન**—અરે ભલા માણસ ! તું કોણ છે ? હું મ્હારી વેદનાથી વ્યાકુળ થઈ હવડાં જરા સુઇ રહ્યાતો તે મ્હને ત્હેં શા કાજે જગાડ્યો ? શું તું માનવ છે ? માનવો તો સર્વ પ્રાણીપર દયાવાન હોય છે તે આમ બુમો પાડી નિરપરાધી પ્રાણીઓનો ઘાત કેમ કરે ? અમે પશુ જાતિ કદાપિ ધર્મને ન જાણીએ, કિંતુ ત્હારા સમાન મહાન મતિમાન મનુષ્ય આવું દૂષિત ને પુણ્યને હરનાર ક્રૂર કર્મ કેમ આચરે ? હાં હાં ઠીક, જે કરવાનું તે ત્હેં કર્યું જ નથી, શ્રવણ કર્ય, શ્રવણ કર્ય !

" વસંતતિલકા. "

વૃદ્ધો તણી નવ કરી, નર સેવના ત્હેં,
ધર્મો ન ધ્યાન ધરિયાં, મતિના વના ત્હેં,
ગર્વિષ્ટ શિષ્ટ! થઇ ત્હેં મૃગ આદિ માર્યા,
પાપિષ્ઠ! ઇષ્ટ મળિયું? વધ અર્થ સાર્યા?

**અપિચ**—કહે, કેમ માનવ વના, વનમાં તું આવ્યો?
આ દેવલોક પથ શેં, મનમાં તું લાવ્યો?
નિશ્ચે મરે ન ઉગરે, ખરી વાત મ્હારી,
વિશ્વાસ રાખ્ય વળી જા! મનમાં વિચારી.

કૂહે કૂહે, ત્હારે કંઈ ભક્ષણ કરવું છે? જો એમ હોય તો હું ત્હને સ્વાદિષ્ટ ફળ આપું તે ભક્ષણ કરી ચાલ્યો જા. મૃત્યુને વશ મા થા મા થા! અરે દીન માનવ! મ્હને ત્હારી દયા આવે છે! કહે તું કોણ છે કોણ?

**ભીમ**—(સકોપ) બેસ ધર્મિષ્ટના દીકરા! કૂહે! તું કોણ છે શા કારણથી વાનરનું સ્વરૂપ ધારી મ્હોટો ધર્મવેત્તા થઇ બેઠો છે? હું કોણ છું તે ત્હારે જાણવાની જીજ્ઞાસા હોય તો શ્રવણ કર્ય શ્રવણ કર્યઃ—

ઉપજાતિ.

ક્ષત્રિય જાતિ, કુરૂકુલ મ્હારૂં;
છું ચંદ્રવંશી, વીરહાક મારૂં;
વાયુ પિતા, માતજ કુંતિ વારૂ?
કૂહે વાનરા! કેમ મુને તું વારૂ?

**હનુમાન**— ગીતિ.

વીરા! ત્હારે વેણે, કંપે કાયા કહું ખરૂં તુજને;
શક્તિહીન થયો છું, માટ ખસેડી ભલે પળો મુજને.

**ભીમ**—(સકોપ) શું ત્યારે તું ત્હારી પોતાની મેળે નહિજ ખસે, એમ ત્હારૂં કહેવું છે? હું ત્હારૂં આ લાંગુલ પકડી ત્હને ખસેડી ચાલ્યો જાઉં? પ્રાણીને નીપજાવનાર પરમેષ્ટિ જેટલા માનપાત્ર મનાય છે તેટલાજ કે તેથી વધારે પ્રાણીનો સંહાર કરનાર શંકરદેવ પણ મનાય છે (ઇત્યાદિ બોલી તે વાનરને નિર્બળ ધારી નાશ કરવાના હેતુથી ડાબે હાથે ત્હેનું પુંછડું પકડી ખેંચવા માંડયું પરંતુ તે લેશ માત્ર હાલ્યું નહિ.)

હનુમાન—અહો મહાવીર ! રણધીર ! શૂરવીર ! જરા સાચવીને મ્હને ખસેડજે ! હું ઘણોજ શક્તિહીન થયો છું ! ભાઇ તું કાંપે છે કેમ ? શું લાંગુલ ત્હારાથી નથી ઉંચકાતું ? ના ના એમ હોય નહિ ! ! આ કાળમાં ત્હારા જેવો યોધ્ધો અમે સાંભળ્યો નથી ! ત્હેનું બળ આટલું કેમ હોય ?

**ભીમ**—(ભ્રકુટી આદિ ચઢાવી અત્યંત કોપ કરી) મૂઢ મર્કટ; ઉપહાસ કરી લે, અને જેનું ધ્યાન ધરવું હોય ત્હેનું ધરી લે, (એટલું બોલી બે હાથેથી ત્હેનું પૂછડું પકડી અત્યંત બળવડે ખેંચવાનો પ્રયત્ન કરે છે અને તે જ્યારે રજમાત્ર પણ હાલતું નથી ત્યારે નિઃશ્વાસ નાંખી તે વાનરની પ્રશંસા કરે છે) અહો ધીરવીર ! તું સાક્ષાત્ શંકર, બ્રહ્મા કે વિષ્ણુ પણ નથી ? ઇંદ્રાદિ દેવોનો પરાભવ તો અમે કરેલોજ છે એટલે તું તે છે એમ પણ મ્હારાથી કહેવાતું નથી (નમન કરી) મ્હારૂં માન મર્દન કરે એવો માત્ર મારો ભ્રાતા કપિરાજ કહેવાએલો છે, માટે શું તમો સાક્ષાત્ તેજ છો ? જો એમ હોય તો મ્હારે ખેદ કરવાનું કાંઇ પણ કારણ નથી.

હનુમાન—(અત્યંત પ્રસન્નતાથી ઉઠી ઉભો થઇ) **ભીમ** ! ધન્ય છે ધન્ય છે ! ! ત્હેં મને ભલે ઓળખ્યો ( આલિંગન દઈ ) ભ્રાતા આ માર્ગે જનાર માનવમાત્રનું મૃત્યુ થાય તેવું હોવાથી મ્હેં તારૂં માન મર્દન કરી જતાં અટકાવ્યો. હું ત્હારાપર ઘણો જ પ્રસન્ન થયો છું માટે ત્હારી ઇચ્છામાં આવે તેટલાં વરદાન તું સત્વર માગી લે માગી લે !

**ભીમ**—(બે કર જોડી નમન કરી) પ્રથમ તો મ્હને એજ કહો કે ત્હમે ચિરંજીવ શાથી થયા ! તમ્હારા ઇષ્ટદેવની અયોધ્યાપુરી તજી અહીં આવી વસવાનું કારણ કીયું ?

હનુમાન—( પ્રસન્ન થઇ ) વત્સ ! રાજિવલોચને મ્હને દશકંધર મારી અયોધ્યામાં આવી રાજ્યાસને બેઠા પછી વરદાન માગવા કહ્યું; ત્યારે મ્હેં અત્યાગ્રહે માત્ર એટલુંજ માગી લીધું કે જ્યાં સુધી જગતમાં રામ ગુણ ગવાય ત્યાં લગણ હું નાશ ન પામું અને અહો રાત્ર રામ ગુણ શ્રવણ કર્યા કરૂં, એટલુંજ જો પ્રભુ પ્રસન્ન થયા હો તો આપો. એ મ્હારી મનસા પ્રભુએ પુરી કરી જેથી મ્હારી ઇચ્છા-

માં આવે ત્યાં હું નિવાસ કરી રહું છું; છતાં અહીં અપ્સરાદિ આવી નિરંતર રામગુણ ગાન કર્યા કરે છે એટલે મ્હારે સર્વ ભૂમિ સમાન માનવાને બાધ જેવું નથી.

**ભીમ**—(ખાત્રીપૂર્વક પોતાના ભાઇ હનુમાન્ છે એમ જાણી ત્હેના પગમાં માથું મુકી) હે ભ્રાતા હું મ્હને પોતાને ધન્ય માનું છું કે આજ હું આપનું અલૌકિક દર્શન કરી શક્યો! હર્ષ વડે સર્વ હૃદય ભરાઇ ગયું છે એટલે વરદાન માગવાની જગા બાકી રહી નથી! માત્ર મ્હારી કમળ લેવાની પ્રતિજ્ઞા સિદ્ધ થાય એટલું જો પ્રભુને રૂચે તો કૃપા કરશો.

**હનુમાન્**—(ત્હેને માથે હાથ મુકી) વત્સ! હું ત્હને પ્રસન્ન થઈ વરદાન આપું છું કે તું જ્યારે સિંહનાદ કરીશ ત્યારે હું ત્હેની સાથે મહાશબ્દ સંયુક્ત કરીશ જેથી સર્વ શૂરવીરોનાં તેજ ક્ષય થશે. જો ત્હારી ઇચ્છા હોય તો દિવ્ય કમળ ત્હને હુંજ લાવી આપું.

**ભીમ**—(નમન કરી) જ્યેષ્ઠ ભ્રાતા! જેમ ત્હમે મ્હને વરદાન આપી પ્રસન્ન કર્યો. તેમજ પાર્થને એકવાર દર્શન દઇ ત્હને સ્વેચ્છિત વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમળ કિંકરજ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરો!

**હનુમાન્**—સમય આવ્યે હું અર્જુનને મળી તે જેમ પ્રસન્ન થશે તેમ કરીશ. જો ત્હારે દિવ્ય કમળ સ્વપ્રાક્રમથીજ લેવાં હોય તો જટાસુર કે જેને ત્હેં હણ્યો છે, ત્હેનો ભાઈ ઘટાસુર વનદેવતાઓની શીખવણીથી કમળવનમાં જવાનો માર્ગ બંધ કરી બેસી રહ્યો છે ત્હેનો નાશ કરી ઉત્તરમાં અવળો વળી કુબેરના અનુચરોનો પરાભવ કરી કમળ લઈ જજે! કિંતુ ભ્રાતા! ત્હને ગમે તે કષ્ટ કરે તથાપિ વનદેવતાઓ જે સ્ત્રીજાતિ મનાય છે ત્હેમનો તું નાશ કરીશ નહિ.

**ભીમ**—(નમન કરી) હું આપના કહેવા પ્રમાણે સર્વ કરીશ.

**હનુમાન્**—(**ભીમ**ને વનદેવતાઓએ પુરી દીધેલો માર્ગ બતાવી) વત્સ એ માર્ગે જવાશે. (એટલું કહી **હનુમાન્** અંતર્ધાન થઈ જાય છે.)

**ભીમ**—(સઆશ્ચર્ય) અહાહા! મ્હારા જેવો આ ભૂમિમાં કોણ ભાગ્યશાળી છે! (રૂંધી રાખેલો માર્ગ જોઈ) હાં ઠીક; મ્હારે આજ

સ્થળે માર્ગ પાડી જવાનું છે. (એમ વિચાર કરી વૃક્ષાદિને તોડીફોડી જવા જેટલો માર્ગ કરતો કરતો ચાલ્યો જાય છે. )

**પાંચાલી પ્રસન્નાખ્યાન.**

---

## તપોવનમાં વાઘનો ત્રાસ.

( તપોવનમાં વાઘ આવી ચઢવાથી મુનિઓ ગભરાય છે ને **ના**ગનાથ તણા **મહાભાગ**ને રાજા **સંવરણ**ને તેડવા મોકલી બીજા બધા મુનિઓ, સ્ત્રીઓ ને બાળકો વચ્ચે રાખી ટોળું વળી ઉભા રહે છે. મુનિઓ વાઘનું નામ સાંભળતાં કેવા ભયભીત થઈ જાય છે તેમજ વાઘને હણનાર રાજાને શાપથી બાળી ભસ્મ કરી દેવા કેવા તત્પર છે ત્હેનું અત્રે રમુજી વર્ણન છે. )

( વર્તુલાકારમાં ઉભેલા અનેક મુનિઓ, મુનિપત્નિઓ, મુનિકુમારો તથા મુનિકુમારીઓ પ્રવેશ કરે છે. )

પ્હેલો મુનિ—અરે **વામદેવ**! સહુને સહુની પડી છે. **નાગનાથ** તથા **મહાભાગ**ને **સંવરણ** પાસે ગયે અતિ કાળ થયો પરંતુ "વપુ-પોષાયું એટલે વિશ્વ પોષાયું" એ ન્યાયે ત્હેનો ભય દૂર થયો એટલે ત્હમારા ભયની તે શા માટે ચિંતા કરે ?

બીજો મુનિ—ના ના **સોમદેવ**! એમ તો કેમ કહેવાય ? આ પણ સર્વેએ મળી ત્હેમને યોગ્ય માન્યા અને બધા ભયમાં રહી ત્હેમને નિર્ભયસ્થાને મોકલવા યત્ન કર્યો, તે ત્હેમના જાણવામાં સતાં એમ કેમ કરે ?

મુનિપત્નીઓ—એમ કરે ત્યારે હવે ત્હેમનાં દર્શન કરજો જોઇએ. અમે તો કહ્યું'તું કામેશ્વરને મોકલો પણ અમારૂં કહ્યું કરે કોણ ?

મુનિકન્યાઓ—માતાજી ! એય બિચારા શું કરે ? વાઘનું નામ સાંભળી રાજાએ સહાય કરવાની ના પાડી હશે ત્યારે તેડવા જનાર શું કરે ?

મુનિકુમારો—અમને મધ્યે રાખી વૃદ્ધ વૃદ્ધ આગળ પાછળ કેમ ઉભા રહ્યા છો ? અહો ! અમે તો ઘણાય વાઘના કાન પકડી ત્હેની સાથે ક્રીડા કરીએ છીએ. આ અમારી લાકડી જોઈ! એનાથીજ વાઘને મારી નાખીશું ! જવા દો અમને; અમારા તો પગ દુઃખે છે !

મુનિપત્નીઓ—બાપુ ! આ વ્યાઘ્ર તપ મહિમાનું ઉલ્લંઘન કરનાર

છે ! અને વાઘણુ સાથે હોવાથી વકરાયલો છે; માટે આમ આવો નીચા નમી વચ્ચે ઉભા રહો.

મુનિકુમારો—(લાકડીસહ) ના ના, અમે તો જઇને તે વાઘને મારી આવીશું એના તે શા ભાર છે ? ( એવે રથના પડઘા તથા ચક્રનો અવાજ થાય છે તેથી વાઘ ઉતરી આવ્યો એમ સમજી મુનિઓ ગભરાય છે અને એક ઉપર એક પડી જાય છે અને વાચા પણ બંધાઈ જાય છે એવા મુનિકુટુંબનું અવલોકન કરતો રથારૂઢ રાજા પ્રવેશ કરે છે. )

સંવરણ—( આશ્વાસનપૂર્વક ):—

## ગીતિ.

આ સંવરણ સ્હાયે, આવી પોંત્યો હવે ન ફીકર કશી:
તપ સ્વાધ્યાયન સાધો, વાધો સમ્યક સદા સુશીલ ઋષિ !

( કોઇ પણ જવાબ દેતું નથી. )

સુરથ—આયુષ્મન્ ! આ પરાક્રમ અવલોકવા યોગ્ય છે.

## સુરેશ્વર છંદ.

નથી નથી સુર અસુર સમર્થ નથી, હરિ વિધિ સદાશિવ જેવા,
નથી નથી નાગ નથી વડભાગ, ભલે ભૂમિ દેવ કરે સહુ સેવા;
નથી નથી વૈશ્ય નથી નથી શૂદ્ર, નથી પશુ કે અસુધારી એવા,
કથી ન કથા કદી જાય જરૂર, ભલે ત્રિપુરારિ, મહા ભય દેવા !

સંવરણ—આર્ય સુરથ ! સત્ય છે. અહો મુનીશ્વરો ! હું સર્વ તપસ્વીઓનો કિંકર આ તપોવનનું રક્ષણ કરવા આવી ઉભો છું. તેથી આબાલવૃદ્ધ નિર્ભય થઇ વર્તવું ઉચિત છે. અહો ઋષીશ્વરો ! સાવધ થાવ, સાવધ થાઓ.

મુનિઓ—(ધીમેથી આંખ ઉંચી કરી જોઈ માંહોમાંહે ) અરે ભ્રાતા ! માતા ! ત્રાતા ! આ તો આપણું ત્રાણ કરવા મહાત્મા સંવરણ રથારૂઢ થઇ પધારેલા છે માટે સાવધ થઈ એમને જે કહેવાનું તે કહીએ.

સંવરણ—( નમન કરી ) અહો, ભૂદેવો ! ઉઠો ઉઠો હવે કંઈ પણ ભય નથી.

પ્હેલો મુનિ—હવે કંઈ પણ ભય નથી; કિન્તુ ભય આવવાજ શા કાજે દીધો ? શું તું અમારો પ્રભાવ નથી જાણતો ?

**શાર્દૂલવિક્રીડિત.**

જો કે પાવક સર્વ ગર્વ કરી રૂહે તેથી ન કાંઈ બળે,
જો કે અગ્નિ ઝરે ત્રીજા નયનથી, તે દેવથી શું વળે?
વારિમાં વડવાગ્નિ વૈરી થઇ રૂહે, ના જોર ત્હેનું મળે,
શાપાગ્નિ સમ અગ્નિ કો નથી નથી, પામે તું તે આ પળે.

**સંવરણ**—(નમન કરી) મહાનુભાવ! હું મહર્ષિઓના સામર્થ્યથી સર્વ પ્રકારે તો નહિ પરંતુ કિંચિત્ જાણીતો છું; તથાપિ મ્હારી અજાણમાં વ્યાઘ્રે વિનાશ કર્યો ત્હેની ક્ષમા કરશો.

બીજો મુનિ—અરે! અમે કંઈ વ્યાઘ્રથી બ્હીતા નથી; પરંતુ ત્હારૂં કાર્ય અમારે શા કાજે કરવું જોઇએ? (એવે ગર્જના કરતો વ્યાઘ્ર પર્વતપર દેખાય છે ત્હેને જોઇ સર્વ મુનિઓ એક મેક ઉપર પડી જાય છે. અને કેટલાક ઓ વા વા ધ ધ એમ બોલતા જ્યાંના ત્યાંજ ઉભા રહે છે.)

**સંવરણ**—(વ્યાઘ્રને જોઈ સહર્ષ) આર્ય સુરથ! જરાક રથ આગળ લે એટલે હું એને **યમ**પુરીનો માર્ગસ્થ કરૂં. (સારથી તેમ કરે છે અને રાજા શર સંધાન કરી વ્યાઘ્રને મારે છે. વ્યાઘ્ર આમ તેમ ઘણો નાસવાનો યત્ન કર્યા છતાં શરથી ભોકાઇ આર્તનાદ કરી પૃથ્વીપર પડે છે.)

**સુરથ**—(રાજાને પુનઃ શરસંધાન કરતો જોઈ) હાં હાં, નરેશ્વર! શ્રવણ કરો.

**વસંતતિલકા.**

જો શૂલ **શં**ભુનું કદી, વળી પાછું આવે,
જો વજ્ર **વાસવ** તણું, ન અરિ શમાવે;
બ્રહ્માસ્ત્ર **બ્રહ્મ**તણું જો, અરિ ના નમાવે,
ત્યાંથી ન **સં**વરણનું, શર પાછું આવે.

**સંવરણ**—શું આર્ય સુરથ! ત્યારે તે વ્યાઘ્ર મરાયો જ કે?

**સુરથ**—એમ કહેવું શા કાજે જોઇએ? તે તો શરસંધાન ચતાંજ–**યમ**પુરી ભણી જઇ પહોત્યો. આયુષ્યમન્!

**દોહરો.**

સિંહણી ગર્ભ કદી ધરે, જો નૃપ! બીજી વાર;
તો જ્યા પુનઃ શરે ચઢે, નિશાન લઈ નિરધાર.

**સંવરણ**—તો હવે આપણે મુનીશ્વરોને સાવધાન કરવા જોઇએ.

( રથમાંથી ઉતરી મુનિ પાસે જઈ ) મહાશયો ! શાર્દૂલનો અંત આપના સેવકથી આવ્યો છે, માટે હવે નિર્ભયતાથી તપશ્ચર્યાનો આરંભ કરો.

પ્હે૦ મુનિ—( સાવધ થઈ ) શું શૂરશિરોમણિ ! ત્હેં વાઘ વાઘણ ઉભયનો અંત સ્વલ્પ સમયમાં આણી દીધો ? વાહ ધન્ય છે ! ધન્ય છે ! !

સંવરણ—મ્હારા જોવામાં તો એકલો વ્યાઘ્ર આવ્યો ત્હેને જ મ્હેં માર્યો.

બી૦ મુનિ—( સકોપ ) અહો ! વાઘને મારવામાં તે શું પરાક્રમ કરવાનું હતું ? એને તો અમે આ અમારી જયેષ્ટિકાથી પણ પુરો કરી નાંખત; પરંતુ જે વિક્રાળતા રહેલી છે તે વાઘણમાં જ છે.

સંવરણ—મહાનુભાવ ! તે વાઘણ મ્હારા જોવામાં આવી નથી; પરંતુ આપ સ્થિર થાવ; હું ત્હેનો નાશ કરી સ્વલ્પ કાળમાં અહીં આવું છું.

ત્રી૦ મુનિ—હવે અમને એકલા મુકી ક્યાં જાય તે ? શું હવે અમારે થોડા સારૂ ત્હને શાપ દેવો કે ?

સંવરણ—આર્ય સુરથ ! આ સર્વ ઋષીશ્વરોનું ત્હમે અહીં રહી રક્ષણ કરો હું તે દુષ્ટાને વિદારી વ્હેલો વળી આવું છું. પર્વતપર રથને ચઢવાનો માર્ગ પણ નથી.

સુરથ—જેવી દેવશ્રીની ઇચ્છા પણ સેવકને સેવા કરવા સાથે લીધો હોત તો ઠીક !

સંવરણ—ના ના, તેમ કરવાની કંઈ જરૂર નથી. ત્હમે આ સર્વ મુનિઓસહ જલસ્થાનપર બેસો અને આપણું સેન આવે ત્હેને પણ ત્યાં નિવૃત કરો ! આ હું આવ્યો ! ( એમ કહી ધનુષ્યબાણ લઇ રાજા જાય છે અને પછી રથ તથા મુનિઓ પણ જાય છે. )

( પર્વતપર વાઘને શોધતી વાઘણ આવે છે અને તે રાજાને નીડરપણે ઉપર ચઢી આવતો જોઈ ભય પામી પાછી ભાગી જાય છે. )

સંવરણ—અરે શું વાઘણ પાછી ન્હાસી ગઇ ? આ કંઇ કૃત્રિમપણું કે માયા તો નથી ? જો એમ ન હોય તો માનવને જોઇ એ પાછી ન્હાસે કેમ ? અરે હાં, ઠીક સ્મરણ થઇ આવ્યું.

**ભુજંગી છંદ.**

નથી વાઘણી હું ત્હને શૂનીજાણું,
અરે જાય ક્યાં આ ભર્યું માંસ ભાણું;

ઉભી રૂહે ઉભી રૂહે તદા તો પ્રમાણું,
ભલે ન્હાસી જા બાણુ છે ના અજાણ્યું !
( એમ કહેતો ત્હેની પાછળ દોડી જાય છે. )

**તપત્યાખ્યાન.**

---

## ગણુપતરામ રાજારામ.

---

## ઝાલા રાજા માનસિંહની રાજ્યભક્તિ.

---

### હલદીઘાટના યુદ્ધમાંનો એક પ્રસંગ.

**માનસિંહ**—શૂરા ઝાલાઓ ? જેમ ચંદ્રમા વાદળામાં પેસી ગયો હોય ને નજર ન આવે, તેમ મોગલ દળમાં મહારથી જેવો આપણો મહારાણો પ્રતાપસિંહ ક્યારનો ઘુસી ગયો છે તે ખોળ્યો જડતો નથી, માટે ત્હમારા ભાલા ચળકાવો ને એ ભાલાઓથી મોગલ દળનું વાદળ ચીરી આપણો પ્રતાપી પ્રતાપ શું કરે છે તે જુઓ ! આ વખત તમારૂં પરાક્રમ દાખવવામાં પાછી પાની કાઢશો મા ! ત્હમારા રાજાને રાણાને જમણે હાથ બેસવાનો હક ત્હમારા ભાલાના જોરે આજ અપાવો ! આપણે રાજાના સહાયક છીએ એ વાત કલિજુગમાં ન ભુલાય એવી નિમકહલાલી જણાવી ગયેલી બાજી પાછી લાવો ! આજે આપણે હાથે એવું પરાક્રમ થાય કે જેથી રાણાજીના તેમજ આપણા પૂર્વજ હરખાય, ને આપણી છાપ રાણાજીના કુળમાં ' યાવચ્ચંદ્ર દિવાકરૌ ' ન ભુસાય ત્યારે આપણે આજ મદદે આવ્યા પ્રમાણ ! રે, આ જીવતર શા કામનું છે ? ડાભને સાથરે સુઇ દેહ તજે તે ક્ષત્રી નહિ, પણ ખાતરી જાણવો ! રજપૂતે તો રણસંગ્રામમાં નામના કરી બાણની પથારીએ પોઢી આ ક્ષણભંગુર દેહ–દુઃખનું ગેહ–તજી દેવો, ને અચળ કીર્તિનો વારસો પોતાની પાછળ રહેલાં સંતાનને માટે દેવો, એજ જન્મ્યાનો લ્હાવ લેવાનો છે.

**એક ઝાલો યોદ્ધો**—એ બાપજી ! રાણાજીએ તો મોગલ દળમાં રોળ વર્તાવ્યો છે. લાંબી દાઢીવાળાઓનાં રઝળતાં તુંબડાં મ્હારા ઘોડાની હડફટે ચઢતાં મ્હેં જોયાં છે; સલુંબરાજી રાજી થતા રાણા-

જીનાં વખાણુ પોતાના જોદ્ધાઓને સંભળાવતા જતા મ્હેં જોયા છે. રામસિંગજી પણુ તરવાર તાણી તૂટયા છે. શીસોદિઆએ બાણુની અખાડમાસ જેવી હેલી કીધી છે, ને રાણુાજી મોગલોને ભાજીમુળા પેઠે લેખતા, સલીમશાહના હાથી ભણી ઉઠી પડયા છે ! માટે આપણે આ વેળા વિસામો લેવાની નથી. થોડા વખતમાં આપે પરાક્રમ ઝાઝેરૂં કીધું છે, પણુ આ સમો પગ વાળવાનો નથી.

**માનસિંહ**—સાચી વાત છે મ્હારા વહાલા વીરા ! હવે આપણે એવી કારમી કીકિયારી કરી ઓચિંતો એવો હલ્લો કરો કે આકાશમાંથી વીજળી પડી પર્વત ફાડી નાંખે છે તેમ મોગલદળનાં કાળજાં ફાટી જાય; અને એ દુષ્ટ વાદળાં વેરાનાં આપણે આપણા પ્રતાપી રાણાને ભેટીએ; ( બીજા યોદ્ધાઓ સામું જોઇ ) આપણા ઘોડાઓને અને આપણુને થાક લાગતો નથી; રણુમાં પડતાં રજપુતો આ કાયાનો ધર્મ ભુલે છે. તેઓ પોતાના દેહને વાયુના ગોળાવત્ ગણે છે; માટે રે, વાયુવેગે સંચરી મેદાનમાં મળેલાં મોગલનાં વાદળાં વિખેરી નાંખો !

ઝાલા યોદ્ધા—**હર, હર, મહાદેવ ! ! !**

( હાથીને હોદ્દે બેઠેલો **સલીમ** ને ઘોડે બેઠેલો **પ્ર**તાપ પ્રવેશ કરે છે. )

**પ્ર**તાપ—( પોતાનો ઘોડો સલીમના હાથી ઉપર તલપાવી ભાલાથી મહાવતને હેઠો પાડતાં ) ઓ કાયર શાહના સુત સલીમ ! હાથી ઉપર ઓડવેલી વજ્રની પેટીમાં શું પેઠો છે ? બહાર નીકળી **પ્ર**તાપના ભાલાના ફળનો સ્વાદ કેવો છે તે જરા ચાખી જો ! ( એમ કહી ત્હેના હોદ્દામાં ભાલો મારે છે પણુ તે લોહજડિત હોવાથી ત્હેનો હાથ જુઠો પડે છે એટલે ) અલ્યા તરકડા ! તું લડવા આવેલો જણુાતો નથી; બેગમની પેઠે જુદ્ધમાં શું થાય છે તે જોવા માત્ર જનાનખાનામાં રહ્યો ઝાંખવા આવ્યો જણાય છે.

( મહાવત પડયો એટલે હાથી નિરંકુશ થતાં પાછો નાસે છે, **પ્ર**તાપ બાણુ ગોળીને તરવારના સાત જખમ થયે છતે વકરાયલા વાઘની પેઠે ત્હેની પાછળ પડે છે, એ સ્થળે દારૂણુયુદ્ધ મચે છે તે વેળા **પ્ર**તાપને બચાવવા દેલવાડાનો ઝાલો રાજા **માનસિંહ** પોતાના જોદ્ધાઓ સાથે આગળ ધસે છે. )

**માનસિંહ**—ઓ સૂર્યવંશી રાણા ! ઇંદ્રાસન લેવા ઉતાવળો થા મા. હજી મેવાડને ત્હારા વડે મહિમાવાન થવા દે; ઇંદ્રાસનનો ત્હારો હક્ક

વિધાતાએ પોતાની પોથીમાં નોંધ્યો છે, તે કોઇથી મિથ્યા થવાનો નથી; માટે ઓ મહારાણા ! આ ત્હારી આસપાસ ઉલટેલાં તીડનાં ટોળાં ઓછાં થવા ત્હારૂં છત્ર અળગું કરી જરા ફરીને આ ત્હારૂં લુણપાણી ખાનારનું પાણી જો ! ( પ્રતાપ ત્હેનો પોકાર નહિ સાંભળતાં પ્રાણઘાતક સાહસ કરે છે, એવે પોતાના યોદ્ધા સામું જોઇ ) શૂરા ઝાલાઓ ! શું જુઓ છો ? રાણાજી ઉપરનું છત્ર તાણી લઈ આમ લાવો ! ને એ મરણિયા થયેલા શૂરાને વિમાનમાં પગ મુકતો થોભાવો ! એના વડે મેવાડ માનવંતુ થવાનું છે. આપણે એનાં સાહિસ છીએ; એ જતે આપણ સર્વ નકામા થઈ પડીશું. મેવાડનો સૂરજ ઇશ્વરે ઉગાવ્યો છે, માટે એ છે ત્યાં સુધી દિવસ જાણજો પછી અંધારાં ઉલેચવાનાં થશે, માટે આ વખતની કરેલી મર્દાંમી કામની છે, અજર ન કરો, રાણાને અળગા કરો, ને ત્હેમનું છત્ર આમ ધરો !

પ્રતાપનું છત્ર ઝુંટવી ત્હેને અળગો કરી, ઝાલો પોતાના યોદ્ધાઓ સાથે માથે છત્ર ધરાવતો રણમાં ધસે છે; ત્હેને રાણો જાણી મુગલ યોદ્ધા ત્હેના ઉપર મધમાખોની પેઠે ફરી વળે છે. પૂર્ણ પરાક્રમ કરી ઝાલો સ્વર્ગે સંચરે છે, તેમજ રામસિંહ પણ રોળ વર્તાવી ત્હેનો સોબતી થાય છે. હલદીઘાટના રક્ષણાર્થે મળેલા બાવીશ હજાર બખ્તરિયામાંથી માત્ર આઠ હજાર જીવતા પાછા હઠે છે, ને એ પ્રમાણે આ લડાઇનો અંત આવે છે.

## પ્રતાપનો ટેક.

( પ્રતાપ શરણે આવવાને ખુશી છે એવી ખોટી ખબર અકબરને મળી છે એવી અફવા પ્રતાપસિંહને કાને પડતાં એ અટંકા ટેકી વીરને ઉપજતા વિચાર. )

પ્રતાપ—(પરિક્રમણ કરતાં ) ઓ કર્તાર ! સૂર્યવંશી શીશોદિયાની આ વેળા લાવવી ત્હને ઘટતી નથી. રે, સસલાએ સિંહને કાગડાએ ગરૂડને ગાંજ્યો સાંભળ્યો નથા, તેમજ શીસોદિયાના પાટવીને ત્હેના કોઈ પણ શત્રુએ નમાવ્યો સાંભળ્યો નથા; પણ તે કલંકની ઘડી હે હરિ ! ત્હેં આ ભાગ્યહીન પ્રતાપને માટે આણી ત્હેના કુળનું પાણી ખોવાનો બનાવ બનાવ્યો. હાય ! હાય ! મ્હારે હવે આ જગતમાં જીવ્યું જોયતું નથી રે! જીવવું તે શું માત્ર અપજશ જોવાને ?

નાક કાપતાં પહેલાં ધડથી માથું જુદું થવા દેવું હજારગણું સારૂં છે. સ્હાડાત્રણ મણની કાયામાંથી ચણાપુર નાક ગયું તો પછી શું રહ્યું ? રે હાય ! તેમ થયું; પરિયાનું પાણી ગયું ! હવે જે રહ્યું તે મ્હારા ખપનું નથી. જવનના સામો જઈ નીચો વળી સલામ કરવાને પ્રતાપ કબુલ થયો, આ કલંક શું જે તે છે ? અરે પ્રભુ ! જો ત્હારે આવો દી લાવવો હતો તો આ પેઢીના પુણ્ય પરવારેલા રાજકુટુંબને સવેળા સંકેલી લેવું જોઇતું હતું, રાણીઓ ને રાજપુત્રો એ સર્વેને એક ચિતામાં સુવાડવાનો જોગ એક ઘડીએ લાવ્યો હોત તો એ સંકટ હું સહી શકત; આ કાયામાં કારમો રોગ મુકયો હોત તો પણ વેઠી શકત; પણ આવા કાળા કલંકના કોવાદા હું સહી શકતો નથી **હર ! હર ! હર !**

(ઉભો થઇ આકાશ સામું જોઈ) ઓ જગતના સંહાર કરનાર, **મહારૂદ્ર** ! આ વેળા ત્હારો રૌદ્રરસ રેડી આ પૃથ્વીનો પ્રલય કર ! ને આ બગડેલી બાજીનાં સોગઠાં ઉઠાવી લે ! ઓ **મેઘરાજા** ! ત્હમારો મહા પ્રલયનો મહિમા જણાવી આ અવનિ ઉપર જામેલો પાપનો કાંપ ધોઈ નાખ ! (**સૂર્ય** સામું જોઈ) ઓ સૂર્ય દેવ ? તું ત્હારી સોળે કળાથી તપી વિશ્વમાં વિસ્તાર પામેલા અનીતિના વેલા બાળી ભસ્મ કરી નાંખ ! (માથું ધુણાવી) રે, સો **ગંગાજળ** સ્નાન કરતે, ન ભુસાય એવો કલંકનો કાળો ડાઘ બેઠો, એથી વધુ દુ:ખ બીજું કયું આવવાનું હતું ? રે, જે જગોમાં રહી લાજને માટે ન ખમાય એવાં સંકટ સહન કરતે પણ આબરૂને આળ આવ્યું, તો એવી ભૂમિમાં રહે આગળ ઉપર શો ભો નહિ આવે તે સમજાતું નથી. હજાર ભય આવી ચુક્યા, પણ તેથી આ પ્રતાપ ભીરૂ બન્યો નથી; પણ આ ભોએ તો કાળજું એવું હબકાવ્યું છે કે હવે આ દેશ છોડી પરદેશ જવું એમાંજ શોભા છે. સગાં અને સામંતોને ખબર કહાવવી કે પૂર્વજોની પૃથ્વીમાં પાપીઓના પગ ફરવાથી તે દોષિત થઇ છે, માટે એમાં નિર્દોષ રહી શકવાના નથી; કાંઇ પણ ચાંદું આવ્યા વિના રહેવાનું નથી. માટે જેને ઉજળા રહેવું હોય તે સવેળા ઉચાળા ભરી હાલજો !

**પ્રતાપ નાટક.**

## દોલતરામ કૃપારામ.

### વિદ્યાધરનો વિનોદ ને ધનપાળની ધૂર્તતા.

( અંતઃપ્રસ્થના ચક્રવર્તી સિદ્ધરાજની મહારાણી માયાવતીના ભાઈ મદનસિંહે ધનપાળ શેઠના પુત્ર ધર્મપાળની પત્ની સતી સુભદ્રાને વિષયવાસનાથી ત્હેનાજ મંદિરમાં કેદ કરી હતી. મહારાજા અમરસત્ર સિદ્ધરાજનો મુખ્ય માંડળિક હતો. ધર્મપાળ અમરસત્રનો મિત્ર થતો હતો ને સુભદ્રાની આપત્તિ જાણી તે નિવારવા અમરસત્રે નિશ્ચય કર્યો હતો. અમરસત્રે પોતાના વાચાળ મિત્ર વિદ્યાધરને સુભદ્રાની તપાસ કરવા મોકલ્યો હતો તે તપાસ કરી પાછો ફરે છે ત્યાંથી આ પ્રવેશ શરૂ થાય છે. એની વાત ચાલે છે તેવામાં ધનપાળ શેઠ પોતાની પુત્રવધૂનું રક્ષણ કરવા અમરસત્રને વિનવવા આવે છે. ધનપાળ અમરસત્રના પિતા ગજસિંહના વખતમાં ત્હેના કારભારી હતા પણ અમરસત્રે એ લોભી શેઠને અધિકારથી દૂર કર્યા હતા. વિદ્યાધર જાણી જોઈ શેઠની વાતમાં અંતરાય નાંખે છે ને આડી વાત નીકળતાં ફરી કારભારમાં દાખલ થઇ જવાની લાલસાથી શેઠ મુદ્દાની વાત કરવી રહેવા દે છે. )

**સ્થળ-અમરસત્રનો બગીચો.**

( વિદ્યાધર પ્રવેશ કરે છે. )

વિદ્યાધર—અહો ! પરપીડાને હરવામાં રાજાને શો હઠાગ્રહ ! નથી એને ખાનપાન કે માનનું ભાન, નથી એને રાજક્રિયાનું ધ્યાન, નથી એને સ્વાર્થની સાન, રાજમહાલમાં ચંદ્ર, દીપ અને રત્નજ્યોત્સ્નાને ઝાંખી કરનાર પ્રેમાળ પ્રેમદાનાં દીન, પણ આકર્ષી કટાક્ષ પણ એને અસર નથી કરતાં. અરે ! ગાઢાલિંગનમાં સુખ અને બળ આપનારી મહામાયાની છાયા પ્રેયસી નિદ્રાની પણ એને સ્પૃહા નથી. અહો પરજન ઉપરના સ્નેહે આત્મસ્નેહને પણ કેવો દબાવ્યો છે ? સર્વથા, વિકારોનાં યુદ્ધ અને ત્હેમના જયાજયની ખુબી પણ કંઇ વિલક્ષણ છે. નિત્ય સમાગમથી અનાદર થતાં વસ્તુમહત્તા ન સમજાય તો ભલે, બાકી આ પરમવિવેકી અને શરાગ્રણી રાજા સ્ત્રીની દવાથી શ્રીને પણ વીસરે, આત્મસંરક્ષણનો ધર્મ ભુલે, એ કંઇ ઓછી વાત ? બીજી તરફથી સદૈવ અતૃપ્ત વિષય–વિકારથી ઘેરાયલા રાજશ્યાલ મદનસિંહને ક્યાં લાજની કે ધર્મની સ્પૃહા છે ! અથવા અત્યારેજ હું જઇ આવ્યો

ત્યાં પેલી પરાધીન સતીને સતીત્વ ઉપર પ્રેમ છે એટલો પતિ ઉપર પણ ક્યાં છે? પોતાની જાતની પણ ત્હેને ઉપેક્ષા છે. ખરેખર વૃશ્ચિક જેવા વિકારો એક બીજાને ખાય છે અને તેના ધારણ કરનારને ડસે છે, માટેજ નિર્વિકાર રહેવું એ શાસ્ત્ર પ્રમાણ છે. પણ જોઉં વારૂ, મહારાજા અત્યારે શું કરે છે? અરે "શું કરે છે શું?" એની એ વાત; શી રીતે ને કેમ રક્ષણ કરવું. અરે, આ પેલા ફરે, ચાલો એમની પાસે જોઉં.

( અમરસત્ર બગીચામાં ફરે છે. )

**અમરસત્ર**—( મૂછ ઉપર હાથ ફેરવતો. )

( રોળાવૃત્ત. )

ભલે માસના માસ પડે કરવા ઉપવાસો,<br>
ભલે આજથી સદા પડે કરવો રણવાસો;<br>
ભલે વસ્ત્રમાં રહે એક લંગોટી તુટી,<br>
ધર્મ્ય કર્મથી કદા, નથી જાવાનો ચુકી.

અથવા—શું થાશે જો દેહ, ગેહથી જુદો થાશે,<br>
શું થાશે જો જીવ, દેહથી આઘો ન્હાસે;<br>
શું થાશે જો નામ વંશ સાથે ભુસાશે,<br>
મસ્ત મદનનાં હવે કુચેષ્ટિત નહિ રહેવાશે.

માટે—

( ગીતિ. )

ધર્મ સાથ **ભદ્રા**નો, અવિચ્છિન્ન દૃઢયોગ **અમર** કરશે;<br>
કપટ ચપટ ચંપાશે, સત્ય ન્યાયને શૌર્ય કીર્તિ ધરશે.

પણ હજી **વિદ્યાધર** કેમ ન આવ્યો ?

**વિદ્યાધર**—(પાસે જઇને) હું તો ક્યારનોએ આવ્યો છું.

**અમરસત્ર**—ત્યારે પાસે કેમ નથી આવતો ?

**વિદ્યાધર**—પાસે નથી ત્યારે આઘોએ ક્યાં છું ?

**અમરસત્ર**—કેહે હવે, શું કરી આવ્યો ?

**વિદ્યાધર**—શું તે કહ્યું હતું તે.

**અમરસત્ર**—પણ કેહે તો ખરો, શું કર્યું ? કેમ થયું ? અથેતિ વાત કહેને.

**વિદ્યાધર**—એટલું બધું જાણવું હતું, ત્યારે તો આવવુંતું પાછળ પાછળ.

**અમરસત્ર**—આમ શું કરે છે ? કહી દે સત્વર, જાણતો નથી કે ત્હારા સંદેશા ઉપર સતીના જીવનનો અને અસિના યશનો આધાર રહ્યો છે ? ( તરવાર ખેંચે છે. )

**વિદ્યાધર**—હવે રાખો મ્યાનમાં, અહીં તો કોઇને નથી મારવી ?

**અમરસત્ર**—હવે બીજી વાતો કરવા કરતાં સરળતાથી યથાર્થ વૃત્તાંત કેહે તો સારૂં ? નાહક જીભ હલાવવી એમાં શો લાભ ?

વિદ્યાધર—ત્યારે નાહક શસ્ત્ર હલાવવામાં શો લાભ છે ? પણ એમ ન જાણશો કે જગતમાં ત્હમે એકલાજ છો. ત્હમારૂં હાથમાં જોર, મ્હારૂં જીભમાં.

અમરસત્ર—વયસ્ય, તું મારો બરાબરિયો; હવે કંઇ છે ?

વિદ્યાધર—બરાબરિયો કેવો ? હું તો ત્હમારાથી ચ્હડતો. ત્હમારે હાથમાં શસ્ત્ર રાખવું પડે, મ્હારી જીભ તો સાપણ પેઠે ધારે ત્હેને ડસે ને કામદુઘા જેવી ધારે ત્હેને અમૃત પાય. આજ હું ન હત તો ત્હમે શું કરનાર હતા ?

અમરસત્ર—બરાબર. તું મ્હારાથી મ્હોટો, પણ હવે કહે વારૂ શું કરી આવ્યો ?

વિદ્યાધર—શું તે અહીંથી ગયા, સતી સુભદ્રાને મળ્યા, વાત કરી, ત્હમારો સંદેશો સમજાવ્યો, ત્યાંથી પાછા આવ્યા, અને ત્હમને મળ્યા.

અમરસત્ર—પણ શું કર્યું તે માંડીને વાત કહેની.

વિદ્યાધર—અમે આત્મશ્લાઘા નથી કરતા.

અમરસત્ર—પણ કહે તો ખરો કે એની કેવી સ્થિતિ હતી ?

વિદ્યાધર—શું કહું !

**( ઇંદ્રવિજય છંદ. )**

પૂણ સુધામય ઓષ્ઠલતા, થઈ નાગણ શું ફરકે ડસવાને,
સ્નેહ તણાં ઘર લોચનથી, વડવાનલ શો પ્રકટયો દહવાને;
કુંતલ-અંબર હેઠ શીળો, મુખ-ચંદ્ર પ્રચંડ થયો રવિ ક્રોધી,
કોમલ કંજ સમી કર-અંગુલી, બાણ બની હણવા અરિ શોધી.

અથવા— **( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )**

ધાર્યા રક્તપદામ્બુજે યુવતિએ ચાંચલ્ય કાજે મૃગ,

કેડે સિંહ શિવારિને પકડવા, હસ્તામ્બુજે પન્નગ;
કાંડે કંકણુ ચક્ર શું ધરી કરે, ઇચ્છા શિરચ્છેદની,
રાખી શંખ સુકંઠમાં વિજયનો ચંડી કરે છે ધ્વનિ !

**અમરસત્ર**—( કાન દાબીને ) બસ પરસ્ત્રીના રૂપનું વર્ણન અયોગ્ય છે, સુજ્ઞને તો તેના ગુણનાંજ સંકીર્તન કરવાં ઘટે છે.

વિદ્યાધર—ત્યારે તે સાંભળો !

**( શિખરિણી વૃત્ત. )**

દયા સાટે એને રગ રગ બળે ક્રોધ–ભભુકો,
વધ્યો શ્વાસોચ્છ્વાસે પ્રણય બદલે, વૈર ચસકો;
ચ્હડયું રોમે, રોમે, જલદ વિષ સૌહાર્દ બદલે.
સતી કોપે ત્યારે વિકૃતિ પણ અંગે બહુ ખીલે.

**અમરસત્ર**—વાહ મિત્ર ! જોઈ સતી સ્ત્રીની શક્તિ ? વારૂ, પણ ત્હારો સંદેશો તે સમજી ?

વિદ્યાધર—ન સમજી હોય તો બંદા પાછા આવે ખરા ? કામ ચોક્કસ કરીને આવ્યા છીએ. ત્હમારી પેઠે ઘરમાં બેઠે તડાકા મારવાના નથી.

**અમરસત્ર**—કેમ ઘરના તડાકા ?

વિદ્યાધર—અમારી પેઠે કરો ત્યારે ખરા, ન્હોય એ વાતો. કાજળની કોટડીમાંથી વગર ડાઘે પાછા આવવું ત્હેમાં તો જોઇએ છીએ મનોબળ.

**અમરસત્ર**—ખરૂં ભાઈ, ખરૂં. ઠીક કર્યું ત્હેં.

વિદ્યાધર—"**वचनेपि का दरिद्रता**"? "ઠીક" કહ્યું એટલે પતી ગયું. ભાઈ ત્હમારા રાજાનાં હૈયાં સમુદ્ર જેવાં કહ્યાં છે તે ખરૂંજ છે. એમાંથી કશો પત્તોજ લાગે નાહ ને.

**અમરસત્ર**—મિત્ર, તું પણ એમ કહેશે ? ત્હેં મ્હારી આજ કિંમત કરી ?

વિદ્યાધર—"**राजामित्रं केन दृष्टं श्रुतं वा**" એ વાત ખરી જ છે, નહિ તો આટલા શ્રમનું ઈનામ "ઠીક કર્યું" એટલું જ મળે ?

**અમરસત્ર**—એટલું કેમ ! તું માગે તે. બોલ કંઇ છે માગવાનું ?

વિદ્યાધર—નહિ અપાય હોં.

અમરસત્ર—ત્હેની તારે પંચાત નહિ.

વિદ્યાધર—ઠીક છે, ત્યારે માગીશું, લ્યોને આ માગીએ.

અમરસત્ર—બહુ સારૂં, માગ ત્યારે.

વિદ્યાધર—જો જો માગું છું હોં—ના નહિ કહેવાય.

અમરસત્ર—માગ, માગ, (પ્રતિહાર પ્રવેશ કરે છે.)

પ્રતિહાર—જય જય મહારાજ.

વિદ્યાધર—અલ્યા મૂર્ખ ! બે જણની વાતોમાં વચ્ચે આવનાર મૂર્ખ તું જ્યારે ને ત્યારે નડતો છે.

અમરસત્ર—કેમ પ્રતિહાર શું છે ?

પ્રતિહાર—આપની સમક્ષ આ વાચાળ વિદ્યાધર આમ કરે છે તો પાછળથી અમારી કેવી વલેહ કરતો હશે ? આમ એને મ્હોડે ચઢાવવો—

અમરસત્ર—વિદ્યાધરને છુટ છે.

વિદ્યાધર—( મનમાં ) મ્હારે બીજું શું માગવું છે ? એની કૃપાથી કૃતાર્થ છું. પણ એજ માગું કે ત્હેમના આત્મનિરપેક્ષ અને પરોપકારી શૌર્યને અમર્ષનો પટ ન બેસે. ઠીક છે. ( તાણીને પ્રતિહારને ) લે ખાતો જા–ઢી–લી–પણ યાદ રાખજે કે ચાડીનું ફળ સારૂં નથી.

પ્રતિહાર—સારૂં ભાઈ ધણીની માનીતી ઢેઠી ગામ અભડાવે.

(અમરસત્રને) મહારાજા ! ધનપાળ શેઠ આપની હજુર આવવા વિનવે છે.

અમરસત્ર—ઝટપટ બોલાવ. હું આ લતામંડપમાં આસન ઉપર બેસું છું.

વિદ્યાધર—વયસ્ય ! શું કરશો એ શેઠને !

અમરસત્ર—તું ઠાવકો રહેજે, ઉચિત ઉત્તર આપીશું.

વિદ્યાધર—આપ મ્હને ઠપકો દેનારા "ડાહી સાસરે ન જાય અને ઘેલીને શીખામણ દે." ( પ્રતિહાર ધનપાળ શેઠને લતામંડપમાં દાખલ કરી જાય છે. )

ધનપાળ—જય જય મહારાજાધિરાજ ( દંડવત પ્રણામ કરી પાઘડી ઉતારે છે. )

**અમરસત્ર**—શેઠજી! પાઘડી પહેરો આવો બેસો મ્હારી કને.

**ધનપાળ**—ના, પૃથ્વીનાથ. આપ તો અન્નદાતા છો. અમે-હું તો આપના પગની રજ છું. ( નીચે પડી સલામો કરે છે, અને **અમરસત્ર** ઉઠી તેનો હાથ પકડી પોતાની સાથે બેસાડે છે, અને **ધનપાળ** શેઠ ધીમે ધીમે આઘો ખસે છે અને સંકોચાય છે. )

**અમરસત્ર**—કેમ શેઠ, આપનાં પગલાં અહીં કયાંથી કંઇ આજ્ઞા!

**ધનપાળ**—**અમર**ભાઇ-અરે. ભૂલ્યો-મહારાજા **અમરસત્ર**, આપને ઘેર આવવામાં શી નવાઈ છે?

**વિદ્યાધર**—નવાઇ એજ કે આપ કામ વિના આવ્યા.

**ધનપાળ**—( મનમાં ) કામ તો છે, પણ આ શંખ આમ ડોહોળીને બેઠો, હવે તો ધાટેજ રહેવું. ( તાણીને ), હા, ભાઈ, પણ કામ વિનાએ અન્નદાતાને ઘેર આવવું એમાં શાનું સપાડું?

**અમરસત્ર**—શેઠ, પ્રકૃતિ સુસ્થ છે?

**ધનપાળ**—જી હા. આપની કૃપાથી-પણ-પણ-ભાઈ—

**વિદ્યાધર**—શું છે? ભાઇને તો કાલે રાત્રે સાજા સમા જોયા છે ને?

**ધનપાળ**—હા પણ પછી—

**અમરસત્ર**—કેમ શેઠ અટકી ગયા? પછી શું તે કહો-જો અડચણ ન હોય તો.

**ધનપાળ**—( મનમાં ) જરા ભાવ ખાઇને કહીશું. ( તાણીને ) શું કહું? કંઈ કેહેવાનું નથી; કહેશે એ છોકરો આપને.

**અમરસત્ર**—બહુ સારૂ, જેવી આપની ઇચ્છા.

**ધનપાળ**—( મનમાં ) આણે તો આગ્રહ કર્યો નહિ અને હું માનમાં રહ્યો. ( તાણીને ) જી, આપની તબિયત બહાલ છે?

**અમરસત્ર**—આપની કૃપાથી.

**ધનપાળ**—પ્રભુ આપનું ભલું કરો. અમે ઘરડા તો તાંબાના રૂપિયા જેવા નકામા થઈ ગયા. પણ વારૂ, આપનો દિન દિન અધિક પ્રતાપ જોઈ રાજી થઇએ છીએ. આ એકનો એક છોકરો છે તે આપને સોંપ્યો છે. વારૂ કુવામાં હશે તો હવાડામાં આવશે, આપનું રૂડું ઇચ્છવું એજ હવે તો અમારૂં કામ, છતાં કંઇ સેવા ફરમાવશો

તો ધરડો ધરડો સેવક પાછો નહિ પડે. ( બાડી આંખે રાજા સ્હામું જુએ છે. ]

વિદ્યાધર—એ તો કહેશે, ભાર ઉપાડો, તે ઉપાડશો ?

ધનપાળ—એજ કરતો હતો કેની ! બાપજીની કૃપાથી આ વખત આવી છે તો ભલે, બાકી હું તો વગર પગારનો ચાકર છું.

વિદ્યાધર—આટલું ધન ભેગું કર્યું તોયે હજી વગર પગારના છો કે ?

અમરસત્ર—વિદ્યાધર ! પિતાના મિત્રનું ઉપહાસ થાય કે ? બસ કર ?

ધનપાળ—કંઈ નહિ, બાપજી ! મ્હોંડે ચઢાવેલો છે, તે બોલે; કહ્યું ત્હેમાં શું લેઈ ગયો ?

વિદ્યાધર—શેઠ તમારી પાસેથી લેઈ જાય તેવો કોઇ હશે ?

અમરસત્ર—કેમ ધર્મપાલ શું કરે છે ?

વિદ્યાધર—શું કરે છે તે માથું કુટે છે, ને ફાં ફાં મારે છે. ને વેવલાં વીણે છે. એમાં શું પુછો છો !

ધનપાળ—( મનમાં ) ( અમરસત્ર વિદ્યાધર ઉપર ક્રોધ જણાવે છે ) આણે ઠીક લાગ આપ્યો. (તાણીને) મહારાજ, એના ઉપર કોપ કરશો મા ! એ અરધું ખરૂં કહે છે અને અરધો મશાલો ભેળવે છે.

( પ્રતિહાર પ્રવેશ કરે છે. )

પ્રતિહાર—કૃપાનાથ ! પિશુનમલ્લજી આપને મળવા અવ્યા છે.

અમરસત્ર—( મ્હોં બગાડીને જરા વિચારી ) કહો કે અહુણાં કામમાં છે. (પ્રતિહાર જાય છે ત્હેને પાછો બોલાવી) આવવા દો.

પ્રતિહાર—જેમ આજ્ઞા-પિશુનમલ્લને તેડી લાવે છે. )

પિશુનમલ્લ—કેમ, મહારાજા પ્રસન્ન છો !

અમરસત્ર—( જરા મ્હોં ચઢાવીને ) હા.

પિશુનમલ્લ—બહુ દીવસે આપણે મળ્યા. કહો, રાજ્યમાં ખેરીયત છે ? કેહે છે-આપે તો સર્વ રાજ્યાધિકાર ન્હાના ભાઇને આપ્યો.

અમરસત્ર—હા,

પિશુનમલ્લ—( મનમાં ) આણે તો વાત ટુંકાવવા માંડી. ઠીક છે (તાણીને) એ તો મહારાજ્યસભામાં આવતાં આપને વિલંબ

થયો, તે બાબત હલકા લોકો નિંદા કરતા હતા. મત્સરધૂમને તો આપ ઓળખો છો, તે મ્હેં વિચાર્યું કે જઇને ચેતાવું, આપના પિતાને ને મ્હારે બહુ સ્નેહ.

વિદ્યાધર—મહારાજા એવી વાત સાંભળતા નથી.

પિશુનમલ્લ—વિદ્યાધર ત્હમે વાત ન સમજો, કરીએ ધાર્યું પણ જાણ્યું તો ખરૂં, કેમ શેઠ? ખરૂં કહૂં છું કે નહિ!

ધનપાળ—ત્હમે આટલું ચાલીને ખબર કહેવા આવ્યા અને મહારાજ ન સાંભળે એમ બને નહિ.

વિદ્યાધર—કોઇએ નિંદાનું બાણ માર્યું હતું, તે રસ્તામાં પડ્યું હતું. ત્યાંથી ઉચકી લાવી મહારાજની છાતીમાં કર્ણદ્વારા પ્રવેશ કરાવવા પિશુનમલ્લજી આવ્યાં છે, તે એવો કોઈ ગાંડો નથી કે એમનું સાંભળે.

પિશુનમલ્લ—તો, ભલે, મહારાજની ઇચ્છા ન હોય તો મ્હારે ગરજ નથી, મ્હારો તો જીવ બળે માટે કહેવા આવ્યો છું, કેમ મહારાજ, શી મરજી છે?

અમરસત્ર—આંખ, કાન કે જીભનો વિશ્વાસ રાખવા કરતાં બુદ્ધિનો, ધર્મનો, અને અનુભવનો રાખવો એ સારી વાત છે.

વિદ્યાધર—ચોખ્ખું કહો કે, અમારા કાન પારકી જીભને આધીન થતા નથી.

પિશુનમલ્લ—( મનમાં ) આમ પત્તો નહિ મળે, રજા લેઇને સંતાઇને સાંભળવું. ( તાણીને ) ભલે મહારાજ, રજા લેઉં છું.

અમરસત્ર—સીધાવો.

પિશુનમલ્લ—( મનમાં ) આણે તો "આવજો" પણ ન કહ્યું. હું પણ મલ્લ છું. જુઓ, શું થાય છે. ( ઉઠીને જઇને, બાજુ ઉપર થઇને લતામંડપ પાછળ લપ્પાઇને ઉભો રહે છે. )

ધનપાળ—( મનમાં ) કેહેવાની ખરી તક આવી ત્યારે આ ચાઠીયાએ આવીને અંતરાય નાંખ્યો. ખેર! ( તાણીને ) મહારાજ વિદ્યાધરની ટેવ સુધારવા જેવી છે. આ પિશુનમલ્લને અમથું ખોટું લગાડ્યું, બોલે એ, પણ ખોટું તો આપનું જ દેખાય. વળી ધર્મપાળ માથું કુટે છે એમ એનાથી બોલાય! આપ બેઠાં ધર્મપાળ માથું કુટે? એની આપત્તિ તો આપ નિવારણ કરશો.

વિદ્યાધર—( મનમાં ) આ કપટીએ લાગ સાધ્યો ખરો

( તાણીને ) કેમ શેઠ ! પિશુનમલ્લને શું એવું કહ્યું હતું કે મહારાજ આગળ ત્હમે આમ મ્હારો વાંક કહાડો છો.

ધનપાળ—કંઈ નહિ બાપુ, ત્હારી જીભ લાંબી. તે જરા કહેવું પડે, તે ત્હારા સારાને જ માટે.

વિદ્યાધર—જેમ ત્હમારૂં પેટ મ્હોટું તે જે આવે તે “હોઇયાં” થઈ જાય તેમ મ્હારી જીભ લાંબી તે જે આવે તે બોલાય.

ધનપાળ—( મનમાં ) આ લુચ્ચાએ વાત ઉડાવી હશે જોઉં છું. ( તાણીને ) તું એમ કહે તો એમ.

વિદ્યાધર—હાજ તો “વાણિયાભાઇની નીચી મૂછ.”

અમરસત્ર—મૂર્ખ નથી જાણતો કે,

ગીતિ.

માત, પિતા, ગુરૂ, રાજા, અભ્યાગત, ઋષિ અને જ્યેષ્ટ ભાઇ;
વૃદ્ધ અમાત્ય, સુજનની, પાસે ધરવી ઘટે નમ્રતાઇ.

વિદ્યાધર—( પોતાના કાન આમળીને ) હા હા, એ તો વીસરી ગયો પણ—

ગીતિ.

સ્વાર્થી શેઠ, નિઃસ્નેહી, કૃતઘ્ન, લોભી, મદાન્ધ ને માની:
પિશુન, વિતથવાદીને, ત્યજવા જાણી શ્મશાનની વાની.

અમરસત્ર—વિદ્યાધર ! વિદ્યાધર ! શું બોલે છે ?

ધનપાળ—કંઈ નહિ બાપજી, ગુરૂજનના અપમાનમાંજ એનાં માન છે.

વિદ્યાધર—અને લઘુજનનાં ધનમાંજ ત્હમારાં તાન છે. મહારાજા ગજસિંહનું ધન લુંટી લેઈ, હવે તો દયા રાખો, ધનપાળ શેઠ.

ધનપાળ—અરે, ભલા આદમી, મ્હારે લીધે મહારાજા ગજસિંહ જેવા પવિત્ર આત્માને તું કાં વગોવે છે ?

ગીતિ.

વિદ્યાધર—ગજ તો ધુળ ધરે છે, પૃષ્ઠ અને શિર ઉપર રમત માટે;
ધુળ ધુળ તો પણ રહે, ચગદાવાની, ખરી જતાં વાટે.

ધનપાળ—( આંખમાં રીસ દેખાડી ) પૃથ્વીનાથના દેખતાં તો વિચાર રાખ.

વિદ્યાધર—ઓહોત્ ! ધનપાળ શેઠ ! આવડી બધી આંખમાં

રતાશ કેવી ? ધુળની વાત કહી, કંઈ આપની આંખમાં તો ધુળ નથી નાંખી ?

**ધનપાળ**—( વધારે રીસ દેખાડી ) કૃપાનાથનો માનીતો નહત તો બતાવત ત્હને આમ બોલ્યાનું ફળ. શું કરૂં ! મહાદેવને ગળે સાપ વીંટાયો છે.

**વિદ્યાધર**—( ચાળા કરીને ) વાહરે, મ્હારા ગરૂડજી. પણ ખરે-ઇશ્વરે,

**(વસંતતિલકા.)**

ભોળા ઋણી ગરજુ માણુસ સાથ શૂરા
ધૂર્તો મળે વિનયમાં ન રહો અધુરા,
નિઃસ્નેહ સ્વાર્થ હૃદયે ધનનીજ માળા,
ક્યાંથી ઘડયા તમ સમાન ધનાઢ્ય કાળા ?

**અમરસત્ર**—હું દેખતાં આ અવિનય ? વિદ્યાધર, દૂર જા, ઉઠ. ( તલવાર ઉપર હાથ ધરે છે. )

**વિદ્યાધર**—આ હીંડયા, ત્હેમાં તલવાર ઉપર શો હાથ ? "ખરૂં કહેતાં માએ માર્યો." (જાય છે. )

**ધનપાળ**—મુઓ, એના ઉપર રીસ શી ? પણ એવાનો સંગ આપને ન શોભે.

**અમરસત્ર**—ટેવ પડી છે એને, પણ પેટ સાફ છે. વારૂ, એ ઘડી ગમત કરાવે છે.

**ધનપાળ**—હાજ તો એ ઘડી રાજાના રમકડાં છે.

**અમરસત્ર**—કહો શેઠ, હવે એકલા છો, કંઇ ફરમાશ ?

**ધનપાળ**—કંઇ નહિ કૃપાનાથ, આપની કૃપા.

**અમરસત્ર**—(મનમાં) કેવો શઠ, હજી કંહેતો નથી (તાણીને) બહુ સારૂ, કહો કંઈ નવી જુની વાત.

**ધનપાળ**—નવા જુનીમાં સેવકની વાત થાય છે, કે કોણ જાણે શું એ કર્યું કે અમર મહારાજે દુર કર્યા, ઘડપણમાં અપકીર્તિ થઇ પણ વારૂ, આમ આટલી પ્રીતિ રાખો છો તો મ્હોટાનો આશ્રય કોઈ દહાડો પણ સફળ થશે.

**અમરસત્ર**—( મનમાં ) શો લોભ ! ( તાણીને ) લોકના બોલ્યા સ્હામું શું જોવું ? લોક તો આમેય બોલે ને તેમેય બોલે કોઈ મ્હારૂં કેહે, કોઇ આપનું કેહે.

**ધનપાળ**—(મૂછના અગ્ર ઉપર અંગુઠો અને આંગળી મૂકી, મનમાં) ઠીક વાત ચાલે છે, આમાંથી પાછા દાખલ થઇ જવાય તો એકની ચાર સુભદ્રા લાવીશું માટે એ વાત જવા દેવી, (તાણીને) જી–હા–મ્હોડે કહેવું એ સ્વાર્થ ઠરે, બાકી મ્હારા કરતાં આપની અપકીર્તિ વધારે કેહે–લોકો તો કહે, ગજસિંહ મહારાજની આટલી આટલી ચાકરી કરી તેની કંઇ બુજ નહિ એમ કેહે.

**અમરસત્ર**—શેઠ, જગત કોણે જીતાયું છે, અંતઃકરણ વિરૂદ્ધ ન કરવું એટલે પ્રથમ તો ગમે તેમ પણ પરિણામે સ્થિર યશ મળે છે.

**ગીતિ.**

અબ્ધિ તરંગો જેવાં, લોક–વચન શિર વહો વહો નહિ વા,
અમલિન પુલિન સમું પણ, અંતર દે નહિ સુકૃતિ ખડ્ગ ચળવા.

**ધનપાળ**—કંઈ નહિ મહારાજ, પાળતા આવ્યા છો તે પાળશો એમાં કહેવું પડે તેમ નથી. બાકી આમાં તો સુકૃતિયે છે ને યશ પણ છે.

**અમરસત્ર નાટક.**

---

## નર્મદાશંકર.

---

### મંદ દીસતા સુધારકોને બોધ.

એકવાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાખવાનો હતો ને ત્હેને માટે તૈયારીપર આવી રહ્યા હતા; એક વાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઇ જઇ તે અર્થે ઉદ્યોગ કરતા હતા; એકવાર આપણે વલ્લભમતને તોડી પાડવાને ખાઇ પીને મંડયા હતા, એકવાર આપણે નવું મંદિર કહાડવાની તૈયારી કરતા હતા; એકવાર આપણે સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા; ને વર્તમાનપત્રોમાં લખતા હતા. એકવાર આપણે ખોટે માર્ગે પૈસો મેળવવાનું આહા? કેવા ધિક્કારતા હતા! એકવાર આપણે પરસ્પર મળતા ને લોકોપયોગી વિચારો કરતા હતા; એકવાર આપણે આપણું જોર વધારી વહેમજવનના ઉપર મોટો ધસારો કરવાની તજવીજમાં ખંતે રહેતા હતા પણ તે દહાડા ક્યાં ગયા? અફસોસ! આજકાલ તો આપણે પૈસાનેજ પરમેશ્વર જાણી પૂજ્યા કરીએ છીએ, આજકાલ

આપણે કહીએ છીએ કે ભાઇઓ જેમ બને તેમ પૈસા પેદા કરો ને પછે નચિંતે મનમાન્યો સુધારો કરીશું; આજકાલ આપણે કોઈ કોઇને મળતા નથી; આજકાલ આપણામાં કોઇની દાઝ નથી, આજકાલ આપણે કોઈ કોઈના મિત્ર નથી; આજકાલ આપણામાં વિવેક નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ ને ખંત નથી; (એક માત્ર પૈસો કમાવાની વાતમાં તે છે ખરાં) ટુંકામાં આજકાલ આપણે માણસ નથી, 'સુથારનું ચિત્ત બાવળીએ ને ઉંટને મ્હોડે ઝાંખરા' તેમ આપણાં ચિત પૈસા તરફ ને આપણાં મ્હોડાંપર પણ મુકયાની શરમ છે.

પૈસા મેળવ્યા પછી સુધારો કરીશું એ આપણું બહાનું છે; આપણામાંના જેઓને પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરે છે તે આડી રીતના કરે છે, કરશે તોપણ આડી રીતના. જુવાનીના જોશમાં થાય તે કામ ઘડપણમાં કરવાની ઉમેદ બાંધવી ત્હેનું નામ તે બહાનું કે નહિ? માત્ર પૈસાથી સુધારો થયો એવું ઇતિહાસમાં કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આજ જોવામાં આવે છે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા ને ઉંચી પ્રતિના સદ્ગુણો જોઇએ, પછી દ્રવ્યની સહાયતા હોય તો સુધારો વહેલો પ્રસરે; ન હોય તો મોડો પ્રસરે, અર્થાત્ લોકમાં વિદ્યા અને પ્રેમ શૌર્યાદિક સદ્ગુણો હોય તોજ તેઓ સુધરેલા કહેવાય. ત્હેમાં સુધારવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પહેલી જોઇએ. જે જે ઉપદેશકો થઈ ગયા છે તેઓ પ્રથમ નિર્ધન હતા; ત્હેમાંના કેટલાકે પોતાના ઉદ્યોગમાં રહીને પૈસો પેદા કર્યો હતો; પણ આપણે તો "શીરા સારૂ શ્રાવક થવું" એ કહેવત પ્રમાણે સ્વાર્થનો ને પરમાર્થનો ખરો ઉદ્યોગ છોડી દઈ, દેવ ટળી રાક્ષસ થયા છીએ. રાક્ષસ તો સારા કે શત્રુના ઉપર શૌર્ય વાપરે, પણ આપણે તો શૌર્ય વિના જનાની થઇ ગયા છીએ. વગર આવડતને લીધે ઉત્પન્ન થતી ચ્હીડમાં 'કમજોર ગુસ્સા બહોત' તેમ માંહો માંહે એકેકને પોતાની પાસેથી દૂર કરવામાં (રખેને હવે સુધારાવાળો કહેવાઉં ને વહેમી મંડળમાં અળખામણો થાઉં) અને એક બીજાને ચાવવામાં આપણું બાયલું રાક્ષસીપણું વાપરીએ છીએ. ઉપદેશકોએ તો દ્રવ્ય–માનનો લોભ ન રાખતાં દેશના કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યાં જવું જોઇએ. પૂર્વે આપણામાં તેમ હતું. બીજા દેશોમાં તેમ હતું ને આજ પણ છે. પેટને સાંસા પડતા એવા યુરોપખંડના કેટલાક વિદ્વાનો જેમ તેમ

ગુજારો કરી મ્હોટાં પુસ્તકો લખે છે, જે પુસ્તકો તેઓના મરણ પછ
લોકની જાણમાં આવે છે ને પછી કેટલેક વર્ષે ગ્રંથકારો પિતર રૂ
પોતાનાં યશસ્વી કૃત્યોની કીર્તિની વાસના લે છે–ધન્ય ધન્ય ! વા
પૈસો મળ્યો એટલે મદ ને આળસ ઘર ઘાલેજ. જેટલું જુસ્સા
બોલવું લખવું છે તે દુઃખના વખતનું જ સારૂં હોય છે. પૈસાથ
વિચારવાળું ને મહેનતવાળું કામ કરવાનું મન થાય નહિ. તેમ
થાય તો કામ સારૂં પણ થાય નહિ; અર્થાત્ પૈસાથી અને પૈસા મળ
પછી સુધારો કરીશું એ કહેવું કેવળ બાનું છે. વળી એમ કર
પૈસા કમાવા પછવાડે રોજ ૧૨ કલાક ગાળવા તો અઠવાડીયામાં
કલાક પણ મિત્રને મળવામાં અને આગળ થવાની મ્હોટી લડાઇ
સારૂ કવાયત શીખવામાં ગાળવો.

ભાઇઓ જેમ આપણું જોર નરમ છે તેમ વહેમજવનનું પ
નરમ છે. પણ આપણે ઘણા જ પાછા હઠ્યા છીએ ને હઠીશું. વહે
મજવન પણ હઠે છે પણ તે કીડીની ચાલે. (બન્નેને હઠાડનાર પૈસ
ખાન છે). પણ આપણામાંના કેટલાએક જેઓ વહેમજવનને નિંદ
તેઓજ ત્હેની પૂજા કરે છે. તેથી જ્યારે પાછી લડાઇ શરૂ થ
ત્યારે વહેમજવન આપણા ઉપર ખુબ દોડ કરી આવશે, જે ઉમંગથ
આપણે આરંભ કર્યો હતો તે ઉમંગ ને તે શ્રમ રાખી રહ્યા હત ત
વહેમજવનને દૂર નસાડયો હત પણ રે તેમ ન કરતાં આપણે આ
પાછે પગે દોડી પૈસાખાનના ગુલામ થઇ રહ્યા છીએ !

* * * * *

દુઃખને અંતે જે યશ તેજ ખરો યશ છે. ધનબળે દેશન
કલ્યાણ કરનારાઓના કરતાં તનમન બળથી દેશનું કલ્યાણ કરન
રાઓનું માન ને કામ વધારે ઉંચી જાતનું, ઘણીવાર રહે તેવું, અ
મૂલ્યવાળું છે.

હવે ગમે તેવા છીએ, થોડી પુંજીએ ઘણું દેખડાવીએ છીએ
કાયર છતે શૂરવીરનો ડોળ ઘાલનારા થઇ પડયા છીએ ગમે તે
છીએ તો પણ હવે જેવું આપણે ડોળ કર્યું છે તેવું મરતાં લગી રાખ
રહેવું જોઈએ. રે ડોળ રાખી રહેવું એટલું જ નહિ, પણ ઉપદેશન
વૃષ્ટિયે મનરૂપી ખેતરોને સદ્બુદ્ધિથી ભરપૂર કરી નાંખવાં જોઇએ
મૂળ કુળના ધર્મ કોણ રાખી રહ્યા છે ! બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું નથ
ને ક્ષત્રીમાં ક્ષત્રીપણું નથી, રજપૂતે જનોઇ ફેંકી દીધાં ને બ્રાહ્મણે મા

લોકલાજે રાખ્યાં છે. ખરૂં જોતાં, દેશ, રાજ્ય, કુળ, ધર્મ, રૂઢી વિદ્યા બધી વાતમાં આપણાં સેંકડો રૂપાંતરો થઈ ગયાં છે—આપણે બધી વાતે સંકર છીએ. હિંદુરૂપી વહાણ સેંકડો વર્ષ થયાં દુર્દશાના દરિયામાં તોફાન ખાઇ ખાઇને બોખું થઈ રહ્યું છે,—એટલું છે કે હજી પુરૂં ભાંગ્યું નથી. અંગ્રેજી રાજ્ય છે એ યોગ રૂપી હોકાથી કંઈ દિશા માલુમ પડવા લાગી છે. પણ આપણે ખલાસીઓ એક સંપે કામ કરતા નથી. ભાઇઓ ! પ્રથમ ગરબડ હોય તો પછી સ્વસ્થતા થાય, ગાજવીજ હોય તો વૃષ્ટિ સારી થાય ને ધાન્ય પાકે. ભીલ પીંઢારાઓએ રાજ્ય મેળવ્યાં છે તેમ આપણે આજકાલ સુધારાવાળા ગર્જના કરીએ છીએ તે એવીની એવી જારી રાખીશું તો દેશમાંથી વહેમ જવનને હાંકી કાઢવા સમર્થ કેમ નહિ થઇએ ? રે દીલગીર થવાનું એટલુંજ છે કે આપણે એ ઉદ્યોગ જારી રાખતા નથી.

ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યા જ્ઞાનનો પ્રસાર કરવો છે. શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘર સુધરાવટ કરવી છે. દેશી રાજ્યની ઉન્નત ઉરાડવી છે—ટુંકામાં નાના પ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઈ સઘળું થવાનું નથી. તો પણ શું આપણાં છોકરાં પણ નહિ કરે ? જો આપણે અમુક ગામ બાંધી જઈએ તો આપણાં છોકરાંઓને તેટલી મહેનત ઓછી ! તેઓ પછી ત્યાંથી આગળ વધશે.

રણમાં પડયા પછી હવે બીહીવું શું ? મહેનત કરતાં લડતાં મરવું એ સમાન પુરૂષાર્થ બીજો કીયો છે ? મરતાં લગી ઘાથી રીબાયા તોપણ શું લીધેલું પણ મુકવું ? ખરું કહું છું કે પાંચજ વીર નીકળે અને તેઓ સંસારી સુખની તૃષ્ણા મુકી દે અને રાત દહાડો સુધારો પ્રસારવાના ઉદ્યોગમાં રહે તો બેશક આપણે ઘણા આગળ વધીએ. રાજ્ય મદદમાં છે અથવા થશે, પણ ' આ દીન કહાં કે મીઆંકે પાઉમેં જુતી !' એ દહાડા કયાં કે આપણે પાંચ પણ એકઠા રહીએ ! પાંચ તે પાંચ હજારને ભારે પડીએ. પણ સંસારતૃષ્ણાવાળા અને એકલપેટા સ્વાર્થીઓથી શું થાય ! વિલાયત જવું સહેલું હોય તો વિલાયત જઇ આવનારને કોણ માન આપે ? જાતિભેદ ઝટ તોડાતો હોય ને પુનર્વિવાહ સહજ થતો હોય તો આટલી બધી ચુંથાચુંથ શાની થાય ? સંસારમાં સર્વ વસ્તુ નાશ પામે છે. એક માત્ર કીર્તિ નાશ પામતી નથી. માટે સુધારો કરી નામ કરવું અને આવતી પ્રજાને રૂડો દાખલો

આપવો એ આપણું પહેલું કામ છે. આપણે પરસ્પર વર્તવાની રીત જુદી છે. અલબત્ત એકેકના વિચારમાં અંતર તો હોય જ પણ તેટલા ઉપરથી માંહોમાંહે વેર મત્સર રાખવાં, દ્રવ્ય માનને અર્થે ખુશામતીઆ થવું, લોભમાં દોસ્તી બાંધવી ને બાંધીને ન નીભાવવી એ નીચ કુળનું લક્ષણ છે. પ્રીત કેઇ તો કે આગળથી જોઈ તપાસીને બાંધવી, બાંધી કે પછી ત્હેમાં આગળ એકાદું નઠારૂં નીકળ્યું તો પણ તેને નીભાવવું. જેની સાથે કામ પડયું, જેને માટે લોકોમાં ગવાયા જેને આપણે આપણું પોતાનું એકવાર પણ કહ્યું, જેની સાથે બેસીને પાન ચાવ્યાં, તેને બાંહે ગ્રહ્યાની લાજ એ બહાને પણ હરગીસ મૂકવું નહિ. પણ અફસોસ ! આપણે આજકાલ કોઇ કોઇના નથી ! હશે ! અગર ઘરમાં ગમે તેમ ભાઇઓ ભાઇ લડીએ તો પણ બહાર તો એકજ છીએ એમ બતાવવું જોઇએ. લાઇબલ કેસમાં ભાઇ કરસનદાસ મૂળજીના કેટલાએક મિત્રો ત્હેનાથી જુદા વિચારના હતા, જેઓનો વિચાર કોર્ટમાં જઇ શાહેદી પુરવાનો ન હતો તેઓએ કરસનદાસની શરમે તો થોડું, પણ સુધારાની લાજ જશે એટલા જ માટે આગળ પડીને શાહેદી પુરી. એ વેળા જે આપણા સાથીઓએ એકસંપીને શૂરવીરપણું બતાવ્યું છે તે નોંધી રાખવા જોગ છે, એવું જ સર્વ પ્રસંગે હોવું જોઇએ.

નર્મગદ્ય.

---

## સુધારાની નિષ્ફળતા.

હિંદુઓ જુના કાળથી એકજ ઠેકાણે છે, પરદેશી પરધર્મી જે દેશી થયા તે સાથે પણ ભળ્યા નથી. પંદર સોળ કરોડ જેટલી સંખ્યા પોતાની રાખીને સ્વધર્મની આણમાં સુખી છે. (બ્હારના લોકનો ઉપદ્રવ ઘણું કરીને નહિ) બ્હારના હુમલાની સ્હામા થવું, શત્રુને પાછા કાઢવા, ને કદાપિ તે દેશમાં ભરાય તો તેઓથી અળગા રહેવું, ખાવા પીવા લગ્ન વિગેરેનો સંબંધ કરવો નહિ, એ નીતિયે પ્રવૃત્તિથી દૂર રહેલા મુગલાઇના વિલાસમાં મોહ ન પામેલા, બીજા લોકના સંબંધથી નહિ પણ પોતાની બુદ્ધિએ પોતાનો ઉત્કર્ષ કરવાવાળા હિંદુઓનું ઐક્ય દેશ, કુળ, ધર્મ એ ત્રણે વાતે સઘન થયલું તેને શિથિલ કરવાને

સુધારાએ હામ ભીડી એ કેટલું ઉછંકળપણું? સુધારાવાળા વીસરી ગયા કે રાજ્યાશ્રયથી બહુ ફાવી ગયલા બૌદ્ધ ત્હેમાંનો એક પણ આજે હિંદુસ્થાનમાં નથી. લોક આ સૈકાના નવા થતા શોધના લાભ લેવામાં ફાવતા નથી; એ વિના પાછલા સેંકડો વર્ષના કાળમાં ભૂમિ, ધન, ધંધા વેપાર, વિદ્યા કળાના વિષયમાં કોઇ પણ વાતે ઉણા નહોતા. અને હમણાં જો કે, ધન ધંધાની અછત છે, ભૂમિનું ઉત્પન્ન જોઇએ તેથી વધારે સરકાર તીજોરીમાં જાય છે, તોપણ ભૂમિ કંઇ ઉપડીને બીજે કહીં જવાની નથી. નિવૃત્તિ વિષયમાં હિંદુઓએ ને પ્રવૃત્તિ વિષયમાં હિંદુસ્થાને જગતને મોહિત કીધું છે, હિંદુસ્તાનનું ધન જોઇ ખ્રીસ્તીઓ, આવ્યા વેપારને અર્થે, ને પછી અહીંની અવ્યવસ્થામાં ધણીઆતા થઈ બેઠા; ગરીબ હિંદુઓ પોતાનાં બૈરાં છોકરાં સાથે આજ પણ સુખી છે તેવા યુરોપમાં શ્રીમંતો પણ સુખી નથી. યુરોપમાં રાજકુળ નિરંતર ભયમાં રહે છે ને પ્રજાકુળ એકમેકથી સાવધ; એમાંનું અહીં કંઇ નથી. તો હવે કીયા નિસ્તાર ઉદ્દેશને અર્થે સુધારો લોકની પ્રવૃત્તિ વધારવાને ઇચ્છે છે?

ધર્મવિચાર.

---

## સ્વદેશાભિમાન.

આજકાલ હિંદુઓમાં જુના નવા વિચારોનાં યુદ્ધ ચાલે છે; એક પાસથી અનેકધર્મજ્ઞાતિબંધન શિથિલ થતાં જાય છે, ને બીજી પાસથી અનેક રીતે લોકનું ઐકય થતું જાય છે; લોકો સંસાર પ્રવૃત્તિને મુખ્ય માનવા માંડી છે ને તેઓ રસબુદ્ધિએ ને અર્થબુદ્ધિએ મંડળીઓ કરી કરી વધારે ઉદ્યમી થતા જાય છે; અંગ્રેજ સરકારની પ્રજારૂપે પ્રાંત પ્રાંતના લોકના ઉંચ નીચ સૌ ધારા ન્યાયની સત્તા તળે સમાન મનાય છે; ન્યાત લોકમાં માન મળે ત્હેના કરતાં દેશના લોકમાં માન મળે તે વધારે સારૂં છે એવી સમજ લોકમાં આવતી જાય છે, પ્રાંત પ્રાંતના વિદ્વાનો દેશ કલ્યાણના વિષયમાં માનને અર્થે, પરોપકારને અર્થે મંડળીઓમાં પોતપોતાના વિચાર જણાવે છે ને યથાશક્તિ કામ કરી દેખાડે છે; પ્રાંત પ્રાંતના શ્રીમંતો ધર્મબુદ્ધિથી કે માનબુદ્ધિથી કોડમાં કે શરમમાં દેશકલ્યાણમાં નાણું વાપરે છે ને નિર્ધન લોકને સાથે રાખી પંત્યાળે વેપાર ધંધા કરે છે; દેશી રાજ્યની પ્રજાએ

અંગ્રેજી રાજ્યની પ્રજાની સ્વતંત્રતા ઉપર મોહથી જોવા માંડયું છે; એ સંધા ઉપરથી જણાય છે કે જો કે આજકાલ દેશદાઝ, દેશપ્રીતિ ને દેશાભિમાન એ વિષે લોકને શુદ્ધ જ્ઞાન નથી તોપણ તેઓના મનનું વલણ ને તેઓની કર્મવૃત્તિ એ સમસ્ત દેશી જનનું ઐક્ય કરવા ભણી છે. એ ઐક્યને અર્થે બંગાળીઓ પ્રથમ ધર્મનો ને દક્ષણીઓ આજકાલ અવશ્યે સમૃદ્ધિ અર્થનો બોધ કરવા આગળ પડયા છે.

લોકનું ઐક્ય થશે એટલે દેશી સમસ્તનું એક સ્વરૂપ ઘડાઇ રહેશે ને પછી એ સ્વરૂપનું હુંપણું—દેશાભિમાન પ્રગટ જણાશે, ને તે પુષ્ટ થયું કે ત્હેના જય ગાજશે. આપણે સંસારના યશ સુખની સ્પૃહા ન રાખતાં કેવળ આચાર અહિંસાના ધર્મને મર્યાદા ભાવથી પાળીને આપણે પરતંત્ર અને દામણા થયા તો હવે તરત ને તરત પાછી ધર્મદ્વારા આપણી સ્થિતિ સુધરવાનો સંભવ નથી જ; અને નિવૃત્તિ શાંતિના વિચાર દબાઇ જઇ પ્રવૃત્તિ ઉત્સાહના વિચાર વધતા જાય છે. પ્રવૃત્તિની નીતિ ( નિવૃતિની નહિ ) પ્રબળ છે ને એ નીતિનું શ્રેષ્ઠ દૈવત સ્વદેશાભિમાન છે તો હવે હિંદુસ્થાનના ( મન ત્યાં અન્ન એમ સમજતા ) સકળ હિંદુઓને અને ( અન્ન ત્યાં મન એમ સમજતા ) મુસલમાન પારસીઓને એ સૌને સ્વદેશ હિંદુસ્થાનનું જ અભિમાન એજ મ્હોટું ઉત્તમ સુખદાતા દૈવત છે, પૂજ્ય ને આરાધ્ય છે. ધર્માભિમાન દૈવતનો કાળ ગયો ને દેશાભિમાન દૈવતનો કાળ આવ્યો તો હવે એનાજ ઉપર પૂર્ણ આસ્થા શ્રદ્ધા રાખવી; જેવું ધર્માભિમાનમાં દાખવ્યું તેવું ઔદાર્ય દેશાભિમાનમા દાખવવું ! દેશકલ્યાણને અર્થે, દેશી સમસ્તરૂપી મહાકુટુંબના કલ્યાણને અર્થે સહન કરવું ને મનન કરવું, તન મન ધન અર્પણ કરવા; ને પ્રસંગે પ્રાણ પણ અર્પણ કરવા, પ્રત્યેકના ઉદ્યમે સમસ્તની સમૃદ્ધિ વધારવી ને સમસ્તના સુખમા પોતાનું સુખ શોધવું;—એ નીતિ મનસા વાચા કર્મણા પાળવાથી આપણ સમસ્તની—દેશની સ્થિતિ ફરી પાછી સઘળી વાતે ઉત્તમ શોભશેજ શોભશે.

**ધર્મવિચાર.**

---

## નવલરામ.

### બીરબલ ચાતુર્ય.

(અકબર બાદશાહનો માનીતો દીવાન બીરબલ જેના ટુચકાઓ સુપ્રસિદ્ધ છે તે જ્યારે પ્રથમ દિલ્હી શહેરમાં આવ્યો ત્યારે દરવાનને સંતોષવા જેટલું દ્રવ્ય એની કને નહિ હોવાથી બાદશાહની મુલાકાત થઇ શકી નહિ. અકબરશાહ હમેશાં સવારના ઝરૂખે બેસી દરેક ફરિયાદીનો ન્યાય જાતે ચુકવતો હતો ત્યાં બીરબલે જઈ જાહેર કર્યું કે સરસ્વતી દેવીએ મ્હને આપેલો એક લાખની કીમતનો એક દુહો તમારા દરવાને ફાડી નાંખ્યો છે. ત્હેમાના ત્રણ ચરણ બીરબલને યાદ હોવાથી ત્હેણે બાદશાહને વિનંતિ કરી કે દરબારના કવિયો કને એ ચરણ પુરૂં કરાવી જોવું જેથી એને કદાપિ ચોથું ચરણ યાદ આવે. દરબારમાં તે દિવસે બીજી કાવ્યચર્ચા ચાલવાથી દુહો પુરો કરવાનો વખત રહ્યો નહિ તેથી સાંજના દરબારપર એ કામ મુલતવી રાખ્યું ).

દરબારમાંથી ઉઠી બાદશાહ જનાનખાનામાં જોધપુરવાળી બેગમના મોહોલ તરફ વળ્યા. વરદી પહોંચતાંજ રાણી ધાઇને સામી આવી; અને લળીલળી મીઠાં મીઠાં વચનો રૂપી મનોહર ફુલે વધાવતી પોતાના ઓરડામાં તેડી ગઈ. ઘણા સત્કારની સાથે મખમલ જડેલા મિનાકારી સોનાના તખ્ત ઉપર બેસાડયા. દિવાલની વચમાં ઠેઠ ઉપરથી વાયુ આવવાની કરામત કરી હતી તે માર્ગે ફરફર પવન આવી રહ્યો છે, ત્હેમાંથી ગુલાબજળના બુંદો આખા ઓરડાને શીતળ તથા સુગંધીમાન કરે છે, સુખડના સ્તંભો ઉપર પાણી પડવાથી તે અજબરીતે બહેક બહેક થઈ રહ્યા છે, મેના પોપટ વગેરે પાળેલાં પક્ષીઓના કલ્લોલથી કલરવ થઈ રહ્યા છે, આઘેથી કોમળ સંગીત ધ્વનિ મંદ મંદ આવે છે, અને મોરનું એક સુંદર જોડું પાદશાહના તખ્તની સામાંજ આવીને કળા કરી થનથન નાચી રહ્યું છે, વગેરે અનેક સુખ સામગ્રીઓવડે પ્રેમપૂર્વક સત્કાર થવાથી બાદશાહને તે દિવસ ખરા ઉન્હાળાના હતા તોપણ ચોમાસાના જેવા લાગ્યા. ચંદ્ર જેવા મુખવાળી દશ દશ દાસીઓ દરેક બાજુ ઉપર કુંડાળે વળી છેટેથી વાયુ ઢોળવા લાગી, અને રાણી હાથમાં રત્નજડિત એક ન્હાનો વીંજણો લઇને તખ્તને ડાબે પગથીએ બેઠી. રાણીના એક ઇશારાની સાથે સોનાના

થાળમાં સ્ફાટિકના ખુમચાઓ પાદશાહની સામે આરસના મેજ ઉપર રજુ થયા. ત્હેમાં દેશ દેશના ન્યામત મેવાઓ, ભાત ભાતની મીઠાઈ અને બિલોરી કાચની શીશીઓમાં રંગ બેરંગી, ઘણાજ ખુશબોદાર અને બર્ફના જેવાં ઠંડાં શર્બતો ભર્યા હતાં; રાણી ત્હેમાંથી પોતાના કોમળ હાથવડે લઇ લઇને આગળ ધરે, તથા લીલા પાનાની ન્હાની ન્હાની ચલાણીઓમાં એક એક જાતનાં શર્બતો ભરી "મ્હારા સમ આ તો જરા ચાખો" એમ આગ્રહ કરી રાજાને મોહ પમાડતી જાય. આ સરભરાથી બાદશાહ ઘણોજ પ્રસન્ન થઈ બોલ્યો "હે પ્રિયે જેવો આજે દરબારમાં વિદ્યાનંદ જામી રહ્યો હતો તેવો જ ત્હારા મહેલમાં ત્હેં વિલાસાનંદ જમાવી મુકયો છે." એમ બોલી સભાની સઘળી હકીકત કહી; બીરબલની ચતુરાઇનાં બહુ વખાણ કર્યાં, અને રાણીને કહ્યું "તું પણ કાવ્યકળાની વિનોદી છે, તેથી જો! ત્હારાથી એ સમસ્યા પૂર્ણ થાય છે?

**"अहोरात्र जागृत खडे मम रक्षक महाशक्त**
**यों कह सुखे सुवे सदा ?.... .... ...."**

રાણીએ તે સમસ્યા સાંભળીને હસીને કહ્યું કે મહારાજની ઇચ્છા છે તો હું પણ મ્હારી શક્તિ પ્રમાણે પાદ પૂરણ કરીશ પણ એક બે ઘડી થઇ મ્હેં આપણા બાળ શાહજાદાને સંભાળ્યો નથી તેથી ત્યાં જો આપ પણ પધારશો તો બાળલીલા જોઇને બેશક આનંદ થયા વિના રહેશે નહિ. એ માત્ર છ માસનું બાળકજ હતું અને ત્હેના ઉપર પાદશાહની ઘણીજ પ્રીતી હતી. તેથી તેઓ બંને ત્યાં ખુશીથી ગયાં. જઇને જુએ છે તો તે પારણામાં લાંબા હાથ કરી ભર ઉંઘમાં પડયો છે અને ત્હેનું હસતું મ્હોં પૂર્ણિમાના ચંદ્ર જેવું ખીલી રહ્યું છે. પુત્રપ્રેમથી તે બંનેએ એના મ્હોં તરફ કેટલીક વાર જોયા કર્યું. થોડી વાર વાદળું આવતું હોય તેમ ત્હેની ભમર સંકોડાઈ, ત્હેણે પાસું ફેરવ્યું અને જરા ઉંકારો મ્હોં બહાર નીકળ્યો જ નથી એટલામાં તો રાણીએ ટપ પાદશાહની સોડમાંથી ખસી ત્હેની આશ્વાસના કરી, પયપાન કરાવ્યું, અને તેનું મુખકમળ પાછું પ્રફુલિત થયું. પાદશાહ પાએક કલાક ત્યાં ઉભા રહ્યા તેવામાં ત્હેણે જોયું કે રાણીએ કરોડવાર તે બાળકની સંભાળ લીધી. અને તે તો મ્હારી સંભાળ લેનાર સદાકાળ હાજરજ છે એવા દૃઢ વિશ્વાસથી નિશ્ચિંતપણે ઉંઘ્યાજ કરતો

હતો. એથી તેણે રસમય કંઠે કહ્યું કે, ખરે જગતમાં માનો બાળક ઉપર પ્રેમ, અને બાળકનો મા ઉપર દૃઢ વિશ્વાસ એ બંને અપૂર્વ વસ્તુ છે, રાણીએ કહ્યું કે મહારાજ બીરબલની સમશ્યા પૂર્તિ હવે આપના આગળ સાક્ષાત્કાર થઇ. એમ કહી નીચે પ્રમાણે તે દુહો પુરો કરીને બોલીઃ

**“ अहोरात्र जागृत रहे, ममरक्षक महाशक्त**
**यों कह सुखे सुवे सदा ? बाळक मातासक्त.**

બેશક બાળક જે માની પ્રીતિમાં આસક્ત છે તે હમેશાં એમજ જાણે છે કે રાત દહાડો મારી સંભાળમાં એ જાગૃતજ છે, વળી મ્હારી મા મહા શક્તિમાન છે એમજ તે સમજે છે. એને જે દુઃખ થાય તે માથી ટળે એવું હોય કે નહિ, તોપણ બાળક તો એમજ જાણે છે કે મ્હારી મા તે દૂર કરશે. એવા દૃઢ વિશ્વાસથી તે નિરાંતે સદા સુખમાં સુવે છે, એ તો આપે પ્રત્યક્ષ જોયું, અને તેથી મ્હારી અબળા બુદ્ધિ પ્રમાણે તો એ સમશ્યા આ રીતે પુરાઇ. ”

અકબર તો આ સમશ્યા પૂર્તિ તથા તે સાક્ષાત્કાર કરવાની રાણીની ચતુરાઇ જોઇને ખુશ જ થઈ ગયો. એ હર્ષથી બોલી ઉઠ્યો કે, ધન્ય છે રાણી ત્હારી રસિકતાને ! ત્હમે રજપૂતાણીઓ ત્હમારી ચતુરાઇને માટે વખણાઓ છો એમાં કાંઈ આશ્ચર્ય નથી. મ્હને નિશ્ચય છે કે મારી સભામાંનો કોઈ પણ પંડિત આવી રસભરી રીતે સમશ્યા પૂર્તિ કરવાનો નથી. મ્હને લાગે છે કે સરસ્વતીનું ચરણ એજ હશે, અને કદાપિ નહિ હોય તો હું કહું છું કે, સરસ્વતી કરતાં પણ રસવતી ચઢે. પાદશાહને આ સમસ્યા પૂર્તિ એવી મનમાનતી લાગી, કે હવે સભાવાળાઓ એથી વધારે શું કહી શકશે. તે જાણવાનીજ જિજ્ઞાસા એના મનમાં પળેપળે કુદકારા મારવા લાગી; અને તેથી તેણે સાંજનું દરબાર રોજ કરતાં વહેલુંજ ભર્યું. દરબારમાં આવતાંજ પોતે બીજી કાંઇ વાત ન કાઢતાં પેલી સમશ્યા આગળ કરી, અને કહ્યું કે જોઉં હવે કોણ પૂરી કરે છે ? યાદ રાખજો કે એ સરસ્વતીકૃત છે અને તેથી જો ત્હમે આળસમાં રહેશો તો ત્હમારી અને આ સભાની શોભા રહેનાર નથી.

હવે અકબરની આ સભામાં જે જે લોકો આવતા હતા તે સઘળા થોડા ઘણા તો વિદ્વાન હતા જ. એના દરબારમાં છાલકામાં છાલકા

મીજલસીઆઓ પણ કાંઈ કવન કરવાની તો શક્તિ ધરાવતાજ હતા. અક્ષરશત્રુની તો અકબરના દરબાર તરફ ડોકીઉં કરવાની પણ હિંમત ચાલતી નહિ, તેથી આ સમશ્યા સાંભળી સૌ પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. અને સૌએ પોતપોતાની શક્તિ પ્રમાણે કોઈ રીતે ચોથું ચરણ તૈયાર તો કર્યું. પણ અકબરે એના ઉપર આટલો બધો ભાર મૂકયો હતો તેથી સઘળા રખેને આપણું ખોટું પડે એમ જાણી બોલવાને અચકાતા હતા. પરંતુ એ સભામાં મિયાંલબ્બે કરીને એક બહુબોલો, પતરાજીખોર અને ખુશામતીઓ અમીર બચ્ચો હતો તે તુર્ત બોલી ઉઠયો કે, જહાંપનાહ એમાં શો ભાર છે! આપનો પ્રતાપ એવો છે કે સરસ્વતીની તો શું પણ ત્હેના બાપનીએ સમશ્યા મ્હારા જેવો એક નાદાન અને કમઅક્કલ માણસ સાંભળતાંની સાથે પુરવાની તાકાત ધરાવે છે. એનું ચોથું ચરણ હું કહું:—

## अकबरशाह, अब जक्त.

હમણાં બેશક આખું જક્ત નિરાંતે ઉંઘે છે કેમકે આપ જેવા મહા શક્તિમાન અને જાગૃત પાદશાહ ત્હેમને માથે હાલ બીરાજે છે. બોલ બીરબલ ! ! ત્હારૂં ચોથું ચરણ આજ કે બીજું ? મ્હારૂં ચરણ નહિ લાગુ પડતું હોય તો ત્હેનો સબબ બતાવો. શું એ પ્રમાણે અકબરશાહનો પ્રતાપ નથી ?

અકબર બાદશાહને આ ખુશામતિઉં ચરણ બીલકુલ પસંદ પડયું જ નહોતું, કેમકે એના મનમાં તો જોધપુરવાળી બેગમનો રસમય અર્થ જ રમ્યા કરતો હતો. તોપણ મિયાંલબ્બેની તજવીજ જોઇને એને હસવું આવ્યું, એ ખંધા મીજલસીએ એવો પેચ નાંખ્યો હતો કે એનું કહેવું બધાને માન્ય કરવું જ પડે. બાદશાહનો એવો પ્રતાપ નથી એમ કોની તાકાદ કે કહે ? તેથી બાદશાહે સભાને ગભરાઈ જોઇ રમુજને સારૂં કહ્યું કે બોલ બીરબલ ! આ ત્હારૂં ચરણ હોય કે નહિ ? ત્હારી શારદા પણ મિયાંલબ્બેની પેઠે મ્હારી તારીફ કરવામાંજ હોંશિયાર હોય એમ જણાય છે.

" विदुनचेशक आपकी खुबीही एसी है " એમ પેલા ધીટ ખુશામતીઆએ ઉપલા મર્મવચનથી જરા પણ ખંચાયા વિના લાગલોજ ઉથલો વાળ્યો. બીરબલે જોયું કે મિયાંએ તો મ્હોંકાંણુ માંડી ! પાદશાહના પ્રતાપની ના કેમ કહેવાય ? અને તે વિના એ અર્થ કેમ

રદ કરવો એ સુઝે નહિ, તો પણ એણે ધીરજથી જવાબ દીધો કે, મહારાજ, શારદાકૃત ચરણ તો એ ન હોય, એ અહિંયાં લાગે છે કે નહિ તે જ્યાં આપ જેવા કદરદાન પાદશાહ અને જગન્નાથ જેવા પંડિત બિરાજ્યા છે ત્યાં મ્હારે બોલવું એ મ્હોટી બેઅદબી કહેવાય. એમ કહી જગન્નાથ તરફ નજર કરી, જાણે એમ કહેતો હોય કે હવે તો મહારાજ તમે રંગ રાખો તો રહે. જગન્નાથ પંડિતને હમેશાં તો સભામાં ખંડનવાક્ય સિવાય બીજું બોલવાનીજ બાધા હતી, પણ આ વેળા બીરબલને રક્ષણે આવ્યા ખરા. એનું કારણ એ હતું કે એક તો બપોરે એણે સભામાં પોતાની પ્રશંસા કરી હતી તેથી ખુશ થયા હતા અને બીજું ત્યાંથી ઉઠયા પછી ચક્રવક્રને પ્રથમ પૂજવાનો વિધિ બરાબર પાળનાર જે બીરબલ, તે જગન્નાથ પંડિત તથા મુલ્લાં ફૈઝીને ઘેર જઇને એવો તો નરમાશથી મશકો લગાડી આવ્યો હતો કે, તેઓએ ખરા દિલથી એને સહાય થવાનું કબુલ કીધું હતું. વળી અભિમાની પુરૂષોને માથું નમાવીએ તો તેઓ પોતાનું માથું આપતાં પણ આંચકો ખાય નહિ. તેથી બીરબલની આ દીનતા જોઇ ફક્કડ જગન્નાથે પોતાના કાન ફફડાવ્યા અને કહ્યું કે પાદશાહ ! બીરબલ ખરૂં કહે છે. આવું છેક અર્થ રહિતજ જે બોલે ત્હેના દોષ બતાવવા એમાંજ શરમ છે. આ સાંભળી બધા ચમક્યા; શું એ એમ કહેવાની તાકાત ધરાવે છે કે પાદશાહનો એવો પ્રતાપ નથી ? મિયાંલબ્બે તો છલકાઇને પુછવા લાગ્યા કે મ્હારો અર્થ શો ખોટો છે તે કહો. એણે જવાબ વાળ્યો, મિયા ! પાદશાહની રજા હોય તો તૈયાર છું. પાદશાહે કહ્યું, કહો રજા છે. જગન્નાથ પંડિત બોલ્યા. " પૃથ્વિપતે ! મિયાંલબ્બે શું કહેવાના હતા, ત્રણ ભુવનના લોકો જાણે છે કે આપણા અપૂર્વ પ્રતાપને બળે આપની પ્રજા સુખી છે અને હમેશાં નિરાંતે ઉંઘે છે. પણ અફસોસ ! એ અર્થ આ દુહાની સાથે લાગતોજ નથી. જો એને પ્રજાની ઉક્તિ ગણીએ, તો,ममरक्षक ને બદલે हमरक्षक કહેવું જોઇએ. " આનો ઉત્તર વાળવાનો વિચાર તો કર્યો પણ મિયાંલબ્બેના બોલ તો મ્હોમાંજ પાછા ગેબ થઈ ગયા; કેમકે એણે ધાર્યું હતું કે એ પાદશાહનો પ્રતાપ ના પાડશે પણ જગન્નાથે તો વ્યાકરણ દોષથીજ એનું ચરણ ઉડાવી દીધું. બીરબલે હસીને કહ્યું.

" **मियांलब्बे, पंडितराजने तो आपका चरनसें मूलहि काट के उडा दिया.** " એણે જવાબ આપ્યો. "**बराबर, तेरे यार**

**चरन तिझेहि मुबारक हो, आदमीको तो दोहि बस हे. सच बात मेरे प्यारे लेकिन, हे तिन चरनोवाले, तुं तो नहि आदमी और हेवान किसीमें रहा! इस्का करना कहा ?"**

આટલી જરા ટપાટપી થઈ રહ્યા પછી પાદશાહે **માનસિંગના** સામું જોઈ કહ્યું, રાજા સાહેબ, આપ એ સમસ્યા શી રીતે પુરો છો? રાજા **માનસિંગે** સલામ કરી નમ્રતાથી આટલુંજ કહ્યું.

## बादशाह बडबख्त.

આ સાંભળી કેટલાકે તો એમ ધાર્યું કે "હે મહા ભાગ્યવાન પાદશાહ" એમ કહી રાજા **અકબરશાહ** સાથે કાંઈ બોલવા જાય છે પણ જ્યારે એટલું બોલી ચૂપ રહ્યા ત્યારે બધાએ જાણ્યું કે એ તો સમસ્યાનું ચોથું ચરણ થયું. એનો અર્થ બધાએ આ પ્રમાણે કર્યો. "મ્હારા સુભટ સરદારો મહા બળવાન અને મ્હારી રક્ષા કરવામાં રાત્રિ દિવસ જાગૃત ઉભા છે એમ જાણી નશીબવાળા રાજાઓ નિરાંતે સુવે છે." પણ આત્મબળ ઉપર આધાર રાખનાર **અકબરને** આ અર્થ કેમ રૂચે? એણે કહ્યું "રાજાસાહેબ! આપના જેવા સરદારોની તો એમાં ખુબી છે, પણ પાદશાહોને માટે એ કાંઇ સારી રાજનીતિ કહેવાય નહિ." એમ કહી **અબુલફઝલના** સામું જોયું કે તરત તે ચતુર કારભારી બોલ્યો, બંદેનવાજ, દાલડાલનો ફરક તો મોટા મોટા મુનશી પણ ગણતા નથી. માટે આપે પણ નજ ગણવો જોઇએ. એમ કહી એણે રાજા માનસિંગનો અર્થ નીચે પ્રમાણે ઉથલાવી નાંખ્યો.

## बादशाह बदबख्त.

**અબુલફઝલ** આ શબ્દચાતુર્યથી પાદશાહ વગેરે સઘળાના મન પ્રસન્ન થયાં. પણ રાજા માનસિંગને તો બહુજ માઠું લાગ્યું. એ રાજા કંઈ હાલના જેવો અધીરો કે ગંડુ નહોતો. તે ખબરદાર, વિચારવંત થોડાબોલો અને બોલે તે પ્રતિપાદન કરી શકે એવો હતો. તેથી આ પ્રમાણે પોતાના બોલનું ખંડન થવાથી ત્હેને ગુસ્સો લાગ્યો અને બોલી ઉઠ્યો કે મ્હારી સમસ્યાપુર્તિમાં ઉત્તમ રાજનીતિ રહેલી છે, અને જો તે આ સભામાં કોઈથી નહિ સમજાતી હોય તો તે સમજાવવા તૈયાર છું. અકબરે જોયું કે માનસિંહને ખોટું લાગ્યું અને તેથી કહ્યું કે રાજા

સાહેબને તસ્દી લેવી પડે એ તો ઠીક નહિ. આ સભામાં કોઇ એમના વાક્યનો ગૂઢાર્થ સમજાવો. બધા એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા, બાદશાહે જગન્નાથ પંડિત તરફ નજર કરી, એટલામાં **બીર**બલે હિંમતથી બોલવું શરૂ કર્યું. "સાહેબ! એ દુહાનો પ્રસંગ સમજ્યા વિના એની ખુબી નહિ સમજાય. આપના જેવા એક પ્રતાપી પાદશાહ વિક્રમાજિત એક સમે નગરચર્યા જોવા નીકળ્યા; અંધાર પીછેડો ઓઢી શયનગૃહમાંથી નીકળે છે તેવાજ બારણા આગળના રખેવાળોએ "કોણ એ" કરી ગર્જના કરી તેમજ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં નાગી તરવારો લેઇને પહેરો ફરતા હતા તે પણ તેવાજ જાગૃત માલમ પડયા; તેથી પોતે અદૃશ્ય થઇને નગરચર્યાએ ચાલ્યા. જ્યાં જુએ ત્યાં ચોકીદારો ખડા ને ખડા. બારે દરવાજે ફરી વળ્યા પણ કોઈ રખવાળને ઉંઘતાં કે બેઠેલો જોયો નહિ. તેથી તેમણે બારમા દરવાજા આગળ પહોંચતાં આ પ્રમાણે કહ્યું:—

**अहो ! रात्र जागृत खडे, मम रक्षक महाशक्त.**

આ શબ્દ સાંભળતાંજ ત્યાંના ચોકીદારો તે શબ્દને અનુસાર ત્હેના ઉપર વાઘની પેઠે કુદી પડયા, અને કાંડું ઝાલી બંધન કરવાની તૈયારી કરવા લાગ્યા. હું પાદશાહ છું એમ સુચવવાને માટે ઉપલી લીટી પોતે ફરીથી બોલ્યા. ચોકીદાર સમજ્યા તો ખરા પણ સ્પષ્ટ બોલાવવાને સારૂ જવાબ આપ્યો કે:—

**यों कह सुखे सुवे सदा बादशाह बडवख्त.**

મતલબ અમારો પાદશાહ એમ સમજે છે તેથી તો તે નિરાંતે આ સમે સુતો હશે અને ત્હમે તો કોઈ ચોરજ છો, અમારા પાદશાહને પોતાના સરદારોનો અણવિશ્વાસ ન હોય એમ વ્યંજન કરી પોતાની જાગૃતિ બતાવી. વિક્રમરાજા ખુશ થઇ ગયા અને ત્હેને સભામાં બોલાવી સ્હવારે ઘણો શિરપાવ આપ્યો. માટે, મહારાજ!" **બીર**બલે કહ્યું કે "આ રીતે પ્રસંગ સમજતા આ દુહામાં રાજનીતિનો કાંઇ દોષ આવતો નથી. એમાં સરદારોની ભક્તિ તથા પાદશાહની કદરદાનીજ વર્ણવી છે."

પાદશાહે કહ્યું, શાબાશ! રાજા સાહેબ, ત્હમારૂં બોલવું બહુ ગૂઢ છે. ઘણાને તો **બીર**બલ જેવાની સહાયતા વિના ભાગ્યેજ સમજાય;

વાર હવે કોઇ બીજાને આ સમશ્યા પુરવાનું મન છે? એ ઉપરથી વિષ્ણુસ્વામી કરીને એક ગોસાઈ ત્યાં બેઠો હતો તેણે કહ્યું.

## आस्थारूढ हरिभक्त.

'**હરિ**' નું નામ સાંભળી **જનુનુદ્દીન** મુલ્લાં ચીડવાયા. કોઈ ભલા મુસલમાને કહ્યું કે **હરિ** કહો કે **રામ** કહો, અર્થ તો **અલ્લાજ** થાય છે. વસ્તુ એક છે તો નામને માટે શું લડવું જોઇએ? આ સાંભળતાજ મુલ્લાંજી હાથથી ગયા. **मुझी-ई-तुं क्या समजता है? दोनमे वस्तु है हि किधर? नामकी हि सब तकरार है.** આ બોલવાથી **જનુનુદ્દીનમાં** જનુન સિવાય ખરા દીનની કાંઈ સમજ નહોતી એ સાફ જણાઈ ગયું અને તેથી શાણા લોકો કાંઇક કંટાળાની સાથે હસી એને તુચ્છ ગણવા લાગ્યા. પણ એના મનમાં તો એ ડહાપણની વાત હતી અને **દીનને** નામે બાદશાહનું અપમાન કરવું ત્હેને તો એ ગાઝીપણું સમજતો હતો, તેથી બોલ્યો **पादशाह तुं मुसलमोन है कि काफिर? अफसोस! अफसोस! मे अब मेरे जैफ चस्मोंसे क्या देखता हुं? बीरबले** ધીમે રહીને જવાબ દેતો હોય તેમ કહ્યું કે **कुच नहि देखते हो? अल्लाको नहि तो फिर दुसरा क्या देखोगे? बीरबलनुं** આ ડુસકું સાંભળીને તથા મુલ્લાં ચશ્માં ચઢાવેલી આંખે ડોળથી આસપાસ રોહલું રોહલું જોતા હતા તે જોઇને સભામાં ચોપદારથી તે બાદશાહ સુધી સર્વને ખડખડ હસવું આવ્યું.

એવામાં રાજા **તોડરમલ્લ** સભામાં આવી પહોંચ્યા. એ હિંદુ દિવાન બીજા સભાસદોના જેવોજ ચતુર અને વિદ્વાન્ હતો, પણ પોતાના જમાબંદીના કામમાં એટલો ગુંથાએલો રહેતો હતો કે એને આવી વિદ્યાવિનોદી મંડળીઓમાં આવવાનો ક્વચિતજ અવકાશ મળતો હતો; તેથી બાદશાહે એને વિશેષ આવકાર દીધો અને અત્યાર સુધી જેટલી સમશ્યાપૂર્ત થઈ હતી તે કહી સંભળાવીને પુછ્યું કે રાજા! ત્હમે શું કહો છો? **તોડરમલ્લે** પ્રથમ તો પોતાની દીનતા બતાવી આનાકાનીજ કર્યા કીધી, પણ એમ કરતાં જ્યારે વિચારનો પુરતો વખત મળી રહ્યો ત્યારે નીચે પ્રમાણે ચોથું ચરણ ઉભું કર્યું:—

## बालक, भूप सुभक्त.

અકબરે હસીને કહ્યું કે, દિવાન સાહેબ વિના સર્વોળો કોણ બાંધી આપે? રાજા તોડરમલ્લે ખુબ કરી? સઘળાની વાત આવી ગઇ અને કોઇની તકરાર રહી નહિ, જોઇએ, હવે બીરબલ શું કહે છે? બોલ ત્હારૂં શારદાકૃત ચરણ શું છે?

બીરબલે નમ્રતાથી ઘણી કુર્નિસો બજાવી ઉત્તર આપ્યો કે જહાંપનાહ! જ્યાં આવા આવા વિદ્વાનો ભેળા થાય છે ત્યાં ત્હેમના તેજથી શારદાદેવી અહોનિશ હાજર જ હોય છે અને તેથી ત્યાં જે નિર્ણય થાય તે કેમ ખોટો હોય? તથાપિ મ્હારૂં ચરણ કાંઇક એથી જુદું છે, પણ ઝાઝો ફેર નથી. રાજા તોડરમલ્લ સાહેબ! "બાલક" ત્હેને ઠેકાણે મ્હારા પાઠમાં "બાલકુ" છે. બાદશાહે પુછ્યું, એ બે શબ્દોના અર્થમાં કાંઈ ભેદ છે? તોડરમલ્લે જવાબ આપ્યો "નાજી પણ બાલકુ એ જુનું અને કાંઇક રસિકરૂપ છે તેથી મ્હારા કરતાં એ સમશ્યાપૂર્તિ સારી છે એમ હું કબુલ કરૂં છું."

બીરબલે રાજા તોડરમલ્લને સલામ કરી કહ્યું, "આપ લાયક આદમી છો એટલે વિવેક કરો એમાં કાંઇ નવાઈ નથી." પછી બાદશાહ તરફ નજર કરી બોલ્યો કે, પૃથ્વીપતિ? રાજા સાહેબની સમશ્યાપૂર્તિ યથાર્થ છે. મ્હારા અને એમના શબ્દોમાં કંઇ ભેદ નથી પણ મ્હારો શારદાકૃત દુહો છે તેથી વિચારીને જોશો તો કાંઈ બીજી પણ ચમત્કૃતિ નીકળી આવશે. બાદશાહે ચોતરફ જોયું કે કોઇ બીજી ચમત્કૃતિ એમાંથી કાઢી આપે છે? મિયાં ફૈઝીએ કહ્યું, "હાજી આ દુહાની ખુબી એ છે કે રાજા માનસિંગ અને મુલ્લાં અબુલફઝલની સમશ્યાપૂર્તિમાં જે વિરૂદ્ધતાઓ આવી હતી તે બંનેનો સમાવેશ એમાં થઈ જાય છે જો,

## बाल, कुभूप सुभक्त.

એમ શબ્દ તોડીને વાંચીએ તો જુદો અર્થ નીકળે અને નહિ તો સાધારણ રાજા લોકોને પસંદ પડતો જ અર્થ દેખાય.

## बालकु, भूप, सुभक्त.

બાદશાહ આ સાંભળી ઘણો પ્રસન્ન થયો અને સર્વનાં વખાણ કરવા લાગ્યો. એણે કહ્યું કે મ્હારી સભામાં આવાં રત્ન પરમેશ્વરે આપ્યાં છે તેથી ત્હેનો હું ઉપકાર માનું છું. વારૂ પંડિતરાજ! ત્હમે

કાવ્યશાસ્ત્રી છો, તેથી નિર્ણય કરો કે આ સઘળાં ચરણોમાં સૌથી સારૂં કોને ગણવું. મ્હારી નજરમાં તો એ સઘળાં સારાં લાગે છે. જગન્નાથ પંડિતે ધીમેથી ઉત્તર આપ્યો કે બધાંએ ચરણ રસિક છે ખરાં તો પણ કવિકૃત તો **બીરબલનું** જ કહેવાય.

ફૈઝીએ પૂર્વપક્ષ કર્યો કે રસ છે તો કવિતા છે અને કવિતા કહી તો પછી તે કવિકૃતિ થઇ જ ચુકી. જગન્નાથે હસીને કહ્યું "મિયાં ફૈઝી, આજે ત્હમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે, **वाक्यं रसात्मकं काव्यम्** એ આધાર ઉપર ત્હમે કુદતા હશો પણ રસ શબ્દનો અર્થ ત્હમે સાધારણ રીતે સમજો છો એવો નથી, અથવા રસનો અર્થ તેમજ ત્હમારે કરવો હોય, તો હું કહું છું કે કાવ્યમાં રસ કરતાં પણ કાંઈ બીજી વસ્તુ જરૂરની છે."

આ સાંભળી બધા પંડિતરાજના સ્હામું જોવા લાગ્યા એમાં કોઇને કાંઇ સમજાયું નહિ, અને ખુલાસો માંગવાની હિંમત ચાલે નહિ. ત્યારે પાદશાહે કહ્યું કે ત્હમારૂં બોલવું ઘણું ગૂઢ છે તેથી મ્હને વિસ્તારથી સમજાવો. "ઠીક સાહેબ" એમ કહી જગન્નાથે આ પ્રમાણે ખુલાસો કર્યો. હર્ષ શોકાદિ નાના પ્રકારના મનોવિકારને સાધારણ રીતે રસ રહે છે. જો એવો રસ જે વાકયમાં હોય ત્હેને કવિતા કહીએ, તો બહુ વિપરીત થશે. પ્રાણી માત્રમાં મનોવિકાર છે અને તેથી વિકારી સ્થિતિમાં તે જે બોલે ત્હેને કવિતા કહેવી પડશે. કૂતરૂં ચ્હીડાઇને ભસવા માંડે તો તે વીરરસ કહેવાય અને કોઈ પોતાના બાપની પછાડી પોકશ્રાદ્ધ કરતો હશે તે કરૂણારસની કવિતા કરે છે એમ કહેવું પડશે. પ્રિય મરણના શોકથી એ જે વિલાપ કરતો હશે ત્હેમાં કદાપિ કરૂણારસ હશે ખરો પણ એ કરૂણારસની કવિતા કરે છે એમ તો નહિજ કહેવાય. એમ તો પ્રાણી માત્ર સુખ દુઃખને સમે કવિ છે અને કવિમાં કાંઇ વિશેષ રહેતું નથી. અર્થાત્ પોતાના જ અનુભવની વાત કરનારો ગમે એવું રસમય બોલે તો પણ તે કવિ છે એમ નહિ કહેવાય. જો ત્હેની વાણીમાં રસ છે, તો તે રસિક માત્ર છે એટલુંજ સિદ્ધ થાય છે. કવિ તો તેજ કે પોતાના અનુભવની બહારની કથા વર્ણન કરતાં પણ તદ્રુપ રસને દર્શાવી શકે.

આ સમસ્યાપૂર્તિ જે જે લોકોએ કરી છે ત્હેનો નિત્યાનુભવ વિચારી જોશો તો આ મ્હારૂં કહેવું વધારે સમજાશે. બાળકની લીલા

અવલોકવી અને ત્હેની પ્રીતમાં મસ્ત રહેવું એ માતાનો ધર્મજ છે તે પ્રમાણે રાણી સાહેબે વત્સરસ મુકીને આ દુહો પુરો કર્યો એમાં કાંઇ આશ્ચર્ય નથી, તેમજ રાજા માનસિંહ જેવા શૂરા સરદાર પાદશાહના સંરક્ષણ પછાડી મંડી રહ્યા છે ત્હેને એમ લાગે છે કે અમે છઇએ ત્યાં બાદશાહને કંઇ પણ ફીકર રાખવાની જરૂર નથી એ સ્વાભાવિક અને નિત્યનુંજ કર્મ છે. અબુલફઝલ જેવા દિવાન જેનું કામ હમેશાં સારી મસલત આપવાનું છે ત્હેને એમજ લાગે કે ગમે એવા સરદાર હોય પણ ત્હેની ઉપર ભરોંસો રાખી બેસી રહે તો તે 'बादशाह बदबख्त' જ જાણવો. વિષ્ણુસ્વામી ભક્ત છે એટલે એમને પરમેશ્વર ઉપર અચળ આસ્થા રાખવાનું જ સુઝયું. એ પ્રમાણે એ સર્વે જણે તો પોત પોતાના નિત્ય વ્યવહારની જ વાત કહી—એમાં કાંઈ કવિતા કરી એમ કહેવાય નહિ. તોડરમલ્લ રાજા બડા હિસાબી છે એટલે આ બધાની વાતો સાંભળીને માત્ર ત્હેનો સર્વાળોજ કરી આપ્યો. પણ બીરબલ જેને એમાંનો એકે અનુભવ નહિ તેણે એ બધાનો અનુભવ રસમય વાણી, છટાથી દર્શાવ્યો, માટે એજ કવિ, એનીજ વાણી શારદાપ્રેરિત એવો મ્હારો તો અભિપ્રાય છે.

બાદશાહે રાજી થઇને બીરબલને "કવિરાય" નું પદ આપ્યું, અને તે દિવસથી એને એજ નામે બોલાવવા લાગ્યો.

**નવલગ્રંથાવલિ. ભાગ. ૧.**

---

## નર્મકવિતાની પ્રસ્તાવનામાંથી.

નર્મકવિતાને પ્રસ્તાવનાની જરૂર શી? પ્રસ્તાવના, એટલે ગ્રંથના ગુણ પરિશ્રમાદિક સંબંધી જે પૂર્વકથની, તે તો નવા અજાણ્યા પુસ્તકને માટે હોય. પ્રસિદ્ધ પુસ્તકોનું નામ એજ ત્હેની મ્હોટી પ્રસ્તાવના છે. સોનાને રસવું શું અને સૂર્યને ઓળખાવવો શો!

એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચુકયું છે કે આ જમાનાના કવિ તે બેજઃ—નર્મદાશંકર અને દલપતરામ. આ સમે કવિતા કરનારા તો જોઇએ તેટલા છે, અને ત્હેમાં થોડાક સારા કવિ પણ છે; પરંતુ જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વે ગુજરાતીના

મનમાં આ બેમાંનાજ કોઇએકની થાય છે. ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાથી વૃદ્ધ પર્યંત સર્વેને જાણીતા એવા તો આ જમાનાના કવિ એજ બે છે. એ બંનેની પ્રસિદ્ધિમાં ફેર હશે, બંનેની પરસ્પર ગણનામાં મતભેદ છે, અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષપાત્રજ ઠેરવવા મથતા હશે, તો પણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો એ બંને આ જમાનાની કાવ્યમૂર્તિના પ્રતિબિંબરૂપે સમાનજ પ્રકાશતા માલમ પડે છે, દેશ કાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના તે તો એ બંનેની હવે પછીના જમાનામાં યથાર્થપણે થાય, પરંતુ જો એ બંનેની શૈલીનું કાંઈ પૃથક્પણે સ્વરૂપ જાણ્યું હોય, તો મિથ્યા ખેંચાખેંચ કોઇને રહે નહિ.

## નર્મદજીવનમાંથી જુવાનીનું ચગડોળ.

કવિની ઉમ્મર હજી ૧૭ વર્ષની હતી અને એનું મન પ્હેલવ્હેલું જ જુવાનીને ચગડોળે ચ્હડયું હતું. બધા માણસની જીંદગીમાં આ સમય કાંઈ કારમો જ કહેવાય છે. એ સમે પ્હેલાં નહિ અનુભવેલી એવી અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે. આત્મા ચગડોળે ચ્હડે છે અને છેવટે જે સ્થાયી વળણ તે લે છે ત્હેની ઉપરજ ઘણોખરો આખા ભવનાં અને પરલોકના પણ સુખ દુઃખનો આધાર રહે છે. આ આત્મમંથનમાંથી વિવિધ રત્નો પણ નીકળે અને ઝેર પણ નીકળે. કવિની જીંદગીમાં ૧૭ થી ૨૨ વર્ષની ઉમ્મર સુધીના સમયને અમે એનો આત્મમંથનકાળ કહીએ છીએ. આપણામાં ૧૬ થી ૨૫ વર્ષ સુધીનો વખત સાધારણ રીતે ગદ્ધાપચીસી કહેવાય છે. અને જો તે માણસને વિષયની ગદ્ધાઇમાં જ ડુબાવી મારે તો તે નામ ખરૂં છે. પણ આ સમે સ્ત્રીવાસનાનો જ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની તમામ મહેચ્છાઓ વ્યક્ત થઇ પ્રવૃત્તિ શોધે છે. આ રીતે જેટલો સ્ત્રીવાસનાનો તેટલોજ પરાક્રમ કરવા કે નામાંકિત થવાનો જુસ્સો પણ આત્માને ડોહોળી નાંખે છે. કવિની શબ્દવર્ગણીમાં બોલીએ, તો પ્રેમશૌર્ય એ બંનેનો ઉદય આ સમે વાંસના ઉગવાની પેઠે મ્હોટા ઉછાળાની સાથે થાય છે અને એ ઉછાળાથી આખો આત્મ ડોહોવાઈ જાય છે. પછી જેનો જેવો સંસ્કાર તે પ્રમાણે ત્હેનું રૂપ ઘડાય છે. સ્ત્રીવાસના સારા સંસ્કારે પ્રફુલ્લિત થઈ કોઈનામાં પૂર્ણ પ્રેમ અને

શુદ્ધ નિઃસ્વાર્થી સ્વાર્પણનું દિવ્યરૂપ ધારણ કરે છે, કેટલાકમાં વિલાસી પણેજ અટકે છે, કેટલાકમાં મર્યાદિત વ્યવહાર થઇ જાય છે, અને કેટલાકમાં પશુવત શઠતામાં જ ઉતરી પડે છે. તેમજ પ્રસિદ્ધિની ઇચ્છાઓ કોઇને ઘેલાઇ ને પતરાજી કરવા, કોઇને ધન પ્રાપ્તિ કરવા, કોઇને માન મર્ત્તબો મેળવવા અને કોઇને વિદ્યા, ધર્મ કે યુદ્ધનાં પરાક્રમો કરવા પ્રેરે છે. છેલ્લા વર્ગના પુરૂષોમાં આ લાગણી પર્યંતે નિર્મળ વિદ્યાભક્તિ, ધર્મભક્તિ, કે દેશભક્તિમાં, કૈવલ્યને પામે છે, ઘણામાં તો પ્રેમ ને શૌર્ય એ બંને વૃત્તિઓ પચાસ વર્ષની ઉમ્મર સુધીમાં શિથિલ થઇ ત્હેમને માત્ર દુનિયાદારીનાં માણસ બનાવે છે. કમાવું, કુટુંબને પોષવું અને બે પૈસા મળે તો ખરચી નાતજાતમાં સારા કહેવડાવવું એજ આ કાળમાં સાધારણ હિંદુઓ પોતાનું કર્તવ્ય સમજે છે. એથી ઉચ્ચ લાગણીઓ આ કે પરલોકની ક્વચિત જોવામાં આવે છે. અગર જો સ્વધર્મશ્રદ્ધા મ્હોટે તો અપ્રવૃત્તિકાળે બહુ બોલાય છે.

---

## આત્માર્પણ.

કવિપણાને યથાસ્થિત યોગ્ય થવાનો મહા પ્રયત્ન **નર્મદાશંકરનો** છેક સને ૧૮૫૯ ની આખર સુધી ચાલ્યો અને હવે પછી પણ પ્રસંગ આવે કાવ્યશાસ્ત્રનું જ્ઞાન વધારવાને ચુકતા નહિ તો પણ આ પ્રયત્ન-કાળનો આપણે અંત ૨૩ મી નવેમ્બર સને ૧૮૫૮ થી જ ગણીશું તો સુગમ પડશે, કેમકે આ દિવસે **નર્મદાશંકરે** પોતાની આખી જીંદગીનો જેપર આધાર, એવું એક પગલું ભર્યું. આ દિવસે નોકરીનું રાજીનામું આપ્યું (અત્યાર સુધી કાંઈ કાંઈ નોકરી કર્યા કરતા હતા) અને વળી મનથી નિશ્ચય કર્યો કે હવે પછી નોકરી ન કરતાં બધું જીવન **શારદા** સેવનને જ અર્પણ કરવું.

કવિ લખે છે કે "મ્હેં ઘેર આવી કલમના સ્હામું જોઇ આંખમાં ઝળઝળીયાં સાથે ત્હેને અરજ કરી કે હવે હું ત્હારે ખોળે છઉં," ઉભરાઈ જતા હૈયાનાં આ બે બોલ વાંચી કયા વાંચનારની આંખ પણ આનંદાશ્ચર્યની સાથે સજળ થયા વિના રહેશે? અને જ્યારે વિચાર કરીએ છીએ કે આ પ્રતિજ્ઞાથી જ પૈસા ટકા સંબંધી તો કવિને પોતાની લગભગ અર્ધી જીંદગી બહુ દુઃખમાં કાઢવી પડી, ત્યારે એ આનંદાશ્ચર્યમાં વધારે ગરકાવ થઈ આપણાથી એમ બોલી ગયા વિના રહેવાતું નથી કે "ધન્ય છે! કવિ! ત્હારી આ ઉંચી

મનોવૃત્તિને ?" નર્મદાશંકરની આ નિઃસ્પૃહી ઉચ્ચ મનોવૃત્તિએ દેશને તો બેહદ લાભ કીધો જ છે, અને એના પણ આત્માની ઉત્તરોત્તર વૃદ્ધિમાં એજ મહાસાધનભૂત થઈ હતી.

---

## કવિનો ભોજ.

કવિની ઉચ્ચ વૃત્તિ નર્મકવિતાના મ્હોટા પુસ્તકના ગ્રંથાર્પણ પ્રસંગે અમારા ખુદ જોવામાં આવી હતી. બધો ચોપડો છપાઇ રહી છેલ્લાં પ્રુફ આવ્યાં હતાં, તે દિવસે રવિવાર કે શનિવાર હોવાથી હું મ્હારા હમેશના રિવાજ પ્રમાણે સાંજના ચાર વાગે કવિને મળવા જાઉં છું તો ત્હેમને બારીએ મ્હારી રાહ જોઇનેજ ઉભેલા દીઠા. ઉપર જઇને જોતાં કોઈ દિવસ પણ નહિ દીઠેલી એવી ઉદાસીમાં ત્હેમને દીઠા. જાણવું જોઇએ કે મ્હારી સાથે આઠ વર્ષનો ગાઢો પરિચય હતો. તોપણ પોતાની ખાનગી મુઝવણો (દ્રવ્ય સંબંધી કે બીજી) કદી પણ ઉચ્ચારતા નહિ, અને કોઈની આગળ પણ તે પ્રદર્શિત કરવાનો સ્વભાવ નહોતોઃ—આવું એનું ધૈર્ય જોઇ બધાને આશ્ચર્ય થતું. આજે તો મ્હને જતાં વાર જ બહુ ખિન્ન અવાજથી કહ્યું કે "તમે કાંઈ જાણો છો ? કરસનદાસ ભાગ્યા!" શેઠ કરસનદાસ માધવદાસ કવિના મ્હોટા મિત્ર અને ગુણગ્રાહક હતા.

નર્મદ કવિનો ભોજ એ એજ. નર્મદાશંકરને કોઇની તરફથી પણ સારો આશ્રય મળ્યો એમ કહેવાય તો એની આખી જીંદગીમાં આ કરસનદાસ તરફથી જ. અત્યારસુધીમાં એની તરફથી નર્મદાશંકરને દશ બાર હજાર રૂપિયા મળ્યા હશે. બીજાઓ તરફથી કવચિતે મળેલા તો સો બસેંજ અને તે બધાનો કુલ સર્વાળો ભાગ્યેજ એક હજાર થાય. આ ઉપકાર બદલ નર્મદાશંકરનો વિચાર આ મ્હોટો ચોપડો કરસનદાસને અર્પણ કરવાનો હતો. અને છપાઇ ખર્ચ જેટલું તો મળશેજ એમ ખાત્રી હતી. પણ નર્મદની સઘળી આશાનો આ સ્થંભ તો શેરસટ્ટાના ઝપાટામાં એકાએક આ રીતે ભાગી પડયો. ત્હેની ખબર એજ દહાડે સુરતમાં આવી હતી. કવિએ મ્હને શોકનિમગ્ન હૃદયના ફીક્કા હાસ્યથી કહ્યું કે "જોયું, યોગનું મહાત્મ્ય ? પુરૂષ પ્રયત્ન શું ચાલે ! ?" પછીથી કરવું શું ત્હેની મસલત ચાલી. કોઇ વ્યવહારબુદ્ધિના મિત્રે સલાહ આપી હતી કે કરસનદાસને મુકી હવે ગ્રંથાર્પણ કોઇ બીજાને કરવું અને ત્હેની પાસેથી છપાઇ ખરચ મેળવવો. આ વાત

કવિને ગળે ઉતરી નહોતી, અને એનો ટેકી આત્મા બહુ ગભરાતો હતો. એના મનમાં મૈત્રીધર્મમાં ચુકવું નહિ એવો દૃઢ નિશ્ચય અને ત્હેની સાથે વ્યવહારનીતિમાં ભુલ્યો એમ પણ કહેવાય નહિ, ત્હેની મ્હોટી લોલુપતા. જ્યાં એ એનો વિરોધજ આવી પડેલો, ત્યાં બંનેનું સમાધાન શી રીતે થઇ શકે? મ્હેં કવિને પુછ્યું કે ત્હમે કરસનદાસ સાથે અર્પણ કરવાને બંધાઇ ચુકયા છો? તેણે કહ્યું "બંધાઇ ચુકયા જેટલે દરજ્જે તો વાત થઇ નથી; અને તેમ એણે પણ હું છપાઈ ખરચ આપીશ એમ કાંઈ સ્પષ્ટ કહ્યું નથી. પણ હું ગ્રંથ અર્પણ કરીશ અને એ મ્હને ખરચ કરતાં પણ વધારે આપશે એમ અમારા અકેકના મનમાં તે સમયની વાતચિત ઉપરથી લાગેલું ખરૂંજ." હું જાણતો હતો કે કવિને માથે આ વખતે ભારે કરજ હતું (કવિએ તો હજી સ્પષ્ટ ન કહેલું તો પણ) અને આ મ્હોટા ગ્રંથની છપાઇનો ખરચ એનાથી કદી પણ આપી શકાવાનો નથી, તેથી મ્હેં કહ્યું કે કરસ-દાસ સમજુ માણસ છે, અને તેથી ત્હમે જો વખતને માન આપશો તો હું નથી ધારતો કે ત્હેને ખોટું લાગે. સાચો સ્નેહિ હોય તો તેજ આ વખતે તમને એમ કરવાની સલાહ આપે. કવિએ કહ્યું કે "એ તો ખરૂં. પણ સવાલ એ છે કે બીચારો હાલ પૈસા આપવાની સ્થિ-તિમાં ન રહ્યો, માટે મ્હારે શું પ્રેમવૃત્તિ દેખાડેલી ત્હેમાંથી પાછા હટવું જોઇએ?" આનો જવાબ શો દેવાય? ચર્ચા તો ગંભીર રસ સાથે કલાકેક ચાલી, પણ એનું પરીણામ એજ થયું કે પ્રુફોની સાથે અર્પણ પત્રિકા કરસનદાસના નામની જ કવિએ બીજે દહાડે લખી મોકલી. "ધીર ધર ધીર ધર" નું પદ છે તે કવિએ આ પ્રસંગ ઉપરજ બ-નાવીને મોકલ્યું હતું, અને તે લખવાનો ઉદ્દેશ કરસનદાસ કરતાં પણ પોતાના જીવને ધીરજ આપવાનો વધારે હતો. આ સમેનો કવિના મનનો દ્રવ્ય સંબંધી ગભરાટ આ મ્હોટા પુસ્તકને અંતે "દુઃખ છે દુઃખ સંસારમાં" ત્હેમાંથી કાંઇક માલમ પડી આવશે.

---

## સુધારા સંબંધી વિચારમાં ફેરફાર.

પોતાના સુધારા સંબંધી વિચારો જ્યારે બદલાઇ ગયા ત્યારે તે જાહેર કરવાજ જોઇએ એમ એને પ્રતિપળે લાગવા માંડયું. એને માલમ હતું કે આમ કરવાથી હું મ્હારા સુધારાના સાથીઓમાં અળખામણો

થઇ પડીશ, અને કોઇને પણ "ભુલ્યા ત્યાંથી ફરી ગણો." એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાન વૃત્તિથીજ ગમતું નથી. તે છતાં **નર્મદાશંકર**નો સ્વભાવ મૂળથીજ પોતાના મનમાં જે મનાયું તે નીડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડયું. અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું. અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાયલા વિચારો પોતાના મનમાં જ રહેવા દે છે, અથવા ખાનગી મંડળોમાં જ સાથીઓનાં મ્હોં જોઇ જોઇ ધીમે ધીમે ઉચ્ચારે છે; અને જાહેરમાં તો થોડો ઘણો સુધારાનોજ ડોળ રાખ્યા કરે છે. આવી અપ્રમાણિક ભીરૂ કહેણી રૂહેણી **નર્મદાશંકરે** ન રાખી તે માટે અમે તો એને ઘણીજ શાબાશી આપીએ છીએ. એના જેવા અભિમાની માણસ પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનુંજ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિલોભ જઇને આ વેળા **નર્મદાશંકર**ના મનમાં શુદ્ધ દેશહિતજ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને જે દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્ત્તવ્ય સમજીને સમજાવ્યો.

**નર્મદાશંકર**ના ફેરવાએલા વિચાર ખરા છે કે ખોટા એ જુદો સવાલ છે. પણ એણે વિચાર ફેરવ્યા માટે એની બુદ્ધિ ક્ષીણતાને પ્હોંચી હતી એમ માનવાને કોઇક સુધારાવાળા પ્રયત્ન કરે છે તે અમે બિલકુલ નાપસંદ કરીએ છીએ. છેવટની ઘડી સુધી **નર્મદાશંકર**ની બુદ્ધિ હતી તેવી ને તેવીજ તેજદાર અને સ્વસ્થ રહી હતી. ધર્મનો વિષયજ એવો છે કે ત્હેમાં ભલા ભલામાં પણ મતભેદ પડયા વિના રહેતો નથી. તેમજ એકવાર અંગીકાર કરેલા મતનો ત્યાગ કરવો એ પાંડિત્યને દુષણ લગાડનારૂં છે એમ બોલવાનેજ અમે અપાંડિત્ય ગણીએ છીએ. દુનિયામાં કેટલાક મહાપંડિતોએ પોતાના વિચાર ફેરવ્યા છે. એનો તાજો દાખલો ઇંગ્લાંડમાં દાક્તર **ન્યુમેન**નો મશહુર છે. એ **ઓક્ષફર્ડ** વિદ્યાલયનો બેનમુન હીરો અને એપિસ્કોપલ માર્ગનો એક મહાકુશળ અને ઉત્સાહી ધર્મગુરુ હતો. આ પ્રમાણે વીશ વર્ષ સુધી જાહેરમાં બોલ્યા લખ્યા પછી એણે પોતાના વિચાર ફેરવ્યા, અને **રોમન કેથોલિક** ધર્મના (ત્હમારી નજરમાં આવે તો કહો વહેમના) પ્રતિપાદક ગ્રંથો ઘણાક રચ્યા અને સર્વે કબુલ કરે છે કે તે ગ્રંથો એના બુદ્ધિ

વિદ્યાબળના ઉત્તમ નમુના છે, અગર જો એમ કહેનારને આ ગ્રંથના સિદ્ધાંતો માન્ય નથીજ. કેટલાંક વર્ષ ઉપર કોઇ લખનારે એની ઉપર આ ધર્માંતર બાબત હુમલો કર્યો. ત્હેને એણે એક દશ લીટીના જ ચર્ચાપત્રથી એવો શેહેમાત કરી નાંખ્યો હતો, કે આખું યુરોપ હસી પડ્યું, અને બધાએ કહ્યું કે, અલ્યા ત્હને તે ત્હારી કાદંબરીઓ મુકી આ જમાનાના સર્વોપરી નૈયાયિકનીજ સાથે વાદના રણમાં ઉતરવાનું તે ક્યાંથી સુઝ પડ્યું; મતલબ કે સમજુ માણસો બીજાના ધર્માદિક વિષયમાં જુદા મત જોઈ ત્હેમની બુદ્ધિ, વિદ્યા, કે પ્રમાણિકપણા વિષે કદી પણ ઉંધો વિચાર લઇ જતા નથી.

---

## મૃત્યુ.

સને ૧૮૮૬ ફેબ્રુઆરીની તા. ૨૫ મીને ગુરૂવારે આ આપણા ગુર્જર કવિ અને સાચા દેશભક્તે આ દુઃખરૂપ સંસારનો ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. આ સમર્થ, ટેકી અને સાચા નરના મરણથી આખા ગુર્જર પ્રાંતને ભારે ખેદ થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુઃખના પોકાર ઉઠવા લાગ્યા; વિરૂદ્ધ મતના પણ તમામ આર્યો એના ગુણજ સંભારવા લાગ્યા; અને વસ્તુતઃ બધાને એમ લાગ્યું પણ ખરૂં કે ગમે એવો હતો તોપણ આજે જે આ નર આપણા દેશમાંથી ઉપડી ગયો ત્હેની ખોટ જલ્દીથી પુરી પડવાની નથી.

વિદ્યાનો આનંદ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટ વાણી, નિસ્પૃહી ભાવના, ઉંચા ટેક અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહિ કહે ? અને ભાગ્યશાળી પણ શા માટે નહિ ? સંસારી દુઃખ તો બહુ વેઠવાં પડ્યાં. પણ ધન્ય છે, નર્મદ ત્હને કે ત્હેં ટેક સત્યાદિકની ઉંચ નીતિ ત્હારા જીવનને માટે ઉછળતી જુવાનીમાં જ ઓળખી કાઢી, અને તે પ્રમાણે જ ત્હારૂં આખું જીવન તું પૂર્ણ કરવાને શક્તિમાન થયો. "નવ કરશો કોઈ શોક" એવું જે પદ ત્હેં આવા અશુભ ટાંકણાને માટે અગાઉથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે, અને અમે તે હજારોવાર વાંચેલું સાંભળેલું તોપણ આજે જ્યારે ફરીથી જોઇએ છીએ ત્યારે માલમ પડે છે કે અહો તે વેળા પણ કવિએ પોતાને માટે કેવા

ઉંચા જીવનની મૂર્તિ ( Ideal of life ) બાંધી રાખી હતી, અને કેવા દારૂણ તપોબળથી આખરે અક્ષરે અક્ષર ખરી પાડી ! ત્હેં ત્હારૂં જીવન ખરેખરૂં જ કૃતકૃત્ય કર્યું છે, અને તેમ છે તો પછી આ નિરૂપણ ત્હને સદા અણગમતો શબ્દ "બિચારો" બોલીને શા માટે પુરૂ કરવું જોઇએ ? તુંજ ખરો યશસ્વી ને ભાગ્યશાળી હતો.

વાંચનાર, ત્હને છેલ્લી સલામ કરતાં પ્હેલાં અમે છેવટ એ પદ નીચે આપીએ છીએ* તે વાંચી એમાં સહજ શૃંગારનો ભાવ છે તે પ્રસંગ વિરૂદ્ધ જાણીને છોડી દે, અને પછી તું જો કે એમાં નર્મદાશંકરે પોતાનું પ્રકૃતિચિત્ર કેવું આલેખ્યું છે, તે કેવી ઉંચી પ્રતિનું છે, અને તે લખાએલું તે વેળા આપણને ગમે એવું અભિમાનની ઉક્તિ જેવું ભાસતું, પણ પર્યન્તે આએહુબ કેવું ખરૂં પડ્યું છે, અને તું કહે કે અમે **નર્મદાશંકરને** કૃતકૃત્ય અને ભાગ્યશાળી કહીએ છીએ ત્હેમાં શું ખોટું છે ? આ દુઃખમય સંસારમાં દુઃખ તો કોઇને કોઈ પ્રકારનાં સર્વેને માથે સરજેલાં જ છે, પણ જે ત્હેનાથી પરાભવ ન પામતાં પોતાના આત્માને કંચનવત આધક શુદ્ધિએ પહોંચાડી આ જગતમાં પોતાનો જશ અને બીજાને સારૂ ઉત્તમ નમુનો મુકી જાય છે ત્હેનું જ જીવન ધન્ય, કૃત્યકૃત્ય, અને ભાગ્યશાળી છે !

**નવલગ્રંથાવલિ–ભાગ બીજો.**

---

## નંદશંકર તુલજાશંકર.

---

### સંસારસાગર.

આ સંસાર એક મોટો વિકટ સાગર છે. ત્હેમાં કરોડો વહાણો હંકારાય છે, તે વહાણોમાં ત્હેના ધણી પોતાની સાથે સંબંધ રાખનાર માણસો લઇને બેસે છે. આ દરિયામાં અગણિત નાના મોટા ખડકો પાણીમાં ઢંકાયલા છે તે ઉપર કેટલાંએક વહાણો ગર્ભપુરી બંદરમાંથી નીકળતાંજ અથડાઇને ભાંગી જાય છે. અને ત્હેમાં બેઠેલાં ત-

* જુઓ "અવસાન સંદેશ" પૃષ્ઠ ૧૮૩.

આમ માણસો ગરક થઈ જાય છે. બીજાં કેટલાંએક થોડે આગળ ચાલ્યા પછી ડુબે છે. એ પ્રમાણે એક પછી એક વહાણ એ ખડકોને લીધે ભાંગતાં માલમ પડે છે અને બીજાં નવાં ગર્ભપુરી બંદરની ગોદીમાંથી દરિયા બહાર પડે છે, જ્યાંસુધી વહાણો મુક્તિપુરી બંદરે પહોંચે ત્યાંસુધી આખે રસ્તે સાગરનાં મ્હોટાં ઉછળતાં તોફાની મોજાંથી તેઓ ઉંચાં નીચાં થાય છે, અને હમણાં ડુબશે, હમણાં ડુબશે એવી ત્હેમાં બેસનારાઓને દેહેશત રહે છે. દરિયામાં ડુબેલા ખડકો સિવાય બીજા અગણિત ઉંચા આવેલા પત્થરની સીધી બાજુવાળા બેટો છે. તે ઉપર લીલોતરી તથા રળિયામણા પર્વતો હોવાને લીધે ઘણા સુંદર દેખાય છે, વળી તે ઉપર દેખીતી ખુબસુરત દુર્ગુણ નામની રાક્ષસીઓ બેસીને મધુર રાગથી ગાયન કરે છે, કટાક્ષ બાણથી વહાણમાં બેસનારાઓને ત્યાં આવવાને ઈશારત કરે છે. વહાણધણીની સાથે જેઓ બેઠેલા હોય છે તેઓમાંથી કેટલાએક ત્હેના ખરા મિત્ર હોય છે, કેટલાએક તો તે દુષ્ટ રાક્ષસીઓનાં સગાં મદદગાર હોય છે; અને તેઓ વહાણધણીને તે બેટમાં જવાને નિરંતર સમજાવ્યાં કરે છે. જ્યાં સુધી વહાણનું સુકાન **વિવેક**ની પાસે હોય છે ત્યાં સુધી સ્હામે પવને પણ તે સદ્ગુણની સાંકડી નાળમાંજ તે વહાણ ચલાવે છે પણ તે રસ્તામાં તે વહાણધણીને મઝા પડતી નથી. ત્હેના વહાણમાં બેસનારા તો પણ ત્હેના શત્રુઓ ત્હેના હમેશાં કાન ભર્યા કરે છે, અને **વિવેક** જે રસ્તે વહાણ લઇ જાય છે તે રસ્તામાં કાંઈ જોવા જેવું નથી, તથા જ્યારે આ સાગરમાં આવ્યા ત્યારે ત્યાંની સઘળી મોજ ચાખીએ નહિ તો ફેરો મિથ્યા એવી શીખામણ આપી **વિવેક** પાસેથી સુકાન છીનવી લેવડાવીને અવિચારને સુકાનીનું કામ સોંપાવે છે. પછી કામ, **ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર**રૂપી સઢો ચઢાવવામાં આવે છે; અને **તૃષ્ણા**રૂપી પુઠેનો પવન જોરથી ફુંકાતાં વારજ વહાણ સદ્ગુણની નાળમાંથી ઘસડાઇને બહોળા દરિયામાં પડે છે, પછી જે રસીલો બેટ પાસે હોય છે તે તરફ વહાણ હંકારાય છે. આ વખતે નાળામાંના વહાણવાળાઓ બહાર પડેલા વહાણવાળાઓને મ્હોટેથી પોકાર કરીને બેટની પાસે જવાની ખરાબી સમજાવે છે તથા તે વહાણવાળા તે બેટની પાસે લગભગ ગયા હોય એવા, તથા જેનાં વહાણો બેટના પત્થરની સીધી બાજુઓ ઉપર અથડાઇને કટકે કટકા થઈ ગયાં હોય તે તેઓને દેખાડે છે પણ મૂર્ખ વહાણવટી તેઓની વાત લગાર પણ કાને ધરતો

નથી. દુર્ગુણ નામની રાક્ષસીઓના મદદગાર તથા જાસુસો ત્હેને સમજાવે છે કે જેઓ ભરદરિયામાં પડતા નથી, તેઓ ત્હેની ખુબી જાણી શકતા નથી; તથા જેઓનાં વહાણ અથડાયાં છે તેઓના સુકાની સારા નહિ હોય અથવા તેઓએ બેટ ઉપર જવાનો ખોટો રસ્તો પકડ્યો હશે; આપણને એમ થશે નહિ. અને એમ કરતાં જો વહાણને જોખમ લાગે એવો જરા પણ સંભવ લાગશે તો તુરત સઢ વીંટાળી લઇ વહાણ પાછું નાળમાં ઘાલી દઈશું; પણ નુકશાન લાગશે એવી નકામી બીકથી એક સાંકડી નાળમાં ચાલ્યાં કરવું અને સાગરમાંના અગણિત બેટોમાં શું શું છે તે શોધ્યા વિના રહેવું ત્હેમાં વહાણ ચલાવવાની ખુબી શી? એવી સલાહ માન્ય કરી વહાણ આગળ બેટ તરફ ચલાવે છે. અને રસ્તામાં ડુબતાં બીજાં વહાણો જાય છે, તથા તે બેટની પાસે લાખો વહાણો ભાંગતાં ત્હેની નજરે પડે છે તો પણ તે બેધડક આગળ ચલાવ્યો જાય છે એટલે સુધી કે તે વહાણ પણ બીજાઓની પેઠે તળીએ બેસે છે. તે વખતે તે રડે, શોક કરે કે પસ્તાય, તો શા કામનું? જોત જોતામાં વહાણ નીચે બેસતું જાય છે. પણ કોઇ ત્હેને લેખવતું નથી. અથવાનો બચવાનો વખત વીતી જવાથી નાળામાંના ઘણા એક વહાણવાળાઓ ત્હેની તરફ દોરડાં ફેંકી તથા ન્હાના ન્હાના મછવા મુકાવીને ઉગરવાને જે મહેનત કરે છે તે સઘળી નિષ્ફળ જાય છે. ધન્ય છે એવા મદદ કરનારા વહાણ વાળાઓને કે આટલી બધી લાલચ તુચ્છ ગણીને આટલું બધું જોખમ વેઠીને, બલ્કે ડુબતા તથા ડુબવાની તૈયારીપર આવેલા વહાણવાળાઓની ગાળ ખાઇને, તથા તેઓની તરફથી અપમાન સહીને તેઓને મુક્તિપુરીના સાચા રસ્તા ઉપર લઈ આવવાને તેઓ આટલો બધો શ્રમ કરે છે. એ પરોપકારી પરમાર્થી વહાણવાળાઓની મહેનત કાંઈ હમેશાં સફળ થતી નથી. અગર જો ઘણાં વહાણો તેઓની તરફથી સહાયતા આવ્યા પહેલાં અથવા આવ્યા છતાં પણ ભાગે છે તો પણ થોડાએકને તો તેઓ બચાવી શકે છે, અને તેઓને પાછાં નાળમાં ઘાલી દે છે. નાવ બહાર લાલચના ટાપુઓ એટલા તો અસંખ્ય છે, અને તેઓના ઉપર એટલી તો મોહ પમાડનાર સ્ત્રીઓ બેઠી બેઠી મધુર સ્વરે સઘળાને બોલાવે છે કે જેઓ તુતક ઉપર બેઠેલા હોય છે તેઓને ત્યાં જવાનું મન થાય છે પણ વિવેક સુકાનીનું પ્રબળ તુટેલું ન હોય તો તેઓ પાછા નાળમાં ઘસડાઇ આવે છે. એ પ્રમાણે

નાળમાંનાં વહાણુ ઝોલાં ખાય છે, અને તે વખતે થોડીવાર નાળ બહાર જઈ આવી પાછાં રસ્તે પડે છે. એ પ્રમાણે નાળમાં છતાં પણ તુતક ઉપર બેસનારાઓને જોખમ છે, અને નાળમાંથી જરા પણ ખસ્યા તો મુક્તિપુરીના બંદરમાં પેસવાને ત્યાંના બુરજના દારોગા તરફથી પરવાનો મળશે નહિ એવા ધાકથી કેટલાએક તો તુતક છોડી ભંડારમાં જઇ ભરાઇ રહે છે અને આગળ વહાણુ લંગરવાર થાય ત્યાં સુધી પોતાનું મ્હોડું બહાર બતાવતા નથી. કેટલાએક તુતક ઉપર રહે છે તેઓ વહાણુને નાળ બહાર ઘસડાતું અટકાવવાને હમેશાં ત્હેને નબળું પાડયાં કરે છે એટલે તે મેદાન પડી શકતું નથી, એ પ્રમાણેનો સંસાર છે. ત્હેમાંની હજારો લાલચો ને ફંદામાં ન પડવાને માટે તથા તે લાલચ તરફ મન ન દોડે તેટલા માટે ઘણા માણસો દેહને કષ્ટ કરે છે. વળી દેહને અને મનને એવો નિકટનો સંબંધ છે કે જો દેહને કષ્ટ થાય તો મન પણ કષ્ટ પામે છે, અને તેમ થયાથી મોહ જાળમાં ફસાઇ પડવાને ત્હેને કદાચ અટકાવ થાય છે.

કરણઘેલો.

---

## ઇચ્છારામ સૂર્યરામ.

### અજ્ઞાન કેફ.

આમ અચાનક વૈરાગ્ય થાય ત્યારેજ અજ્ઞાનરૂપી નિશો ઉતરી જાય છે. આપણે જો કે છીએ તેવાજ ( મૂળ સ્વરૂપે ) છીએ પણ અજ્ઞાન કેફ વિલક્ષણ છે. એક મનુષ્ય કોઇ જાતનો નિશો કરીને ગંગાને પેલે પાર જવા નીકળ્યો. સ્હામે પાર જનારા બીજા મનુષ્યોની સાથે તે નાવડામાં બેઠો, તે નાવ ચાલતું થયું. બંને બાજુએ જળજળ જોઈ ત્હેને નિશો વધારે ચઢવા લાગ્યો; ત્યારે તેણે નાવમાં બેઠાંબેઠાં વિચાર કીધો કે વખતે મ્હને વધારે કેફ ચઢશે ને હું કયાંક બદલાઈ જઇશ તો કેમ ? આમ ધારી તેણે પોતાને પગે નિશાની સારૂ એક દોરો બાંધ્યો. જેમ જેમ નાવ આગળ ચાલતું ગયું તેમ તેમ તે વધારે કેફમાં ગુમ થઇ બેભાન થઇને નાવમાં ગુમ થઈ પડયો એટલે ખારવાઓ વગેરેએ જાણ્યું કે આણે કેફ કીધો છે ને એને કશું ભાન

રહ્યું નથી. થોડીવારે નાવ સ્હામે પાર પહોંચવા આવ્યું એટલામાં એક અટકચાળા ખારવાએ પેલા કેફીના પગનો દોરો છાના માના છોડી લીધો. સૌ માણસો કિનારે ઉતરી પડયાં. પછી ખારવાએ તે કેફીને બેચાર હાંક મારીને ઉતરી જવા માટે કહ્યું, ત્યારે તેણે ઘેન-માંથી જરાક ઉંચું જોયું ને પોતાના પગમાંનો દોરો ખારવાના પગમાં જોઇને તે તુટક તુટક શબ્દે બોલ્યો, “ અરે ભાઇ, હું તો ઉતર્યો છું!” ખારવાએ કહ્યું “ રાંડના બેભાન, હોડીમાં પડયો છે ને ઉતર્યો કહે છે એ શું?” ત્યારે તેણે કહ્યું, “ પેલો પગમાં દોરો છે એ હું છું; કેમકે એ દોરો હું બદલાઇ ન જાઉં માટે બાંધ્યો હતો. તે હું તો ઉતર્યો છું માટે ઝાઝી ખટપટ નહિ કર!” આ સાંભળી સૌ લોકો હસી પડયા. બીજા ઉતારૂઓને લઇ સામે પાર જવાની ઉતાવળ હોવાથી ખારવાએ ત્હેને ઉઠવા માટે ઘણું ઘણું કહ્યું, પણ તે ઉઠયો જ નહિ. ત્યારે ક્રોધે ભરાઇ ત્હેના લમણાપર ખારવાએ એક તમાચો જોરથી ખેંચી કાઢયો, એટલે તુરત ત્હેનું મસ્તક ઠેકાણે આવી ગયું. કેફ ઉતરી ગઇ કે તે ઝટપટ કિનારે ઉતરી પડયો.

આવીજ રીતે આપણે અજ્ઞાનરૂપી કેફથી ભુલી મિથ્યા વસ્તુપર આસક્તિ રાખી કેફના ઘેનમાં પડયા છીએ તેથી આત્માના સત્ય સ્વરૂપને ભુલી ગયા છીએ, અને તેથી ખારવાઓના વચનરૂપ વેદશાસ્ત્ર અને ગુરૂ આદિનાં વચનને પણ કાંઇ ધ્યાનમાં લાવતા નથી, પણ જેમ ત્હેને ખારવાએ તમાચો મારવાથી કેફીનું ભાન ઠેકાણે આવ્યું, તેમ સંસારમાં મનુષ્યને એવો એકાદો જ્ઞાનરૂપ ફટકો લાગે છે ત્યારે ત્હેનું ભાન ઠેકાણે આવી, અજ્ઞાનનિશો ઉતરી જાય છે, તે પછી તે વૈરાગ્યે વર્તે છે.

ચંદ્રકાન્ત.

---

## સત્સંગનો પ્રતાપ.

વળી હે વત્સ! પૂર્વે ત્હેં મ્હને પુછ્યું હતું કે, “ સત્સંગનું ફળ શું? અને તે કેવી રીતે મળે છે? તો તે સાંભળ.”

એક રાજનગરમાં કોઇ મહા વિલક્ષણ અને બહાદુર ચોર રહેતો હતો. તેણે પોતાની આખી ઉમરમાં ઘણીક મ્હોટી મ્હોટી

ચોરીઓ કરીને ઘણું દ્રવ્ય મેળવ્યું હતું. તે સર્વ વાતે નિપુણ હોવાથી જાણતો હતો કે શાસ્ત્ર પુરાણ ઇત્યાદિનું શ્રવણ કરવાથી મનુષ્ય નિશ્ચે સત્ત્વગુણી અને ઉત્તમ પુણ્યકર્મ કરનારો થાય છે, માટે આપણે ચોર લોકને એવા સત્ત્વગુણી અને ડરકું થવું પાલવે તેમ નથી; અને વિચાર કરી પુણ્યકર્મ કરનારા થવું કેમ પાલવે? એમ ધારીને પોતાના છોકરાઓને તેવા થતા અટકાવવા માટે તે બહુ કાળજી રાખતો જણાતો હતો કેમકે હ્હેની એવી ધારણા હતી કે એવા વિચારવંત થવાથી ચોરી કિંવા લુંટફાટ કરશે નહિ તો ધંધા વગર ભૂખે મરી જશે, અને મ્હારૂં નામ ડુબાવશે. આવા વિચારથી ઘેરાયેલો તે ચોર મરવા પડયો. એ વેળાએ તે સૌ દીકરા હ્હેની આજુબાજુ આવી બેઠા; અને હ્હેની પાસે દાટેલી થાપણ વગેરેની ખબર પુછી, તેણે જે ત્યાં હતું તે સઘળું પોતાના વારસાનું ધનમાલ દીકરાઓને હવાલે કર્યું. છતાં હ્હેનો જીવ કેમ જાય નહિ. ડોસાના આવા હાલ જોઈ દીકરાઓ આતુર થઇ હ્હેને પુછવા લાગ્યા કે, " કાકાજી ! તમારો જીવ કેમ પીડાય છે ? શી વાતમાં ત્હમારૂં મન અટકી રહ્યું છે ? હવે ત્હમારા જીવની મુક્તિ કરો ! " ત્યારે બાપે ડચકિયાં ખાતાં ખાતાં ધીરેથી કહ્યું " ભાઇઓરે ! ત્હમે મ્હારૂં કહ્યું માનો તો ત્હમને કહું. " તે સાંભળી મોટા છોકરાએ વચન આપી કહ્યું કે, " જાઓ, અમારૂં વેણ છે. જે ત્હમે કહેશો તે પ્રમાણે અમે ત્હમારી પાછળ કરીશું. " એ સાંભળી ડોસાએ કહ્યું " મ્હારી પછવાડે દહાડો પાણી તો ત્હમારી સંપત પ્રમાણે કરજો, પણ મ્હારે તો કહેવાનું એટલું જ છે કે ત્હમારે કોઇએ કોઈ દિવસ કથા કિંવા પુરાણ સાંભળવું નહિ તેમ જ કોઇ સંત પુરૂષની પાસે બેસવું પણ નહિ. અમારા ઘરડા અમને જે ફરમાવી ગયા છે તે પ્રમાણે ત્હમારે ચાલવું. " એટલું કહી ડોસાએ પ્રાણ તજ્યા.

પછવાડે છોકરાઓ ત્હેમના બાપના કહ્યા પ્રમાણે જ વર્તવા લાગ્યા. કોઈ ઠેકાણે કથા કીર્તન થતું હોય તો ત્યાંથી પછવાડે આડે માર્ગે ચાલ્યા જાય. બેઠા હોય ત્યાં કદાચ કોઇ સંત પુરૂષ આવ્યો કે કોઇએ ભગવાનનું નામ દીધું તો તુરત ત્યાંથી ઉઠીને દોડવા માંડે. આ પ્રમાણે ધૂડ સરખા મૂઢ થઇને તે અજાણ છોકરાઓ વર્ત્યા જતા હતા. એક દિવસે મોટો છોકરો કંઈ કામ સારૂ બહાર જતો હતો ત્યાં માર્ગમાં એક મંદીર આગળ થઈ નીકળતાં ત્યાં હારકથા થતી સંભળાઈ. બાપના

વચનને અનુસરી તે કથાનો એક શબ્દ પણ ન સાંભળવો જોઇએ, પરંતુ માર્ગમાંથી ક્યાંઇ આડે અવળે જવાય એવું ન હતું તેથી તેણે કાનોમાં આંગળીઓ ઘાલી અવળું મ્હોં કરી ચાલવા માંડયું. ઉંચી આંખ ને નીચા પગ, તેથી માર્ગમાં શું હતું તે દૃષ્ટિએ પડે તેમ નહોતું. કર્મસંજોગે માર્ગમાં એક મ્હોટો બાવળનો કાંટો ઉભો થઈ રહેલો હતો તે ભચ્ચ દઇને ત્હેના પગમાં પેસી ગયો. હવે કાંટો કાઢયા વિના ચલાય કેમ ? તેથી ન ચાલતે કાનમાંથી આંગળીઓ કાઢી કાંટો કાઢવા ઉભો રહ્યો. જલદી જલદી કાંટો કાઢી નાંખ્યો, પણ જેટલી વાર ત્હેને ઉભું રહેવું પડયું તેટલી વારમાં તે મંદિરમાં થતી કથા-માંથી ત્હેના કાનમાં બે ચાર શબ્દો પેસી ગયા. ત્હેના સાંભળવામાં આવ્યું કે “ દેવને છાંયો હોય નહિ. ” તેણે કાંટો તુરત કાઢી ચાલવા માંડયું. પણ સાંભળેલી વાત ત્હેના હૃદયમાં ચોંટી રહી.

એક વખતે તે મધ્યરાત્રે ચોરી કરવા નીકળ્યો. બીજે કોઈ ઠેકાણે લાગ નહિ ફાવવાથી ઘર તરફ પાછો ફર્યો. તે રાજમહેલની પછવાડે થઇને જતો હતો; ઉંચી દ્રષ્ટિએ મહેલની પછવાડેની બારી અનાયાસે ઉઘાડી પડેલી જોઇ, ચોકી પહેરાને ભુલવી તુરત ભીંત ઉપર પોતાની પાસેની પાટલાઘોને ચઢાવી, અને બારી આગળ પહોંચી કે તુરત દોરી પકડી તે ઉપર ચઢી ગયો. અંદર પેઠો તો ત્હેનું ભાગ્ય ઉઘડી ગયેલું જોયું. મોટો જવાહિરનો ખજાનો જ ત્હેના હાથમાં આવ્યો. ત્હેમાંથી લેવાય તેટલું દ્રવ્ય લઇ તેણે ગાંસડો બાંધ્યો અને દોરી ફાંસીને બારીએથી નીચે ઉતારી દીધો; પછી પોતે પણ તુરત નીચે ઉતરી પડયો. દ્રવ્ય પોતે ઉપાડવા જાય છે તો તે એકલાથી ઉપાડી ઘર સુધી પહોંચી શકાય તેમ નહોતું. ત્હેને કેવી રીતે ઘેર લઇ જવું એમ વિચાર કરતો હતો. તેવામાં પાસેની દેવડીની પછવાડે એક ઉંટ બેઠેલું ત્હેના જોવામાં આવ્યું. તુરત ગાંસડાના બે ભાગ કરી પલાણની માફક ઉંટની પીઠપર બાંધ્યા, અને યુક્તિથી ઉંટને ઉભું કરી છાનોમાનો રાજવાડામાંથી બહાર નીકળી આવ્યો. ચોર લોકો ગુપ્તમાં ગુપ્ત રસ્તો શોધી કાઢવામાં બહુ કુશળ હોય છે. એવી રીતે એણે રાજવાડામાંથી જ એવો માર્ગ લીધો કે જ્યાં ચોકી પહેરો તો શું પણ કાળું કુતરૂંએ મળી શકે નહિ અને એ રસ્તેથી ચોરીનો પગ નીકળી શકે નહિ. ઘેર આવી તુરતાતુરત દ્રવ્ય જમીનમાં દાટી દીધું, અને ઉંટને ચોરીનો પત્તો ન લાગી શકે માટે છુટું ન

મુકી દેતાં હાર કરી દીધું.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ચોરી થયાની રાજ્યમાં ખબર પડી એટલે રાજાએ વિચાર કીધો કે, અરે જ્યારે ખુદ મ્હારે ત્યાંજ આવી ચોરી થઇ. ત્યારે બિચારી રૈયતની શી ગતિ ? માટે ગમે તે રીતે પણ તે ચોરને પકડી આણી ત્હેને યોગ્ય શિક્ષા કરીને રાજ્યમાં એવો દાખલો બેસાડવો કે જેથી ચોર લોકનાં કાળજાં થથરી જાય અને હવે પછી કોઇ વખતે ચોરી થતી અટકે; આવા વિચારથી તેણે નગરમાં ઢંઢેરો પીટાવી ઠરાવ પ્રસિદ્ધ કીધો કે, "જે ધણી ચાર દિવસની અંદર ચોરને પકડી આણશે ત્હેને ચોરાયેલા દ્રવ્ય કરતાં સવાયું ઇનામ મળશે." ઢંઢેરો આખા નગરમાં ફર્યો, પણ કોઈ તૈયાર થયું નહીં. છેવટે એક વેશ્યા ચોર પકડવા તૈયાર થઇ. આ નગરનારીઓ બહુ યુક્તબાજ અને ચતુર હોય છે. તેઓને ત્યાં હજારો લુચ્ચા લફંગાની જા આવ પણ હોય તેથી કોઈ વાત તેઓ-નાથી અજાણી રહેતી નથી. બીજે દિવસે તે વેશ્યાએ પોતાનો સુંદર વેશ તજી એક કંગાલ ભીખારણનો વેશ ધારણ કીધો; અને હાથમાં એકતારો તંબુરો લઇ ભજન ગાતી ને વચમાં આંસુ પાડતી કલ્પાંત કરતી ચોર લોકોના મહેલ્લામાં આવી, ત્યાં ઘેર ઘેર દયામણું મ્હોં કરી કરૂણામય સ્વરે કહેવા લાગી કે "ઓ બાઇઓ! હું ગરીબ માણસ છું, ને મ્હારો એકનો એક છોકરો છે. ત્હેને મચાણુ રોગ થયેલો છે, ત્હેને માટે મુવેલા ઉંટનું જરાક માંસ જોઇએ છીએ; માટે તે હોય અને આપો તો મ્હારા છોકરાને જીવનદાન આપ્યાનું પુણ્ય ત્હમને થાય. હું કંગાલ છું, લાચાર છું, અનાથ છું, અને રાંક છું માટે બને તો એટલું અભ્યાગત ભીખારણનું કામ કરો." આવું દયા-મણું બોલવું સાંભળી તે સ્ત્રીઓનાં મન પીગળી ગયાં; અને એક ચોરની સ્ત્રીએ જે ઉંટ આગલે દિવસે મારી નાખ્યું હતું ત્હેનું થોડુંક માંસ ત્હેને આપ્યું. આ વખતે તે વેશ્યાએ ફલાણા ઘરમાંથી માંસ મળ્યું છે, ત્હેની નિશાની રાખવા માટે તે ઘરના બારણાપર કંકુનો થાપો માર્યો અને કોઇને સંશય ન પડે તે માટે સ્ત્રીઓને સમજાવી કે "હું મહામાયાની સેવકી છું, ને ત્હેને પ્રસન્ન કરવા માટે ભોગ આપવા આ માંસ લઇ જાઉં છું. ત્હમે પરમાર્થ માટે મ્હારૂં કામ કર્યું છે તેથી ત્હમારે ત્યાં પણ માતાજી લીલા લેહેર કરશે એ માટે આ મંગળ થાપો મારૂં છું." એમ કહીને ત્યાંથી તુરત વિદાય થઈ.

જ્યારે પેલો ચોર બહારથી આવ્યો ને ઘરપર નજર કરી ત્યારે જોયું કે બારસાખે થાપો મારેલો છે, તે જોતાં જ તેણે માન્યું કે કોઇ ઉસ્તાદ મળ્યો. પછી સ્ત્રીઓને પુછતાં તેઓએ જણાવ્યું કે, કોઈ સ્ત્રી આવી હતી તે ઉંટનું માંસ લઈ ગઇ છે. અને બારણે દેવીના આશીર્વાદનો થાપો મારી ગઇ છે. આ વૃત્તાંત સાંભળીને ચોરે તુરત તે થાપો લીપાવી સાફ કરાવી નાંખ્યો, ને રાત્રે દશ બાર ઘેર એવા થાપા કરી નાંખ્યા કે તે ચોરનું ઘર કીયું તે જણાય નહિ. બીજે દિવસે વેષ પાલટી વેશ્યા ત્યાં જોવા ગઇ તો, જે ઘર પર તેણે થાપો માર્યો હતો ત્યાં કંઇજ નહતું, પણ બીજે દશબાર ઠેકાણે થાપા મારેલા હતા. તે જોઇ ત્હેને નિશ્ચય થયો કે જરૂર જેણે થાપો લીપી નાંખ્યો તેજ ચોર છે. આવું અનુમાન કરી લીપેલા થાપાની બરોબર નિશાની રાખીને તે ઘેર ગઈ, ને રાત્રે દેવીનું રૂપ લીધું, હાથ કૃત્રિમ કરીને ચાર હાથ કર્યા, એક હાથમાં બળતી સગડી રાખી, એકમાં ખપ્પર. એકમાં ઉઘાડી તરવાર, અને એકમાં ત્રિશૂળ એમ આયુધ કરી કેશ છુટા મુકી, ભવ્ય યોગમાયાનું સ્વરૂપ ધરી, પાડા ઉપર ચઢીને ઘરમાંથી બહાર નીકળી. આ વખતે મધ્યરાત્રિ વીતી જવા આવી હતી, ને ગામમાં સોપો પડી ગયો હતો. પછી દેવીના રૂપમાં રહેલી તે વેશ્યા ચોરવાડામાં ગઇ અને પેલા ચોરના ઘર આગળ જઈ બારણું ઠોકયું. ઘરમાંથી તેઓ બહાર નીકળી જુએ તો સાક્ષાત્ જોગણી ત્હેમને ત્યાં પધારી છે એમ ધારી ઘરનાં સઘળાં માણસો પગે પડી "માતાજીને ઘણી ખમા! જય આશાપૂર્ણા! જય જય જગદંબે!" વગેરે શબ્દોથી ત્હેને વધાવવા લાગ્યાં; કારણ કે ચોર લોક દૃઢ દેવીભક્ત હોય છે પછી તેઓની આગળ ગંભીર વાણીથી તે કહેવા લાગી કે—"કેમરે નગણાઓ! ત્હમારા મનમાં શું ધાર્યું છે? આઠ આઠ દિવસ થઈ ગયા મોજ કરો છો, છતાં હું કોઇને ત્હમારૂં નામ લેવા દેતી નથી, ને ચારે કોરથી ત્હમારી રક્ષા કરૂં છું, છતાં હજુ ત્હમે મ્હારૂં બલિદાન આપવું કેમ ભુલી ગયા?" દેવીના આ વચન સાંભળીને ચોરો ભયથી થરથર ધ્રુજવા લાગ્યા ને માતા કોણ જાણે શુંનું શું કરી નાંખશે, એવી બ્હીકથી તે ચોર, ત્રણે ભાઈ સાથે લાંબો થઇને માતાને પગે લાગ્યો, અને હાથ જોડીને પ્રાર્થના કરી કે, "અહો! માતાજી! આપે અમારાપર બહુ કૃપા કરી કે, અમોને આજે દર્શન દીધાં. ઓ મા! ત્હારી કૃપાથી અમને જે કાંઇ મળ્યું છે,

ત્હેમાંથી હજુ સુધી એક પાઇ પણ અમે વાપરી નથી બધું એમને એમ આ ઠેકાણે અકબંધ દાટેલું છે, એ તો પહેલું ત્હમને બલિદાન આપીને અમો લઇશું; ત્યાં સુધી તો અમારે હરામ બરોબર છે. હજુ સુધી શહેરમાં તપાસ ચાલે છે, માટે ત્હમને ભોગ અપાયો નથી. માટે ખમા કરો મા ? ”

આ કરતાં બીજી કેવી તપાસ તે વેશ્યાને કરવી હતી ? આ-નાથી વધારે બીજી શી ખાતરી કરવી જોઇએ ? આમ પૂર્ણ નિશ્ચય થયા પછી, તે વેશ્યા પોતાનું કામ થયું એમ જાણીને મનમાં હરખ પામતી ત્યાંથી વિદાય થઇને જતી વેળા તે કહેતી ગઇ કે “ ઠીક ત્યારે ભુલતા નહિ, નીકર આ ખપ્પર જોયું છે કે ? ” એમ ભય આપી ઝટ લઇને ત્યાંથી ચાલવા લાગી પરન્તુ ત્હેના હાથમાં બળતી સઘડી હોવાથી ત્હેના અજવાળાને લીધે, તે જ્યારે ચાલી ત્યારે ત્હેના શરી-રનો ઓળો પડયો એ જોઇ પેલા ચોરને તુરત યાદ આવ્યું કે, અરે ! આ તો દેવી ન હોય ? કારણ કે દેવને છાંયો ના હોય ને આને તો ઓળો પડે છે; માટે જરૂર કાંઈ દગો છે, તેથી રખેને એ રાંડ દેવી કંઈ ઉધું મારશે એવો વિચાર કરી, સમયસૂચકતા વાપરી તત્ક્ષણે મ્હોટો ચોર ત્હેની પછવાડે દોડયો, ને તે વેશ્યાને પકડી ભોંયરામાં પુરી દીધી.

વેશ્યાની મુદત પુરી થઈ, ને ચોરની ભાળ જડી નહિ, તેથી રાજાએ બીજો ઠરાવ જાહેર કર્યો કે, “ જે ચોર પકડી આપે ત્હેને મ્હારી દીકરી પરણાવું, ને અર્ધા રાજ્યનો માલીક કરૂં. ” આ વાત જાણીને બીજે દિવસે ચોર પોતે જ દરબારમાં જઇ ઉભો ને રાજાને કહ્યું કે, “ આપનું વચન પાળો, હું પોતે જ ચોર છું, તથા દ્રવ્ય સઘળું મ્હારી પાસે તૈયાર છે. ” તેજ ચોર છે, એમ ખાતરી થવા માટે ઘ-ણીક વાતે પરીક્ષા કીધી પછી, રાજાએ પોતે પોતાના કહેવા પ્રમાણે ત્હેને કહ્યું કે “ તું કહે છે તે સત્ય છે; લે આ કન્યા પરણ ને ત્હારૂં અર્ધું રાજ્ય સંભાળી લે. હું એક વખતે જે બોલ્યો છું તે સત્ય જ છે. ” આ સાંભળી ચોરે વિચાર કીધો કે, “ અહો ? કેવું આશ્ચર્ય ? શું ચો-રને તે ફટકાના માર અને બેડી હોય કે રાજ્યકન્યા સાથે લગ્ન તથા રાજવૈભવની પ્રાપ્તિ હોય ? શું ચોરને તે મારો, તાડો, બાંધો એમ હોય કે આ ત્હારૂં અર્ધું રાજ્ય લે અને આ કન્યા પરણ એમ હોય ! આહા ! અદ્દભુત ગતિ ! પણ એ સર્વ શાને લીધે બન્યું !

ગણિકા અમને ઠગીને સહીસલામત ચાલી ગઇ હોત તો બીજે જ દિવસે અમારૂં મોત હતું, પણ ત્હેનો છાંયો જોઈ પેલા મંદીર આગળ ઉભા રહેતાં સંભળાયલું કથાવચન યાદ આવ્યું તેણેજ મ્હને ઉગાર્યો છે, ને મ્હને આવો ભાગ્યવાન બનાવ્યો છે. અહો! એકજ શબ્દ અને તે વળી વગર ઇચ્છાએ કષ્ટથી સાંભળવામાં આવ્યો હતો તેથી મ્હારો આવો ભાગ્યોદય થયો છે. માટે એ સત્સંગ નિરંતર થાય અને કથા સંભળાય તો તેથી આ લોકમાં ને પરલોકમાં મ્હારૂં કલ્યાણ થવામાં શી ન્યૂનતા રહે ? અરે! મ્હારા મૂર્ખ પિતાએ કહ્યું કે, "સત્સંગ ન કરવો" પણ એ કેવા અજ્ઞાની, કેવા મૂઢ, કે પોતે પણ એમના એમ ટાંટિયા ઘસતા કુવામાં (નરકમાં) પડ્યા ને પાછળથી બીજાઓને પણ ત્હેમાં પાડવાનો ઉપદેશ દેતા ગયા છે." આમ વિચાર કરતાં તે ચોર પૂર્વજન્મના સંસ્કારના યોગથી પરમ વૈરાગ્યમાં ડુબી ગયા જેવો થઇ ગયો ને પછી જેમ ઉંઘમાંથી જાગે તેમ એકાએક ઝબકીને બોલ્યો, "રાજાધિરાજ ! આ રાજવૈભવ આ રાજકન્યા ! એને મ્હારે શું કરવું ! રાજપુત્રી મ્હારે ભગિની સમાન છે, ત્હેને હું શું કરૂં ? હરિ ! હરિ ! એને પરણું તે તો મ્હોટા અકલ્યાણની વાત થાય, કારણ કે એ કાર્ય કરવાથી મ્હારા હાથમાં આવેલો અમૂલ્ય હીરો હું ગુમાવું છું. માત્ર એકજ વચન, એકજ ક્ષણ, ઇચ્છા વિના અનાયાસે, એકજ શ્રવણ દ્વારા મ્હારા હૃદયમાં પ્રવેશ્યું, તેનાથી આવો અદ્ભુત અને અલભ્ય લાભ મળે છે, તો નિરંતર શાસ્ત્ર શ્રવણ અને સત્સંગ કરવાથી શી વાતની ખોટ રહે ? માટે મ્હારે એ રાજવૈભવનું સુખ નથી જોઇતું. હું તો હવે આ સંસારને પણ ચાહતો નથી; અસારના સેવનથી શો લાભ મળશે ! હું વૈરાગ્ય લઇ વનમાં જઇ રહીશ, ને ત્યાં રહી ઇશ્વર આરાધન કરી, મ્હારા આ દેહનું કલ્યાણ કરીશ. પછી આત્માને શોધી પરમાત્મા જેને મેળવવાને અનેક ઋષિ મુનિઓ મથે છે, ત્હેને મેળવવા મથીશ." એમ કહીને તેણે તુરતજ સદ્દગુરૂ પાસે જઇ ઉપદેશ લીધો ને જ્ઞાન થતાં વૈરાગ્યવાન થઇ પરમપદને પામી ગયો.

એ પ્રમાણે હે વત્સ ! સત્સમાગમથી કેવા કેવા લાભ થાય છે તે ત્હારા જાણવામાં આવ્યું હશે. અનેક સાધનો કરતાં જ્ઞાન એ મોક્ષનું પરમ સાધન છે. અગ્નિ વિના પાક થતો નથી, જ્ઞાન વિના મોક્ષ મળતો નથી. એવું જ્ઞાન પણ ક્ષણમાં એક શબ્દથી પણ મળી જાય છે. સત્સંગ એજ સર્વ શુભ સાધનનું મૂળ, વૈરાગ્યનો માર્ગ, ભગવ-

પ્રાપ્તિનું કારણ અને મોક્ષની નિસરણી છે. એને માટે જેટલું કહીએ તેટલું થોડું જ છે.

એવી રીતે મનુષ્ય પણ પ્રભાતે પોતાનો નિત્ય નિયમ (ભગવદ્દ્ધ્યાનઃ—સ્વરૂપચિંતન) વગેરે કરી લઇ પછી આખો દિવસ અહીંથી તહીં ફરીને પોતાની આજીવિકાર્થે અનેક પ્રકારનાં કાર્યો કરે છે, ખાય છે, પીએ છે, ઘર રૂપી વૃક્ષની છાયામાં વસતાં સ્ત્રી પુત્રાદિકરૂપ પોતાના ટોળામાં બેસી, નિશ્ચિન્તપણે વિશ્રામ લે છે, અને પાછો (દોહોવાના વખતરૂપ) સંધ્યાસમય થતાં તુરત સજ્જ થઇ પોતાનું નિત્ય કૃત્ય ( ભગવત્સ્વરૂપ ચિન્તન ) કરવા માંડી જાય છે. એ પ્રમાણે સંસારના વ્યવહારોમાં નિરંતર વિચરતાં છતાં પણ સમય આવે ત્યારે ગાયની પેઠે જે મનુષ્ય પોતાનું કાર્ય સાધવા ચુકતો નથી તે મનુષ્ય, મહાત્મા પુરૂષોની પાસેથી પરબ્રહ્મસ્વરૂપના જ્ઞાનનું શ્રવણ કરી ત્હેનું મનન કરે છે. અને મનન પછી તેના નિદિધ્યાસથી પરિણામે ભગવત્સ્વરૂપ પ્રાપ્ત કરે છે; એમ તે સંસારના બંધનોથી મુક્ત થઈ જાય છે; અને ત્હેને માતા, પિતા, સ્ત્રી, પુત્ર વગેરે પોષ્ય વર્ગને દુઃખે ટળવળતો મુકી વૈરાગી થઇ રાખ ચોળવાની જરૂર પડતી નથી. પ્રિયવ્રત રાજા જ્યારે સંસારનો ત્યાગ કરી વનમાં જવાને તૈયાર થયા હતા ત્યારે બ્રહ્માએ ત્હેમને ઉપદેશ આપતાં કહ્યું હતું કે, ધારતો હોઇશ કે ઘરનો ત્યાગ કરીને વનમાં રહેવું જ એજ ઉત્તમ છે, અને તે વિના પ્રાણીનો મોક્ષ મળતો નથી; પરંતુ ત્હેમાં ત્હારી ભુલ છે. વિષયાધીન મનુષ્યને ઘર કે વનમાં સંસાર છોડતો નથી, કારણ કે વનમાં પણ કામાદિક છ શત્રુઓ ત્હેની સાથેના સાથેજ રહે છે, માટે મનુષ્ય જો ઘરમાં પણ જીતેન્દ્રિય થઇને પરબ્રહ્મના સ્વરૂપમાં નિમગ્ન રહે તો ગૃહસ્થાશ્રમમાં પણ ત્હેનું કલ્યાણ કરે છે. ઇન્દ્રિયોને તથા કામાદિક શત્રુઓને જીતવા માટે ગૃહસ્થાશ્રમરૂપી કિલ્લામાં રહીને, ધીરે ધીરે પ્રયત્ન કરવો એજ સર્વથા પ્રથમ ને ઉત્તમ કર્ત્તવ્ય છે. પરમાત્માની સર્વ આજ્ઞાનું પાલન કરતો જે મનુષ્ય પોતાનું કાર્ય સાધી લે છે ત્હેનેજ ભગવાનનો ભક્ત જાણવો. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કેઃ—

સંસારસું સરસો રહે, ને મન મ્હારી પાસ;<br>
લોક વિષે લોપાય નહિ, તે જાણ મારો દાસ.

ચંદ્રકાન્ત.

# મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

## ચારિત્ર બળ.

અનેક વિટંબનાઓથી ભરેલા આ ક્ષણભંગુર સંસારમાં શું સાર્થક છે? જે માણસો સંપત્તિમાં ને વિપત્તિમાં એકરૂપે રહ્યાં છે ત્હેમનાં જીવિત જ જીવિત છે બાકી બીજા બધાનાં તો જીવિત પણ મરણજ જાણવાં. નીચ પુરૂષો નીચ રીતે જ બધું જુએ છે. ત્હેમનામાં દયા, ઉદારતા, શૌર્ય, મહાશયનો લેશ પણ હોતો નથી. તેઓ જે જે કરે છે તે પણ નીચપણેજ કરે છે. દૈવયોગે તેવાં માણસ ઉચ્ચ અધિકાર પામે છે તો સર્વેને નડે છે. તેઓ જે કામ કરે છે તે પણ તેવાંજ હોય છે. મહાશયતા અને નીચતા એ ઢાંક્યાં રહેતાંજ નથી. અધિકારથી તે છવાતાં નથી. એક રાજાએ એક બ્રાહ્મણ ઉપર બહુ પ્રસન્ન થઈ ત્હેને બક્ષિસમાં માત્ર અડધો શેર લોટ ને પાશેર દાળ બાંધી આપ્યાં. પછી કાળાંતરે પરિચય વધતાં રાજાએ બ્રાહ્મણને બહુ આગ્રહથી પુછ્યું કે તું મ્હારા પિતાનું નામ કહે ત્યારે તેણે કહ્યું કે તું ભડીઆરાનો છોકરો છે, તે વાત પ્રસિદ્ધ ન છતાં વાસ્તવિક હતી, ને બ્રાહ્મણે રાજાના મનના વલણ ઉપરથી પરખી રાખી હતી. न जारजातस्य ललाटशृंगं कुलप्रसूतस्य न पाणिपद्मम्। यदा यदा मुंचति वाक्यबाणं तदा तदा जातिकुलप्रमाणम् ॥

શૌર્યવાન પુરૂષોનું ધૈર્ય વિપત્તિમાંજ વધારે દીપે છે. સંસારમાં પ્રતિક્ષણ વિપત્તિઓ વર્ષાદની પેઠે પડે છે; પણ ત્હેમાં ધીરજ રાખી શૌર્યવાળાં મનુષ્ય ડગતાં નથી. જેમ સંપત્તિથી ત્હેમને ગર્વ નથી આવતો તેમ વિપત્તિથી ત્હેમનું ધૈર્ય સ્ખલિત થતું નથી. જેનામાં નીચ બુદ્ધિ નથી તે કદાપિ નીચપણું કરતાજ નથી. સુખ કે દુ:ખ માણસના હાથમાં છેજ નહિ એ તો સિદ્ધ વાત છે, ત્યારે સુખમાં ફુલાઈ જવાથી પ્રાપ્ત થતી હલકાઈ, અને દુ:ખમાં રડવાથી પ્રાપ્ત થતી દીનતા, એજ માત્ર ઉભયથી વિવ્હલ થનારને પ્રાપ્ત થાય છે. ને જ્યારે એમ જ છે ત્યારે ઉભયથા એકજ વૃત્તિ રાખી ગંભીર રહેવામાં કેટલું શૌર્ય, કેટલું ઔદાર્ય, કેટલી મહાશયતા છે. આપત્તિમાંજ ખરા ગુણની કસોટી થાય છે. માણસના દુર્ગુણોને કસી જોવા હોય, ત્હેનામાં દુર્ગુણો છે કે નથી ત્હેનો નિશ્ચય કરવો હોય તો તે સંપત્તિ સમયે થઇ

શકે છે, પણ ત્હેનામાં કીયા ગુણો છે તે જોવાનું તો વિપત્તિમાં જ બને છે. ચંદનના લાકડાને અમસ્તું જોવાથી તે લાકડા જેવું લાકડું જણાય છે પણ ત્હેને ઘસવા માંડે તો ત્હેમાંથી સુગંધ વિના બીજું કાંઇ નીકળતું નથી; વિપત્તિમાંજ ખરા ગુણનો પ્રકાશ થાય છે, ને મહાત્માઓ ખરી વિપત્તિની વખતેજ કોઇ અપૂર્વ શૌર્ય તથા ઉદારતાનું દર્શન કરાવે છે. ઘણાક મહાપુરૂષોને આ મહાનિયમ એટલે સુધી વળગેલો હોય છે કે ત્હેમને સહજ ખીજવવામાં આવે ત્યારેજ તેઓને મોઢેથી અપૂર્વ જ્ઞાનનો ઉદ્ગાર વહે છે. આવું હોવું એ કાંઈ ભૂષણ નથી. પણ તાત્પર્ય એટલું છે કે વિપત્તિમાં પણ મહાત્માઓ કદાપિ વિલય પામતા નથી, સર્વદા કોઇ અપૂર્વ ગુણનું દર્શન કરાવી વિસ્મય પમાડે છે.

સંસારમાં જે માણસ સંપત્તિથી ફૂલાય છે, કે વિપત્તિથી દીન થાય છે તે મૂર્ખ છે, સંપત્તિ કે વિપત્તિ એ કાંઇ માણસના હાથમાં નથી. માણસના હાથમાં નિરંતર પ્રયત્ન કરવો એટલું જ છે તો પ્રયત્ન કર્યા કરવો અને વિઘ્નથી પાછા ન હઠવું એટલામાં જ ખરા શૌર્યનું સત્ત્વ સમાયલું છે. પરાક્રમના બીજવાળા ઘણા પુરૂષો માત્ર વિઘ્નનો ભય પામીને અમુલ્ય જીવિત એળે ગુમાવે છે તેઓ બાયલા છે. શૌર્યનું તાત્પર્યજ નીડરતામાં છે. માણસની કલ્પના ઘણી વખત ભય ન હોય ત્યાં પણ ભય ઉભો કરી માણસને ઠગે છે, પણ શૌર્ય એનુંજ નામ કે કલ્પના કરતાં નિશ્ચય કરવાની ટેવ વધારે રાખી નીડરતાથી ચાલવા માંડવું. કેળવણી આપવામાં મુખ્ય વાત એજ લક્ષમાં રાખવાની છે કે બાળકોને મિથ્યા ભયની કલ્પનાઓ કરવાની ટેવ ન પડે.

આવું ચારિત્રનું જે પરાક્રમ શૌર્યથી પ્રકાશ પામે છે તે પુરૂષોમાંજ જણાયું છે કે જણાઇ શકે એમ માનવાનું કારણ નથી. એટલુંજ સવિશેષ સ્મરણમાં રાખવાની અપેક્ષા છે કે સર્વ પુરૂષો સ્ત્રીઓનાજ પુત્ર છે; ને તેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનું જ રૂપાંતર છે. સ્ત્રીઓનાં ગીત કોઈ ગાતું નથી, ત્હેમના નામે કીર્તિસ્થંભ રોપાતા નથી, છતાં તેમની શક્તિ અગાધ, અમિત, અપાર છે ને સર્વદા ગુપ્ત છતાં માણસના જીવિતમાં નીકટ જોડાયલી છે, પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાંએ સ્ત્રીઓની મૂર્તિઓ નથી એમ નથી. અનેક સતીઓએ સંપત્તિ અને વિપત્તિમાં પ્રેમનું જ અસ્ખલિત સ્વાર્પણરૂપ સેવન કરી પ્રાણાન્તે પણ ત્હેને તજ્યો નથી. એ મહા-

શૌર્યનો પ્રભાવ આર્ય પ્રજા વિના બીજાને અજાણજ છે. અરે ! એજ કોમલ, મૃદુ હૃદયવાળી રજપુતાણીઓએ પ્રસંગે કવચ આયુધ પણ ધારણ કરી શત્રુઓને ધ્રુજાવી નાંખ્યાં છે. પ્રેમબલ ! અહો શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે બે વિરૂદ્ધ વસ્તુનો પણ એકમાં જ યોગ કરે છે. પણ જેણે કેવલ સ્વાર્પણનોજ મહામંત્ર જપવા માંડયો છે ત્હેનામાં કાંઇ અસંભવિત નથી, ને સ્ત્રીઓ તો ત્હેમાં પ્રથમ અધિકાર ધરાવે છે, **परार्थे स्वसमर्पणम्** એજ ખરા શૌર્ય અને ખરા ચારિત્રનું લક્ષણ છે.

---

## પ્રસન્ન પ્રકૃતિ.

પ્રસન્ન પ્રકૃતિ એ યદ્યપિ સાહજિક છે, તથાપિ બીજી બધી ટેવોની પેઠે એ પણ કેળવણીથી પ્રાપ્ત કરી શકાય તેવી છે. જીવિતને સારૂં નરસું કરવું એ એક રીતે આપણા પોતાના હાથમાં છે. જીવિતને નિરંતર બે પાસાં હોય છે અથવા છે, ત્હેમાંનું આપણને જે રૂચે તે પ્રમાણે જોઇએ ને તે પ્રમાણે ત્હેમાંથી સુખ કે દુઃખ અનુભવીએ. કહ્યું છે કે જ્ઞાની અજ્ઞાની ઉભયને સુખ દુઃખ સર્વે પ્રાપ્ત થાય છે. પણ જ્ઞાની સમાધાનથી પ્રસન્ન રહે છે ને અજ્ઞાની રડારોળ કરી ક્લેશ પામે છે; જો કે તે દુઃખને અન્યથા કરવાને અસમર્થ તો બન્ને સરખે પ્રકારે જ છે. જીવિતનું પણ એમ જ છે. ત્હેમાં જે કાંઇ થાય છે તે અન્યથા કરવાને આપણે અસમર્થ છીએ, તોપણ નિરંતર પ્રસન્નતા રાખવી ને સંતોષ તથા સમાધાનથી વર્તવું, કે જેનો ઉપાય નથી તેવી વાત માટે પણ અતિ ક્લેશથી જીવિતને દુઃખમય કરવું, એ આપણા પોતાના અધિકારની વાત છે. વસ્તુ માત્રની કાળી બાજુ કરતાં ધોળી બાજુ તપાસવાની જ આપણે ટેવ પાડીએ તો ધીમે ધીમે સર્વત્ર પ્રસન્નતાનો અનુભવ થવા માંડે. જેવી દૃષ્ટિથી વિલોકીએ તેવું બધું જણાય છે, માટે સર્વદા પ્રસન્ન દૃષ્ટિથી પ્રસન્નતાજ રહે છે.

એવા નિશ્ચયથી જીવિતના સર્વ વિભાગ પ્રકાશિત, સુંદર અને આનંદિત થાય છે; તે પથરાને પણ પીગળાવે છે, દુઃખને દળે છે, અજ્ઞાનને હરે છે, શોકને વિદારે છે, બુદ્ધિવિભવ એથી અધિક પ્રકાશ પામે છે, ને શરીરસૌંદર્ય પણ એનાથી ઓપે છે. એવી વૃત્તિ વિના જીવિતનો શીતલ પ્રભાવ ભોગવી શકાતો નથી; ત્હેમાં વિકાસી રહેલાં પત્રપુષ્પોનો અનુભવ લેવાતો નથી, ને આખું વિશ્વ ઉજ્જડ, નિર્જીવ

નિરર્થ વેરાન હોય તેમ લાગે છે, તથા વિશ્વની મહત્તામાંનું કશું દે-ખાતું કે અનુભવાતું નથી.

પ્રસન્નતા છે તે જેમ સુખનું નિદાન છે તેમ ચારિત્રનું મ્હોટું સંરક્ષણ છે, એનાથી ભલાઇ અને સદ્‌ગુણનાં બીજને ફાલવા માટે ઉત્તમ ભૂમિકા બંધાય છે, એનાથી હૃદય વિશુદ્ધ થાય છે, વૃત્તિ પ્રસાદવાળી થાય છે, દાતૃભાવની એ સખી છે, ધૈર્યની ધાત્રી છે, ડહા-પણની માતા છે, મન અને ચારિત્ર ઉભયને સુધારનારૂં એ ઉત્તમ ઔષધ છે, પ્રસન્નતા જેવી ઉત્તમ છે તેવીજ ટકી શકે તેવી પણ છે. ઘણા મહાપુરૂષો લાંબુ જીવિત ગાળી, વૃદ્ધ વયે પણ કાર્યધુરા વહન કરવાથી ન કંટાળી, પ્રશસ્ત જીવિત ગાળી ગયા છે ત્હેનું નિદાન વિચારતાં ત્હેમના સ્વભાવની પ્રસન્નતા એજ કારણરૂપ જણાઇ છે. જેનો સ્વભાવ બહુ ઉતાવળીઓ, બહુ ચ્હીડીઓ, ને તેથી બહુ અપ્રશાન્ત હોય છે, તેવા માણસ અનેક કાર્ય બગાડે છે એતો છે જ, પણ ત્હેમના જીવિતને પણ લાભ થતો નથી; દીર્ઘજીવી મનુષ્યો સર્વદા સંતુષ્ટ, પ્રસન્ન અને ધૈર્યવાળાંજ જણાયલાં છે. રાજ્યતંત્ર ચલાવનારા, ગ્રંથ યોજનારા, શોધ કરનારા અને હરેક મહાકાર્યમાં પડેલા સર્વ મનુષ્ય અતિ શાન્ત સ્વભાવના જણાયલા છે. તેમણે મહા વ્યાધિ અને આધિમાં તેમ મહા સંકટ અને વિપત્તિમાં કદાપિ પણ પોતાના હૃદ-યની પ્રસન્નતા ત્યજી નથી.

## જીવન ચરિત્ર.

માણસજ માણસના મનને આકર્ષે છે, માનુષ જીવિતના સંબં-ધનું જે કાંઇ હોય, મનુષ્યના જે જે અનુભવ, આનંદ, શોક, પરાક્રમ, ઇત્યાદિના પ્રસંગ હોય તે ઉપર જ માણસનું મન બીજા કરતાં વધારે ખેંચાય છે. ત્હેને ત્હેમાંજ કાંઈ વિશેષ રમુજ પડે છે, એમ પ્રત્યેક થોડે ઘણે અંશે બીજાં માણસમાં મન રાખે છે. એટલે જેમ જેના મનનો વધારે પુસ્તકોદ્વારા વધારે માનુષ અનુભવના પ્રસંગમાં પ્રચાર અને તેથી વધારે મનુષ્યો સાથે ત્હેના મનનો સંબંધ તેમ ત્હેના હૃદ-યની વધતી ઉદારતા અને વધતો દયાભાવ, પ્રેમભાવ.

એજ કારણથી જીવન ચરિતો વાંચવા ઉપર માણસને વધારે પ્રીતિ રહે છે. વાર્તા અને કથાની ચોપડીઓનાં આટલાં બધાં ઘરાક થાય છે ત્હેનું કારણ પણ એજ છે. વાર્તાઓ છે તે કલ્પિત જીવન ચરિત્ર

છે. પ્રત્યક્ષ જીવન ચરિત્ર રૂપ નાટકો જોવામાં મનુષ્યને જે આનંદ અને આકર્ષણ થાય છે તે પણ આજ કારણથી.

સર્વ જીવન ચરિત્રમાં રામ કથા જેવું જીવન ચરિત્ર આપણા લોકોને વધારે રૂચિકર બીજું એક પણ નથી. આપણા પુરાણ આદિમાં અનેકાનેક ચરિત્રો ભરપૂર છે. પરંતુ રામ કથા જે વિશુદ્ધિ પ્રેરે છે, જે અદ્દ્ભુત અને અલૌકિક તેમ નિત્ય દષ્ટિએ આવતા એવા પ્રસંગોનું વર્ણન કરી તેમાં જણાયલા રામના માહાત્મ્યદ્વારા શુદ્ધ નિયમનો માર્ગ દર્શાવે છે, અને એમ છેક પરમ જ્ઞાન સુધીનો માર્ગ બોધે છે, તે કોઇ પણ કથામાં, કોઈ પણ ગ્રંથમાં સમગ્રરૂપે મળી આવવું સુલભ નથી. કૃષ્ણનું જીવિત યથાર્થ સમજનારને યદ્યપિ તેવું જ ઉત્તમ છે તથાપિ ત્હેની કહેલી ગીતા પણ એક અનંતજ્ઞાન અને નીતિનો આખા જગતમાં અપ્રતિમ નમુનો છે. એમજ મહાત્માઓના આત્મા આપણી આગળ પ્રત્યક્ષ છે, અને નિરંતર આપણને સદ્દબોધ આપવાના પ્રસંગો લીધા જાય છે.

ઉત્તમ જીવનચરિત્રોની અસર એટલી બધી થાય છે કે આપણા દેશમાં પુરાણના મહાત્માઓ કે દેવતાઓના ચરિતના વર્ણનથી કે રામકથાના રસથી કે મહાભારતના સર્વરૂપ ઉપદેશથી, જેમ અનેક મહાપુરૂષો અને સન્નારીઓનાં ચરિત્ર ઘડાયલાં છે, તેમ યુરોપ આદિ દેશોમાં પણ બાઇબલથી ઉતરતે દરજ્જે પ્લુટાર્કનો લખેલો જીવનચરિત્રમાલાનો ગ્રંથ, અનેકાનેકના ચરિતનો જીવાતુભૂત થઇ પડેલો છે. પરંતુ આવાં ઉત્તમ ચરિત્ર સમજવાની ઉત્તમ અસર થાય તે માટે જીવનચરિત્ર લખવાની પદ્ધતિમાં સમૂળ ફેરફાર થવાની આવશ્યકતા છે. વર્ણ્યના ગુણ માત્રને બહાર લાવી અવગુણો ઉપર ઢાંક પીછોડો કરવાની જ્યાં ઈચ્છા હોય અથવા મૂળે ગુણ હોય જ નહિ છતાં પણ ગુણ ઉપજાવી કાઢી ખુશામત કે ભાટાઈ કરવાની ક્ષુદ્ર બુદ્ધિ હોય ત્યાં જીવનચરિત સારાં લખાઈ શકાય નહિ. દા. જોન્સન કહે છે કે વર્ણ્યવીરોને દેવતા તુલ્ય બનાવવાથી ઉલટી હાનિ થાય છે, કેમકે ત્હેમને આપણા પોતા જેવા જાણવાથી ત્હેમનું અનુકરણ કરવાની આપણને જે ઇચ્છા થાય તે ભાગી પડે છે, અને એવા જીવનચરિત્રથી ઉત્તેજનને બદલે માત્ર નિરાશા પેદા થાય છે. આ વાત ખરી છે, કેમકે ગમે તેવો મ્હોટો મનુષ્ય પણ છે તો મનુષ્ય જ એટલે ત્હેના મનુષ્યત્વના અંશોને ઢાંકી કેવળ દૈવી અંશોને જ બહાર લાવવા એ વાસ્તવિક જીવનચરિત્ર ન ગણાય. મનુષ્યના આચાર વિચારને તે પણ છેક ન્હાનામાં

ન્હાનાં, અને નજીવામાં નજીવાં, તેમજ ત્હેની આકૃતિ, ગતિ, આદિ સર્વ બહુ બારીકાઇથી આપવાં જોઇએ; ત્હેના ગુણ તેમ ત્હેના દોષ યથાર્થ હોય તેવા બતાવવા જોઇએ; જીવનચરિત દ્વારા મનુષ્યસ્વરૂપ, અને ત્હેને અંગે ઘડાતું ત્હેના સંબંધોનું સ્વરૂપ, એના નિયમનો અભ્યાસ કરી, તે દ્વારા ઉચ્ચતા ગ્રહવાનો એજ ઉત્તમોત્તમ માર્ગ છે. શરીરની એકાદ ખોડમાંથી કે સ્વભાવના એકાદ વલણથી આખા જીવિત ઉપર, અને તે જીવિતને તે દ્વારા થએલા વેગ થકી આખા દેશ કે આખી પૃથ્વી ઉપર, બહુ વિલક્ષણ અસરો પેદા થયેલી છે અને થાય છે. એવી સર્વ વાતનો જેમાં સમાસ થતો હોય તેજ તાદૃશ જીવનચરિત્ર ગણાય. બાકી ટાપટીપથી શણગારેલાં નાટકનાં પુતળાં જેવાં હાલનાં જીવનચરિત્રો જો કે એક ઘડીભર આંખને આનંદ આપે છે, તો પણ આપણે અંતરથી એમ જાણીએ છીએ કે અંદરથી તો ધાગા ને કુચાનાંજ તે બનેલાં છે. એટલે તેવાં ચરિત્રોના નાયક ઉપર કે ત્હેમના નિરૂપક ઉપર આપણને માન કે ભક્તિને સ્થાને તિરસ્કાર કે ઉપેક્ષાજ થાય છે.

જેવી અસર જીવનચરિત્રની છે તેવી બીજા કશાની નથી; માટે બાલકોએ તેમ મ્હોટાંએ જીવનચરિત્રો વાંચવાનો શોખ વધારવો. પણ ત્હેમાં આપણા દેશમાં હાલ જે જીવનચરિત્રો લખાય છે ત્હેમાંથી પસંદ કરતી વખત બહુ સાવચેતી રાખવી, પુસ્તકો પસંદ કરવામાં માણસે પોતાના વલણ ઉપર લક્ષ આપી પસંદગી કરવાની છે, પરંતુ બાલકોને માટે તો ત્હેમનું વલણ તપાસી, ત્હેમનાં ચતુર માતપિતાએ યોગ્ય પસંદગી કરી આપવી જોઇએ. જો યોગ્ય પુસ્તક યોગ્ય વાંચકના હાથમાં ગયું તો અલૈકિક ચમત્કાર એની મેળે પ્રગટ થઇ આવે છે. પુસ્તકગત વિષયનું વાંચકના હૃદયગત ગુપ્તરસ, આવેશ, કે ચાતુર્ય સાથે ઐક્ય થતાં જ, હૃદયગત ભંડારનું આવરણ તુટી જાય છે, અને અંદરનો ખજાનો એવો ઝળકી ઉઠે છે કે ત્હેના માલીકને તેમ આખા જગતને આનંદ આપે છે. બુદ્ધિમાન માણસોને આવા અનુભવ પ્રતિક્ષણ થાય છે ને હું નથી ધારતો કે કોઇ લેખક અથવા વિદ્વાનને પોતાના મનમાં કોઈ નવીન ગ્રંથનો કે નવીન તર્કનો સાકાર સંકલ્પ એકાદ તદનુરૂપ ગ્રંથ વાંચતાંજ ઉઠયો એવો અનુભવ ન હોય.

એમ પુસ્તકોમાં સહવાસ જો યોગ્ય વિવેકથી રાખવામાં આવે તો લાભકારી છે; અનેક રીતે લાભકારી છે. પરિચય પરિચયમાં પણ

ફેર છે. ઘણાકને એવો શોખ હોય છે કે પુસ્તકો રાખવાં એટલે જ બસ, પણ તે શોખથી, જો તે પુસ્તકો પોતાને અથવા પારકાને ઉપયુક્ત ન થતાં હોય, તો લાભ નથી. પરંતુ પ્રથમ તો આપણા દેશમાં પુસ્તકોનો જ ઝાઝો શોખ કોઇ ધરાવતું નથી ત્યાં આવા શોખની વાત ક્યાં? લેખકોએ ઉત્તમ પુસ્તક દ્વારા કરોડો દ્રવ્યની મીલ્કત પ્રાપ્ત કરી એવા દેશ યુરોપ અને અમેરિકા વિના બીજા નથી. અને આપણા તો ભોજ, વિક્રમ, અકબ્બર, શિવાજી મરી પરવાર્યા છે. પરંતુ જે કાંઇ થોડાએ શોખ છે ત્હેને એવી રીતે કેળવવો કે પ્રત્યેક પુસ્તકમાંથી કાંઇ ને કાંઈ શીખાય, કાંઈ ને કાંઈ નવીનતા ગ્રહાય. પુસ્તકના સહવાસનું સાર્થક પણ ત્યારે થયું કહેવાય. બાકી તો પુસ્તક વેચનારા પણ પુસ્તકના સહવાસે ક્યારના મહાપંડિત કે મહાજ્ઞાની થયા હોત.

પુસ્તકની સોબતમાં જે અનંતાનંત લાભ છે, ત્હેમના ચરણનો આશ્રય કરવાથી જે અગ્ર એટલે ઉત્તમોત્તમ અને અમોઘ એટલે સિદ્ધ જ્ઞાન, વિવેક અને ચાતુર્ય પેદા થામ છે તે બધું તો એક બાજુએ રહ્યું; પણ બીજા સહવાસો કરતાં પુસ્તકોને અમથા ઉથલાવી જવા જેટલો પણ પુસ્તકનો સહવાસ લાભકારી છે. બે અક્ષર આવડે તે તો પઢ્યા જડે, પણ ઉલટું નઠારા વિચારોમાંથી કે નઠારી સોબતમાંથી ઉગરાય એ મહા લાભ છે, સમય નકામો કે ભારે લાગે નહિ, અને ગમત સાથે જ્ઞાનનો લાભ થાય.

"યોદ્ધાઓ કરતાં વિદ્વાનો (કવિઓ) વધારે અમર છે, મુવેલા લેખકો જીવતા જ છે, ત્હેમના લેખરૂપે અદ્યાપિ જીવે છે ને સર્વત્ર વિચરે છે; યોદ્ધાઓ, દેશના દેશ જીતનારા યોદ્ધાઓ ખાક થઈ ઉડી ગયા છે. વિચાર વિચાર વચ્ચે જે આકર્ષણ છે તે વિચાર અને કાર્ય વચ્ચેના આકર્ષણ કરતાં વધારે મજબુત સારૂપ્યવાળું, અને એકત્વરૂપ છે. જ્યોતથી જ્યોત પ્રગટે છે તેમ વિચાર વિચારથી ખેંચાય છે. ગત યોદ્ધાઓને જે સ્તુતિ શ્રાદ્ધાંજલિ અપાય તે તો માત્ર આરસપહાણના મંદિરમાં સળગાવેલ ધુપ જેવી છે; જેમ જેમ સમય જાય છે તેમ શબ્દો, વિચારો, સંજ્ઞાઓ દૃઢ થતે થતે પદાર્થરૂપ થતાં ચાલે છે; પદાર્થ, શરીર, કર્મ, ઘસાઇને ખાક થાય છે, શબ્દ માત્રજ થઇ જાય છે, હવામાં જાય છે. મનુષ્યની બુદ્ધિ માત્ર જ અમર છે, તેજ ત્હેના પછી થનારને પરંપરાએ ઉતરે છે. શબ્દ એજ એક એવી વસ્તુ છે

જે અમર વિચરે છે " માટે ઉત્તમ લેખકોના વિચારોનો નિરંતર સહવાસ રાખી તે પ્રમાણે વર્તન રાખવા યત્નવાન થવાથી ચારિત્ર ઘણું ઉન્નત, રસમય, તત્ત્વમય અને વિનીત નીપજે છે. એ વાત ઉપર સર્વદા લક્ષ રાખવું આવશ્યક છે.

**ચારિત્ર.**

---

## વિજયી દુરાચાર.

अंतः कालौ बहिः शैवाः सभा मध्ये च वैष्णवाः । नानारुपधराः शाक्ता विचरान्ति कलौ युगे ॥ કલિયુગમાં કહો કે ઓગણીસમી સદીના સુધારામાં કહો તે એકનું એકજ છે. માણસો જ્યાં એક એકને જનાવર કરતાં પણ વધારે ક્રૂરતાથી ને નિર્દયતાથી રંજાડવામાં સદાચાર સમજે છે, એ કલિ–કલહ–નહિ તો બીજું શું ? સુધારામાં પણ બીજું શું થાય છે ? દયા અને પ્રેમ એતો નામ માત્રજ રહ્યાં છે. એક જીવવા માટે, ખાઇ પીને મસ્ત થવા માટે માણસો શ્વાનયુદ્ધ કરતાં પણ વધારે ભુંડાં, ઝેરભર્યા, જીવિત ગાળે છે, ને ઉપર ઉપરથી ટાપટીપ કરી, પોતાનો સદાચાર બીજાને બોધે છે ! ! મન, કર્મ વાણી ત્રણે ત્રણ માર્ગે ચાલે છે, " હાથમાં માળા, ને પેટમાં લાળા " એવો આચાર, નીતિ, સુધારો, એમ ગણાય છે ! ! અરે ! અનાચારે પોતાનું અંતર સડીને ગંધ મારી રહ્યું હોય છે, ને વાણી માત્રમાંજ જેના સદાચારનો સમાસ છે, એવા બુટ. મોજાં ને ચશ્માવાળા, રસ્તે જતાં પોતાનાં ભાઈ ભગિનીના, પોતાની કપોલકલ્પના રૂપ કોઇ અનાચારને જોઇ કમકમાટ ખાય છે, મોઢું ફેરવી ત્હેનાથી વેગળા ન્હાસે છે. પણ એનામાં ને ત્હમારામાં શો ફેર છે ? એને છુપાવતાં ન આવડ્યું ત્હમને આવડ્યું, આટલોજ; જો કે એના એક અનાચાર જેવા તો અનેક ખરે રૂપે ત્હમારી મીઠી વાણી નીચે દબાઇ રહેલા છે. ત્યારે સદાચારી કોણ ? લોકલાજ, વ્યવહાર, ફેશન એ બધાં શું છે ? માણસોને, ગમે તેવી, પશુઓને પણ લાજ આવે તેવી, રીતભાત ચલાવતાં છતાં, સદાચારી, સુધરેલા જણાવાના રસ્તામાં છે, ગરીબ પીડાતી, રોગી, છતાં માથે પાંચ મણનો બોજો ઉપાડવા મથતી, ફાટાંતુટાં લુગડાંએ વીટેલાં બે ચાર બાળકોથી વીટળાએલી, અબળાને જોઇ આપણો સુધરેલો બુટ મોજાંવાળો પંદર

મણુની ગાંસડી ઉપાડે તેવા બળવાળો છતાં કમકમાટ ખાઇ પાછો પડશે, વખતે બીચારીને રસ્તામાંથી દૂર કરવા એકાદ ફટકો પણ પોતાના હાથમાં નાચી રહેલી ' સ્ટીક ' થી લગાવશે ! પણ તેજ વખતે લટકમટક ચાલતી, ભભકાદાર કપડાં પ્હેરી જરા હસતા વદને 'કેમ છે' કહી વિવેક કરી ચાલી જતી, એકાદ સ્ત્રીના હાથમાંનો બશેરનો ભાર પણ ' લાવો ' કરી ઉંચકી લેવામાં પોતાને માન મળ્યું ગણશે ! ! પોતે કરોડો મણ દુર્ગંધથી ભર્યો છતાં પણ, એ દુર્ગંધનો ભાસ માત્રજ એક ધોળે કપડે ન વીટેલા એવા ગરીબને આરોપી ત્હેનાથી અભડાતો હોય એમ અળગો ઉભો રહેશે ! ! આટલેથીજ અટકતું નથી. એજ ધોળા બગલાને એવી પણ મરજી થઇ આવે છે કે પેલી બાઇને પાંચ મણનો ભાર માથે ચઢાવવામાં મદદ કરૂં; પેલા ગરીબને ધંધે વળગવાનું બતાવું, બે આના આપું; પણ તેમ કરી શકતો નથી ? ! શા માટે ? પેલી ' કેમ છે ' કહી મ્હોં મલકાવનારી એને હસે તે માટે ! એનો વેશ પુરો ભજવાય નહિ તે માટે સુધારાવાળા એને કુધરેલો જંગલી માને તે માટે ! આવા સદાચારવાળા વાતો કરી સદાચારનું વર્ણન કરવા બેસે તો જાણે ઈશ્વર પોતે જ બોલતો હોય એમ લાગે; પણ એની પોતાની ગુપ્ત વૃત્તિ જુઓ તો ત્હેને માણસમાં ગણતાં પણ આપણને શરમ આવે. આવા લોક પછી બીજાને હસે, ભોળા, જંગલી, વ્હેમી, બાયલા કહે ! પ્રેમ સમજી પ્રેમમય આત્મભાવ વિસ્તારનારને, મન કર્મ વાણીની એકતાથી વર્તનારને, આત્મવત્ સર્વ જાણનારને, ગાંડા, ભોળા, બાયલા ગણે ! ! કેમ છે, કરી સ્મિત કરનારનો બશેર ભાર ઉપાડી લઈ વંદના કરવામાંજ જેના પ્રેમની પરિસીમા છે તેવા લોક આત્મવત્ સર્વ પર પ્રેમને હસે છે ! પ્રેમીને બાયલો કહે છે ! ! બાયલો તે કોણ? સર્વમય પ્રેમ ભાવે પેલીનો ભારો ચઢાવનાર, પેલા ગરીબને રસ્તે ચઢાવનાર, કે તે બન્નેને મદદ કરવાનું મન છતાં બુટ મોજાંને વળગી રહી પોતાના હૃદયોદ્ગારને મારી નાંખનાર ! આજકાલ સદાચારનું લક્ષણજ શું છે ? કેવળ બાયલાપણું. મનમાં કાંઇક અને વાણીમાં કાંઇક. સારી રીતે સંભાળથી ગુપ્ત રહે એવો દુરાચાર તેજ આજે સદાચાર કહેવાય છે. વિજયી દુરાચાર તે સદાચાર ! પાંચ પચાસને ઠગી સ્વાર્થ સાધનારો, ડાહ્યો, સુબુદ્ધિમાન અને આબરૂદાર ! નિષ્કપટથી સત્યપરાયણતામાં રહી પોતાની બાજી હારેલો તે ભોળો,

ગાંડા, ને ગેરઆબરૂદાર ! એક ખુન કરનાર ફાંસીએ ચઢે, અનેક ખુન કરનાર પૂજાય ? એકનો જીવ લેવો એ ગુન્હો, અનેકનો જીવ લેવો તે પરાક્રમ, વિજય ! ! શાં શાં રૂપાંતરે સ્વાર્થમય પશુધર્મ તે નીતિને નામે પ્રવર્ત્યો છે ! સ્વાર્થ માત્ર સાધવાને જ માણસોએ એક એકને બંધનમાં નાંખવા વિચિત્ર વિચિત્ર વ્યવસ્થાઓ રચી, તેને કાયદા, નીતિ, ધર્મ એવાં નામ આપી કેવલ પશુધર્મજ વિસ્તાર્યો છે. પ્રેમ ભાવનો મહિમા કોઇ સમજતું નથી. સુધારાનો પ્રેમ પણ સુધરેલો છે. દેડકાને મન ખુબસુરતીનો નમુનો તે દેડકી જ ! પ્રેમનું નામ લેનારા પણ પુત્રપ્રેમ ને પિતૃપ્રેમ, મિત્રપ્રેમ, ને પત્નીપ્રેમ, એવા નિયમોમાં પ્રેમના વિભાગ કરે છે, ને આમ પ્રકારાન્તરે સ્વાર્થ માત્રને જ પ્રેમનું નામ આપી જગતને છેતરે છે ! ! આમ વિજયી દુરાચારજ સદાચારને નામે ખપે છે ! મન અને તનના રોગીઓ માટે બાંધેલી શાળાઓ ભરાઇ ગયેલી કહેવામાં આવે છે પણ અમે જાણીએ છીએ કે એમ કરવા કરતા મન અને તનના રોગ વિનાનાને માટે શાળાઓ બાંધી હોય તો ત્હેમાં વસનારાંજ નહિ મળે. અરે ! હૃદય પાછું હઠે છે, બુદ્ધિ વિકલ થઇ જાય છે, વાણી બોબડી થઇ જાય છે. જડવાદના ઝળઝળતા સુધારાને ક્યાં ક્યાં જોઇએ, ક્યાં ક્યાં ઝાલીએ, ક્યાં ક્યાં વર્ણવીએ ! ? **यावज्जीवं सुखं जीवेत् ऋणंकृत्वा घृतंपिबेत् । भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः** એ સૂત્રને નમસ્કાર ! ! ! પ્રિયવાંચક ! પ્રેમભાવ એજ ઐશ્વર્ય છે. માણસમાં આખા વિશ્વમાં પણ, જો ઇશ્વરનું રૂપ કહીં પણ દેખતો હોય તો પ્રેમમાંજ દેખ. એ પ્રેમ સર્વાત્મભાવ એજ આત્મવત્ સર્વ–હું–તેજ–તું–વચમાં નહિ લોકલાજ કે ફેશનનો પટંતર; એ પટંતરે સંતાકુકડી રમવી અને કાળા ઉપર ધોળા રંગ ચોપડી ત્હેને પ્રેમને નામે ચલાવવું એ કામ સુધારાને સોંપ. ત્હારે તો પટંતર છે જ નહિ, મન કર્મ વાણી એકજ છે. પ્રેમમય આત્મભાવમાં ત્હારે કેવળ અદ્વૈતજ છે. જડવાદ–અદ્વૈત ચૈતન્યવાદ ! હવે ત્હમારો હિસાબ પતવો, ત્હમારી લડાઇનો છેડો લાવો. પ્રેમ પ્રેમ ને પ્રેમ એજ આચાર માત્રનું રહસ્ય છે. ધર્મની પરાકાષ્ટા છે. જીવન્મુક્તિ છે. પ્રેમ તેજ બ્રહ્મ, તેજ અદ્વૈત, તેજ સર્વ, તેજ મોક્ષ. સ્મરણકર તુલસી વાક્યઃ **दया धर्मको मूल हे पाप मूल अभिमान । तुलसी दया न छांडिये जब लग घटमें प्रान.** **સિદ્ધાંતસાર.**

## મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

### અસ્ત અને ઉદયનું દ્વન્દ્વ.

અસ્ત અને ઉદય એ બે આવશ્યક દ્વન્દ્વ (જોડું) છે. આ બ્રહ્માંડની રચનામાં અનેક દ્વન્દ્વ દૃષ્ટિએ પડે છે. રાત્રિ દિવસનું જોડું, નરનારીનું જોડું બે પગનું જોડું બે આંખનું જોડું, પક્ષીમાં બે પાંખનું જોડું, તેમ અસ્ત અને ઉદય અથવા દુઃખ અને સુખનું પણ જોડું છે. કોઇ પણ જોડ ખંડિત થાય તો તે અપંગ ગણાય છે. પક્ષી એક પાંખથી ઉઠી શકતું નથી. અસ્ત ઉદય અથવા દુઃખ સુખ જેવાં સહજ છે તેવાં જ સર્વગત અને ઉપયોગનાં છે. અસ્ત ઉદય સર્વ સ્થલે વ્યાપેલ છે, એટલે કોઈ રૂપવાન્ પદાર્થમાં અસ્ત ઉદય નથી એમ નથી. અસ્ત ઉદયની ઘટમાલ એ ઇશ્વરની લીલાના મહિમામાંનો એક મુખ્ય પ્રબોધક મહિમા છે.

શેકસપીઅર નામે અંગ્રેજ મહા કવિ કહે છે કે;—

" For what is it on Earth,
Nay under heaven continues at a stay ?
Ebbs not the sea, when it hath overflown ?
Follows not darkness when the day is gone ?
And see we not sometimes the eye of heav'n.
Dimm'd with o'erflying clouds ! "

**છપ્પય.**

શું નથી થાતો ઓટ, ભરતી સાગરમાં આવી ?
શું નાવે અંધારૂં, દિવસ યદિ જાય સધાવી ?
શું નથી જોતાં સર્વ, કદાચિત્ દૃષ્ટિબલથી,
વ્યોમજ કેરી આંખ, રવિ ઝાંખો વાદળથી ?
આ સૃષ્ટિ ઉપરનું સહુ, વળી આકાશ તલે તણું,
કદી કશું દીઠું છે સ્થિર નિત, કહો વિચારી મનમાં ઘણું !

યથાર્થ છે. આપણા બ્રહ્માંડનું કેન્દ્ર સૂર્ય, ત્હેનો ઉદય અને અસ્ત આપણે અહર્નિશ જોઇએ છીએ. આપણી પૃથ્વીનો ઉપગ્રહ ચંદ્ર ત્હેની પણ વૃદ્ધિ અને ક્ષય દેખાય છે.

આપણી પૃથ્વી પણ નિરંતર ભ્રમ્યાં કરે છે. પૃથ્વિ ઉપરના ખંડોનો પણ અસ્તોદય થયો છે. એશિયા ખંડ પૂર્વે શ્રેષ્ઠ ગણાતો. એશિયાખંડે પૂર્વે રાજ્ય સ્થાપ્યાં હતાં, એશિયાખંડના પંડિતોએ પ્રથમ સર્વ શાસ્ત્રોનાં બીજ ઉત્પન્ન કર્યાં; એશિયાખંડના અમર પુત્ર વાલ્મીકિ, વ્યાસ, પાણીની, ગૌતમ, શંકર, કાલીદાસ આદિ, કાનફ્યુશિયસ, હોમર, ફ્રરદુશી, શેખશાદી, આદિ મહાજનો જગત્ જાણીતા છે. અખિલ જગતના સુખનું મૂળ જે ધર્મ, તે પણ એશિયાખંડના પુત્રોએજ આ જગતને આપ્યો છે. વેદધર્મના પ્રવર્તાવનારા, બૌદ્ધ ધર્મનો સ્થાપનાર બુદ્ધ, પારસી ધર્મનો સ્થાપનાર ઝોરોઆસ્ટર, ક્રીશ્ચિયન ધર્મનો સ્થાપનાર ક્રાઇસ્ટ, મુસલમાન ધર્મનો સ્થાપનાર મહમદ, અર્થાત્ આ જગતના મુખ્ય ધર્મસ્થાપકો સર્વે એશિયાખંડનાજ દેવાંશી પુત્ર છે. એક સમયે એ રીતે એશિયા ખંડનો ઉદય પણ હતો અને આજ પ્રમાણમાં અસ્ત પણ છે. જે સમયે એશિયા ખંડ પ્રકાશતો, તે સમયે યુરોપ અને અમેરિકામાં અંધકાર હતો. ત્હેની આજ કેટલાક વિષયમાં કેવી વ્યુત્ક્રમ સ્થિતિ ! આજ યુરોપના, અને ત્હેમાંથી પણ તે ખંડના ઉપગ્રહ જેવા ન્હાના દૂરના બેટના પુરૂષો એશિયા ખંડમાંજ પૂર્વે ઉત્પન્ન થયેલા જ્ઞાન બલના સહકુટુંબ સાધનથી તેજ એશિયાખંડના હૃદયનો મણિ જે ભરતખંડ, ત્હેના ઉપર રાજ્ય ચલાવે ! અહા ? આ કેવું અદ્ભુત અવસ્થાન્તર ! આજ યુરોપ અને અમેરિકા ખંડો પ્રવૃત્તિ માર્ગમાં એશિયા ખંડથી કેટલા ચ્હડતા છે ? કાલચક્રમાં એશિયા હવે ધુળમાં રગદોળાઇ ઉપરનો ભાર વેઠી દુઃખ સહે છે. અને યુરોપ પોતાનો ભાર એશિયાખંડ ઉપર મુકી ત્હેના ઉપર આકાશમાં રમી રહ્યું છે; દેશની તેમ નગરની પણ એજ રીતે ચ્હડતી પડતી થાય છે, આપણા આર્યાવર્તમાંજ જોઇએ. અયોધ્યા અને હસ્તિનાપુર જેવાં નગર ક્ષય પામતાં ગયાં અને કલકત્તા જેનું તે વેળા નામ પણ નહિ, તે આજ સર્વોપરી. વળી વલ્લભી અને અણહિલપુર, જ્યાં એક સમયે લક્ષ્મી, સરસ્વતીના જલને મસ્તક ઉપર લઇ ઘેર ઘેર ફરી, લોકોની તૃષા મટાડી સુખી સંતોષી કરતી ત્હેનું નામ પણ થોડાજ જાણતા હશે અને આ મુંબઇપુરી તે જગત્ પ્રસિદ્ધ એક સુંદરપુરી થઈ પડી છે. મુંબાઇના કહેવાતાં ઝુપડાં જેવી આજ અણહિલપુરમાં નાની હવેલી નહિ હોય. અને મુંબાઇમાં પોતામાંજ જુવો. જ્યાં ધુળ ઉડતી હતી ત્યાં " એલફિન્સ્ટન સર્કલ " અને

જ્યાં પત્થરનો મહા બળવાન કોટ હતો ત્યાં આજ કાંકરા ઉડે છે! અને 'એક બે' આગળ જ્યાં જલ હતું ત્યાં સ્થલ અને વળી તે ઉપર લોહમાર્ગ અને અગ્નિ રથ.

દુહો.

ઉગ્ર કાળ વિકરાલની (બે) પાંખ ઉદયને અસ્ત,
નિશ્ચય ત્હેની છાયમાં, આવે વસ્તુ સમસ્ત.

પદાર્થ માત્રનો એ રીતે નિરંતર, અપવાદ રહિત, અસ્તોદય છે, તો મનુષ્ય પ્રાણીનો હોય એમાં નવાઇ શી?

---

## ઉદયનું સાર્થક અને ઉન્નતેચ્છા.

પ્રાણી માત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એજ ઉદયનું ફલ એ વાત સદાકાળ લક્ષમાં રાખવી જોઇએ. જે ઉદય પામેલાથી કોઇનું કલ્યાણ નથી થયું ત્હેનો ઉદય નિષ્ફલ છે. સૂર્યનાં કિરણોથી સ્વાભાવિક નીચ ગતિવાળા જલના કણ, આ પૃથ્વી ઉપરથી ઉંચે જાય છે અને અંતે નિર્મલ અને મિષ્ટ થઇ પાછા પૃથ્વી ઉપર વર્ષે છે, અને પ્રાણી માત્રના સુખની વૃદ્ધિ કરે છે. તેમ ઇશ્વર કૃપાથી જે પુરૂષ ઉચ્ચ ઉદય પામે તે પણ પોતાના ગુણોથી ઘણા પ્રાણીના સુખની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરે ત્યારેજ ત્હેનો ઉચ્ચ ઉદય સાર્થક થયો એમ સમજવું. જે ઉદયથી કોઇને લાભ નથી તે ઉદય મિથ્યા છે. લોકોનું હિત કરવું એજ ઉદયનું સ્વરૂપ અને તત્વ છે; એ સત્યતા ઉદય પામતા પુરૂષોએ મનમાં, સજ્જડ કરી રાખવી જોઇએ. અને આરંભથી જ લોકોપકાર પાછળ સર્વ યત્ન કરવા જોઇએ. પોતાના નિમિત્તથી લોકોને સુખી થએલા જે જુવે છે, ને ત્હેને જે આનંદ થાય છે ત્હેનો અનુભવ તો ત્હેને જ છે.

આ જગતના પદાર્થ માત્ર અસ્થિર છે, ઉદય પામનાર ક્યાં અટકશે અને ક્યારે પડશે એ કોઇથી કહી શકાતું નથી, ન્હડે તે સદા પડવાના માર્ગમાં છે. એક ક્ષણમાં અસ્ત થવાનો હોય છે પણ તે ઉદય પામનાર કે અન્યના કળ્યામાં આવતું નથી માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

## धर्मस्य त्वरिता गतिः

જે કાંઈ સારૂં કરવાનું ધાર્યું હોય તે તેજ ક્ષણે કરવું. કલ્યાણ કરવા જતાં જે વિપત્તિમાં આવી પડે છે, ત્હેને ત્હેનું અંતઃકરણ એવી સહાયતા કરે છે કે, વિપત્તિના દુઃખની ત્હેના ઉપર બહુ અસર થતી નથી. સર્વે લોક પણ ત્હેના ઉપર સમભાવ રાખી ત્હેની કીર્તિ એટલી વધારે છે કે પેલા સારૂં કરવા જતાં સંકટમાં આવનારના મનોરથ અંતે પુરા થાય. માટે સારૂં કરતાં સંકટ આવેથી પાછા હઠવું નહિ. જે ઝાડ ઉપર મીઠાં ફળ થાય છે તે ઝાડના મૂળમાં, થડમાં, શાખામાં કે પત્રમાં તે મીઠાશ જણાતી નથી. પરંતુ તે ઝાડ ઉપર ફલ આવે છે ત્યારે તે ફલમાં જ મીઠાશ એકત્ર થઇ જણાઇ આવે છે, તેમ સદ્‌ગુણનો અમૃત જેવો સુસ્વાદ પણ જેવો ત્હેના ફલમાં છે તેવો પ્રથમ લાગતો નથી.

### ગીતિ.

સિંચી જલ સત્કર્મનું, સુકલ્પ વૃક્ષ જ ઉછેરી જીવનરમાં,
ધીર સદાચારી નર, મધુરતા ત્હેની ક્હે છે ફલમા.

સંપત્તિ વિપત્તિમાં કેવી રીતે વર્તવું, તે વિષે આવા આવા વિચાર કયાંથી સમજણ પડે, તો પણ સંપત્તિ વિપત્તિમાં ઝબકોળાયલા પુરૂષો કેવી રીતે પાર ઉતર્યા છે, એ જાણ્યાથી વિશેષ સમજણ પડવાનો અને અનુકરણ કરવાનો સંભવ છે માટે સત્પુરૂષોનાં જીવન ચરિત્ર વાંચવાની બહુ અગત્ય છે. "અન્ન એવો ઓડકાર" એ યથાર્થ છે. માટે સદા ઉચ્ચ દૃષ્ટાન્ત જોવા, ઉચ્ચ વિચાર કરવા અને ઉચ્ચ મન રાખવું. આપણી રંકતા ઉપર જોઇ એમ ન સમજવું કે આપણાથી અમુક કામ નહિ થઇ શકે. ઈશ્વર કૃપા હોય છે તો તુચ્છ મનુષ્ય મહત્ કર્મ કરનાર થાય છે. માટે સદા શુભ વાસના અને ઉન્નતેચ્છા રાખવી, સાહસિક થઈ ઉચ્ચ અસ્તોદયના માર્ગમાં સદા સ્થિર રહેવાનો પ્રયત્ન કરવો. સદાકાળ ઉંચી ગતિ થાય એવો દૃઢ નિશ્ચય કરી તે ઉપર દૃષ્ટિ રાખી જગતમાં વર્તવું. અસ્તોદયથી દૂર રહેવામાં પરાક્રમ નથી, પણ ત્હેની સાથે યુદ્ધ કરી શુદ્ધ જણાવામાં પરાક્રમ છે; માટે ઉદયની આશા રાખી ગમે તેવી અવસ્થામાં હઇએ તો પણ ઉત્તરોત્તર ઉચ્ચ થવાની શુભેચ્છા રાખવી અને ત્હેને સફલ કરવાના પ્રયત્નો કર્યા કરવા. મહત્ કૃત્ય કરવાનો આધાર બાહ્ય ઉપા-

ધિ ઉપર નથી. બહુ કરી ઓછી ઉપાધિવાળા મનુષ્યોને પોતાના સ્વલ્પ ભારને લીધે ઉદય પામવા સારૂ ઉંચે ચઢવા અધિક અનુકૂળતા હોય છે. આજ સુધીના ઇતિહાસ જોતાં પણ બાહ્યથી રંક દેખાતા મનુષ્યોથી અધિક ઉચ્ચ અને ઉપયોગી કાર્યો થયાં છે એમ જણાય છે. વિશેષ આધાર અંતરની મહત્તા ઉપરજ છે. માટે પોતાની સામાન્ય સ્થિતિ સ્હામું જોઈ નિરાશ થવા કોઇને કારણ નથી. સર્વદા ઉન્નતેચ્છા તથા મહાશય રાખી પુરૂષાર્થ સિદ્ધ કરવા પ્રયત્નો કર્યા જવા એજ સર્વનું કર્તવ્ય છે. હર્બર્ટ કહે છે કે:—

"Pitch thy behaviour low, projects high;
So shalt thou humble and magnanimous be,
Sink not in spirit; who aimeth at the sky,
Shoots higher much than he that means a tree.

*G. Herbert.*

"તારો વ્યવહાર નીચો એટલે સામાન્ય રાખ, પણ ત્હારો ઉદ્દેશ ઉચ્ચ રાખ, એમ કરેથી તું ઉભય–નમ્રાત્મા અને મહાત્મા થઈશ. ઉત્સાહમાં નીચે ન જઈશ; જે કોઈ આકાશમાં લક્ષ્ય કરી શસ્ત્ર મારે છે તે બીજો કોઇ એક ઝાડના ઉપર લક્ષ્ય કરી મારે ત્હેના કરતાં, વધારે ઉંચું મારી શકે છે."

**અસ્તોદય.**

---

## ડોલતરામ કૃપારામ પંડયા.

---

### સ્વતંત્રતા.

અહો સ્વતંત્રતા! ત્હારી ખુબી તો અલૌકિકજ છે. પરાધીનતામાં નૌતમ ભોજન મળતું હોય. અપૂર્વ વિહાર મળતા હોય, રાજ્યનાં પણ ઉત્તમ સુખ અનુભવાતાં હોય–ટુંકામાં સર્વ અનુકૂળતાઓ હાસ્ય કરતી હોય તોપણ "પરાધીનતા" એટલા શબ્દથીજ, મંત્રથી જેમ ભૂત તેમ અડદ છાંટયા હોય એવી રીતે સર્વ સુખ પલાયન કરી જાય છે, અને '**दुःखिते मनसि सर्वमसह्यम्**' એ ન્યાયે એ સર્વ સુખનાં

સાધન તે જ અસહ્ય થઇ પડે છે. બીજી તરફથી સ્વતંત્રતામાં અન્ન વસ્ત્રના ઉધારા હોય, ઉપવાસથી કૃશ થયેલી સ્ત્રીના સન્મુખ પેટ ઠોકતાં દીનવદનથી—બોલવાની શક્તિને અભાવે જોઇ રહેતાં બાળકોનાં ડુસકાં અવિરલ શ્રવણપથ રહ્યાં હોય, શીત, તૃષા અને તાપના ઝપાટાથી જર્જરિત થયેલ શ્વાનને પણ અનપેક્ષિત, રહેવાને ગૃહ હોય તોપણ "સ્વતંત્રતા" એ મોહમંત્ર લોહનું સુવર્ણ બનાવે છે, કોલસાના હીરા બનાવે છે અને દુઃખને સુખરૂપ કરે છે. સર્વથા સ્વતંત્રતા મોહમાયા જ છે ! અરે ! ત્હારે માટે પ્રાણીમાત્ર શું શું નથી કરતાં ? ત્હારે માટે યાવતજીવ સંચિત કરેલું ધન, ઘણા લાડકોડથી ઉછરેલો પુત્ર અને અંતઃકાળ પર્યંતની સુખદા પોતાની પ્રમદાનો કોણ ત્યાગ નથી કરતું ? ત્હારે માટે કેટલા રણસંગ્રામ રચાયા ? કેટલી લોહીની છોળો ઉછળી ? ત્હારે માટે કેટલાએ સમુદ્રમાં જળશાઇ કરી ? ત્હારે માટે કેટલાં કપાઇ મુવાં ? ત્હારે માટે શું ગૃહિણીએ ગૃહ અને ગર્ભિણીએ ગર્ભ નથી છાંડયા ? અનેક પ્રકારના ભોગ રંગ, રાસને છોડી યોગી પુરૂષો વન સેવે છે તે ત્હારે માટે. આહ ! શી ત્હારી આકર્ષકશક્તિ ! જોને ! મરવું એ વાત નિઃસંશય છે તો કાળને જ માટે હર્ષ શોક કે ચિન્તા શી ?"

* * * * *

## અજ્ઞાન.

અહો ! શું માણસનું અજ્ઞાન ! ઉંદરને મારવાને તાકી રહેલી બિલાડી નથી જાણતી કે ફાફરડી ખાવા શ્વાન પાછળજ ભમે છે. શ્વાન ઉપર મહા ક્રોધથી ધસનાર ચિત્તા નથી સમજતા કે પ્રાણ લેનાર ગેબી ગોળી સામી જ આવે છે, પારકા પ્રાણ હરનાર અને પારકું ધન ચોરનાર તથા પારકી સતીઓને પજવનાર નથી જાણતા કે એક ક્ષણમાં ઉંધું વાળી દેનાર દૈવચક્ર એ આવે. સંસારમાં અનેક પ્રકારના અધર્મ થાય છે. અનેક પ્રકારનાં કુકર્મ થાય છે પણ તે અધર્મ કે કુકર્મ કરનારા અભિમાની પુરૂષો નથી જાણતા કે આ જીવિતરૂપી મહાસમુદ્રમાં ઉદયની ભરતી સર્વ કોઇને હોય છે. પણ જો તે ભરતી વેળા મહાવેગ મુકી દેઇ ધીરે રહીને મોજાં કિનારે લેઇ જવામાં આવે તો પાછો ધક્કો ઓછો વાગે છે. આઘાતના પ્રમાણમાં પ્રત્યાઘાત થાય છે એવો સિદ્ધાંત અનુમાનાદિ પ્રમાણોથી નિર્વિવાદ થવા છતાંયે શો મનુષ્ય માત્રનો વેગ ? શી હઠ ? જુવોને અનેક સ્ત્રીઓના ધર્મભ્રંશનું

કારણ થયા છતાંયે એક અનાથ અબળા પાછળ આ રાજ્યના શિરો-મણિનો આગ્રહ કેવો વિષમ થઇ પડયો છે ? નથી એને નિદ્રા કે નથી એને શાન્તિ, નથી એને ભૂખ કે નથી એને તર્ષ, નથી કામમાં લક્ષ કે નથી સુખનો પક્ષ. રાતદિવસ રાજ્યકાર્ય બાજુ ઉપર મુકીને કુસુમા-વલીનીજ માલા જપતો, પરસ્ત્રી, દ્યુત, મદ્યપાન ઇત્યાદી છંદોમાં ન જતા કાળનો ક્ષેપ કરતો આ વિવેકશૂન્ય અને મૂઢ મંદપ્રજ્ઞ રાજા ક્ષણે તેના રૂપનો ચિતાર નયન આગળ આણતો, ક્ષણે ત્હેના બોલેલા બોલ બોલતો, ક્ષણે ત્હેની ચ્હડેલી ભ્રમર ઉપર હાસ્ય કરતો, ત્હેનું શ્વાસિત, ત્હેના વક્ષસ્થલની ધડક, ત્હેની રક્તતા, ત્હેની ધવલતા, ત્હેની સ્યામતા, ઇત્યાદિ ઉપર અનેક વિચારો કરતો હતો, વળી તે જડ પણ ચપળ, સેવ્ય પણ સેવક, ક્રૂર પણ દીન રાજાના માથા ઉપર અધીરતાના વાદળે નૈરાશ્યના પત્થરનો વર્ષાદ વર્ષાવ્યો હતો, તેથી તે મહા શોક-સાગરમાં તણાતો, ખેંચાતો ડુબતો હતો.

* * * *

## ક્રોધ.

આ સંસારમાં થતાં જે અયોગ્યાચરણ—ત્હેમાંનાં નીમે ભાગે ક્રોધથી જ ઉત્પન્ન થાય છે એમ કહેવામાં લગારે ખોટું નથી. ક્રોધ રૂપી યોદ્ધો જેને ઝાલે છે તેને નીચોવી ધોયલા મૂળા જેવો કરી નાંખે છે; ક્રોધથી પિતા પુત્રને હણે છે, પુત્ર માતાને હણે છે, ભાઇ ભગિ-નીને વિષ આપે છે, સાસુ જમાઇને રમાડી દે છે. ક્રોધથી કેટલી આત્મ-હત્યાઓ થઇ ? ક્રોધથી કેટલા નીકળી ગયા ? કેટલા વેરાગી થયા ? ક્રોધરૂપી વિંછીનું બચ્ચું જેનામાં ઉત્પન્ન થયું ત્હેનેજ પ્રથમ ખાય છે. ખરેખર ક્રોધનો ધકધકતો અગ્નિ પોતે બળે છે અને બીજાને બાળે છે. ક્રોધે પતિપત્નીના વ્યવહાર છોડાવ્યા, મિત્રોના સ્નેહ તોડાવ્યા, ડાહ્યાનાં ડહાપણ ડુબાવ્યાં, માનીનાં માન મુકાવ્યાં. અહો ? શું ક્રોધનું પ્રબળ ? તેણે કોઇને ન મૂક્યાં, પણ તેણે કોનું સારૂં કર્યું કે ત્હેના વિના આ સંસારમાં કોઇએ માનવી ચલવતો નથી ? અથવા તે તો પોતાનો સ્વભાવ દિવસે દિવસે વધારે સતેજ કરે છે, છતાંએ એવા દુઃખશત્રુની સાથે શી મનુષ્યની મિત્રતા ? જાણે છે કે એ પેઠો એટલે જેના જેના સંબંધમાં આવશે ત્હેને દુઃખ દેશે છતાંએ એનો ત્યાગ લોક કેમ નહિ કરતા હોય ? અહો !

## " क्रोधोहिशत्रुः प्रथमं नराणाम्
## देहस्थितो देहविनाशनाय. "

એ વાક્યનો ક્ષણે ક્ષણે અનુભવ થયા છતાં મનુષ્યનું શું અજ્ઞાન અથવા અસામર્થ્ય ? ખરે ! સમર્થને ક્રોધ થતો નથી. અશક્તિમાંથી ક્રોધની ઉત્પત્તિ છે. સમર્થ પુરૂષ પોતાની ઇચ્છા બળથી જ પુરી કરે છે. પણ તે પુરી ન પડયેથી અસમર્થ પુરૂષો ક્રોધનો આશ્રય લે છે. બાકી ગુણવાળી, ધર્મી અને સર્વ રીતે સુશીલ અબળાઓ પણ ક્રોધને વશ થઇ પોતાના પેટનાં છોકરાંને હતાં નહતાં કરી નાંખે ? નહિજ ! અને સંસાર ત્યાગ કરી વન સેવનારા ગરીબ અને દયાળુ ઋષિયો સહજ વાતમાં પોતાના ક્રોધનો આવિર્ભાવ મહા ઉગ્ર શાપમાં કરે ? નિઃસંશય Anger is a short madness એ કોઇ અનુભવીનું વાકય ખરૂંજ છે. ક્રોધનાં ચશ્માં ચહાવી દષ્ટિ ફેરવનાર વ્હાલાંને વેરી દેખે છે, નિશ્ચયને સંશય માને છે, અકર્તવ્યને કર્તવ્ય કહે છે. જેણે ક્રોધની શિક્ષા માની તે જીવતોજ મુવો છે; કારણ આને આ અવતારમાં ત્હેને ચિરકાળ સુધી પશ્ચાત્તાપની ધમણમાં બળવું પડે છે. અહો ! ત્હેનાથી થતી અનર્થ પરંપરા પણ કેવી મહતી ? આપણા નિત્યવ્યવહારમાં ગુન્હાના પ્રમાણમાંજ શિક્ષા હોય છે—અને તે પણ એક કાળમાં—પણ આ ક્રોધની તો વાત જ જુદી જે ક્ષણે ત્હેની ચીનગારી હૃદયમાં મુકાવી તે ક્ષણેથીજ તે વ્યથા કરે છે; કલેશ કરે છે; પછી અનુતાપ પ્રગટે છે. ત્હેમાંએ ત્હેની ઉત્પત્તિ અને સ્થિતિ અલ્પકાળ અને ત્હેમાંથી થતો પશ્ચાતાપ યાવજ્જીવ ચાલવાનો; તદપિ ક્રોધ નથી છંડાતો, વધતા ઓછા રાગદ્વેષની પાંખ ઉપર ચ્હડેલા મનુષ્યોને સર્વ સ્થળે ઇષ્ટાપત્તિઓ નથી હોતી એટલે અવિચ્છિન્ન ચાલતા પ્રભાવમાં અટકાવતાંજ અકળામણ થઇ જાય છે. અને આજકાલના મેઘની માફક જ્યાં ફાવ્યું ત્યાં ળુસુ નાંખવાને તે ક્રોધ તૈયાર હોય છે. જુવો ને ! નળ જેવા ધર્મરાજાએ દમયંતી જેવી ધર્મપત્ની ઉપર ક્રોધ કર્યો તે માત્ર પેટનું પુરૂં ન થયાથી જ !

* * * *

## અભિમાન.

અરે અભિમાન કેવા અનર્થ કરાવે છે ? સારૂં કરવાનું પણ

અભિમાન, અંતે કેવું નુકસાનકારક થઇ પડે છે? ખરી વાત એ છે કે નિયમમાં રહેલા અભિમાનથી બહુ વખત મહાન લાભ થાય છે, દેશના અભિમાનથી આખાં રાજ્યતંત્ર ચાલે છે. ગૃહના અભિમાનથી પરોપકૃતિરૂપી પ્રશસ્ત સદ્દગુણનો ઉદ્દભવ છે. તદપિ નિરભિમાન પ્રયાસની ખૂબી તો અલૌકિકજ છે. આ સંસારમાં જે જન્મે છે તેનો નાશ થાય છે, તો પછી કોઇપણ નામરૂપનું અભિમાન ધારણ કરવાથી ત્હેના નાશ સમયે અતિશય સંકટ થાય છે. ભલે સંસારમાં પ્રવૃત્ત રહેનારા નીતિજ્ઞ સજ્જનો અભિમાનને અનેક સદગુણનાં નામ આપી ત્હેની ભિન્ન ભિન્નરૂપે પ્રશંસા કરે, અને સંસારની ઘટનામાં ત્હેની આવશ્યકતાના સ્તુતિપાઠ ઉચ્ચારે. પણ એટલો તો સિદ્ધાન્ત નિર્વિવાદ જણાય છે કે દુઃખના અનેક કારણોમાંનું અભિમાન પણ એક છે, વળી અભિમાનથી અનર્થ પણ કેટલા થાય છે? ધર્મના અભિમાનથી સગા ભાઇઓમાં પણ કેટલા ટંટા થયા? પાસે પાસેના મિત્ર રાજાઓ વઢી મુવા? મુસલમાન અન ક્રીશ્રીયન તથા મુસલમાન અને હિંદુ લોકો વચ્ચે ધર્માભિમાનથી કેટલાં અને કેવાં દારૂણ યુદ્ધ થયાં? એકંદર સંસારની અભિવૃદ્ધિને કેટલું નુકસાન થયું? એજ પ્રમાણે બીજાં અભિમાનને માટે પણ વધતું ઓછું કહી શકાશે. જુવોને "મ્હારા કાર્યભારમાં બધું બરાબર ચાલે." એવા અભિમાનથી આ પ્રધાને પ્રથમ તો બરાબર કામ ચલાવ્યું, અને થોડીવાર તો ઉજળું એટલું દૂધ દેખાયું, પણ જરા તે અભિમાનનું ખંડન થયું એટલે સર્વ વાતનો કેવો વિપર્યય? અરે! ભાઇ! નથી જાણતો 'મ્હારૂં મ્હારૂં" કરતાં તું જે કુટી કૂટી મરે છે એમાં ત્હારૂં કશુંએ નથી? "મ્હેં કર્યું મ્હેં કર્યું." કહી ફુલાય છે ત્હેમાં ત્હેં કશુંએ કર્યું નથી. ઉલટ સુલટ અનેક કારણોની વિચિત્ર ગુંથણીથી થતાં આ ભવનાં અનેક કૃત્યોમાંનું વધારેએ શું કરવાનો હતો ને ઓછુંએ શું કરવાનો હતો? પણ "મને મોંઘો અને આપે લાડબાયો" થઇ, જે થયું તે ત્હેં ત્હારામાં માની લીધું; અને ત્હેનું ફળ અત્યારે અકર્તવ્ય કરવું પડે છે તેજ છે, અભિમાન વિના યુદ્ધ કર્યું હત તો જે રાજ્ય લેવાને અજાતશત્રુ યુધિષ્ઠિરે ભાંડુઓનો નાશ કર્યો તેજ રાજ્યનો ત્યાગ ત્હેમને કરવો પડત? અથવા નિરભિમાન યુદ્ધ કરવા પરમાત્મા શ્રીકૃષ્ણે સમરાંગણમાં ઇષ્ટમિત્ર અર્જુનને યથાર્થ દર્શન કરાવી તત્વનું રહસ્ય બતાવ્યું તે અકાલે કે અસ્થાને હતું? નહિ જ, અભિમાન વિના રાજ્ય કર્યું ત્યારે

જનકને કે પ્રિયવર્તને રાજ્ય છોડવાની વખત જ ન આવી. અને બંનેએ પોતાનો આ લોક તથા પરલોક સુધાર્યો.

* * * * *

### શ્મશાન.

આ શ્મશાનમાં કાગડા, ગીધ આદિ માંસાહારી જનાવરો ભક્ષણની લાલચે આમ તેમ ફરતાં હતાં. ભૂતપ્રેતનું તે નિવાસસ્થાન મનાતું હતું. બે ત્રણ દિવસનાં બળેલાં શબની રક્ષા ધકધકી રહી હતી. કોઈ કોઇ સ્થળે બળતાં હાડકાંના તડતડાટ થઇ રહ્યા હતા. આગળ પાછળ ઉગેલા બાવળીઆ, કાંટાની વૃષ્ટિ કરી જડ હૃદયવાળા મનુષ્યોના પગ કોચી મૃત્યુની આવશ્યકતા સૂચવતા હતા. મહાન પુરૂષનું પણ અંતે આટલું જ રહે છે એવું સૂચવનાર કાજળી ખરી પડેલા અણુની પેઠે ઉડયા કરતી હતી; તુટી પડેલા દાંત, છુટી પડેલી દંષ્ટ્રા, છુંદાઈ ગએલા હાથ, ખરી પડેલાં આંગળાં, નીકળી ગયલી ખોપરી, ભાંગી ગયેલા નળા અને મહા વિષથી કહણ થઈ ગયેલાં સર્પનાં ગુંછળાં જેવાં હાડપિંજર છુટે છુટે વેરાઇ જઈ સંસાર સુખને ધુળધાણી કરી દેખાડતા હતા. મત્સ્ય, મયૂર, મુરઘી ઈત્યાદીનું ભક્ષણ કરનાર દયા વિનાના મનુષ્યોને પણ અહીં તો જ્ઞાન મળવું જોઇએ કે બીચારાં અવાચક અને અનાથ પ્રાણીની તેઓ જેવી અવસ્થા કરે છે તેવી જ બલકે તેથી વધારે વિષમ અવસ્થા એક કાળે ત્હેમની પણ તેવાં જ અવાચક પ્રાણી કરશે; અને જે દેહને અત્તરના લેપ ને ગુલાબનાં છાંટણાં તથા ચંદનની ચર્ચા અને રેશમનાં વસ્ત્ર હોય છે તે દેહના પણ શત શત કડકા થઈ જશે, તથા ત્હેમનાથી પણ વિશેષ ભુખાળવો અગ્નિ ત્હેમને ગળી જશે, ચાવી જશે, ભક્ષી જશે.

**કુસુમાવલી.**

---

## સ્વ. રા. કલાપી.

---

### ભર્તૃહરિ અને વિક્રમ.

ભર્તૃહરિ—વિક્રમ! બાપુ! તું આવો કેમ થઇ ગયો છે?

વિક્રમ—મહારાજ અરણ્યવાસી થયા ત્યારથી જ આપનો દાસ આવો દેખાય છે. ત્યાં સુધી તો તેને શિરચ્છત્ર જેવા મહારાજની

આજ્ઞા હતી અને તે રસાળ જંગલોમાં સુખી હતો; આજે તે ફરી સુખી થયો મહારાજ !

ભર્તૃહરિ—બાપુ, તું મને ક્ષમા આપી શકયો છે. તું ઉદાર છે. તું માળવાનો રાજા થઈ શકશે, ત્યાંની પ્રજા સુખી છે ? તું ત્યાંથી આવતો હશે !

વિક્રમ—નહિ, મહારાજ માળવા સુખી નહિ હશે; આપ વિના તે કયાંથી સુખી હોય ? આપ ગયા અને માળવા પર દુશ્મનોના હાથ પડવા લાગ્યા–એમ મેં સાંભળ્યું: મહારાજ, માળવાએ કદી ક્રરતાને કે શત્રુને જોએલ નથી તેથી બહુ ગભરાટમાં હશે; આપ આપની ભૂમિને ગભરાટથી દૂર કરો; ત્યાં પધારી ફરી રાજ્યદંડ ધારણ કરો; હું તો ત્યાં જઈ શકયો નથી. મહારાજની આજ્ઞાનો ભંગ થાય તેના કરતાં દશ માળવા ઉજજડ થાય તેની મને થોડી ચિંતા છે. છતાં મહારાજ, માળવા, આપના ચાખડી જેવું મારૂં શિરછત્ર છે. તેના પર રજ લાગે એ હું કેમ સહી શકું ? આપની પાસે વિજ્ઞપ્તિ કરવા આવ્યો છું. આપ પધારો, કૃપા કરો, માળવાનો અંધકાર દૂર કરો.

ભર્તૃહરિ—બેટા ! અંધકાર ? નહિ, પરમાત્માનો પ્રકાશ સર્વ સ્થળે છે. એક માળવામાં કે એક બ્રહ્માંડમાં, એક દિવસ વા એક જુગ, અંધકાર જેવું કંઈ દેખાય એ વાત બહુ મોટી નથી. હું પોતે તો રાજા થવા હવે ઇચ્છતો નથી. તું અંધકાર દેખે છે તો તું તેને દૂર કર: હું તો દેખતો નથી એટલે શું દૂર કરૂં ? તાત, ગુરુના આ આશ્રમમાં ઉજારા અને અંધકારની કાંઈ જૂદીજ સૃષ્ટિ છે, અને તેજ સાચી છે. હું તો હજુ એક છેક ન્હાનો જીજ્ઞાસુ છું: છતાં માળવામાં હવે મારે માટે સુખ, ફરજ કે કાંઇએ નથી.

વિક્રમ—મહારાજ માળવાને નિરાશ નહિજ કરે એવી મને આશા આવી હતી; મહાનુભાવ, તે પ્રજાનાં સુખદુઃખ જાણવા જેટલી પણ હજુ કૃપા રાખો છો તો માળવા હજુ આપથીજ ધણીયાતું કાં નહિ થાય ? આપ વિના એ ધરા ખારા પાણીએ રડે છે, આપ વિના, આપ જેવા ભોક્તાના વિયોગમાં રસવૈભવ પણ વ્યાકુલ છે, આપ વિના કોઇને સુખ નથી.

ભર્તૃહરિ—ભાઈ, તું હજુ બાળક છે. આંહિ ભુજાનું ઓશીકું અને પૃથ્વીની બિછાતમાં મને જે આરામ મળે છે, તે ત્હારો વૈભવ

હવે મને નહિ આપી શકે. ગળગળો થા નહિ; મ્હારે માટે દુઃખ કરવા જેવું કાંઈ નથી. માળવાનો વૈભવ કદાચ કોઇ માટે રડે પણ એ તો બાળકનાં રમકડાં; બાપુ, આંહિનો અનાદિ અનંત રસવિભવ નથી કોઇને રડતો અને નથી રાજાને માન આપતો કે કંગાળને તરછોડતો. વધારે તો એવું છે કે જ્યારે સર્વમાં સર્વત્ર ભય છે ત્યારે આ વિભવ કેવળ નિર્ભય છે. તે પામ્યા પછી તેને સાચવી રાખવા કશી દરકાર કરવી પડતી નથી. પછી તો તેને માટેની પણ જેટલી ઓછી ચિંતા તેટલો તે વિશેષ નિકટ રહે છે. બાપુ, આ વનફળમાં કે કોઈ દિવસ અનાયાસે ઠોકર લાગતાં મળી આવતા સ્મશાનના લાડુમાં જે સ્વાદ છે તે પિંગળાની રસોઇમાં નહોતો.

**વિક્રમ**—મ્હારી એ પશ્ચાત્તાપના અગ્નિમાં બળી ખાખ થઇ જતી માતા પર પણ દયા ધરે. વળી માળવાની ભૂમિ જેવી પવિત્ર મ્હારી અન્ય માતાઓ પર પણ કરુણા, મહારાજ!

**ભર્તૃહરિ**—બેટા. પિંગળા પશ્ચાત્તાપથી પવિત્ર થશે. અન્ય માતાઓ પણ પવિત્રતાથી શાંતિ મેળવી શકશે, પણ ત્હારા દુઃખને તું દૂર કર; મ્હારી વાત સાંભળ; મ્હારા પગમાં પડી ત્હને આજે રડતો જોઇને–તને દેશવટો મળ્યો તે દિવસની માફક તને રડતો જોઇને–મ્હારી સ્મૃતિ તાજી થાય છે. ભાઈ. તને જોયો તેથીજ માળવાના સમાચાર પૂછવાનું મન થયું. હૈયાફાટ રડતી પત્નીઓ પાસેથી "માતા" કહી ભિક્ષા માગી આવનાર દીલ તને જોઇ ગળી ગયું. આ આત્મા હજુ રક્તના સંબંધને છોડી શક્યો નથી. હૃદયને હજુ કાંઈ વધારે થાય છે. જે અમરફળ પિંગળા ખાઈ શકી નહિ તે હું પણ ક્યારે ખાઇ શકીશ તે મને હજુ સૂજતું નથી. હું પ્રેમમાં ઉદાર થઇ શક્યો ન હતો, તેને પરમ વિરાગ ક્યારે મળશે?

**વિક્રમ**—આપ મહાનુભાવ ઉદાર નહિ!? ક્યારે નહિ? એક નહિ અત્યારે આ હીનભાગ્ય આપના બાળક–તરફ–નહિ તો કયારે નહિ? દાસ સમજી શકતો નથી.

**ભર્તૃહરિ**—ખરૂં કહું છું. વિક્રમ, હું રાજા થવાને યોગ્ય ન હતો; પણ તેને માટે મને બહુ લાગતું નથી. હું રાજા થવાને જન્મ્યો ન હતો, પણ વિક્રમ, હું મને જેવો માનતો હતો તેવો સૌંદર્યને સ્નેહને અર્પનાર પણ ન હતો. હું સ્નેહી થવાને યોગ્યજ ન હતો. જો હું

ખરો રાગી થઈ શક્યો હોત તો અત્યારે વિરાગી પણ થઇ શક્યો હોત! ગુરુદેવે અત્યાર સુધીમાં મને અમરત્વની ચાવી બતાવી હોત. વિક્રમ, કદાચ આ કફનીની પણ અપેક્ષા જ રહી ન હોત. માળવા, પિંગલા અને વિરાગ, એ ત્રણમાંથી ગમે તેણે અત્યાર સુધીમાં મને અમરફળ આપ્યું હોત.

વિક્રમ—મહારાજ, મ્હારી બુદ્ધિ મુંઝાય છે.

ભર્તૃહરિ—તું સર્વ સમજશે, વિક્રમ. એક દિવસ કદાચ મ્હારા જેવાનો ગુરુ થશે. તું ત્હારા ભાઈ કરતાં વધારે ઉદાર છે.

વિક્રમ—મહારાજ, શરમાવો નહિ.

ભર્તૃહરિ—ભાઈ, સત્યમાં શરમાવા જેવું કાંઇજ નથી, સાંભળ.

વિક્રમ—સાંભળવા ઉત્સુક છું, મહારાજ.

ભર્તૃહરિ—વિક્રમ, મેં તને દેશવટો દીધો હતો તે દિવસ તું નહિ ભૂલી ગયો હોય, કદાચ કદી પણ તે નહિ ભૂલી શકે. એ ઘા મોટો હતો અને મર્મનો હતો—કેમ વિક્રમ બોલતો નથી.

વિક્રમ—મહારાજ, હું તો આપનું બાળક, આપનો દાસ, આપનો વેચાણ. મ્હારે ભૂલવાનું કે ન ભૂલવાનું શું હતું? ઉજ્જેણમાં રહીને પણ આપની સેવા બજાવતો હતો, અને જંગલમાં જઇને પણ આપને રટતો હતો. દુઃખતો મને એટલું થતું હતું કે સત્ય આપ જોશો અને જ્યારે જોશો ત્યારે આપને શું નહિ થાય? ક્ષમા કરશો—મહારાજ, મને મારી નહિ પણ આપના કોમળ હૃદયની દયા આવતી હતી.

ભર્તૃહરિ—એ તો ત્હારૂં મ્હોટું દીલ—વિક્રમ ખરૂં, જ્યારે મેં સત્ય જોયું ત્યારે મને બહુ દુઃખ થયું, પણ એ તો થોડા કાળમાં હવે બહુ જૂનો ઇતિહાસ થઈ ગયો. મ્હારે કહેવાની વાત તો જૂદીજ છે. તને દેશવટો અપાયો તે નહિ, પણ જે હેતુથી એ અપાયો તે મ્હારા જીગરનો કાંટો છે. અને મ્હારે કરવાની વાત પણ એજ છે.

વિક્રમ—ફરમાવો મહારાજ!

ભર્તૃહરિ—મેં તને દેશવટો આપ્યો ત્યારે હું રાજા તો ન જ હતો. તેમ સૌંદર્યનો ભોક્તા પણ નજ હતો. એ ભૂલમાં પણ કંઈ મહત્તા આવી શકી હોત; પણ ત્યારે આ હૃદય તેને પીછાનતું ન હતું, અને તેથી હું છેક પામર હતો.

**વિક્રમ**—મહાનુભાવે, એક-તરફી ઇન્સાફ કર્યો હતો. એથી વિશેષ હું કાંઇ વિચારી શક્યો જ નથી.

**ભર્તૃહરિ**—તું કે મ્હારા વિના અન્ય કોઇ પણ વિચારી શકે નહિ એવી એ વાત છે. મનુષ્ય સ્નેહમાં છેતરાઇને ભૂલ કરે તો પણ તે સ્વાર્થની ભૂલ તો નજ હોવી જોઇએ. સૌંદર્યનો ભોક્તા કાંઈ પણ કરે તે પોતાની ખાતર નહિ પણ સૌંદર્યની ખાતર.

વિક્રમ—મહારાજ, મ્હારી બુદ્ધિ હજુ નિર્ણય કરી શકતી નથી. પણ મ્હારૂં હૃદય કાંઇક ગ્રહણ કરતું હોય એમ લાગે છે. આપની ભાવના આપ જેવીજ ઉદાર દીસે છે.

**ભર્તૃહરિ**—તું સમજી ગયો, વિક્રમ. તો પણ સાંભળ અને વધારે સ્પષ્ટતાથી જો. એક સૌંદર્યમૂર્ત્તિને ત્હેં અપમાન આપ્યું, તે કરતાં જે સૌંદર્યને હું ચાહું છું તેને તેં અપમાન આપ્યું એ માન્યતાથી મને કાંઇ વિચિત્ર લાગણી થઈ આવી હતી. મ્હારા સ્નેહ સ્થાનમાંથી જે ઉદાર પ્રવાહ મને મળતો હતો તે બંધ પડી ગયો, મ્હારાં નેત્ર અંધ થઈ ગયાં, હૃદયનો રસ સુકાઈ ગયો. એ અહંકાર દૂર રહ્યો હોત તો હું હકીકતને શાંત ચિત્તથી તપાસી શકત. અને ત્યાં એ ભૂલથી કદાચ તને શિક્ષાએ કરત. છતાં અત્યારે મારા પર નરકનો પ્રવાહ વહ્યો તે તો દૂર જ રહ્યો હોત, મ્હારી ભૂલથી પણ હું સ્વર્ગ તરફજ ખેંચાયો હોત. મ્હારાપર તેની અત્યારે તો કશી અસરજ ન હોત. હું ન્યાયમાં અપક્વ રહીને પણ સૌંદર્યસ્નેહમાં પક્વ થયો હોત.

વિક્રમ—સત્ય મહારાજ !

**ભર્તૃહરિ**—અને જ્યારે મેં મ્હારી ભૂલ જોઈ ત્યારે પિંગળા મને ચ્હાતી નથી એ વાત સ્પષ્ટ સમજાઈ-ત્યારેજ હું રાજા થવાને યોગ્ય થયો હોત. પરંતુ અહંકારે જનક થવા ન દેતાં વનવાસ અને એકાન્ત સ્વીકારાવ્યાં.

**વિક્રમ**—મહાનુભાવ ઇચ્છશે તે થઇ શકશે. આપના આ વિચારમાં માળવાનો કોઇ મહાન ભાગ્યોદય છે, મહારાજ.

**ભર્તૃહરિ**—નહિ, વિક્રમ-હું ભૂતકાળની વાત કરૂં છું તે ભૂલી જા નહિ. અત્યારે તો હું જડભરત થવા ઇચ્છું છું. એ એક ક્ષણ હતી, જેથી જનક બની શક્યો હોત-કે જે બનું છું તે બનવા આંહિ આવ્યો હોત, હૃદય હવે તો આ તરફ ઢળ્યું. હું તેને એમ ઢળવા દેઇશ, બાપુ જનકમાં અને જડભરતમાં એકજ રૂધિર હતું, જ્ઞાન

હતું, એકજ હિત હતું. ત્હારી આશાનો આ વાત સાંભળી ભંગ થાય છે, ત્હારો ચહેરો ફીકકો બની જાય છે, પણ શાન્ત થા. તું ક્ષત્રિ છે. ત્હારા ભાઇને જડભરત બનતાં જે કાળ જશે તે કરતાં બહુ ઓછો કાળ તને જનક બનતાં જશે. ભાઇ, રાજા થા, અને સ્વાર્પણને સમજ, ને હું પણ આંહી રહીને તેનોજ ઉપાસક છું.

**વિક્રમ**—પણ—મહારાજ, આપ રાજા થઈ વધારેનું હિત કરી શકશો. **ક્ષમા**—મહારાજ, પણ આપ આપના જન્મથી મેળવેલા કાર્યમાં પ્રવૃત્ત થાઓ.

**ભર્તૃહરિ**—હું મારા જન્મથી મેળવેલા કાર્યમાં પ્રવૃત્ત છું. સર્વને એ એકજ કાર્ય છે અને તેમાં સર્વ પ્રવૃત્ત છે. હિત તો પરમાત્મા કરશે. અમે આળસુ નથી પણ દુનિઆ તેમ દેખે તો જેમ અમે તેના અહંકારની ગડમથલને ક્ષમા આપીએ છીએ તેમ તે અમારી નિવૃત્તિની શાંતિને ક્ષમા આપે એટલું જ કહેવાનું છે. હવે રાજ્યની વાતને જવા દે, ત્હારો એ પ્રયાસ વ્યર્થ છે, વિક્રમ—

**વિક્રમ**—મહારાજ—

**ભર્તૃહરિ**—કશું નહિ—તાત! પણ મ્હારે કહેવાનું હતું તે રહી ગયું. મ્હારા માર્ગમાં મને અત્યાર સુધી પણ જે નડે છે તે તું જો, તને તે ઉપયોગી થશે. સન્યાસીને જે ઉપયોગી છે તે રાજાને પણ ઉપયોગી છે, વિક્રમ.

**વિક્રમ**—ફરમાવો—મહારાજ.

**ભર્તૃહરિ**—તને દેશવટો આપવામાં આ હૃદય જે અહંકારને વશ હતું તેજ અહંકારે પિંગળા પર આ હાથમાં તલવાર ઉપડાવી હતી. પિંગળાએ જે અનર્થ કર્યો તેથી આ હૃદયનો અનર્થ ન્યૂન શિક્ષાપાત્ર નહોતો, કદાચ વધારે હતો, અને તે દંશનું વિષ આ હું ત્હારી સાથે વાત કરૂં છું ત્યારે છેક અત્યારે ઉતરી જતું હોય એમ મને લાગે છે. તે વિચારથી મને કાંઈ અવર્ણ્ય ગંભીર આનંદ પ્રાપ્ત થાય છે.

**વિક્રમ**—આપના આનન્દમાંજ સદા મ્હારો આનન્દ સમાયો છે. કહો, મહારાજ!

**ભર્તૃહરિ**—નહિ, હજુ મ્હારા આનન્દની વાત સાંભળવાનો કાળ નથી આવ્યો, અત્યારે તો તું મ્હારા ખેદની વાત સાંભળ.

**વિક્રમ**—તૈયાર છું મહારાજ !

**ભર્તૃહરિ**—મ્હારે માટે નિર્માએલું અમરફળ ત્યારે સ્નેહાંધ હુંથી ચખાયું નહિ—છેવટ તું તો એટલુંજ જાણે છે કે મેં તે પિંગળાને ધર્યું; પણ શૃંગારમાં અંધ બનેલી પિંગળાએ પોતાના શૃંગારને અમરત્વ ઈચ્છયું, શૃંગાર સ્નેહ વિના અમર રહી શકયો નહિ. સ્નેહ વિનાના શૃંગારે દૈવી ફળને નશાના તામસી ઘેનમાં શેરીની એક વેશ્યાના ઘરમાં ફેંકી દીધું. સામાન્ય મનુષ્યના હાથમાં એ ફળની કિંમત સ્થૂલ ધાતુમાં આવી રહી અને દ્રવ્યયાચતું એ ફળ ફરીથી મારી પાસે આવ્યું.

**વિક્રમ**—પછી મહારાજ ?

**ભર્તૃહરિ**—પિંગળાના સ્નેહની વાત ખુલ્લી થઈ, બહેતર હતું ત્યારે કે મારા સ્નેહ સ્થાનને મારે તૃપ્તિ આપવી. પિંગળાનો હસ્ત તેના શૃંગાર સાથે જોડી દેવો. પરંતુ અહંકારે સર્વ ઉલટું જ કર્યું. પિંગળાના શૃંગારનેમેં હદપાર કર્યો, એક પશુની માફક હું પિંગળા પર ધુરકયો, અને જે એટલો બધો કાળ મારી પૂજનની મૂર્તિ હતી તેનો વધ કરવા એક જંગલીની માફક તૈયાર થયો. એ જલ્લાદનું કાર્ય તો મારાથી થયું નહિ. હું અટકયો, પરંતુ તે તો સ્ત્રી હત્યાના ડરથી સ્નેહહત્યાના ડરથી નહિ. રાજ્યવિભવ. દોલત સર્વ મને સર્વ ખારાં ઝેર જેવાં થઇ ગયાં, ભાઇ જેવા ભાઇને દેશવટો આપવાના અવિચારી કૃત્યનો મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. હું અહીં આવ્યો. જ્ઞાનની ખાતર નહિ, પણ જીગરમાં લાગેલી આગ બુઝવવાને. પરંતુ મન મુસાફરીએ નીકળતું નથી. ઘરની આગથી કરી જંગલમાં આવ્યો ત્યાં પણ મારે માટે તો આગજ હતી.

**વિક્રમ**—મહારાજ, સહી શકાતું નથી.

**ભર્તૃહરિ**—સાંભળ, વિક્રમ—સાંભળ, દર્દની કથા હવે બહુ બાકી નથી. તેમ એ સમયમાં જે મને થતું તે દુઃખ રોવાની ઇચ્છા પણ નથી; તે તો હતું ન હતું થઈ ગયું.

**વિક્રમ**—હા, મહારાજ !

**ભર્તૃહરિ**—પછી તો અમરફળ જો કે મારા પાસે જ હતું, તો પણ એવા દેહમાં અમર રહેવા કરતાં તો, આત્માઘાતથી પણ આ દેહ દૂર કરવાનું મને ત્યારે ગમતું હતું.

**વિક્રમ**—મહારાજ, મહારાજ!!

**ભર્તૃહરિ**—પણ અહો! ભટકતાં ભટકતાં આ સુંદર સ્થાન જડી આવ્યું, ગુરુ મળી ગયા, ફળ મેં એમને ધર્યું; પરંતુ એ મારે જ ચાખવાનું હતું, એવી ગુરુદેવની આજ્ઞા થઈ; કાળ જતો ગયો તેમ શાન્તિ થતી ગઇ. ગુરુની વાણીના સ્નાનથી અને પવિત્ર સહવાસથી અલખની ઝાંખી પણ થવા લાગી; જે દૂર કરવાનું હતું, જે ક્ષણે ક્ષણે નડતું હતું તે પકડાઈ ગયું. હવે તો આનંદ છે, વિક્રમ.

**વિક્રમ**—મહારાજ, હવે અમર ફળ આરોગો અને અમરરાજ્ય ભોગવો; મ્હારી સાથે પધારો.

**ભર્તૃહરિ**—બેટા, અમરરાજ્ય તો અહીં જ છે, તું મને ક્યાં લઇ જઇશ? વળી તું જાણતો નથી કે સંન્યસ્તથી અમરફળ ચાખનાર જડભરત બને છે, અને રાજ્યથી અમરફળ ચાખનાર જનક બને છે; મને સંન્યાસી રહેવા દે, તું રાજા થા.

**વિક્રમ**—કૃપાળુ, મારૂં દુઃખ દૂર થઇ શકતું નથી. હું એ સહી શકતો નથી.

**ભર્તૃહરિ**—શું? વિક્રમ! તને મ્હારી દયા આવે છે?! એમજ હોય તો મને ત્હારી વધારે દયા આવે છે.

**વિક્રમ**—દયા કે ન દયા અત્યારે તો મ્હારા હૃદયમાં વિચારજ નથી; પણ મહારાજ, મ્હારો ખેદ દૂર થતો નથી.

**ભર્તૃહરિ**—શાબાશ, બેટા, તું અર્ધ વાત તો સમજી ગયો. હવે રાજા થવાનો નિર્ણય કર અને ત્હારો ખેદ દૂર થશે. મ્હારૂં નિર્માણ સંન્યસ્તમાં છે, ત્હારૂં નિર્માણ રાજ્યમાં છે, બંનેનું છેવટનું નિર્માણ તો એકજ છે. **કલાપીના સંવાદો.**

---

## રા૦ રા૦ મણીશંકર રત્નજી ભટ્ટ.

---

## સમરસિંહ અને ચંદ.

[ દેશના ભાવિ સંબંધે વિખ્યાત વીર સમરસિંહ અને ચંદ બરદાયી વચ્ચે વાર્તાલાપ થાય છે. દેશનું ભાવિ ઉજ્જ્વલ દેખાતું નથી છતાં યોગા રૂઢ રહી કર્તવ્ય નિષ્ઠ થવું એજ માર્ગનો ઉપદેશ આ સુંદર સંવાદમાંથી મળે છે. ]

ચંદ—મહારાજ, આકાશમાં નક્ષત્રો દેખી શકાતાં નથી, પણ મધ્યરાત્રિ વીતી ગઈ છે. સંગ્રામ થોડા વખતમાં શરૂ થશે એમ હું સમજું છું. માત્ર ફરી અવકાશ ન મળે તેટલા માટે અને આપ જાગ્રત છો એમ જાણીને દર્શન કરી લેવા આવ્યો છું. સાથે મહારાજ શ્રમિત ન હો તો ભાવિ સાંભળવાની પણ ઇચ્છા રાખું છું.

સમર૦—ચંદ ! તું જાણે છે કે હમણાંનું ભાવિ તો નિર્ણીત છે. આપણે એકેક દશ દશને મારીએ તો પણ ગોરી બધા ખપી જવાના નથી; તથા તેમનો નાયક પાછળ પડીને જીવતો રહી જવાથી જીત્યો ગણાવાનો છે. અને પાછળનું ભવિષ્ય જાણવાની તો તારે શી જરૂર છે ? પાછળ તારે ભૂતાત્મક કાવ્ય વગર બીજું શું કરવાનું છે ?

ચંદ—પણ મહારાજ, પાછળની કલ્પના વગર ભૂતને સુદ્ધાં હું શી રીતે સમજાવી શકીશ ? આપ મને અનધિકારી તો નથી ગણતા ?

સમર૦—જગદંબાના અનન્ય ભક્તને અનધિકારી ગણું ? ! કેમ ગણી શકું ? નહિ, ચંદ. હું પોતે જ ઘણું થોડું જાણું છું, અને જાણી શકું છું.

ચંદ—આપ સરખાનું થોડું એ મારા જેવાનું ઘણું છે. આપ જે જાણતા હો તે કૃપા કરીને મને જણાવો, મહારાજ ! આપને દેશનું પાછળથી શું થવાનું સમજાય છે ?

સમર૦—મને તો એવું સમજાય છે કે અધોગતિ નિર્ણીત અને ઉન્નતિ અનિર્ણીત છે; અધોગતિનાં કારણો પ્રાપ્ત છે અને ઉન્નતિનાં પ્રાપ્ત કરવાનાં છે, એમ વિસ્તારથી કહેવાની જરૂર છે ?

ચંદ—હા, મહારાજ. અધોગતિ નિર્ણીત છે એમ સમજતાંજ મને મુશ્કેલી પડે છે. આપને તેનાં શા કારણો પ્રાપ્ત દેખાય છે ?

સમર૦—સાંભળ, ચંદ. તુર્કોના ઇતિહાસની તને ખબર છે. મક્કા મદીનામાંથી પ્રસરેલો તેમનો પ્રવાહ હજી સુધી કોઇ સ્થળે ખાળી શકાયો નથી. અને તને ખબર છે કે એ પ્રવાહનું સામર્થ્ય તેમના ધર્માગ્રહનું સામર્થ્ય છે. તેઓ મૂર્તિપૂજા, મિથ્યાભિમાન, અને ઇતર અધર્મનો સંહાર કરવામાં એટલું પુણ્ય સમજે છે કે ક્વચિત્ હિંસા થાય તેને પણ પાપ ગણતા નથી. તેમની સંસારઘટનામાં ઘણાં ઓછાં બંધન છે. ઉપરાંત હાલ તો જીજ્ઞાસા અને નમ્રતાના

અમીરી ગુણો પણ તેમનામાં વધારે વધારે આવતા જાય છે, તો આપણા જેવા અજ્ઞાન અને મિથ્યાભિમાની લોકોને તેમને હરાવવા જેટલાં બુદ્ધિ, નીતિ, કે અનુકૂળતા કયાંથી મળી આવશે? નહિ, ચંદ, આપણી અધોગતિ નિર્ણીત છે, અને તે એવા પ્રકારની નિર્ણીત છે કે સેંકડો વર્ષ સુધી તે જીવંત રહીને આપણા દુર્ભાગી દેશને જોયા કરવી પડશે.

**ચંદ**—ખરેજ લાંબા વખતનું કોઈ મોટું પાપ પ્રજાને આડે આવ્યું છે, નહિ તો મહારાજના શબ્દોમાં નિરાશા કયાંથી હોય! પણ શું કેથેજ આપને આશા સ્થળો દેખાતાં નથી?

**સમર૦**—ચંદ, મારા શબ્દો નિરાશાના નહિ પણ જ્ઞાનના છે. હું જાણું છું કે આશાસ્થલો અને સર્વ, ઇશ્વિરેચ્છાને આધીન છે, પણ તે હાલ મને દેખાતાં નથી. બેશક, ઇશ્વિરપ્રેરિત અસાધારણ બુદ્ધિ કે અસાધારણ નીતિ ગમે તે ચમત્કાર કરી શકે, અને અને તેટલા માટે ભાવિની કોઇને બરાબર ખબર પડી શકતી નથી. તો પણ આલોક અને પરલોકમાં સતત ઉદ્યોગ કર્યા વગર તો કોણ સમાધાન મેળવી શકે?

**ચંદ**—કોઇજ નહિ, મહારાજ. તો પણ શું આપને એટલે સુધી દેખાય છે કે તેઓ દેશને વટલાવવામાં સુદ્ધાં વિજયી થશે? કે દેશસમસ્ત મંદિરોને બદલે મસીદોથી ભરાઈ જશે?

**સમર૦**—નહિ. આપણામાં ધર્મનું તો નહિ પણ વહેમનું હજી ઘણું પ્રબલ છે. આપણા લોકો તુર્ક નહિ થાય; અને બધાં મંદિરોને ઠેકાણે મસીદો નહિં બંધાય. મંદિરો રહેશે; અધોગતિ રહેશે; અને દેશ પણ પ્રાયશઃ નિર્જીવ થવા છતાં આકૃતિમાં સજીવ દેખાયા કરશે.

**ચંદ**—મહારાજ, શું કહો છો! મારાથી સમજી શકાતું નથી. શું મંદિરો રહેવાને લીધેજ અધોગતિ રહેશે અને ચેતના અદૃશ્ય થઇ જશે?

**સમર૦**—ઉતાવળ ન કર, ચંદ. આપણાં મંદિરો હાલ સ્વાતંત્ર્યપ્રિય ધર્મનાં નહિ પણ હવા અને પ્રકાશ વગરનાં દંભ અને અજ્ઞાનનાં મંદિરો છે. પણ જ્યાં ચેતના મંદ થતી જતી હોય ત્યાં વસ્તુસ્થિતિનો કયાંથી અનુભવ થાય? તેટલા માટે મંદિરો રહેવાનાં છે; અને એ રહેવાનાં હોવાથી અધોગતિ પણ રહેવાની છે. તથા જુનાં ને

જમીનદોસ્ત કરવાની જરૂર ન સમજાતાં નવાં ઉઠાવવાની વેળા વીતવાની છે. પછી છેવટે ધર્મનો ક્ષય થતાં શેનો નહિ થાય?

ચંદ—શું ધર્મ ઉપરજ દેશની સમગ્ર સ્થિતિનો આધાર છે, મહારાજ? અને શું બુદ્ધિનીતિ ધર્મનું રક્ષણ કરી શકે?

સમર૦—નહિ. ધર્મને બુદ્ધિનીતિથી નહિ પણ બુદ્ધિનીતિનેજ ધર્મથી પોષણ મળે છે. ઇશ્વરી કૃપાથી ભૂમિમાં અદ્દ્ભૂત થએલો ધર્મજ દેશની સમગ્ર વિસ્તૃત સ્થિતિના મૂળ રૂપ છે: અને ત્યાં જ્યારે પ્રવેશ થયો ત્યારે વધારે અથવા થોડા વખતમાં બધેજ વિનાશની આશા રાખવી. આપણા ધર્મમાં એ પ્રવેશ આવી ચૂકયો છે. બુદ્ધિનીતિનાં ક્ષય સુદ્ધાં શરૂ થયો છે. સ્થિતિ વિષમ છે. દાસત્વ પ્રાયશઃ અનિવાર્ય છે.

ચંદ—પણ બુદ્ધિનીતિનો ક્ષય થયો જ છે, મહારાજ? સંસ્થિતિથી ભાસતો માત્ર નથી?

સમર૦—છે તેજ ભાસે છે, ચંદ! સંસ્થિતિને આપણે જુદો દોષ દઇએ છીએ. આપણી તો શક્તિજ ઓછી થતી જાય છે. પ્રથમ બુદ્ધિ તરફ-દષ્ટિ કરીએ: તો કોઈ પણ પ્રજામાં આપણા કરતાં વધારે બંધનો અને વહેમો નથી: અને માત્ર પ્રવાસમાં નહિ પણ બધા જ્ઞાનના વિષયમા સમગ્ર પ્રજાની બુદ્ધિ અટકથીઅટકી જવા જેટલી અશકત હોવાને લીધે બેહદ બાબતોમાં આપણું બીલકુલ અજ્ઞાન છે. બીજી તરફ કોઇ પણ પ્રજામાં "અમારામાં જે કાંઈ હોવું જોઇએ તે છે," એવા પ્રકારનું દુષ્ટ, જડ મિથ્યાભિમાન નથી. ઉપરાંત, આપણા શાસ્ત્રોનો પ્રકાશ એટલો ઓછો અને એવા પ્રકારનો થઇ ગયો છે કે તેથી આસપાસના અંધારામાં સંહાર થતો જોઈ શકવા છતાં, અનેક ઐન્દ્રજાલિક ભ્રમોને લીધે બધી સ્થિતિ જોઈ શકાતી નથી. જાતિ તરફ-દષ્ટિ કરતાં પણ એજ પ્રકારનાં સંકોચ, અલ્પત્વ અને મિથ્યાભિમાનનું દર્શન થાય છે. વર્તમાનને થએલો એ બધો વિકાર એટલા દુષ્ટ પ્રકારનો છે કે ભૂતનો સંબંધ ન હોય તો પણ તેના પર દયા આવી જાય, છતાં—હવે તો દયા કે દવાથી તરત કશું થવાનો સંભવ નથી; અને સાર્વત્રિક દાસત્વ અનિવાર્ય જ દેખાય છે. * * * અસ્તુ, જેવી ઇશ્વરેચ્છા!

ચંદ—પણ શું એવું છે, મહારાજ, કે ક્ષયનું સ્વરૂપ સમજાયા પછી પણ પ્રતિકાર સમજાય નહિ?

સમર૦—એવું છે, ચંદ, કે દેશોના વ્યાધિઓ વ્યક્તિઓના વ્યાધિઓ જેવાં હોતાં નથી. હમેશાં કષ્ટસાધ્ય હોય છે; ઘણી વાર અસાધ્ય થઇ જાય છે.

ચંદ—ધર્મનું તો કોણ જાણે! પણ બુદ્ધિ અને નીતિના વ્યાધિ તો મને હમેશાં સાધ્ય લાગે છે, મહારાજ—વ્યક્તિના તેમજ દેશના.

સમર૦—નહિ, એ શ્રદ્ધા દર્દીઓ અને દીનોની. વૈદ્યો અને વીરો કદાપિ અસાધ્યને સાધ્ય સમજતા નથી.

ચંદ—ત્યારે ઉન્નતિ પ્રાપ્ત કરવાનાં કારણો પણ કયાં રહ્યાં ? મહારાજ! આપ જીવિતના સંભવને જ કયાં સ્વીકારો છો ?

સમર૦—સ્વીકારૂં છું, ચંદ, અસાધ્ય દરદોમાં પણ પોતાના જીવિત દાનથી ઘણી વાર ઇતરનું જીવિત લંબાવી શકાય છે. જો માત્ર સંગ્રામના નહિ પણ સકલ સંસારના વીરો અને વૈદ્યો શબ્દ મૂર્ચ્છામાંથી મુક્ત થઇ દેશ સેવામાં પોતાનું રૂધિર અર્પણ કરવા લાગે, તો હજી પણ ઉન્નતિ અસંભાવ્ય નથી, પણ તેની કેટલી આશા ?

ચંદ—નિરાશા કાંઈ સમજાય છે, મહારાજ.

સમર૦—અને તો પણ હાલ તો, ચંદ, નિરાશાને લીધે જ આપણે કર્તવ્યમાં વધારે આગ્રહ બતાવવાનો છે. આપણે જે કાંઈ કરી શકીશું તે નિષ્ફળ જશે નહિ. નિરાશાના બલેજ કદાચ ભવિષ્યના કોઇ ભવ્ય દિવસે આશાનો સુખદ જન્મ થઈ શકશે; અને દેશને ઉન્નતિ મળી શકશે.

ચંદ—મહારાજ, ખરે આપ શિવસ્વરૂપ સર્વજ્ઞ છો. સાન્નિધ્યના પ્રતાપથી હું દેશના મોક્ષનો માર્ગ જોઈ શકું છું; અને ભવિષ્યની પ્રજા પણ જોઇ શકશે એવું ધારૂં છું.

સમર૦—મોહમાં ન પડ, ચંદ, છૂટા છૂટા પુરૂષો જે જોઈ શકે છે તે આખી પ્રજા જોઈ શકશે એમ માની ન લે. અને હું પણ કાંઈ સર્વજ્ઞ નથી; મારા શબ્દો માત્ર આશાના છે. ચંદ, હું પ્રાયશઃ કર્તવ્યજ્ઞ—દેશના નહિ પણ પોતાના મોક્ષના માર્ગનોજ જોનાર છું: શિવસાગરનો હું એક તરંગ માત્ર છું; અને ઇતર તરંગોને કાંઇક પ્રકાશ અપાય એવી રીતે નષ્ટ થવા પ્રયત્ન કરૂં છું. ઉપરાંત,—પણ વખત ભરાઇ ગએલો દેખાય છે. તને નથી લાગતું કે પૃથ્વીરાજને હવે જાગ્રત કરવા જોઇએ ?

**ચંદ**—વિસ્મૃત થવા જેટલી નિદ્રાને માટે ક્ષમા કરો, મહારાજ. પણ હવે ગુરુ કૃપાથી પ્રબુદ્ધ છું; અને પૃથ્વીરાજને પ્રબુદ્ધ કરવા જાઉંછું.

**સમર૦**—આટલું સાંભળતો જા, ચંદ. પ્રબુદ્ધ થવું કે રહેવું એ સહજ વાત નથી; અને જીવિતદાન કર્ત્તવ્યમાંજ અને પૂર્ણ અંશે થાય એવી પ્રવૃત્તિ વિકટ છે. જગતમાત્ર મોહમય પ્રમાદ મદિરાના પાનથી ઉન્મત્ત રહે છે; અને યોગવગર તેમાં સ્વસ્થ રહી કર્તવ્ય કરી શકાતું નથી. તો તું યોગભ્રષ્ટ ન થતો; પરાક્રમની તૃષ્ણાથી અસ્વસ્થ થઈ મોહનીના પ્રવાહમાં ન પડતો. તારૂં કર્ત્તવ્ય પાછળ છે, ઉન્નતિનાં જે કારણો આપણે નહિ પણ વંશજોએ પ્રાપ્ત કરવાનાં છે તેનો તારા કવિત્વપર પણ થોડો આધાર રહેશે એ સ્મરણ રાખજે.

ચંદ—આપનો ઉપકાર માનું છું, મહારાજ! બીજી કાંઇ આજ્ઞા ?

સમર૦—ચિરંજીવ રહે, ચંદ તારા જેવા ઘણાની જિજ્ઞાસા નમ્રતા અને કર્તવ્યપરાયણતા હોત, તો આપણા હાલ આ સ્થિતિ ન હોત. હવે પછી પણ તારી વાણીની શક્તિથી એ જિજ્ઞાસા, નમ્રતા અને કર્તવ્ય પરાયણતાનો જો સંતતિમાં સંચાર હશે તો...પણ આ પૃથ્વિરાજ પોતે આવી પહોંચ્યા છે ! —**કાન્તના સંવાદો.**

## ૨૧. છગનલાલ હરિલાલ પંડયા.

[ પોતાના પુત્ર વૈશંપાયનની ગેરહાજરીથી ક્રુદ્ધ થએલા મંત્રી શુકનાશનું રાજા તારાપીડે કરેલું સાન્ત્વન. ]

એવી અવસ્થામાં તારાપીડે એને પ્રત્યુત્તર દીધો કે–( આપ ) આર્યને અમારા જેવાએ ઉપદેશ કરવો એ પ્રદીપથી અગ્નિનો પ્રકાશ કરવા જેવું, તુષારબિંદુથી રાશીનું આલ્હાદન કરવા જેવું, મેઘજલબિંદુથી સાગર પૂરવા જેવું અને વ્યજનના પવનથી વાયુને વધારવા જેવું છે ! ! તથાપિ, બુદ્ધિમાન હોય, બહુશ્રત હોય, વિવેકી હોય, ધીર હોય, કે સત્યવાન્ હોય તો પણ સર્વેનું મન, મહાદુઃખ આવી પડે ત્યારે વર્ષાદના જલથી જેમ સરોવર તેમ વિશુદ્ધ છતાં અવશ્ય કલુષ થઇ જાય છે; મન કલુષ થયાથી, ‘ આ શું છે ?’ એ સર્વ દર્શન નાશ પામે છે; ચિત્ત ચિંતન કરતું નથી; બુદ્ધિ બોધ પામતી નથી, ને વિવેક–પણ વિવેચન કરતો નથી; માટે હું કહું છું.—બીજી લોક રીતિ તો અમારા કરતાં આપજ વિશેષ જાણો છો.—

શું, આ લોકમાં કોઈ એવો છે જેનું યૌવન નિર્વિકાર ગયું છે ? યૌવનના અવતાર સમયે તો બાલભાવનીજ સાથે ગુરુજન–સ્નેહ જતો રહે છે. વયનીજ સાથે અભિનવ પ્રીતિ વધે છે. છાતીનીજ સાથે વાગ્-છા વિસ્તાર પામે છે. બલનીજ સાથે મદ વૃદ્ધિ પામે છે. બાહુયુગલની સાથે બુદ્ધ સ્થૂલ થતી જાય છે. મધ્યનીજ સાથે જ્ઞાન કૃશતા પામે છે. ઉરુદંડનીજ સાથે અવિનય વધતો જાય છે. મૂછોનીજ સાથે, મલિનતા આણનાર મોહ ઉત્પન્ન થાય છે. આકારનીજ સાથે હૃદયમાંથી વિકાર પ્રકટ થાય છે. તેથી ધવલ છતાં પણ **સરાગ** ચક્ષુ દીર્ઘ થતાં પણ દીર્ઘદૃષ્ટિ કરી શકતાં નથી ! ! શ્રોત્ર અમલિન છતાં પણ તેમાં ગુરુજનનો ઉપદેશ પ્રવેશ કરી શકતો નથી ! હૃદય સ્ત્રી રાગી છતાં તેમાં વિદ્યાને અવકાશ મળતો નથી ! અસ્થિર પ્રકૃતિની તરલતામાં એ ( યુવાનો ) સ્થિર રહે છે, અને પરિત્યાગ યોગ્ય વ્યસનમાં આસક્ત રહે છે.

સર્વ **વિકારનું** કારણ ઘણું કરીને **સરસતા** છે, અને તે સર્વને **જલપ્રાય** કરતી **વર્ષા** [ I ] ની અતિવૃદ્ધિથીજ ઉત્પન્ન થાય છે. વળી **દિવસ** થકી **દોષાગમ, દોષાગમ** થકી દૃષ્ટિ–નિરોધ, દૃષ્ટિ–નિરોધ થકી અસત્ દર્શન, અસત્ દર્શન થકી અવિવેક, અને અવિવેક થકી અસત્ માર્ગમાં પ્રવૃત્તિ થાય છે. અસત્ માર્ગમાં પ્રવૃત્ત થએલું મોહાન્ધ ચિત્ત ભ્રમણ કરતાં કરતાં અવશ્યજ સ્ખલિત થાય છે. ચિત્ત સ્ખલિત થયું એટલે તેને વળગેલી લજ્જા પણ પડેજ છે, અને લજ્જાના આવરણ વિનાના શૂન્ય હૃદયમાં પ્રવેશ કરી તેને વશ કરતાં, દુર્નિવાર–સર્વ અવિનયના હેતુ–મદનને કોણ નિવારી શક્યું છે ? વળી જેમ કામ વૃદ્ધિ પામતો જાય તેમ, સત્વજ નીચે જતું રહે એવાં હજારો છિદ્ર કેમ ન પડે ? અને સત્વ નીચે ગયું એટલે કોને આશ્રયે રહીને શીલ ન પડે ? શીલ ગયું એટલે વિનયને કોનો આધાર રહ્યો ? નિરાધાર ધૈર્ય કરે એ શું ? બુદ્ધિ ક્યાં સ્થિર રહે ? અને ગૌરવનું સમાધાન ક્યાં થાય ? કોણે વળી બલથી ધારી રાખીને મન નિશ્ચલ કર્યું ? કુમાર્ગે જતી ઇંદ્રિયોને કોણે નિયમમાં રાખી ? જગત્ નિન્દે એવાં દુશ્ચરિત કોણે નિવાર્યાં ? **તમસની** વૃદ્ધિ કરનાર, દૃષ્ટિનો નાશ કરનાર **દોષ** [ I ] નો સંસર્ગ કિયે પ્રકાશરૂપે દૂર કર્યો ? બહુદાશત્વ ન હોય ત્યારે જોવાયે શું ? અને તેવા કાળનોજ યુવાવસ્થામાં અસંભવ એટલે બહુદર્શીત્વ આવે પણ ક્યાંથી કે જેથી અન્વય–વ્યતિ-

રેક વડે નિશ્ચય કરી મલિનતાનો ત્યાગ થાય ? વળી વૃદ્ધાવસ્થામાં પણ પુણ્યશાલી કેટલાક પુરુષોનાજ કેશની સાથે ચરિત ધવલ થાય છે માટે **મોહ** જેનો વિષય એવા મહાસર્પ જેવું-**મદ**વિકારયુક્ત ગંધગજ જેવું-દુર્વિલાસના એક રાજ્ય જેવું-રતિ-નિદ્રા-વિલાસના મહેલ જેવું -અભિનવ સ્નેહ રૂપી પલ્લવના ઉત્પત્તિ-સમયની લીલા થકી વૃદ્ધિ પામતાં દુરાચરણ ઉપર ચક્રવર્તિત્વ ભોગવતું-તારુણ્ય જ્યારે આવે ત્યારે અતિ વિષમ વિષયમાર્ગમાં પડેલા સર્વને સ્ખલન થાય જ, તો લાડ લડાવવા યોગ્ય અને પાલવા યોગ્ય બાલક ઉપર આપે શું કરવા આટલો મ્હોટો ક્રોધાવેશ આણીને, પુત્ર સ્નેહને અનુચિત આવું આક્રોશયુક્ત ભાષણ કરવું જોઇએ ? સ્વપ્નાવસ્થામાં પણ ગુરુજનના મુખમાંથી જે શુભ વા અશુભ ઉચ્ચારણ થાય તે અવશ્ય શિશુજનને ફળ્યા વિના રહેજ નહિં કેમકે ગુરુ એજ બાલકોના દેવ છે. ગુરુજનોએ દીધેલી આશિષ જેમ વરદાન રૂપ થાય છે તેમજ આક્રોશ શાપ રૂપ થાય છે. માટે કોપાવેશમાં વૈશમ્પાયન વિશે આપે એવું અતિ કઠોર ભાષણ કર્યું ત્યારે મ્હારા અંતઃકરણમાં ભારે પીડા ઉત્પન્ન થઈ. આપણે પોતે ઉછેરેલા વૃક્ષ ઉપર પણ આપણને સ્નેહ ઉપજે છે, તો પછી અંગમાંથી ઉત્પન્ન થએલાં બાલકની શી વાત ? માટે વૈશમ્પાયન ઉપરનો ક્રોધાવેગ ત્યજી દ્યો. એણે કંઈ પણ વિરૂપ આચરણ તો કીધું નથી. સર્વ પરિત્યાગ કરીને ત્યાં રહ્યો છે, તેનું પણ કારણ જાણ્યા વિના કેમ આપણાથી દોષપક્ષે નિરૂપણ થાય ? કદાચિત્ એમ પણ બને કે આ જે, અવિનયથી ઉત્પન્ન થયું હોય તો દોષ ગણાવા યોગ્ય છે-તેજ ગુણ હોય ! માટે એને તેડાવો. આપણે જાણીએ તો ખરા કે એની વયને અનુચિત છતાં પણ આવો આ સંવેગ કેમ ઉત્પન્ન થયો ? પછી જે યુક્ત હશે તે થશે. —**કાદમ્બરી.**

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

## નવલરામના જીવન ચરિતમાંથી

**નવલરામનું** શરીર ન્હાની વયથીજ કંઈક રોગીલું તો હતું. જન્મમાં બેચારવાર કંઈ નહિ ને કંઈ મહારોગ થએલા અને ત્હેમાંથી બચેલા પણ રાજકોટ નોકરી થયા પછી શરીર વધારે કથળ્યું. ત્હેમાં

એમની કેટલીક ટેવો એવી હતી કે પ્રકૃતિને બગાડે; રાત્રે જાગવું, સવારે ઉંઘવું, નવ વાગે દાતણ કરી લોટો ભરી પાણી પી જવું, ઇત્યાદિ એમને એવી ટેવો હતી કે જે સાધારણ રીતે શરીરને હાનિકારક ગણાય છે—પછી વૈદ્યો અને ડાક્ટરો જુદો અભિપ્રાય આપે તો જુદી વાત. રાજકોટ અને સુરત ગયા ત્યારે શરીર અસ્વસ્થ હતું ખરૂં પણ કોઇને ભય લાગ્યું ન હતું. પણ સુરત ગયા પછી પેટ ફુલ્યું અને જલંધરનો રોગ કહેવાયો, છેલ્લે દિવસે પુષ્કળ લોહી મુખથી પડ્યું. ડાક્ટર વૈદ્યોએ મનુષ્ય પ્રયત્ન કરી આખરે હાથ હેઠળ મુકયા. જ્યારે નવલરામના મનમાં લાગ્યું કે હવે આજ કાલમાં અંતકાળ નક્કી છે, ત્યારે પોતાના પિતાને પાસે બોલાવ્યા, અને મ્હારા મરણ પછી મ્હારા પુત્ર તથા સ્ત્રી સાથે અણબનાવ થતાં આ વૃદ્ધ પિતાને પરતંત્રપણું ભોગવવું ન પડે એ હેતુથી પાંચ હજાર રૂપીઆની સરકારી નોટો રાંખી મુકી હતી તે દુઃખી ડોસાના હાથમાં મુકતાં ગદ્દગદ્દ કંઠે કહ્યું " પિતાજી ! જે વખતે આપણા લોકમાં હાલના જેવી કેળવણીની સુજ હતી નહિ તેવે સમયે ત્હમારી ટુંકી રોજીમાંથી કરકસર કરી મ્હને પુરો વિદ્યાભ્યાસ કરાવવા ખર્ચ કર્યો તો હું બે અક્ષર ભણ્યો અને કંઈ વિદ્વાનમાં ખપ્યો, ત્હેનો બદલો મ્હારાથી વાળી શકાય એમ નથી, એમ છતાં ફુલ નહિ તો ફુલની પાંખડી હું ત્હમને આપું છું તે સ્વીકારી મ્હને આશીર્વાદ ધો કે મ્હારા આત્માનું કલ્યાણ થાય. " આમ કહેવાની સાથે નવલરામ હૃદયાફાટ રોઇ પડયા. અને એમના પિતાનું પણ હૃદય ભરાઇ આવ્યું, અને એથી સંબંધીઓએ એમને આઘા લીધા. પછી પુત્રીને બોલાવીને કહ્યું કે બ્હેન તું ડાહી છે—ત્હેં કદી વાંક કર્યો નથી પણ ત્હારી માયે મ્હારા મંદવાડમાં મ્હારી માવજત કરી છે તે તું સરત રાખજે અને ત્હારા ધણીને કંઇ પણ દુઃખ થાય એવું બોલીશ કે કરીશ નહિ ! પુત્રને પણ બોલાવીને કહ્યું કે ભાઇ ! ત્હારે નોકરી ન કરવી પડે એટલો સંચય તો હું કરી જાઉં છું માટે ત્હેનો સારો ઉપયોગ કરજે, કમાવાની ઉતાવળ કરીશ નહિ પણ પુરૂં ભણી વિદ્વાન થજે અને સારી સોબતમાં રહેજે. આ પ્રમાણે મરવાની તૈયારી કરી, પણ તે દિવસે કંઈ થયું નહિ, રાત ગઇ, બીજો દિવસ ઉગ્યો, શરીર કંઇ સ્વસ્થ દેખાયું અને સૌને કંઇક આશા પડી. બીજો દિવસ પણ ઠીક ગયો પણ ત્રીજે દિવસે પાછી સુસ્તી લાગવા માંડી. બપોરે પાછું લોહી પડયું. સઉ ગભરાયા, ને ડાક્તર પ્રાતઃકાળે આવ્યો હતો

છતાં બીજીવાર બોલાવ્યો. ડાક્તરે કહ્યું." બીજીવાર કેમ બોલાવ્યો ?" નવલરામ કહે "ત્હમારી છેલ્લી મુલાકાત લેવાને વાસ્તે." ડાક્તર ધીરજ આપી, ઔષધ આપી, પાછો ગયો, રાત્રિ પઠી, સુવાનો વખત થયો એટલે "મ્હારે શરીરે ઠીક છે" કહી બ્હારનાં સગાંઓને વીદાય કરી દીધાં. પછી એમના મિત્ર અને જમાઇ નરભેરામને એકાંતમાં બોલાવીને ત્હેને કહ્યું કે મ્હારો અંતઃકાળ નક્કી આવ્યો છે. છેલ્લે સુધી મ્હારૂં ભાન કાયમ રહેશે, અને દેવાજ્ઞા થતાં સુધી મારે શાંત રહેવાની ઇચ્છા છે–જો કોઇ પણ રોવાકુટવાનો ગરબડાટ મ્હારી પાસે કરશે અથવા જરી પણ બોલશે તો મ્હારા ઇશ્વરસ્મરણમાં ભંગ પડશે અને મ્હારી આખરની વખતે મ્હારે મ્હારા ઇશ્વર પ્રત્યે જે ધર્મ બજાવી લેવાનો ત્હેમાં હું ચુકી જઇશ–માટે મારા રક્ષણને અર્થે તમારે અહીં ઉભા રહેવું–એટલું મ્હારૂં છેલ્લું કામ મિત્ર ભાવે કરવું એ માગી લઉં છું–મ્હારો આત્મા આ દેહ છોડી એને માર્ગે પડયો એવી ત્હમારી ખાત્રી થાય ત્યારે મરજી પડે તે પ્રમાણે કરજો. આ વાત નરભેરામે સ્વીકારી અને તે પ્રમાણે કરવા ઘરમાં આજ્ઞા આપી દીધી. તે સાંભળતાં નવલરામનાં પત્ની મણિગૌરીએ તરત રોવા માંડયું. શરીરપરથી અલંકાર દૂર કહાડી નાંખ્યા, અને પતિની શય્યા પાસે જઈ બેઠાં. બે દિવસ ઉપર વાત કરી હતી તેમ પાછી સઉની સાથે ફરી છેલવેલી વાતો કરી લીધી, પોતાનો કાંઇ અપરાધ થયો હોય તો તે માટે ક્ષમા માગી. અને સઉને પલંગ આગળ ઉભેલાં જોઇ બોલ્યા કે "કોઇને કાંઈ કહેવું છે"–સર્વની આંખમાં આંસુ આવ્યાં અને કોઇ બોલ્યું નહિ એટલે પોતે બોલ્યા "હવે હું પરવારી ચુકયો. હવે ઈશ્વરસ્મરણ કરિયે–નરભેરામ Now be on your guard–સચ્ચિદાનંદ ! દીનબંધુ ! દીનાનાથ !" આ પ્રમાણે બોલતાં બોલતાં રહી જઈ અંતરમાં પ્રાર્થના કરવા માંડી અને અંતે બોલી ઉઠયા કે, "આનંદ ! આનંદ ! આથી તે વળી બીજો કીયો આનંદ ? હે પ્રભુ ! તું જાણે છે કે મ્હેં મારા જન્મ પર્યંત કંઈ પણ એવું કામ નથી કર્યું કે હું ત્હારી કૃપાને પાત્ર ન થાઉં–માટે, ઓ પ્રભુ, આ મ્હારો હાથ પકડ !" વળી એક બે વાર મનમાં સ્તવન કર્યું અને પાછા આના આ શબ્દો મ્હોડેથી ઉચ્ચાર્યા. એ સ્તવનમાં ને સ્તવનમાં જમણો હાથ ઉંચો થયો અને પાછો પડયો ત્હેની સાથે ત્રણ આંચકા આવ્યા અને દેહના બંધ છોડી છુટનાર અદૃશ્ય થઇ ગયો. વિદેહ

પતિની આજ્ઞાને અનુસરનારી મણિગૌરીએ રોવા–કુટવાનું બંધ રાખી એ દશ દિવસ ગીતા વંચાવી. સંબંધી, મિત્રો, ઓળખનાર સર્વ સ્નેહના પ્રમાણમાં દુઃખી થયાં, મરનારના વિદ્યાર્થીઓએ ગુપ્ત અને પ્રસિધ્ધ શોક કર્યો. કવિઓના ગુણમધુકરની પાછળ કવિઓ કવિતામાં રોયા, અને વૃધ્ધ દલપતરામે, કવિતા—અંગુલી શોક–વીણા ઉપર ફેરવી. ગુજરાતી વર્તમાનપત્રો અને બીજાં પત્રોએ ખેદ સાથે આ નવો બનાવ નોંધ્યો. **નવલરામ** આ સંસારમાં કથાશેષ—કીર્તિશે ગ્રંથશેષ–થઇ ગયા, એમનું શરીર હતું નહતું થઇ ગયું. સંવત ૧૯૪૪ ના **આષાઢ** વદની અમાવાસ્યા એટલે સને ૧૮૮૮ ના **આગ** સ્ટની સાતમી તારીખે **મંગળવારે** મધ્યરાતે આ બનાવ બન્યો **નવલરામ** ધર્મકાર્યના અર્થે પોતાના સાધારણ દ્રવ્યનો કંઇ ભાગ મુકી ગયા છે. ત્હેની વિગત આ જીવનકથાને અંતે આપેલ પત્રથી જણાશે.

પ્રિય વાંચનાર ! **નર્મદની** જીવનકથા લખનારની આ જીવન કથા લખાઈ અને થઇ પણ રહી. **નવલરામ** કાંઇ રાજા ન હતા એમણે કંઈ રણક્ષેત્રમાં યુધ્ધ નથી કર્યું, શાસ્ત્રના શોધ નથી કર્યા ગ્રંથકાર રૂપે યુરોપમાં પ્રસિધ્ધિ નથી મેળવી. લક્ષાપતિ ન હતા ઇંગ્રેજ સરકારના રાજ્યના મ્હોટા જજ ન હતા, દેશી રાજ્યન દીવાન નહતા, **સી, એસ. આઇ**. નહતા, અને સભાઓ ધ્રુજા વનાર ન હતા. જો આવા આવાઓની જીવનકથા વગર બીજાન કથાને તું કુથલી ગણતો હશે, તો આ વાંચી નિરાશ થશે, તું પુછીશ કે ત્યારે આ જીવનકથા કોની છે. **નવલરામે** શું કર્યું. આ કથામ શો ચમત્કાર છે, અને આ કથા શા વાસ્તે લખી ? વાંચનાર ! જો મ્હોટાં માણસનાં જીવન સાંભળતાંજ તૃપ્ત થતો હોય તો સરત રાખજે કે મ્હોટાને માથે પણ મ્હોટા છે; આટલો મ્હોટો સૂર્ય પણ જ્યાં આકાશમાં એક બિન્દુ જેવો છે, ત્યારે બિન્દુ જેવા આપણા ઘરના દીવા રાત્રે શા ખોટા ?

" મ્હોટાં નાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં;
" વ્યોમદીપ રવિ નભ બિંદુ તો, ઘર દીવડાં નહિ ખોટાં.'

આપણું ગુજરાત જો; આપણા ગુજરાતીઓ જો, આપણુ

ગ્રંથકારો જો, અને ત્હને એમ નથી લાગતું કે આપણે આપણા પ્રમાણમાં નવલરામ પણ ઠીક હતા ? નવલરામ જીવ્યા એટલા સમયમાં નવલરામનું કર્યું બીજા કોણે કોણે કર્યું છે ? એના જીવન ઉપરથી બોધ અને દષ્ટાંત લેનાર નીકળશે તો કેટલો લાભ થશે ? એના જીવનનાં પાનાં ત્હારી પાસે છે તે ઉપરથી વિચારજે કે એમાંથી બોધ અને દષ્ટાંત લેવાનું કેટલું જડે છે.

જુના હોલકરો વિષે કહેવાતું કે ત્હેમનું રાજ્ય ત્હેમના ઘોડાના પલાણ ઉપર હતું તેમજ નવલરામનું જીવન ત્હેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું, અને લખવું. એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઉછળે છે એમ ત્હેમના જીવનમા ઉછળતી હતી. વેદાંતના સંપ્રદાય પ્રમાણે વેદાંત તેઓ ભણ્યા ન હતા ( ત્હેને આપણે વેદાંત કહિયે કે ન કહિયે તો પણ ) તે એમને શુદ્ધ રાખવાને સમર્થ હતું. એમનું મરણ, એના જેવું મરણ પામવાનો બીજાઓને અભિલાષ કરાવે એવું સુંદર હતું. ઇશ્વર અને બ્રહ્મ ઉભયનું સ્વરૂપ સ્વીકારતા; ઇશ્વરની પ્રાર્થના કરતાં છતાં આત્મા, ઇશ્વર અને બ્રહ્મનું ઐક્ય માનતા, આવું છતાં પ્રવૃત્તિના ઉપાસક હતા, અને એ પ્રવૃત્તિ પરમાર્થ–આ દેશના કલ્યાણ અર્થે રાખતા, કેટલાક ચતુર્થાશ્રમની નિવૃત્તિને મ્હોટી ગણે છે. પણ ગૃહસ્થાશ્રમ એ આશ્રમનો આધાર છે; જુના વર્ણાશ્રમના પ્રધ્વંસના આ યુગમાં ચાર આશ્રમ નથી. પણ પ્રવૃત્તિ એજ એક આશ્રમ છે. બીજા સર્વ આશ્રમોનાં નામરૂપ એમાંથી ઘડી કહાડવા જોઇએ, ગુજરાતના વિદ્વાનો પેટભરવાનો ધંધો કરી સંતોષ માને, શાસ્ત્રને માને નહિ અને ઇંગ્રેજી પુસ્તક ખરીદે નહિ તો વાંચે ક્યાંથી ?–વાંચે નહિ તો લખે ક્યાંથી ? એ સહુ કરતાં નવલરામનો અહોનિશ નિરંતર મરણપર્યંત કરેલો ઉદ્યમ રમ્ય અને સફળ નથી ? હાલ તો પ્રવૃત્તિ, ઉધોગ એજ ધર્મ છે એમ આખું યુરોપ માને છે, તે નહિ માનનાર દેશમાં ગૃહસ્થાશ્રમનું સત્વ ઉચ્છેદન પામશે, અને ગૃહસ્થાશ્રમ સાથે સર્વ આશ્રમ નિરાધાર થશે. માટેજ પ્રવૃત્તિ આ યુગનો આશ્રમ છે; માનશે ત્હેનો પણ એ અને નહિ માને ત્હેનો પણ એજ આશ્રમ છે; સુઇ રહીએ તોયે શરીરમાં લોહી ફરે છે અન અત્યંત બેસી રહીયે તોએ સતત ગતિમતી પૃથ્વી અહોનિશ હજારો ગાઉ દોડયાં કરે છે ત્હેની સાથે આપણે પણ મરજી

હોય કે ન હોય તોયે ઘસડાઇએ છીએ, તેજ પ્રમાણે એ પ્રવૃત્તિના યુગમાં—પર રાજ્યમાં, પ્રવૃત્તિ એજ આશ્રમ છે, અને શાણા માણસોએ એ પ્રવૃત્તિમાં પ્રવાહપાત રાખી ત્હેમાં વેહિયાવાડ ન કરતાં માત્ર મનને નિવૃત્ત રાખવું. એ પ્રવૃત્તિ, એ ઉદ્યોગ, આ સમાનો ધર્મ છે અને તે ધર્મથી પણ મોક્ષ કહેનારે કહ્યો છે જ.

**નવલગ્રંથાવલિની પ્રસ્તાવના.**

## સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ.

( મુંબાઈના ધનાઢ્ય વેપારી લક્ષ્મીનંદનના પુત્ર સરસ્વતીચંદ્રનો વિવાહ રત્નનગરીના પ્રધાન વિદ્યાચતુરની પુત્રી કુમુદસુંદરી સાથે થયો હતો. વિવાહિત જોડા વચ્ચે પત્રવ્યવહાર ચાલતો હતો, સરસ્વતીચંદ્રની ઓરમાન મા ગુમાનની ભંભેરણીથી શેઠે નિર્દોષ પિતાવત્સલ પુત્રને ઘણાં કઠણ વચન કહ્યાં ને વહુઘેલા થયાનો આરોપ મુકયો. પિતાનો મ્હારાપર હવે પ્રેમ નથી ને કુમુદ મ્હને પરણી આ ઘરમાં આવી સુખી થશે નહિ, એ વિચારથી સરસ્વતીચંદ્રે પિતાના દ્રવ્યને શિવનિર્માલ્ય ગણી ઘર છોડવા નિશ્ચય કર્યો ને પોતાના પરમમિત્ર ચંદ્રકાંતને જણાવ્યો. આવા ઉછૃંખલ કાર્યમાં ચંદ્રકાંત સંમત નહિ થવાથી "હમણાં જા, સ્હવારે ત્હને તેડવા ગાડી મોકલીશ." કહી સમજાવી ત્હેને ઘેર મોકલ્યો. )

પ્રાતઃકાળ થયો, સાત વાગ્યા, પણ ગાડી આવી નહિ, ત્હેના પેટમાં ફાળ પડી. ભાડે ગાડી કરી બંગલે ગયો. બંગલે માળી વિના કોઇ મળે નહીં. માળી કહે. "ભાઇ ગાડીમાં બેસી ચોપાટીપર મળસ્કાના ફરવા ગયા છે." ચંદ્રકાંતે ચોપાટીપર ગાડી દોડાવી. મુંબાઇના નાગરિકોનું ચોપાટીએ પ્રિયસ્થાન છે. અર્ધે સુધી સમુદ્રતટ અને ત્હેની જોડે બાંધેલો રસ્તો છે. આગળ ચાલતાં "રેલ્વે" ની સડકનું ક્રોસીંગ આવે છે તે ઓળંગતાં "ચર્નીરોડ" સ્ટેશન છે. સરસ્વતીચંદ્રની ગાડી ચંદ્રકાન્તને સમુદ્ર તટઉપર ઉભેલી મળી. ગાડીવાન કહે "ભાઇ આગળ પગે ફરવા ગયા છે, પણ ક્યારના પાછા ફર્યા નથી. મ્હને આ ચીઠી આપી છે ને કહી ગયા છે કે ત્હારી પાસે રાખી મુક, ઘેર જઇને ચંદ્રકાંતને આપવાની છે."

ચંદ્રકાંતનો જીવ ઉડી ગયો, ચીઠી લેઈ વાંચી.

"પ્રિય ચંદ્રકાંત"

"તું મ્હને શાંત કરી રાત્રે ગયો હતો. હું શાંત થયો હતોજ,
"પણ આખી રાત મ્હેં વાડીમાં ફર્યા કર્યું છે. ઘણા વિચાર કર્યા
"આખરે મ્હારો વિચાર ખરો લાગ્યો અને તે પ્રમાણે કરું છું."

"ત્હારી પાસે પેટી છે તે ત્હારી પાસે રાખજે. ત્હેમાંના સા-
"માનની યોગ્ય વ્યવસ્થા કરજે. મ્હારે ત્હેનો સંબંધ નથી. પિતા-
"જીને મળજે. સાથેનો પત્ર ત્હેમને આપજે અને યોગ્ય લાગે તે
"ત્હેમને કેહેજે, ત્હેમને દુઃખ થવા દેઇશ નહિ."

"મ્હારા વિયોગનો શોક કરીશ નહિ. મૃત્યુ પાછળના અંધ-
"કારમાં એકલાં પ્રવાસ કરવા પ્રાણી માત્ર નિર્માયલાં છે. મૃત્યુ પ્હેલાંજ
"અંધકારમાં ફરવું એ મૃત્યુને માટે સજ્જ થવા જેવું છે. માયાનો
"જુઠો પ્રકાશ મુકી આવા નિમિત્તે હું આ અંધકાર શોધું છું તે
"રજ પણ શોચનીય નથી."

"હું ત્હને નહિ ભુલું. પ્રસંગે ફરી પ્રત્યક્ષ કે પરોક્ષ રહી
"જણાઈશ."

"હું ત્હને છોડું પણ હૃદય કેમ છોડશે ?"

"મ્હારી શોધ કરીશ નહિ. ગંગાભાભીને આશ્વાસન આપજે.
હું ત્હેમને ભુલી શકનાર નથી."

(શિખરિણી)

"રહી ઓછું વર્તુ, વિષય સઉ જાશે તજી મ્હને,
"તજું હું ત્હેને તો, પ્રિય સુહૃદ, ના દોષ કંઇએ ?"
"જશે મેળે જ્યોત્સ્ના, ઉડુગણ જશે, રાત્રિય જશે,
"કલેન્દુ સાંઝે એ, નિરખી ઉગતાં આથમી જતો."

"સ્નેહથી બંધાયલો તું મ્હને છુટવા ન દેત માટે સાહસ
"કરી છુટું છું."

લી. નામે સરસ્વતીચંદ્ર—બીજું શું કહું ?"

ઉંડો નિશ્વાસ મુકી કપાળે હાથ દઇ વ્હીલો પડી જઈ ચંદ્ર-
કાંત લક્ષ્મીનંદનપરનો કાગળ વાંચવા લાગ્યો.

" પ્રિય પિતાજી. "

" આપને સુખનો માર્ગ હું ખુલ્લો કરી આપું ત્હેમાં અપરાધ
" તો નથી તે છતાં અપરાધ લાગે તો પિતા પાસે ક્ષમા માગતાં પુત્ર
" નિરાશ નહિ થાય. "

" ધૂર્તલાલને સત્રયંત્રનું સર્વ કામ આપની ઇચ્છા પ્રમાણે બ-
" નાવી સમસ્ત ભાર ત્હેમને સોંપી સર્વ પદાર્થ આપને બતાવી દીધા છે."

" બ્રહ્માને ઘેર કોઇની ખોટ નથી. મ્હારી ખોટ પડવાનું આપને
" કારણ નથી. ધનભાઇથી આપને સંતોષનું કારણ મળો એ ઇશ્વર-
" પ્રાર્થના છે. આપનું સમસ્ત દ્રવ્ય ત્હેના કલ્યાણ અર્થે યોગ્ય લાગે
" તેમ રાખો, આપને હું કોઈ પ્રસંગે સાંભરી આવીશ તો એજ
" મ્હારે મન દ્રવ્ય છે. "

" મ્હારે માનસિક વૈરાગ્ય લેવામાં આપની ચિત્તવૃત્તિ પ્રતિકૂળ
" નહિ થાય એવો નિશ્ચય થવાથી હું તે સ્વીકારૂં છું અને સંસાર
" સાગરને અદૃશ્ય તળીએ જઇ બેસું છું. સન્યસ્તારંભે કોઇને જ-
" ણાવવાની જરૂર નથી લાગતી. જનાર " જાઉં છું " કહેવા રહે એમ
" હોતું નથી. ગુમાનબાને હું નિર્દોષ છતાં મ્હારો દોષ વસ્યો હોય તો
" ક્ષમા અપાવશો. "

" મ્હારા જવાથી આપના રોપનું સર્વ કારણ જતું રહેશે.
" મ્હારી ચિંતા કરવાને આપને કારણ નથી. વિદ્યાચતુરના કુટુંબની
" પરીક્ષામાં આપ છેતરાયા એ શલ્ય આપના ચિત્તમાંથી હવે નીકળી
" જશે. આપની નિશ્ચિંતતા હવે અમર રહો !! "

" પિતાજી હવે મ્હારી ચિંતા કરશો નહિ. મ્હારી પાછળ
" ખેદ કરશો નહિ. સર્વ કોઈ મોડું વહેલું જવાનું છે અને પાછું
" ન મળે એવું થવાનું છે. ચંદ્રબા ગઇ તેમ હું પણ જાઉં છું.
" એ એક દિશામાં ગઇ, હું બીજીમા જાઉં છું. એ સ્મરણમાંથી
" ખસી તેમ મ્હને પણ ખસેડજો. સંસારમાં ડાહ્યા માણસોનો માર્ગ
" એ છે કે ગયેલું ન સંભારવું."

" પિતાજી હવે તો.

( ગઝલ )

" સુખી હું તેથી કોને શું ? દુઃખી હું તેથી કોને શું ?
" જગતમાં કંઇ પડયા જીવ, દુઃખી કંઇને સુખી કંઇક !
" સહુ એવા તણે કાજે, ન રોતાં પાર કંઇ આવે !

" કંઇ એવા તણે કાજે, પિતાજી, રોવું તે શાને?
" હું જેવા કંઇ તણે કાજે, પિતાજી રોવું તે શાને?
" નહિ જોવું! નહિ રોવું! અફળ આંસુ ન કયમ લ્હોવું?
" ભુલી જઇને જનારાને, રહેલું ન નંદવું શાને!
" સુખી હું તેથી કોને શું? દુઃખી હું તેથી કોને શું?

" પિતાજી બીજું શું લખું? મ્હારા ગયાથી આપના ઘરમાં
" હું સિવાય કંઈ ચીજ ઓછી લાગે તો ચંદ્રકાંત આપશે. ત્હેને
" કહેજો."

" લી. હવે આપના ચિત્તમાંથી પણ
"—આપને સુખી કરવા સારૂજ ખસી જવા ઇચ્છનાર
" સરસ્વતીચંદ્ર."

એ કાગળો વાંચી શોકસાગરમાં પડી, માથે હાથ દઇ ચંદ્રકાંત સમુદ્ર તટપરના એક પત્થર ઉપર બેઠો.

સરસ્વતીચંદ્રના ગાડીવાળાને કહ્યું કે " જા અને ત્હારા મ્હોટા શેઠને ખબર કર કે ભાઇ તો ગયા."

" ગાડીવાળો ચમકયો. " હેં કયાં ગયા?"

" તે તો કોણ જાણે. જા જઇને કહે કે કંઇક પરગામ ગયા."

" કાગળમાં શું લખ્યું છે?"

"એજ." ગાડીવાળાએ વિચારમાં પડી ઘોડાની લગામ લીધી અને ગાડી સાથે ચર્નીરોડ સ્ટેશન આગળનાં ઝાડ પાછળ અદશ્ય થઇ ગયો. ચંદ્રકાંત ઉઠયો, ભાડાની ગાડીમાં બેસી સ્ટેશનપર જઇ પોતે તપાસ કરી, પણ કોઇએ પત્તો ન આપ્યો. સ્ટેશનમાસ્તર્, ટીકીટમાસ્તર્, સર્વ એની આસપાસ ગુંચળું વળી ભરાયા, મેલ અને પેસેંજર ટ્રેનની ટીકીટોની જાવક જોઇ, પણ કાંઈ સમજાયું નહિ. નિરાશ બની ચંદ્રકાંત ઘેર ગયો. ત્યા એકલો શયનગૃહમાં બેઠો, લેખનપીઠ (ટેબલ) પર માથું મુકી અશ્રુપાત ખાળી ન શકાતાં ત્હેને રોકવો છોડી દીધો, ગંગાને સમાચાર કહ્યા; એક દુઃખનાં બે ભાગીયાં થયાં અને આખરે આંસુ લ્હોઈ શું કરવું ત્હેના વિચારમાં એ પડયો. અને ગંગા આગળ હૃદય ઉઘાડું કરવા માંડયું.

" શું કરૂં? અ—હં—હં—હં? ગયાજ? સરસ્વતીચંદ્ર, આ શું
" સુઝયું? શેઠના ઉપર રોષ ચ્હડે પણ મ્હારા ઉપર શું? ગરીબ

" બીચારી કુમુદસુંદરીની શી વ્હલે થશે ? હું કયાં શોધું ? અમરંગી
" માણસનો ભરોસોજ નહિ–હેં ? "

વાયે વાત ચલાવી અને ઘડીમાં સર્વ સમાચાર લોકવિદિત થઈ ગયા એટલામાં લક્ષ્મીનંદનનો ગુમાસ્તો ચંદ્રકાંતને બોલાવવા આવ્યો ચંદ્રકાંતે શેઠ ઉપરનો કાગળ ફરી વાંચી જોયો. " આપનું સમસ્ત દ્રવ્ય ત્હેના (ધનનંદનના) કલ્યાણ અર્થે યોગ્ય લાગે તેમ રાખો.'' એ શબ્દો જોયા. કાગળ શેઠને તરત તો નજ આપવો એ વિચાર કરી ઉઠયો અને શેઠને ઘેર ગયો.

ગાડીવાને શેઠને સમાચાર કહ્યા તે વખતે ગુમાન અને ધૂર્તલાલ પાસે બેઠાં હતાં. સમાચાર સાંભળી ગુમાન ઝંખવાણી પડી ગઇ અને શેઠ બ્હેબાકળા બની ગયા. ધૂર્તલાલે ગુમાનના કાનમાં સૂચના કરી, " જો જે, કાંઇ ગોટો વાળી ન ગયો હોય ! પાકો છે.'' ગુમાનને જોર આવ્યું ને બોલી ઉઠી " ઘરમાં બધી તપાસ કરાવો.'' શેઠ બોલ્યા, " ઘરમાં શાની તપાસ કરાવે–પરગામ જાય ત્હેની ઘરમાં શી તપાસ કરાવે ? ''

" જુવો ભાઈ કાંઈ કીકલા નથી. આ તો બધાને ડરાવવાને વેશ
" કહાડયો, કોણ જાણે ક્યાં ભરાઇ પેઠા હશે અને આપણી પાસે
" શોધાશોધ કરાવી મુકશે. બે લાખ રૂપિયાનો ધણી નાસી જાય નહિ.
" ભલું હશે તો સસરાને કે વહુને મળવા ગયા હશે, પણ ઘરમાં ગોટો
" ન ઘાલ્યો હોય ત્હેની તપાસ પ્હેલી કરો. આ તો મ્હારા ભાઇને
" ત્હમે ઘાલ્યો તે કહડાવવાની યુક્તિ. પણ આપણેએ એટલું સમ-
" જીએ કે નાકે છી ગંધાતી નથી. ''

રાતીચોળ આંખ કરી શેઠ શેઠાણીના ભણી જોઈ રહ્યા અને આખરે બોલ્યા. " જો, આજ હું ત્હારો નથી, હોં ! ત્હારા પેટમાં ન બળે પણ મ્હને તો બળે.''

આ નાટક ભજવાતું હતું અને કણકની પેઠે શેઠને કંઈક નરમ કરી દેવામાં ગુમાન ફાવી શકી એટલામાં ચંદ્રકાંત આવ્યો.

શેઠ ઉઠયા અને એક એકાંત ખંડમાં ચંદ્રકાંતને લઈ ગયા. ગુમાન પાછળ આવી, શેઠે ત્હેને બારણે કાઢી, સાંકળ દેઈ પાછા આવી ચંદ્રકાંત પાસે બેઠા. ત્હેમનું હૈયું ભરાઇ આવ્યું. પુત્રના ગુણ સાંભરી આવ્યા. ધૂર્તલાલને તથા પોતાને હવાલો સોંપી દેવામાં તેણે જે ઉતા–

વળ કરી હતી તે સાંભરી આવી. પોતે ત્હેને કઠણ વચન કહ્યાં એમ લાગવા અને સાલવા માંડયું.

" ચંદ્રકાંત, તું બધું જાણતો હઇશ—હા—હા તારા મ્હોં ઉપરથી " લાગે છે. ત્હને ખબર હશે—મ્હને કહે—આ એને શું સુઝયું ? એના " વિના હું ઝેર ખાઇ મરીશ, હોં ! " શેઠે ટેબલ ઉપર માથું કૂટયું. ચંદ્રકાંતે શેઠને ટાઢા પાડયા. ડોશીવાળો લેખ કેમ થયો. તે લેખ કરવામાં સરસ્વતીચંદ્રે કેવી હરકત કરી હતી અને લેખની બાબતમાં તે કેવો અજાણ્યો હતો, શેઠનાંજ વચનથી ત્હેના મનમાં કેટલું ઓછું આવ્યું હતું ઇત્યાદિ સર્વ વાત કહી. વાત કરતાં કરતાં સરસ્વતીચંદ્ર વાળો કાગળ હવે આપવો કે નહીં તે વિચાર કર્યો. ન આપવો તે અપ્રામાણિક લાગ્યું. આપ્યા પછી પાછો માગવો તે ઠીક ન લાગ્યું. આપતાં હરકત એ કે ચિત્ત ફરી જતાં શેઠ એ કાગળને ફારકતીરૂપ ગણી દે અને વહુની રીસ અને સાસુનો સંતોષ થઇ જાય—ત્હેનું શું કરવું એ વિચાર થયો; અંતે " જોઈ લેઇશું " કરી કાગળ શેઠના હાથમાં મુકયો. ભોજે લોહીના અક્ષર મોકલ્યા તે વાંચી મુંજને થયો હતો તેવો જ વિકાર કાગળ વાંચતાં શેઠને થયો. ખરી વાત જાણ્યાથી, પુત્રની નિર્મળ વૃત્તિ અનુભવ્યાથી આંખમાંથી ખરખર આંસુ ચાલવા માંડયાં, ગુમાન અને ધૂર્તલાલ ઉપર તિરસ્કાર અને ધિક્કારની વૃત્તિ થઈ, અને કાગળ એક પાસે મુકી દીન વદનથી ચંદ્રકાંતને કહેવા લાગ્યા " ચંદ્રકાંત, ભાઇને બતાવ, તું જાણે છે—ગમે તે કર, ભાઇને આણ, નહિ ચાલે. " ચંદ્રકાંતે કાગળ હાથમાં લેઇ લીધો અને ફાડી શેઠના દેખતા જ ચીરા ઉરાડવા માંડયા અને લાંબા ચીરા કરી પાછા તેના કકડા કરતાં બોલ્યોઃ—

" શેઠ, મ્હેં કહ્યું કે મ્હને ખબર નથી તે સાચી વાત છે. " કાગળ ફડાતો શેઠે દીઠો, પણ સર્વવ્યાપારરોધી ચિત્તવિકાર મનોવ્યાપી થઇ જવાથી તે વિષે વિચાર ન કર્યો, પ્રશ્ન ન પુછયો. ચદ્રકાંત ઉકળતા હૃદયમાંથી ઉભરા ઉપર ઉભરા કાઢી બાકી ન રહે એમ ડર વગર બોલવા લાગ્યો અને કાગળના ચીરા કર્યા તેમ જ શબ્દેશબ્દથી શેઠના અંતઃકરણના ચીરા કરવા લાગ્યો.

" શેઠ, આપ તો મ્હોટા માણસ છો; પણ આપણાથી ન્હાનાં " માણસ હોય ત્હેની ચિંતા પણ કરવી જોઇએ. પુત્રને પરણાવવા

" ઇચ્છો તો પરણનાર જોડું એક બીજાપર પ્રીતિ વધારી સુખી
" થાય તે પણ આપે ઇચ્છવું જોઇએ, નિર્મળ કુમુદસુંદરીપર
" આરોપ મુકી પુત્રના હૃદયમાં કટાર ખોસ્યા જેવું કર્યું–હ્હેની વેદના
" એ દમ્પતીને હવે કેટલી થશે તે ઇશ્વર જાણે ! વર કન્યાની
" પ્રીતિ વધે ને માબાપથી ન ખમાય એ તો વિપરીત જ. પણ
" આપ શું કરો? ઇશ્વિરનું કર્તવ્ય એવુંજ. અપર માતાના હાથમાં
" ગયેલા પિતાનો પુત્ર સુસ્થ રહ્યો સાંભળ્યો નથી. ખરી વાત છે
" કે છોકરાં કરતાં સ્ત્રી વધારે હોયજ. સરસ્વતીચંદ્ર કેટલો નિર્દોષ
" છે તે આપના મનમાં શાનું વસે? પિતાની મ્હારાપર પ્રીતિ
" નથી એ વિચારે તેને ઘેલો બનાવી મુકયો અને ઘર છોડી તે
" ગયો. એ ઘોડાની ગાડીમાં બેસનારો, બુટ મોજાં વિના ન ચાલ-
" નારો; આપની શ્રીમંતાઈના વૈભવમાં વસનારો–તે આજ સાધા-
" રણ વેશે નિરાધાર એકલો અપ્રસિદ્ધ કોણ જાણે કયાં ભટ-
" કતો હશે? સભાઓ ગજાવનાર, વિદ્વાનોનો માનીતો, મ્હારા
" જેવા કેટલાક નિરાધારનો આધાર, તે આજે કયાં હશે ? શેઠ !
" એને ધ્રુવજીના જેવું થયું. અરેરે, કુમુદસુંદરી જાણશે ત્યારે હ્હેનું
" શુ થશે? શેઠ, આપના ઘરમાંથી દીવો હોલવાઇ ગયો, પણ
" આપને શું ?"

" એક વાત આપને કહેવા જેવી છે. એક બાબુ અને હ્હેની
" સ્ત્રીને ઘણી પ્રીતિ હતી. એક બીજાથી હ્હેમનાં ચિત્ત જુદાં જ ન
" હતાં. હ્હેમના ઘરમાં એક થાંભલાપર ચકલીનો માળો હતો, હ્હેમાં
" ચકલો ચકલી રહે અને આનંદ કરે. ચકલીએ ઇંડાં મુકયાં અને
" બચ્ચાં થયાં હ્હેની બે જણ બહુ સંભાળ રાખે. એક દિવસ ચકલી
" મરી ગઈ. ચકલે બીજી ચકલી આણી, બે જણાંએ મળી બચ્ચાંને
" ધકેલી કહાડયાં અને ઉડવા સરખું ન શીખેલાં બચ્ચાં જમીનપર
" પડી મરી જાત પણ પેલી સ્ત્રીએ ઝાલી લીધાં. હ્હેમનો વિચાર
" કરીને પોતે રોવા લાગી, બચ્ચાંને છાતી સરસાં રાખે ને રૂવે.

" એટલામાં બાબુ આવ્યો, આને રોવાનું કારણ પૂછયું.
" તેણે ન કહ્યું. ઘણું કર્યું ત્યારે બચ્ચાં બતાવ્યાં. હ્હેમનો ઇતિહાસ
" કહ્યો, અને બોલી—આ પક્ષીઓમાં બન્યું તેવુંજ માણસમાં

" પણ કેમ ન બને ? દેહનો ભરોંસો નથી અને ત્હમારી આજ
" મ્હારાપર પ્રીતિ છે પણ મ્હારા પછી આ કુમળાં બાળકનું શું
" થશે તે વિચારથી મ્હને રોવું આવે છે ધણીએ ઘણું આશ્વાસન
" કર્યું પણ સ્ત્રીને વિશ્વાસ નજ આવ્યો."

" પળે પળ જાય તેમ સ્ત્રી રોતી જાય અને આંસુ તો આં-
" ખમાં માય નહિ ! " હાય હાય ! આ બાળકનું શું થશે ? " એજ
" વિચાર ભરાયો. "

" આખરે ધણીએ કહ્યું કે ન કરે નારાયણ ને એવો સમય
" આવે તો છોકરાંને કહેજો કે આ થાંભલા આગળ મ્હને આણી
" આ વાત સંભારી આપે–શું ત્હારી પ્રીતિ ભુલાય એવી છે ? "

" દિવસ ગયા અને બાઇ ભાગ્યશાળી તે સૌભાગ્યવતી ગુજરી
" ગઇ. બાણુ ફરી પરણ્યો, પ્રથમની સ્ત્રીથી એક છોકરો ને
" છોકરી હતાં. "

" નવી વહુએ હળવે હળવે કાન ભંભેરવા માંડ્યા. નવી તો
" ફરીયાદી કરે–છોકરાંનું ખોટું બોલે, પણ નમાયાં બાળક–ત્હેનાથી
" માનું ખોટું કેમ બોલાય–ફરીયાદી કેમ થાય ? આખરે નવીએ
" બાપને ભેરવ્યો અને કહે કે આ છોકરાં ભેગાં મ્હારાથી નહિ રહે-
" વાય, ગમે તો એ કે ગમે તો હું. "

" ખરૂં ! સ્ત્રી હોય એટલાં નમાયાં છોકરાં હોય ? છોકરાનું
" તો ગમે તે થાઓ ! સ્ત્રી ક્યાં જાય ? બાણુએ બાળકને બોલાવી
" કહ્યું કે મ્હારે હવે ત્હમે નહિ–બસ જાઓ. "

" છોકરાંનાં મ્હોં દયામણાં થયાં પણ દયા કોને આવે ? બાપા
" ક્યાં જઇએ ? " કરી બ્હીલે મ્હોયે પુછ્યું; " બાપા કોના ? " રાક્ષસે
કહ્યું " મ્હને શું પુછોછો જાઓ ગમે ત્યાં. પડો ખાડામાં. "

" રોતાં રોતાં નિરાધાર છોકરાં બારણાં આગળ આવ્યાં. દૈત્યને
" દયા નજ આવી. "

" એટલામા છોકરી જરા ડાહીલી હતી, ત્હેને માનું કહ્યું સાંભરી
આવ્યું અને ભાઇને રોતી રોતી કહે " ભાઇ, ચાલ આટલું માનું
" કહ્યું કરીએ. " બે જણ પાછાં આવ્યાં. "

" કેમ પાછાં આવ્યાં–જાઓ ! " બાપે ઘાંટો કહાડ્યો. "

"બ્હીતી બ્હીતી થરથરતી બાળક બોલીઃ—" બાપા, અમે જઇએ
" પણ માયે કહ્યું હતું કે આ વખત આવે તો બાપાને એક વા[illegible]
" કહેજો તે કહિયે તો સાંભળશો ?"

" દૈત્યને દયા આવી અને સાંભળવા હા કહી."

" છોકરાંએ ચકલીની વાત અને મા રોઇ હતી તે કહી બતાવ્યું
" બાપનું અંતઃકરણ ઓગળ્યું, ભૂતકાળ સાંભરી આવ્યો; આપે[illegible]
" વચન મન આગળ તરી આવ્યું, છોકરાંને રોતો રોતો બાઝી પડયે
" અને ઘરમાં રાખ્યાં."

" શેઠ ! આપને પણ બાબુના જેવું થયું છે. પણ સરસ્વતીચંદ્ર[illegible]
" ચંદ્રલક્ષ્મીએ કાંઇ કહી મુક્યું નથી—તે બિચારા ગયા, અને મના
" વાનો અવકાશ પણ ત્હમારે નથી."

" આપના મનમાં એમ આવ્યું કે પૈસાને લીધે આપનો સગે
" છે. હવે એ સગપણ નથી. આપ એને મન બાપ છો. આપ[illegible]
" મન એ પુત્ર નથી. હોય. એમજ હોય તો !"

" શેઠ ! આપના ઘરમાંથી એ ગયો ત્હેની ફીકર કરશો નહિ
" એને સોંપેલી અને બીજી વસ્તુઓ—ઘરની—સંભાળજો, ઘરમાંથ[illegible]
" કંઈ ગયું લાગે તો મ્હને કહેજો. હું ભરી આપીશ."

" શેઠજી, જાઉં છું. આપ મ્હોટા માણસ છો વધારે બોધ[illegible]
" બોલાઈ ગયું હોય તો ક્ષમા કરજો. રજા લઉં છું."

બોલતાં બોલતાં ચંદ્રકાંતે પાઘડી પહેરી, ઉઠયો અ[illegible]
ચાલવા માંડયું.

શેઠે હાથ પકડી ત્હેને બેસાડયો.

" ચંદ્રકાંત, ચંદ્રકાંત, આમ શું કરે છે ? મ્હને એનો પત્તે
" આપ, ત્હેં મ્હારૂં ખસી ગયલું કાળજું ઠેકાણે આણ્યું છે. હ[illegible]
" પુત્રવિયોગથી ફરી ખસશે તો પછી ઠેકાણે નહિ—આવે હો.

" શેઠ, ઘરમાં છે ઠેકાણે લાવનાર. હું ખરેખર કહું છું [illegible]
" મ્હને ભાઇની ખબર નથી. મ્હને ખબર હત તો હું આમ જવ
" ન દેત. હું મ્હારી મેળે હવે એને શોધાશે એટલું શોધીશ, એન
" જેવો થઇને આથડીશ મરજી પડે તે કરીશ, એમાં કોઇ[illegible]
" શું ? આપ હવે આનંદ કરો—ઘરમાંથી કાંટો ગયો—એન
" કનવા કહાડી નાખો. મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું છે.—બસ હ[illegible]

“ મ્હને જવા દો. ” શેઠનો હાથ તરછોડી નાંખી બારણું ફડાક ઉઘાડી “ ચાલતો થયો. ગુમાન બારણામાં પેઠી. ”

શેઠ ઘેલા બની લવતા હતા–“ દુઃખી હું તેથી કોને શું ? હેં ! “ શું એમજ ? શું તું દુઃખી ત્હેનું મને કાંઇ નહિં ? ” “ દુઃખી હું “ તેથી કોને શું ? હેં !—”—નહિ જોવું—નહિ રોવું અફળ આંસુ “ ન શીદ લ્હોવું ? ” “ પિતાજી રોવું તે શાને ?—” ભુલી જઇને “ જનારાને—” “ દુઃખી હું તેથી કોને શું ? ” “ હેં મ્હારો જ “ વાંકસ્તો—” “ ચંદ્રકાંત મ્હારો ભાઇ મ્હને આણી આપ. ” જુએ તો ચંદ્રકાંત ન મળે.

“ ભાઈ, ભાઈ ? ”

ગુમાન પાસે આવી ઉભી—“—ભાઈ તો ગયા, ” ગુમાનને દેખતાં જ શેઠ ઉઠયા અને એક બે લાતો એવી મુકી કે ગઇ ગરબડતી આઘે. બારણા ઉપર અથડાઈ પડી ગઈ. “ હાં, હાં, ” કરતો ધૂર્તલાલ અને બીજા માણુસો અંદર આવ્યાં.

હાથથી વાત ગઇ જાણી ભાઈ બ્હેન શેઠની વૃત્તિને અનુકૂળ થઇ ગયાં અને સરસ્તીચંદ્રની શોધ બાબત શેઠની સર્વ આજ્ઞાઓ દેખીતી પળાવા લાગી. પવનના ઝપાટા આગળ નમી જઈ ઝપાટો પાછો વળતાં ઉભું થતા ઘાસની વૃત્તિ સર્વેએ અનુસરી. તરત સઉ શેઠને વશ થઇ ગયાં. દિવસ જવા માંડયા. માણુસો ઉપર માણુસો શોધમાં રોકવા છતાં અને દ્રવ્યનો વ્યય નિરંકુશ થયા છતાં પત્તો ન લાગ્યો અને એવી રીતના ઘણા કારણોથી શેઠ હળવે હળવે શાંત થયા અને ગુમાન નિર્ભય બનવા લાગી. શેઠ જે માણુસો મોકલતા ત્હેમને દ્રવ્ય આપી, લાલચ આપી, સમજાવી, છેતરી શેઠની ઇચ્છાનો અમલ કરવામાં શિથિલ કરી દેતી અને શેઠને કાને એમ જ જતું કે અદ્દભુત શોધ નિષ્ફળ જાય છે.

ચંદ્રકાન્તે પણ શોધ કરવામાં બાકી રાખી નહિ. પોતાનો ઉભરો નરમ પડતાં શેઠપર દયા આવી; પણ ત્હેના ઘરનો તાલ જોઈ પોતાની જ શોધ ઉપર આધાર રાખ્યો.

**સરસ્વતીચંદ્ર, ભાગ ૧ લો.**

---

# અર્થદાસને મણિમુદ્રાની ભેટ.

( સરસ્વતીચંદ્ર, સુવર્ણપુરના અમાત્ય ને કુમુદસુંદરીના શ્વસુર બુદ્ધિધનનો આશરો લઇ રહ્યો હતો. ચંદ્રકાંતને તે ખબર મળવાથી ત્હેને શોધવા ત્યાં જવાનો વિચાર કરી સરસ્વતીચંદ્રે ધારણ કરેલા નવીનચંદ્રના નવીન નામે ત્હેને પત્ર લખ્યો. તે પત્ર પ્હોંચતાં જ તે ત્યાંથી ચાલી નીકળ્યો ને રસ્તામાં એને બ્હારવટીઆઓએ લુંટયો. પોતાની સાથે ગાડીમાં એક વાણીયો ને ત્હેની સ્ત્રી હતાં તે સ્ત્રીને બ્હારવટીયાઓ લઇ ગયા ને ત્હેનો બચાવ કરવા જતાં સરસ્વતીચંદ્ર ઘવાયો ને લોહી ઘણું વહેવાથી મૂર્છાવશ થયો. બ્હારવટીયાઓ ગયા પછી અર્થદાસ પાણી લઇ આવ્યોને સરસ્વતીચંદ્રના મ્હોંપર છાંટી ત્હેને જગાડયો. )

વાણીયો ધીમે રહી સરસ્વતીચંદ્રને ઉઠાડવા લાગ્યો અને ઉઠાડી બેઠો કર્યો.

" ત્હમને આ બ્હારવટીયા ઓળખે છે કે શુ ? પેલો સંન્યાસી જેવો ત્હમને ત્હમારૂં નામ દેઇ બોલાવતો હતો." આમ કહેતો કહેતો અર્થદાસ સરસ્વતીચંદ્રના ઘા તપાસવા લાગ્યો અને જ્યાંથી લોહી વહેતું બંધ થયું હતું ત્યાં આગળથી રુ જેવું કાંઇ હાથમાં લેઈ આંખો ચળકાવી સુરસંગે ચંદરભાઇ કહ્યું હતું તે સંભારી વધારે અપભ્રંશ કરી બોલ્યો.

" ચાંદાભઇ જુવો તો ખરા આ ઠાકોરજીની માયા ! ત્હમારો ઘા રૂઝી ગયો સમજવો–લ્યો આ."

રૂઝતા ઘાની કલ્પનાથી જ બળવાન થઈ ગયેલા મનવાળો બની પોતાનું ત્રીજે અપભ્રંશ પામેલું નામ સાંભળી ચમકી સરસ્વતીચંદ્ર ટટાર થયો. " એ શું છે ભાઈ?"

વાણીયો બોલ્યોઃ " આનું નામ ઘા બાજરીયું; ત્હમે આ ઘાસમાં પડયા હતા તે ઘાસ ભેગું ઉગેલું ત્હમારા લોહીથી ઘામાં એ વળગી ગયું અને લોહી બંધ થઈ ગયું."

" તે એમાં કાંઈ ગુણ છે ?"

" હા, એથી ઘા રુઝે છે. આ ત્હમારો ઘા રુઝયો હવે ત્હમારે " સમજવો. ત્હમેજ જુવોને–હવે કાંઈ દરદ છે ?"

"ના, છે તો નહિ." સરસ્વતીચંદ્ર પળવાર નીચું જોઈ રહ્યો વિચારમાં પડયો, અને ગળગળો થઇ, છાતીપર હાથ મુકી ભીની આંખવડે આકાશભણી જોઈ મનમાં બોલ્યો.

**તોટક.**

" પ્રભુ આમ જ આપદ તું હરતો–
અમ મૂર્ખપણું ઉર ના ધરતો,
વનમાં વણુ–ભાન પડી હું રહ્યો–
તૃણદ્વાર વિષે, પ્રભુ ત્યાં તું ઉભો ! ! "

આ સ્તવન જાતેજ થઇ ગયું અને નવા ઉત્કંપમાં, અચિંત્યા રોમાંચમાં દુઃખી આંખમાં, દીન હૃદયમા, અને ઉશ્કેરાયલા મસ્તિકમાં ઇશ્વર પ્રત્યક્ષ થતો લાગ્યો.

આ પ્રથમ ઇશ્વરદર્શન કરાવનાર વિપત્તિનો અર્થ એના મનમાં આજ સાકાર થયો; કારણ પુસ્તકોમાં, સમાજોમાં અને મન્દિરોમાં પ્રાર્થનાઓ ત્હેને, કેવળ શુષ્ક અને નિરર્થક લાગી હતી. આર્દ્ર હૃદય અને લોચનથી તે વાણીઆના સ્હામું ઉપકૃત દૃષ્ટિથી જોઈ રહ્યો. તૃણનું ભાન કરાવનાર તે વાણીયો હતો એ સાંભર્યું, અને આ ઇશ્વરોપદેશ કરનાર મ્હારો ગુરુ આ વાણીયો છે એ નિશ્ચય સર્વાંગે આ દત્તાત્રેય જેવાને ચિત્તવશ થયો. વાણીયાભણી જોઇ તે બોલ્યો "ભાઇ ત્હમારૂં નામ શું ?" **त्वालोमपिंन दद्यात्** એ સંપ્રદાયના વણિકને આ પ્રશ્ન વસમો પડયો. "પેલો સંન્યાસી આનું નામ જાણતો હતો–મ્હારો વ્હાલો આયે બ્હારવટીયો હશે ત્યારે ? નામ બામ આપે એવો કાંઇ અર્થદાસ કાચો નથી. " એ વિચાર મનમાં કરી વાણીયો હસી પડયો અને ઉત્તર ઉડાવી સ્હામો પ્રશ્ન પુછવા લાગ્યો, "હેં ! હેં ! હા ચાંદાભાઇ વારુ ત્યારે ત્હમે આ લોકમાં કયાંથી આવી પડયા, ત્હમે શો ધંધો કરો છો ત્હમારું ગામ કીયું ને કયાં જવાનું છે ?–હવે તો ત્હમને જરૂર કરાર વળશે. જરા વાર તો લાગશેસ્તો."

"હું કયાંથી આવું છું તે ત્હમે જાણો છો અને આ લોકમાં શાથી આવી પડયો તે ત્હમે જાતે નજરે જોયું છે."

"પણ ત્હમે ધંધો શો કરો છો ?"

"ધંધો ! ખાવું પીવું, ને ફરવું."

"એમકે ? વધારે વ્હેમમાં પડેલો અર્થદાસ હૃદયમાં ધ્રુજતો વળી પુછવા લાગ્યો "ને જાઓ છો કયાં ?"

" ભાગ્ય લેઈ જાય ત્યાં–ત્હમે લેઈ જાવ તો ત્હમારે ત્યાં આવવું સુખ મ્હને ને ત્હમને સરખી લાગી હશે."

અર્થદાસ મનમાં બોલ્યો " જો બ્હારવટીઓ ખરો ! મ્હારે ઘેર આવવું છે, ત્યારે પેલીને બચાવવા શું કરવા લડયો ને ઘવાયો ? કોણ જાણે બ્હારવટીયાઓનો ભેદુ થઇ એમ કર્યું કેમ ન હોય ?" સ્વાર્થ જળના માછલાએ પરમાર્થબુદ્ધિની કલ્પના ન કરાઇ.

સરસ્વતીચંદ્રે ફરી પુછ્યું " ભાઈ ત્હમારે ઘેર મને લઇ જશો ? હું ત્હમને કામ લાગીશ. આ દેશનો હું ભોમીઓ નથી ને તમે સઉ રસ્તાના ભોમીયા હશો."

" મ્હારે ઘેર તે તને મરવાને લેઇ જાય !–અર્થદાસ પણ ખરો " કે ત્હને ચપટીમાં લે !" એટલું મનમાં બોલી મ્હોટેથી બોલ્યો, "હા " શાં વાસ્તે નહિ ? પણ એટલી સરતે જો કે મ્હારી ઘરવાળી પાછી " આપવી !"

" ભાઇ, તે તો હું શી રીતે કરૂં ? પણ ત્હમારે ઘેર ચાલો એ- " ટલે હું તપાસ કરવા લાગીશ."

" જો લુચ્ચો !" અર્થદાસ આટલું મનમાં કહી વળી મ્હોટેથી " બોલ્યો. " વારૂ ભાઈ ચાંદાભાઇ ! આપણે અહીંયાં ક્યાં સુધી પડી " રહીશું ચાલો ગામભણી જઇએ !"–મનમાં બોલ્યો. પોલીસમાં " પ્હોંચાડું પછી એ તો રત્નનગરીની પોલીસ છે ને વાણીયા સાથે " કામ છે."

" બે જણ ઉઠયા અને મનહરપુરી ભણી ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં અર્થદાસે ખેલ માંડયો. અચીંત્યો રસ્તા વચ્ચે બેઠો અને રોવા લાગ્યો."

" ઓ મ્હારી મારે ! ત્હારૂં શું થશે ? ઓ"—

સરસ્વતીચંદ્ર ચમકી આભો બની આસનાવાસના કરતો બોલ્યોઃ " શું છે ! ત્હમારી આને શું થયું ?"

" અરે મ્હારી બાયડીને પેલા લેઈ ગયા–બીચારી રવડી મરશે " ઓ મ્હારી મારે–બાયડી રે ?"

" ધીરજ ધરો, ભાઇ, ગામમાં ચાલો અને રસ્તો કરીશું."

" પણ એની પાસે દાગીના છે તો–એ તો મ્હારું સર્વસ્વ ! હવે " હું ખાઇશ શું ? મ્હારા ઘરમાં તો ઝેર ખાવા જેટલી ફુટી બદામ " નથી ! ઘરવાળાને ભાડુ ક્યાંથી આપીશ ? મ્હારાં તો હાંલ્લાં અને

" લાકડાં એ વેચાશે ! ને હું મોદીને શું આપીશ ને બાયડી ખોળવા
" સરકારમાં શું આપીશ ?–ઓ **ચાંદા**ભાઈ હું તો અહીંયાંજ મરીશ."

ઘણું સમજાવ્યો પણ **અર્થ**દાસ ઉઠ્યો નહિ. આખરે આંખો ફાડી
" રોઇ બોલ્યો: " હું તો હવે ફાંસો ખાઈ મરવાનો. દૈવે મ્હને બ્રાહ્મણ
" પણ ન ઘડ્યો કે લોટ માગી પેટ ભરૂં. મ્હારા તો પેટમાં ગુંચળાં
" વળે છે–ઉઠાતુંએ નથી ને બોલાતુંએ નથી. એ **ચાંદા**ભાઇ ! અબબબ"
જીભ અટકી હોય એમ **અર્થ**દાસ લાંબો થઇ સુઇ ગયો, આંખો ચગાં-
વવા લાગ્યો, ને મ્હોમાંથી ફીણના પરપોટા કહાડવા લાગ્યો.

**સર**સ્વતીચંદ્રને અત્યંત દયા આવી ને વિચારવશ થઇ ગળગળો
થઇ ગયો. "ઓ ઇશ્વર, હું બીચારાને દુઃખથી છોડાવવા શું કરૂં ? આના
" દુઃખમાં મારી ભુખ તો મરી ગઈ. આને સ્ત્રીનું દુઃખ નથી પણ
" પૈસાનું દુઃખ છે. એનું દુઃખ ભાંગવા જેટલો પૈસો તો મ્હારી પાસે
" હતો તે મ્હેં છોડ્યો. દ્રવ્યનો આવા પ્રસંગે ઉપયોગ હશે ત્હેનું
" મ્હને ભાન ન રહ્યું. આને ઇશ્વરે વિદ્યા આપી નથી, ગર્ભશ્રીમંત
" પણ નથી ! મ્હારી ગર્ભશ્રીમત્તાપર ધુળ વળી ! આનું ઔષધ દ્રવ્ય,
" તે હું ક્યાંથી આપું ? દ્રવ્ય છોડ્યું ન હત તો આ પ્રસંગ ન આ-
" વત." વળી **અર્થ**દાસ સ્હામું જોઇને શાંત પડી વિચાર્યું. " દ્રવ્ય
" છોડ્યું ન હત તો **અર્થ**દાસના દુઃખ જેવાં દુઃખ લોકને થતાં હશે એ
" હું કેમ જાણત ? "

શાન્તિએ સ્મરણને સ્ફુરવા દીધું અને પોતાને જનોઇએ બાંધેલી
મણિમુદ્રા સાંભરી આવી. સાંભરી આવતાં મુખપર આનંદ અને
ઉત્સાહ દીપવા લાગ્યાં, "હા ! આના ઉદ્ધારનો માર્ગ સુઝયો" મણિમુદ્રા
છોડી હાથમાં લેઈ તે પર જોઇ રહ્યો; "મણિમુદ્રા ! કુમુદસુંદરીની લલિ-
" ત આંગળીએ વસવા, ત્હેના ચિત્તને આનંદ આપવા મ્હેં ત્હને આ-
" ટલા મોહથી ઘડાવી હતી ! તે સર્વ હવે વ્યર્થ થયું. આ દીન વણિ-
" કને આનંદનું સાધન તું હવે થા ! આ ક્ષિતિજરેખા ઉપર સૂર્ય-
" મંડળ શોભે છે તેમ તું કુમુદની આંગળીપર દીપત ! સૂર્ય હમણાં
" ક્ષિતિજથી ભ્રષ્ટ થશે ! હું અને તું કુમુદથી ભ્રષ્ટ થયાં ! તું હજી
" ગરીબનું ઘર ઉઘાડશે એ ત્હારૂં ભાગ્ય ! પણ ક્યાં કુમુદ અને ક્યાં
" આ વણિક ? પણ હું તો ત્હારે યોગ્ય નથી જ ! દુષ્ટને છોડી
" ગરીબનું ઘર ઉઘાડ ! મણિમુદ્રા ! લક્ષ્મીના છેલ્લા અવશેષ ! પ્રિય

" કુમુદની સ્મારક એકલી એક મ્હારી જોડે રહેલી છેલ્લી બ્હેન !
" મ્હારા પિતાના વિભવના છેલ્લા પ્રસાદ ! પ્રિય કુમુદના આજ
" ચીરાઇ જતા અંતઃકરણમાં રસળતો મ્હારો દુષ્ટ હાથ ત્હારે યોગ્ય
" નથી ! મ્હારૂં જનોઇ ભ્રષ્ટ છે–મ્હારૂં શરીર દુરાત્માનું ઘર છે !
" મણિમુદ્રા લક્ષ્મીના છેલ્લા અવશેષ ! પ્રિયતમ પિતાના વિભવના
" છેલ્લા પ્રસાદ ! પ્રિયતમ કુમુદની પ્રિયતમ બ્હેન ! મ્હારા સ્નેહની
" સ્મશાન વિભૂતિ ! મ્હારા આંસુથી કલંકિત કર્યા સિવાય ત્હને તજું
" છું ! જા ! ગરીબનું ઘર દીપાવ ? " **સરસ્વતીચંદ્ર** **અર્થ**દાસની પાસે બેઠો–ત્હેની આંગળીયે મુદ્રા પ્હેરાવીઃ–અને ભુખથી, દુઃખથી, દયાથી, વિરહથી, નબળો પડેલો વિકલ ગદ્ગદ્ બનતો તરુણ ઢળી પડયો.

**સર**સ્વતીચંદ્રને બ્હારવટીયો કલ્પતો, ઘડીકમાં ત્હેને રત્નનગરીના પોલીસને વશ કરવા યુક્ત શોધતો, ઘડીકમાં ત્હેની પાસેથી છુટો થવા ઇચ્છતો અને આખરે છેલ્લી ઇચ્છાને વશ થતો **અર્થ**દાસ નિર્ધનતા અને દુઃખનો ઢોંગ લઇ પડયો હતો તે એવું ધારીને કે એને નિર્માલ્ય ગણી બહારવટીયો પોતાની મેળે પોતાને રસ્તે પડે. તેમ કરતાં આ તો નવું નાટક નીકળ્યું. ચગાવેલી દેખાતી આંખોવડે તે મુદ્રા જોઈ મણિમુદ્રાની પરીક્ષા કરી નજર આગળનો દેખાવ સમજ્યો નહિ અને મુદ્રા આંગળીમાં બેડી અને **સરસ્વતીચંદ્ર** ઢળી પડયો કે એકદમ વિજળીની ત્વરાથી ઉભો થઈ ચોર ચિત્તવાળો પોતાને સમયસૂચક ગણતો પાછું જોયા વગર અને વિચાર કરવા ઉભા રહ્યા વગર મુઠીવાળી નાઠો.

**સરસ્વતીચંદ્ર ભાગ ૨.**

---

## સરસ્વતીચંદ્રને બાવાઓ લઈ જાય છે.

(**સર**સ્વતીચંદ્રને બેભાન અવસ્થામાં વનમાં પડતો મુકી સ્વાર્થી **અર્થ**દાસ પલાયન કરી ગયો તે આપણે જોયું. **સર**સ્વતીચંદ્રની મૂર્છા ઘણો લાંબો વખત પ્હોંચી અને રાત પડતાં પણ તે અઘોર વનમાં પડેલો હતો. )

આ પ્રસંગે આખા જંગલમાં પેસવા કોઈ માનવીની છાતી ચાલે એમ નહતું, અને ખરા શૂરવીરો પણ રાત્રિ સમયે આ ભયંકર જનાવરોને છંછેડવા હિંમત ધરતા નહોતા. આખા જંગલમાં માત્ર જનાવરોની કારમી ચીસો સંભળાયાં કરતી અને બ્હારવટી-

ચાઓ રાવણું કરતા તે પણ મનહરપુરની બાજુના વડમાં ભરાતા. સરસ્વતીચંદ્ર પડયો હતો તે જગા વડથી થોડે છેટે હતી અને વડ નીચે ઉઠતો શોર બકોર પણ અંધારામાં કાન ઉપર અફળાતો ત્યારે ઓછો ભયંકર નહોતો લાગતો. આકાશમાં તારાનાં ઝુંડ ઝળુકતાં હતાં તે પણ ભયંકર પ્રાણીઓની આંખો જેવાં વિકરાળ પ્રકાશવાળાં લાગતાં હતાં અને જંગલનો આ ઠાઠ જોઈ નબળો પોચો માણસ તો ભયથી ગાંડો જ થઈ જાય. સરસ્વતીચંદ્રની મૂર્છા વળી તો પણ ઉઠવાની કે બોલવાની ત્હેનામાં શક્તિ રહી નહતી. રસ્તાની ધુળમાં ચતોપાટ પડેલો હતો ત્હેને કાંઇક શુદ્ધિ આવતાં, પ્રથમ કાન સચેત થવા પામતાં, સિંહની ત્રાડતી ગર્જના અને ત્હેની સાથે જ બીજાં પ્રાણીઓની ચીસો, એકદમ એના કાનમાં દોડી આવવા લાગી અને આંખો ઉઘાડતાં એ ગર્જનાઓથી ગાજતો વીંઝાતો ત્રાસ વર્ષાવતો અંધકાર અને અંધકાર સાગરને પેલે કીનારે ચાંચીઆઓની તરવારોની અણીયો પેઠે ચળકતા ચળકતા તારાઓ, દષ્ટિમાં ઉપરા ઉપરી ઉભરાવા લાગ્યા. સરસ્વતીચંદ્રના પંડિત વિચાર ન્હાસી ગયા; કવિતા તો પાસે આવીજ નહિ; જ્ઞાન માર્ગ તો સુઝયો જ નહિ; માબાપ, કુમુદસુંદરી, અને ચંદ્રકાંત પણ એના મનની દષ્ટિમર્યાદામાંથી ખસી ગયાં; મરણકાળે સઉને મુકી એકલાં જવાનું તેવી જ રીતે આ મહાભય પ્રસંગે પણ સરસ્વતીચંદ્ર એકલો અનાથ જોય નાંખેલા જેવો કાળરાત્રિના ઘોર ભયભૈરવનું ઉગ્ર સ્વરૂપ જોવા લાગ્યો, ઉઠવાની શક્તિ નહિ તો ન્હાસવાની ક્યાંથી હોય ? ન્હાસીને પણ આ અજાણ્યા જંગલમાં અંધકારે કેઈ દિશાએ જવું ? ગમે તો ભુખ અને અશક્તિથી અથવા ગમે તો કોઇ ભયંકર પ્રાણીના મુખમાં આહુતી પેઠે પડી, સંસારને છેલ્લા નમસ્કાર કરવાનો પ્રસંગ પ્રત્યક્ષ લાગ્યો ત્હેની સાથે ભૂતકાળ દષ્ટિ આગળ ખડો થયો. પિતા, કુમુદસુંદરી અને પ્રિય ચંદ્રકાંતનાં દીન મુખ નેત્ર આગળ આવી ઉભાં, અને તે સર્વનાં નેત્રનાં આંસુની અખંડિત ધાર વ્હેતી દેખાઇ. બોલવાની શક્તિ વગર, બોલ્યા વગર સરસ્વતીચંદ્રનો આત્માજ આ જોઇ રોવા લાગ્યો, સઉની ક્ષમા માગવા લાગ્યો; કરગરવા લાગ્યો; બ્રહ્મહત્યા જેવી સ્નેહહત્યા ફરી ફરી સાંભરી આવી ત્હેના આખા શરીરને કંપાવવા લાગી, એની આંખોમાંથી આંસુ જાતે નીકળવા લાગ્યાં અને એ પાસ આંખના ખુણામાંથી

લમણા ઉપર થઇ કાન આગળ થઈ પૃથ્વીપર પડવા લાગ્યાં; ત્હેને શીત આવ્યા જેવું થયું; રોવાની શક્તિ હત તો પોકે પોક મુકી રોવાઈ જાત, પણ રોવા જેટલી શક્તિ સરખી ન હતી તેથી શરીર અને મુખ રાંક થઇ ગયાં; લક્ષ્મીનંદન, કુમુદસુંદરી, અને ચંદ્રકાંત એ શબ્દથી ભરેલા નિઃશ્વાસ અને પ્રાણ છાતીમાં ધડકવા લાગ્યા. એ નિઃશ્વાસ અને પ્રાણ હવે તો જાય તો સારૂં એવું ઇચ્છી ત્હેનો માર્ગ મોકળો કરવા ગરીબડું મુખ પ્હોળું થઈ ગયું; પગ ચુસાવા લાગ્યા પણ હલાવવાની શક્તિ ન હતી. પેટમાં દાહ ઉઠવા લાગ્યો અને યમરાજના દૂતનાં પગલાંના જેવા ધબકારા સંભળાયા. અત્યારે એને કોઈ અગ્નિદાહ કરવા ન્હોતું; એના શબ પાસે મરણપોક મુકનાર પણ ન હતું. માત્ર અંધકાર ભરેલું જંગલ ભયાનક અને ગંભીર દેખાવ ધારણ કરી ચારે પાસેથી ત્રાડો નાંખતું, મરેલા શિકાર પાસે ગાજતો વાઘ બેઠો હોય તેમ, બેઠું હતું અને ખાવા ધાતું હતું.

એવામાં રસ્તાની એક બાજુપરની ઝાડીમાં કંઇકિ ખડખડાટ થયો અને થોડીવારમાં એક મહાન્ અજગર, કાળો નાગ, ફુંફ્વારા મારતો ઝાડીમાંથી રસ્તા ઉપર દાખલ થયો, અને ફુવારાના પાણી પેઠે ઉછળતો, સરસ્વતીચંદ્ર પડ્યો હતો એની પાસ સમુદ્રના અટકે નહિ એવા મોજા પેઠે આવ્યો. સરસ્વતીચંદ્રના અશક્ત શરીરમાં એના ધસારાએ અને ફુંફ્વાડાએ અચીંતી લેશ શક્તિ આણી અને ઉઠાયું તો નહિ પણ નાગ આવતો હતો તે ભણી દૃષ્ટિ ફેરવી અને યમદૂત જેવા નાગને એણે દીઠો અને ત્હેની સાથે આંખો આકાશ ભણી હતી તેવી કરી દીધી. સગાંસ્નેહીના વિચાર, પશ્ચાત્તાપ, દીનતા શોક અને આંસુ એ સર્વ સંસારના પદાર્થોનો વીજળીની ત્વરાથી ત્યાગ કરી દીધો, અને મંગળમય જેવા મરણકાળને વાસ્તે સરસ્વતીચંદ્ર આંખના પલકારા જેટલી વારમાં સજ્જ અને સાવધાન થઇ ગયો. આ સર્પ પોતાને ક્યારે ડસે છે ત્હેની વાટ ધડકતા હૃદયથી જોવા લાગ્યો. સર્વ સંસારનું હવે અવસાન આવે છે સમજી, ક્ષોભ તજી, તે શાન્ત થઈ ગયો. વિચારનો અવકાશ મળ્યો, ઉપજેલું મરણ–ભય અવકાશ જતો રહ્યો ત્હેની સાથે જતું રહ્યું. માત્ર આત્મરક્ષણની સાહજિક વૃત્તિ સૂર્ય ગયા પછી પણ સૂર્યનાં કિરણ રસળે તેમ હજી રહી હતી અને એ વૃત્તિએ પણ એવું જ શીખવ્યું કે નાગની પાસે સચેતન દેખાવા કરતાં

જડ દેખાઇ, જાય તે રસ્તે ત્હેને જવા દેવો એ જ સારૂં છે. મહાસર્પ દોડતો દોડતો આવ્યો તે ક્ષણે સરસ્વતીચંદ્ર આવા કારણથી હાલતો ચાલતો બંધ થઇ સ્તબ્ધ બની શ્વાસ રુંધી પડી રહ્યો. સર્પ આડો અવળો વાંકો થતો એની પાસે આવ્યો, પોતાના માર્ગનો અવરોધ કરતો એને દેખી એની ચારે પાસ પ્રદક્ષિણા કરવા લાગ્યો, અને અંતે પ્રથમ હતો તેથી પાસે આવી, એની છાતીપર ચ્હડી ગયો. સાપ પાંચ છ હાથ લાંબો, ચાર પાંચ આંગળ જાડો અને વિકરાળ હતો. તારાના તેજમાં એની તીવ્ર આંખો, ધોળી મુછો, અને કાંચળીમાંના પટા આભાસ ધરવા લાગ્યા. પોતાની પ્હોળી મ્હોટા પાંદડા જેવી અગ્ર ફણા ઉચી કરી કંપાવવા માંડી. સરસ્વતીચંદ્રની છાતીપર નાગરાજ ડોલવા અને ભયાનક ડાકલી વગાડવા લાગ્યો. સરસ્વતીચંદ્રના ધૈર્યની સીમા આવી ગઈ અને સાપ કરડ્યો હોય એવી જ વૃત્તિ આ દેખાવ જોઇ એને થઈ ગઇ. હેના ઓઠ, નખ અને દાંત કાળા પડયાં હશે તે તો અંધારામાં શું જણાય પણ તે સર્વમાં શીત વ્યાપી ગયું. કાન બ્હેરા થઈ ગયા, શરીરમાં લોહી ફટકી ગયું, અને આત્મા શબ જેવો શરીરમાં માત્ર સાક્ષીરૂપે રહ્યો. પાંચ સાત મીનીટ સુધી વિષમય પ્રાણી આ શરીર ઉપર આમ તેમ ફર્યો અને એના ભાર નીચે ચગદાતા ગયા તેમ શરીરના અવયવ એક પછી એક મરી ગયા જેવા થયા. અંતે એકદમ પુછડું ફેરથી સરસ્વતીચંદ્રના મ્હોંપર ઝાપટી, શરીર ઉપરથી ઉતરી, સાપ કામે રસ્તે ચાલ્યો ગયો. તે પળે "એ કરડ્યો !" એવી વેદના સરસ્વતીચંદ્રના રહેલા ભાનના અંગારામાં વિષ પેઠે વ્યાપી ગઇ અને તેની સાથે એ અંગારો હોલવાઈ ગયો. જંગલ પાછું હતું તેવું થઇ ગયું; સરસ્વતીચંદ્રના હૃદયના ધબકારા પણ બંધ થઈ ગયા: એને ધારણ કરનારી રાત્રિચિતામાં અંધકાર ભડભડ લાગવા માંડયો, અને જંગલ-સ્મશાનમાં પ્રાણીબંધુઓની પોકપોક ચારે પાસ ગાજી રહી અને આ-કાશને ભેદવા લાગી. કઠણમાં કઠણ કાળજાં ચીરી નાંખે એવી મરણપોક ...ી સિંહગર્જના બીજા સર્વ નાદને ડુબાવી દેઈ એકલી સંભળાવા લાગી; અને દશે દિશાએ ઘોર શૂન્ય અંધકારમાં યમને ખોળે પડેલા સર-સ્વતીચંદ્રની પ્રાણયાત્રાના અવસાનના સાક્ષીભૂત થવા, એ સુતો હતો ...થી ફરતા બે ત્રણ ગાઉ સુધીમાં, કોઈ માનવી આ ભયંકર પ્રહરે હશે ...ો કલ્પના પણ થવાનું કારણ નહોતું. ચારે પાસનું જંગલ પૃથ્વી, આકાશ અને સર્વ દિશાઓ એકદમ આ પુરૂષના પ્રાણને વાસ્તે ...રતી હતી અને એ પોકાર અંધકારમાં પડઘા પામી ગાજી ઉઠતો.

હતો. " એ સરસ્વતીચંદ્ર !"—" સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર એ ! એ !"......એવી લંબાતી કારમી ચીસ આખા અરણ્યમાંથી ઉંચા તાડોનાં વચાળાંમાં થઇને નીકળતી લાગતી હતી અને ઠેઠ મનહરપુરીમાં પ્હોંચી, ચંદ્રકાન્તના હૃદયને ચીરતી હતી, અને સુવર્ણપુર સુધી પ્હોંચી, ગરીબ કુમુદસુંદરીની આંખોમાંથી ઉંઘને હાંકી કહાડી આંસુનો સાગર ઉભરાવતી હતી અને અમાત્યનો મહેલ અને પ્રમાદધનનું રંગભવન ત્હેને મન શ્મશાન જેવું કરી દેતી હતી.

માનવીનો પગસંચાર આ અરણ્યમાં થવો અસંભવિત હતો તેવે આ પ્રહરે જે રસ્તે સરસ્વતીચંદ્ર શબવત્ પડયો હતો તે રસ્તાપર કેટલેક છેટે પૂર્વ દિશામાં ભૂતાવળી જેવું એક ટોળું આવતું હતું. એ ટોળું બ્હારવટીયાઓનું ન હતું, કારણ એ લોક તો ક્યારના વડ આગળથી વેરાઈ ગયા હતા. અત્યારે રાત્રિના અગિયાર વાગ્યા હતા. અને રાત્રિ વધી તેમ તેમ ભયંકર થતી ગઇ. ભયંકર પશુઓની ચીસો વધતી ગઈ, અને ઘુવડ ઠેકાણે ઠેકાણે નીકળી પડી ઘુઘવવા લાગ્યાં. જંગલમાં પડતી ચીસોનો પ્રત્યુત્તર મનહરપુરીની શેરીઓના કુતરા મ્હોટે સાદે કરવા લાગ્યા અને ત્હેમનું ભસવું અને રોવું આ રસ્તા સુધી સંભળાવા લાગ્યું. આકાશમાં તારાઓના પોપડે પોપડા બંધાયા અને ત્હેમનું તેજ એકાંત ભયસૂચક લાગવા માંડયું. ક્વચિત્ એકાદ રડીખડી કાળાશ મારતી ન્હાની વાદળી સિવાય જ્યાં જુએ ત્યાં તારા જ તારા અને વચ્ચે ભયંકર કાળું આકાશ. ઝાકળ પણ પડવા માંડતું હતું અને ભયભીત જગતને શરીરે પરસેવા પેઠે એકઠું થઇ સર્વને ઠંડાગાર કરી નાંખી કંપાવતું હતું. ત્રિભેટાની પૂર્વ ભણીથી આ ઘડીયે ભયંકર ભૂતાવળી જેવું ટોળું આવતું હતું અને રાત્રિની ભયંકરતાને વધારતું હતું.

આ ટોળાની આસપાસ કેટલાક જણ વાંસના ભારા બાંધીને ત્હેને મસાલો પેઠે સળગાવી ચાલતા હતા. એ ઉંચા વાંસની મસાલો વગર તેલે બળતી હતી અને ત્હેના શિખરો ઉપર બળતા રાતા પીળા ભડકા ઘણેજ છેટે સૂધી પ્રકાશ નાંખતા હતા અને ઝાડો અને તાડોની વચ્ચે અંધકારના ઉંચા શિખર–કળશ જેવા લાગતા હતા. કોઇ કોઇ વખત તો વાંસોની ગાંઠો બળતાં ફુટતી અને ચારે પાસ ત્હેના તનખા કડાકા કરતા ઉડતા હતા. આ ટોળામાં સર્વેએ માથે શિવના ગણની પેઠે મ્હોટી જટાઓ ઉંચી બાંધી લીધી હતી અને કાળા વાળની ઉભી ગડો અજવાળામાં મ્હોટા સાપની પેઠે ચળકતી હતી

અને જટાઓ ઉભા રાફડાઓ જેવી લાગતી હતી. આ ટોળું બાવા-ઓનું હતું અને ત્હેમના પગનો ઘસારો ઘણે છેટેથી સાંભળીને સાપ સરસ્વતીચંદ્રના શરીરપર પળવાર સ્તબ્ધ ઉભો રહ્યો હતો, અને તે ઘસારો તથા પ્રકાશ દૂરથી પાસે આવતો સમજી એકદમ ન્હાસી ગયો હતો.

નાગ ગયો અને થોડીક વાર થઇ હશે એટલામાં તે બાવાઓનું ટોળું સરસ્વતીચંદ્રનું શરીર પડ્યું હતું તે જગા આગળથી દૃષ્ટિગોચર થયું, આશરે ત્રીશ ચાળીશેક બાવાઓનું ઝુંડ હતું અને સઉની વચ્ચે એક રથ હતો ત્હેને બળદ ન જોડતાં બાવાઓ જ ખેંચતા હતા. બાકીના બધાઓમાંના કેટલાક હાથમાં કરતાળ, ડફ, કાંશીઓ, વગેરે લેઇ વગાડતા હતા. કેટલાક પાસે માત્ર મશાલો જ હતી, કેટલાકની પાસે લાંબી ઉઘાડી તલવારો હતી અને તરવારવાળાઓ રથની આસ-પાસ અને ટોળાની આસપાસ ચોગમ આંખો ફેરવતા ફરતા હતા. એક જણની પાસે ભગવા રંગનો ઉંચો ઝુંડો હતો તે રાત્રે ઉન્હાળાના પવનના સપાટાથી ફરફરતો હતો અને મસાલોના વીંઝાતા ભડકાઓના ભભક સ્હામે વીંઝાતો હતો, અને લાલ ભગવો રંગ ભડકાઓના રંગથી રંગાઇ ચાર પાસના અંધકારમાં સૌથી ઉંચે જાણે એક ભડ-કોજ હોય તેમ ભભક મારતો હતો રાખથી ભરેલી જટાઓ, ભસ્મથી ભરેલા, માળાઓના ભારાથી લચી પડતાં અર્ધાં ઉઘાડાં અને અર્ધાં ભગવે લુગડે ઢંકાયલાં કાળાં પ્રૌઢ બળવાન શરીર, આકાશ સુધી ગાજી નીકળતી સિંહવાઘને પણ ડરાવતી, આખા વનમાં પડઘા ભરતી, જાડી ફાટી ભજનની નિર્ભય ધુમો, અને એકાંત ભયંકર જંગલમાં ભજનની લ્હેમાં ઉન્મત્ત પડતા પગના ધબકારા, આ સર્વથી આ અલમસ્ત જોગી-ઓનું ટોળું આખા જંગલને ચ્હડાઇ કરી સર કરતું લાગતું હતું અને સિંહવાઘનાથી ત્રાસ થાય ત્હેના કરતાં આ સ્થળે આ સમયે ત્હેમની આ દશાનું દર્શન માણસની છાતીને ઓછી કંપાવે તેવું ન હતું. ફાળો ભરતા ભરતા, ત્રાડો નાંખતા નાંખતા, મસાલોની ઉંચી ઝાળોની ગુફાઓમાંથી ઉછાળા મારતા હોય તેમ, ધસતા ધપતા સર્વ બીહા-મણા બાવાઓ સરસ્વતીચંદ્રના શરીર પાસે આવી પહોંચ્યા. ત્હેમના શરીરપર જુદે જુદે ઠેકાણે ગોપીચંદન, કંકુ અને સિંદૂરનાં છાપા તિલકને લીધે મ્હોટા વાઘના ટોળાના જેવા તે લાગતા હતા. ત્હેમના ખખડતા લાંબા કાળા ચીપીઆ મ્હોટા નાગની પેઠે ત્હેમની કેડોથી, ખભાથી, અથવા હાથથી લટકતા હતા. સઉના ખભા પાછળ હોડકાના આકા-

રનાં જાડાં લાંબાં લાકડાનાં ભિક્ષાપાત્ર નાખી દીધાં હતાં અને ભરેલી ભગવી ઝોળીઓ સઉની બગલો નીચે ઝોલાં ખાતી હતી. મહારૂદ્રની આસપાસ વીંટાઇ વળી આવતા ભયંકર ગણોના ટોળા પેઠે આ ટોળું ફાળો ભરતું સરસ્વતીચંદ્રના શરીર પાસે આવી પ્હોંચ્યું, અને એ શરીર ચગદાઇ જાય તે પ્હેલાં મસાલોનું અજવાળું એનાપર પડવાથી સઉની આગળ ચાલતો બાવો ચમક્યો ખચક્યો. એ શરીર પર દૃષ્ટિ નાંખી ઉભો રહ્યો અને ત્હેની સાથે સર્વ ટોળું ઉભું રહ્યું, નિશ્ચેષ્ટ થયું, એકદમ બોલતું બંધ થઈ ગયું, અને ગાડીમાંથી જોગેશ્વરે બુમ પાડી, "મોહનપુરી, શું છે ?" આગળ ચાલતા બાવા મોહનપુરીની આસપાસ તરવારબંધ કેટલાક બાવા ભરાઇ ગયા. સરસ્વતીચંદ્રના શરીરને નીચો વળી મસાલવડે ન્યાળતો પ્રચંડ બાવો મોહનપુરી બોલ્યો " ગુરૂજી માણસનું શરીર શબવત્ પડેલું છે." વધારે ન્યાળી બોલ્યો "આજ્ઞા હોય તો સ્પર્શ કરીને જોઉં કે જીવ છે કે શબ છે." પરીક્ષા કરી સર્વેએ ઠરાવ કર્યો કે જનાવરે એને માર્યો નથી અને એ મરી ગયો નથી. ગુરૂજીએ ધ્યાન ધરી આજ્ઞા કરીઃ—"બચ્ચા એ "પુરૂષને ઉંચકી લે, શ્રી જગદીશની ઇચ્છા છે કે સુંદરગિરિના મઠનો "આ પુરૂષ ઉત્કર્ષ કરશે અને ત્યાંના સાધુ ગોસાંઇઓ જતે દિવસે "એના આશ્રિત થઇ રહેશે—બચ્ચા, એને જીવની પેઠે જાળવજે ! એ "મહાપુરૂષ થશે અને સાધુ સંત એના ચરણારવિંદની સેવા કરશે !"

ત્રિકાળજ્ઞાની ગણાતા જોગેશ્વરનું આ અણધાર્યું વચન સાંભળી સર્વ સ્તબ્ધ થઈ ગયા. સરસ્વતીચંદ્રના શરીરને બળવાન મોહનપુરીએ બાળકના શરીરની પેઠે પોતાને ખભે નાંખ્યું. આવ્યા હતા તેવાજ સર્વ કીર્તન કરતા ચાલ્યા. આગળ જતાં આખું જંગલ બળતું હતું અને ગાઉના ગાઉ સુધી ભયંકર દવ પ્રગટી રહ્યો હતો. ઠેકાણે ઠેકાણે બળતા વાંસોની ગાંઠો ફુટતી હતી અને તનખા ઉડતા હતા. ન્હાનાં મ્હોટાં પશુઓ પરસ્પર–વિરોધ ભુલી જીવ સાચવવાની સર્વ સામાન્ય ઇચ્છાને વશ થઇ દોડધામ કરી રહ્યાં હતાં. ઉંઘેલાં પક્ષીઓ માળાની સાથે બળી જતાં કારમી મરણ ચીસો નાંખી, શાંત ભસ્મ બની જતાં હતાં, દવના પ્રકાશથી અને ધુમાડાથી ઉભરાતા આકાશમાં પણ આગ લાગેલી જણાતી હતી. આ ભયંકર દવથી બળતા જંગલ વચ્ચે માર્ગ શોધી કહાડી આગમાં પ્રવેશ કરતું હોય, દવ વચ્ચે ચાલતું હોય, અગ્નિ, લોકમાં જ જીવતું હોય, તેમ જોગીઓનું ટોળું પ્રકાશમાં, તાપમાં,

ભડકામાં લીન થઇ ગયું, અદૃશ્ય થઇ ગયું. મોહનપુરીના ખભા ઉપર પડેલા સરસ્વતીચંદ્રના ઉત્તમાંગમાં લટકતાં લોચનકમળ તાપને બળે ઉઘડયાં હોય તે પળવાર ઉઘડી, આ ચિત્રસ્વપ્નને જોઇ, કંઇ પુછ્યા વિના, બોલ્યા વિના પાછાં મીંચાઈ ગયાં, અને એ પણ આખરે અદૃશ્ય થઇ ગયાં. **સરસ્વતીચંદ્ર ભાગ ૨.**

## કુંવારી–કુસુમ.

(કુસુમસુંદરીના પિતાને રત્નનગરીના પ્રધાન વિદ્યાચતુરની ન્હાની પુત્રી કુસુમને શાશ્વત કૌમાર્યનો અભિલાષ છે. સ્ત્રીઓનું કૌમારવ્રત એ હિંદુ આચારની વિરૂદ્ધ છે. કન્યાના આવા ઉચ્ચ પણ લોકાચાર વિરૂદ્ધના આશયથી તેમ જ જ્ઞાતિમાં સારો વર નહિ હોવાથી કુસુમસુંદરી ત્હેના માત તાતને મ્હોટી ચિંતાનું કારણ છે.)

"ગૃહસંસારના પ્રશ્ન રાજ્યતંત્રના પ્રશ્નો જેવા જ વિકટ છે ! સુન્દરગૌરી કહે છે કે કુસુમને ભણાવી ન હત તો આવા અભિલાષ ન રાખત ! હિંદુ સંસારી કહે છે કે કન્યાને સર્વદા કુમારિકા ન રાખવી. નવી વિદ્યા કહે છે કે આપણા ઘરમાં બાળકવયનું પણ મનુષ્ય જ છે. અને ત્હેને બળાત્કારે તો શું પણ સજ્ઞાન વય થતાં સુધી પરણાવવાનો વિચાર પણ અન્યાય છે ! કુસુમને વિરક્તિના અભિલાષ છે; આર્ય સ્ત્રીઓને વૈધવ્યકાળ વિના વૈરાગ્ય અશક્ય છે ! એના અભિલાષ સિદ્ધ કરવાથી આ દેશકારમાં ત્હેને આમરણાન્ત દુઃખ સિવાય અન્ય પરિણામ નથી. ન્યાય જોવો કે પરિણામ ? એક પાસ પુત્રીની સ્વતંત્રતા નષ્ટ કરવાનો અન્યાય અને બીજી પાસ હિંદુ સંસારની વ્યવસ્થામાં કુમારિકા સ્ત્રીને માટે સજ્જ કરેલાં ભયંકર પરિણામ ! નવી અને જુદી વિદ્યાઓએ મ્હને આમ સુડી વચ્ચે સોપારી જેવો કરી દીધો છે !"

આવા વિચારમાં ડુબી ગયેલો પણ હસ્તો હસ્તો વિદ્યાચતુર એક મધ્યાન્હે પોતાના આરામાસનમાં ડુબી ગયો, અને કરેલા ભોજનનો નીશો ચ્ઢેલો તેથી નિદ્રાવશ થઈ ગયો. થોડીવારે ત્હેની આંખ ઉઘડી ત્યાં સામે એક આસન ઉપર ગુણસુંદરી બેઠેલી. એના હાથમાં પોસ્ટમાં આવેલા પત્રના લખોટા હતા અને એના નેત્રમાં એકાંત અશ્રુધારા ચાલી રહી હતી. પતિ જાગતાં તે સ્વસ્થ થઈ ગઇ અને ત્હેના હાથમાં પત્ર સમુદાય મુકતી મુકતી કરમાયલે મુખે બોલી "સૌભાગ્યદેવીએ પણ સ્વર્ગવાસ કર્યો !"

"હેં! શું થયું ?" કરી વિદ્યાચતુર ચમકી ઉઠયો અને પત્રો હાથમાં લેતો પત્નીના સ્હામું આતુરતાથી અને શોકથી જોઇ રહ્યો.

"પુત્ર દુષ્ટ નીવડયો અને પરલોકમાં ગયો, કુમુદ પણ ગઈ અને પ્રમાદધનને લીધે જ ગઇ! સાથે લાગો સર્વ પાસથી માર પડયો અને માયાળુ હૈયું ફાટી ગયું. બુદ્ધિધનભાઇને માથે હવે બાકી ન રહી. આવી સદ્‌ગુણી અને સ્નેહાળ જોડ ખંડિત થઈ! પ્રભુને એજ ગમ્યું આપણું દુઃખ હવે ઢંકાઇ ગયું. ઈશ્વરે કાંઇક ત્હેના સ્હામું જોયું છે તે ૭ માસનો ગર્ભપુત્ર અવતર્યો છે. પણ એટલા અણવિકસ્યા ફુલ ઉપરની આશા તે તો કાચા સુતરનો તાંતણો!" ગુણસુંદરી બોલી.

વિદ્યાચતુરે કાગળો એક ટેબલ ઉપર મુકી દીધા અને આસનમાં એનું શરીર ઢળી ગયું અને આંખોમાં પાણી ભરાઈ આવ્યું.

-"ગુણીયલ! બહુ માઠું થયું! યુવાવસ્થા ઘા ભુલે છે, પણ ઉતરતી અવસ્થામાં પડેલા ઘા વકરે છે. જ્યારે સ્ત્રી પુરૂષ વૃદ્ધ થાય છે ત્યારે પરસ્પર આશ્રયની અપેક્ષા વધે છે; મહારાજ મલ્લરાજને અંતકાળે મેનારાણીની સેવાથીજ સુખ હતું! ભવભૂતિએ સ્નેહનું પરિણામ વૃદ્ધ અવસ્થામાં મુકયું છે–" હરિ! હરિ! મહા ભુંડું દુઃખ–"

ગુ૦–"પુરુષ પુરુષનો સ્વાર્થ જુએ છે. પણ એ ભીંતો સાથે પડતી નથી અને સૌભાગ્ય સાથે ગયેલાં સૌભાગ્યદેવી તો ભાગ્યશાળી જ થઇ ગયાં. માત્ર સંતાનની દુર્દશાની કહેણી રહી ગઈ. મ્હારા વ્હાલા! મ્હને એમના જેવા મૃત્યુની વાસના છે. રાજ્યકાર્યમાં આપને મ્હારી જાત વિસારે પડશે, સ્ત્રીઓને તેમ નથી. મેનારાણીનું દષ્ટાંત પ્રત્યક્ષ છે.

વિ૦–"આપણા દેશમાં ત્હારે આવો ભેદ ગણવાનો અવકાશ છે. આપણા લોકનો વ્યવહાર આપણા સર્વપુરૂષોને માથે આ મ્હેણું ઉભું રાખે છે."

ગુ૦–"મ્હારા વચનમાં એવી મર્મવેધકતા મુકું તો આપના સ્નેહને માથે આરોપ મુકતાં મ્હારો જ સ્નેહ વીંધાય. હું સોળે આની માનું છું કે યુરોપમાં આપણા જન્મ અને સંયોગ હત તોપણ હું આજ વચન કહત."

વિદ્યાચતુર નરમ પડયો. "હું જાણું છું કે ત્હને મ્હારા ઉપર દયા અને વિશ્વાસ સંપૂર્ણ છે. પણ શાસ્ત્રમાં કહેલું છે કે સ્ત્રીપુરૂષ પરસ્પર પ્રેમ રાખે છે તે પણ આત્માને જ પ્રાપ્ત કરવા માટે છે, અને મ્હને પાછળ મૂકી પ્રથમ જવાની વાતને ઉત્કૃષ્ટ ત્હેં ગણી તે એવા જ કારણથી.'

ગુ૦—" આજ સુધીમાં હું ત્હમારી પાસે હારી નથી તે આજ હારી, પણ ઓ મ્હારા ચતુર–મરણ આવશ્યક છે જ તો જેનું જીવન વધારે લોકોપયોગી છે તેજ જીવનને લંબાવવાની વાસના ઘટે. આપના જીવનનો સદુપયોગ ક્યાં અને અમો સ્ત્રીઓનો ઉપયોગ કોણ માત્ર ? "

વિ૦–"પર્વત મ્હાન હોય છે પણ તે કોમળ વસુંધરાથી છવાય છે ત્યારે જ પ્રાણીઓને ઉપયોગી થાય છે. જડ જેવા શૈલ સમુદ્ર વચ્ચે ઉભા હોય છે ત્યારે તો માત્ર વ્હાણોના વિનાશના જ સાધક થાય છે."

ગુ૦–" હું બીજીવાર હારી ! ઓ મ્હારા ચતુર ! હું દુઃખી છું. મ્હને મ્હારો સ્વાર્થ ભુલાવતો હશે અને હું આપને દુઃખનું સાધન થઇશ પણ સૌભાગ્યદેવીના જેવું જ મૃત્યુ હું ઇશ્વર પાસેથી માગું છું ! મ્હારા હૃદયમાં બીજી વાત પેસતી નથી. "

વિ૦–" તો એ ન્યાય ઇશ્વરને જ સોંપી એ વાતનો તું વિચાર કરવો જ છોડી દે તો શું ?"

ગુ૦–" હું છોડું પણ વિચાર છૂટતો નથી. કુમુદ ગઇ ! હવે એ કુસુમ છે ત્હેને કુંવારી રાખો કે પરણાવો ! મ્હારું આયુષ્ય ન હોય તો મ્હારે વિચાર ન કરવો પડે. સંસાર દુઃખમય છે. "

વિ૦–" હવે બીજી વાતજ કરો. આ પત્રોમાં ત્હેં કહ્યું તે જ છે કે કાંઇ મ્હારે જાણવા જેવું વિશેષ છે !"

ગુ૦–" એક પત્ર અલકકિશોરીનો છે ને બીજો વનલીલાનો છે તે મ્હેં વાંચ્યા છે. બીજા પત્રો પુરૂષોના છે તે મ્હેં ઉઘાડ્યા નથી."

વિ૦–" આજ સમાચાર એમાં હશે ! "

ગુ૦–અલકકિશોરી પોતાના પિતાને માટે કુસુમનું માગું કરે છે. વનલીલા પણ એજ વિષે લખે છે. "

વિદ્યાચતુર આભો બન્યો. "કુસુમ બુદ્ધિધનને માટે ?"

ગુણસુંદરી સ્વસ્થ રહી બોલીઃ–" કનિષ્ઠિકાએ કાલિદાસ કવિનું નામ આવ્યું અને બીજી આંગળીએ મુકવા જેવો કોઇ મળ્યો નહિ તેથી એ આંગળી નામ વગરની રહી ને અનામિકા કહેવાઈ. આપની કનિષ્ઠિકાએ જડેલા સરસ્વતીચંદ્ર ખોવાયા અને અનામિકા નામવગરની રહી છે. પણ ત્રીજી આંગળી મ્હોટી છે ને ત્યાં મ્હોટી વયના બુદ્ધિધનભાઇને મુક્યા વગર છુટકો નથી. દેશ પરદેશ નાતમાં કોઈ બીજો નથી."

વિ૦–" ગુણીયલ. તું શું બોલે છે ? દુઃખભા બ્હેનની ભાણીને માટે જે વયનો વર ત્હેંજ ન જોયો તે કુસુમને માટે જોવાની આ વાત તું શી કરે છે ?"

ગુ૦—" ખરી વાત છે. કુમુદના દુઃખથી મ્હારી બુદ્ધિ નષ્ટ થઇ છે, કુસુમની ચિન્તાથી મન ધુમાડાના બાચકા ભરે છે પણ મ્હને જે સુઝે છે તે આ."

વિ—" પ્રમાદને કુમુદ દીધી તે કાળે ઉતાવળ થઇ ગઈ તો પશ્ચિમ બુદ્ધિએ પશ્ચાતાપ કરાવ્યો. પણ એ તો એકલી વિદ્યાનું જ કજોડું અને આ તો સાથે વયનું પણ કજોડું ! "

ગુ૦—" અલકનો પત્ર કાળજું વલોવે છે. ત્હેને કુમુદ ઉપર ખરો સ્નેહ હતો ને વચન આપે છે કે બુદ્ધિધને દેવી ઉપર જે સ્નેહ રાખેલો તે ઉપરથી સમજી લેવું કે કુસુમને પણ તેવા જ સુખની સીમા થશે અને કુમુદને માથે જે વીતી છે ત્હેનો ખંગ વાળવાને આજ રસ્તો બતાવે છે."

-વિ૦—" એ તો ગમે તે કહે."

ગુ૦—" વનલીલા પણ લખે છે કે આ ઘર ઉંધું વળ્યું અને બુદ્ધિધનભાઇને કુમુદનું દુઃખ દેવીના દુઃખ કરતાં વધારે લાગે છે તે સઉમાંથી એમનો ઉદ્ધાર કરવાનો એક આજ માર્ગ છે ને તેથી ઘણાંક અંતઃકરણ શીતળ થશે."

વિ૦—એ સર્વ કરતાં પણ કુસુમ કુમારી સારી. પુત્રી દેતાં પુત્રીના જ સ્વાર્થનો વિચાર કરવો.

ગુ૦—" આપ શું બોલો છો ત્હેની મ્હને સમજણ નથી પડતી, શું કુસુમનો સ્વાર્થ કુમારાં રહેવામાં છે? ગમે તો સંસારના પ્રવાહ અવળે માર્ગે ચાલે છે કે ગમે તો દુઃખથી આપણી બુદ્ધિઓ બ્હેરી થઇ છે.

વિ૦—ગુણીયલ મ્હને પણ એમ જ લાગે છે. મ્હને લાગે છે કે આપણે બે જણ આજ ઘેલાં થયાં છીએ.

ગુ૦—બીજા બે પત્રો તો વાંચો.

વિદ્યાચતુરે તે પત્ર ટેબલ ઉપર નાંખ્યા.

" હું તો એ પત્રો કાંઇ વાંચતો નથી ! ગુણીયલ સરસ્વતીચંદ્રનું નક્કી થાય ત્યાં સુધી કાંઇ વિચાર કરવો નથી."

ગુ૦—એ તો સત્ય, પણ આયે જાય ને તેયે જાય એમ ન થાય ! કોઇ આપણા ઉપર બેસી રહ્યું નથી ને મમતાથી બોલાવનારને ધક્કો મારી આપણે જ ગરજ બતાવવી પડે ને મા તું કહેતી તે કહે ન થાય.

વિ૦—ઠીક ઠીક, જોઇશું.

દ્વાર અર્ધ ઉઘાડું હતું ત્યાં ઉભી ઉભી કુસુમ આ સઉ સાંભળતી હોય તેમ વિદ્યાચતુરને લાગી. અને તેમ લાગતાં તેણે ધીમે રહીને ત્હેને બોલાવી,

" કુસુમ. "

દ્વાર આગળથી કુસુમ વીજળીના ચમકારા પેઠે ઝપાટાબંધ મીજી પાસ ચાલી ગઇ, ચાલતાં ચાલતાં માતા પિતાની આંખોને પોતાની આંખો બતાવી છતી થતી ગઇ. જન્મ્યા પછી ત્હેમની આજ્ઞા માજ જ પ્હેલવ્હેલી એણે લોપી. એની આંખોમાં તીવ્ર રોષની રતાશ મને અનાથતાના ભાને આણેલાં આંસુની છાલક સ્પષ્ટ હતી. છેટેથી ણ તે બે વાનાં માતાપિતા જોઈ શક્યાં. જોઇ રહે તે પ્હેલાં તો તે ાલતી અદૃશ્ય થઇ ગઈ, દ્વાર આગળ જઇ ગુણસુંદરીએ એને બે ણવાર બોલાવી છતાં કુસુમ દેખાઈ પણ નહિ અને બોલી પણ નહિ.

ગુણસુંદરીના મનનો સ્વભાવિક શાંત ગુણ આજ જતો રહ્યો. ાતા બોલાવે અને પુત્રી ન બોલે તે એનાથી ખમાયું નાહ. શોકમાં ધ ભળ્યો. રાત્રિ હતી ત્હેમાં વળી કાળાં વાદળાં ચઢયાં. પુત્રીની સે જતી ત્હેને વિદ્યાચતુરે અટકાવી.

વિ૦—ગુણીયલ, ત્હારા અને કુસુમના ઉભયના અધિકારમાં વાત નથી તે કરવા કરાવવા તું તત્પર થાય છે.

ગુણસુંદરી અટકી. દીન થઈ ગઇ અને બોલી " પુત્રીને આલાડ ઘટતું નથી."

વિ૦—મન ઉપર બળાત્કાર થતો નથી અને બાળકોના મનને યા વગર ત્હેમની ક્રિયાશક્ત ઉપર બળાત્કાર કરનાર માતા પિતા ાકને દાસત્વના બંધનમાં નાંખવાનું પાપકર્મ કરે છે.

ગુ૦—મ્હારી બુદ્ધિ કુણ્ઠિત થઈ ગઈ છે. આપ કહો છો તેમ હું આજ સુધી આપની ઇચ્છા પ્રમાણે વર્તી છું અને વર્તીશ. ગમે તો કુસુમના વિચાર અને ત્હેના પ્રયોગ ઉભય આપના હાથમાં અને મ્હને આ ઉપાધિમાંથી મુક્ત કરો, અને ગમે તો સર્વ વાત રી સ્ત્રીબુદ્ધિ પ્રમાણે થવા દ્યો અને આ ઉપાધિમાંથી આપ જાતે થઇ જાવ. પણ મ્હારી સ્ત્રી બુદ્ધિમાં આપનું પૌરૂષ ભરવાનું બંધ સુરંગમાં દારૂ ભરવાથી સુરંગનો જ નાશ થાય છે તેમ મ્હારી હવે થશે. હું આપને પગે પડી આટલું માગી લેઉં છું.

ગુણસુંદરી ગળગળી થઇ ગઇ અને એક ઉંડી ખુરશીમાં પડી.

" જે પુરૂષ પુત્રી ઉપર બળ આજ્ઞા નથી કરતો તે ત્હારા જેવી પતિવ્રતા પ્રિયતમ સ્ત્રી ઉપર કેમ કરશે ? વ્હાલી ગુણીયલ ! ત્હારો ગુંચવારો હું સર્વથા સમજું છું અને ત્હેમાંથી ત્હને મુક્ત કરૂં છું. પણ એ ભારનો હું જાતે નિર્વાહ કરૂં તે પ્રસંગે સાક્ષિભૂત થઇ મ્હારી સાથે રહેવામાં તો નક્કી ત્હને કાંઇ પ્રતિબંધ નહિ લાગે."

આમ કહેતો કહેતો વિદ્યાચતુર ગુણસુંદરી પાસે ગયો અને હાથ ઝાલી ત્હેને ખુરશી ઉપરથી ઉઠાડી.

ભાર મુક્ત થવાથી સ્વસ્થ થઈ હોય, તેમ તે ઉભી થઈ અને ધીરે રહી બોલી:—

એો મ્હારા વ્હાલા ચતુર, એો મારા વ્રત રૂપ ! આપનું વ્રત તેજ મ્હારૂં વ્રત જેથી થાય અને આપણું અદ્વૈત સર્વ રૂપે થાય એવું આપનું સાહચર્ય મ્હને આપવા આપ તત્પર થાવ ને હું અભિનન્દું નહિ તો તો પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગશે ! આજ સુધીના અનેક સુખ દુઃખોમાં જ્યાં ત્યાં **पतिरेवगतिः स्त्रीणाम्** ત્હેનો અનુભવ મ્હેં કરેલો છે, અને આપે કરાવેલો છે, અને ન્હાનપણમાં માતા પિતાને તેમ આ વયમાં સંતાનને પણ આપની પ્રીતિ અને આપની આજ્ઞા કરતાં હું વધારે લેખતી નથી. ત્હેમની સંભાળ ઇશ્વરને સોંપી અને મ્હારી સંભાળ આપને સોંપી ! "

માતા પિતાની વિશ્રમ્ભકથા કુસુમે સાંભળી લીધી અને ત્યાંથી જ તેના મનને મ્હોટો ધક્કો લાગ્યો. પોતાના ખંડમાં તે આવી; દ્વાર બંધ કરી દીધાં, અને સુંદર ઉદ્યાનમાં એક બારી પડતી હતી ત્યાં કઠેરે ટેકો દઇ ઉદ્યાનના લાંબા વિસ્તાર ઉપર દૃષ્ટિ નાંખતી ઉભી. કાને પડેલા શબ્દોએ એને દિઙ્મૂઢ બનાવી દીધી અને તે શબ્દોએ ઉત્પન્ન કરેલી કલ્પનાએ એનાં આંસુને ગાલ ઉપરજ સુકવી દીધાં અને ત્હેના ડાઘ બારીમાં આવતા તડકાએ ચળકાવવા માંડ્યા. એની રોષભરી આંખોની રતાશ લીલા ઝાડોની ઘટા ઉપર પડતાં નરમ પડી અને ઝાડ ઉપર પડતા તડકાના પ્રતિવમનને બળે એના મનની કલ્પના પણ શ્રાન્ત થઈ અને શ્રાંતિને બળે શાન્ત થઈ ગઇ; આ સ્થિતિ પામતાં ત્હેના વિચાર બીજી દિશામાં વળ્યા.

" પિતાજી અને ગુણીયલ—એમાંથી કોઇનો વાંક કહાડવા જેવું નથી, તેઓ મ્હારા સ્વાર્થનો જ વિચાર કરી મ્હારે માટે જ આટલો ક્લેશ પામે છે. મ્હારા મનની સ્થિતિ ત્હેમને વિદિત હોય તો ત્હેમનો ક્લેશ પણ દૂર થાય અને મ્હારૂં ધાર્યું પણ મ્હને મળે ! આ ઝાડની

ઘટાથી અને તડકાથી મ્હારો ક્લેશ દૂર થયો. ફ્લોરા કહેતાં હતાં કે સૃષ્ટિદ્વારા પણ ઇશ્વર પ્રગટ થાય છે અને આનંદ આપે છે તે આજ? મીરાંબાઇ ગાઇ ગયાં છે કે—

" મીરાં ભક્તિ કરે રે પ્રકટકી,
ઓ નાથ! તુમ જાનત હો સબ ઘટકી ! "

" એ પ્રકટ ઇશ્વિર તે આજ હશે! પ્રતિમામાં આ ઝાડોમાં ને તડકામાં પણ ઇશ્વિર પ્રકટ થાય છે અને એ પ્રકટ ઇશ્વિરનો મ્હને આજ સાક્ષાત્કાર થયો ! ઓ પ્રકટ પ્રભુ ! મીરાંબાઇ વાઘના પંઝામાં પડેલાં બચ્યાં તો મ્હને તો ત્હારે તે પહેલાં બચાવવાની છે! તે શું તું મ્હને નહિ બચાવે ? હું પણ કહું છું કેઃ—

કુસુમ ભક્તિ કરે રે પ્રકટકી,
ઓ નાથ ! તુમ જાનત હો ઇસ ઘટકી!

થોડી વાર એમની એમ ઉભી. અંતે એક ખુરસીપર બેઠી ને ખોળામાં હાથ નાખી વિચાર કરવા લાગી.

"બુદ્ધિધનની, પિતા સ્પષ્ટ નાઃ કહે છે અને ગુણીયલ હા કહે છે. મેં જાણ્યું કે સરસ્વતીચંદ્ર જડવાના નથી એટલે નિરાંત થઈ ત્યારે આ નવું ક્યાં જાગ્યું ? મ્હારે એકનું એ કામ નથી અને બીજાનું એ નથી. ઇશ્વર કરે ને આ વાતમાં ગુણીયલ હારે ને સરસ્વતીચંદ્ર જડે નહિ, તો મ્હારૂં ધાર્યું થાય. માટે હું પણ હાલ તો એમજ કરૂં કે બુદ્ધિધનની ચોખી ના કહું એટલે ગુણીયલ હારશે ને પિતા ફાવશે.

" પિતા આ વાતમાં ફાવ્યા એટલે અંતે હું ફાવવાની ! "

દ્વાર ઉઘાડ્યું અને માતા પિતાને ગયેલાં દીઠાં. ત્હેમના ખંડમાં કુસુમ ગઇ. ટેબલપર પત્ર હતા તે લીધા–" પિતા ઉપર મ્હારા સંબંધના કાગળ આવે તે વાંચવામાં ચોરી ખરી ? બ્હેન સરસ્વતીચંદ્રના પત્ર પિતા ઉપરના હોય ત્હોયે છાનીમાની વાંચતી. "

નરભેરામનો પત્ર વિદ્યાચતુર ઉપર હતો ત્હેમાં બુદ્ધિધનને માટે કુસુમનું માગણું અત્યંત આર્જવ અને યાચના ભરેલું કર્યું હતું. બુદ્ધિધનની હવે લગ્ન માટેની ઇચ્છા નથી પણ મહારાણા સમેત સર્વનો વિચાર દૃઢ છે એમ પણ લખેલું હતું. કુસુમને આશા પડી. બુદ્ધિધનનો પત્ર વાંચવા લાગી.

" પ્રિય વિદ્યાચતુરજી.

" મ્હારા ગૃહસંસારનાં બે રત્ન ખોવાયાં. પત્થર ડુબ્યો અને ત્હેના ભારથી ચંપાઈ ત્હેની તળે રત્ન પણ ડુબ્યાં. મ્હારી પુત્રી તથા મ્હારો સહાયક મિત્ર નરભેરામ ત્હેમના પ્રેમને લીધે મ્હને ફરી સંસારમાં

પડેલો જોવા ઇચ્છે છે અને મ્હારી ઇચ્છા વિરૂદ્ધ તેમણે લખેલા પત્ર આપે વાંચ્યા હશે. ત્હેમના હાથ રોકવાની મ્હારી શક્તિ નહિ, માટે જ એ થયું છે. પણ એમની કોઇની ઇચ્છા સફળ થવાની નથી એટલું આપ મ્હારૂં સિદ્ધાન્ત વચન સમજજો."

"મ્હારા ઘરમાંથી કુમુદસુંદરી ગયાં ત્યાંથી મ્હારૂં સર્વસ્વ ગયું. મ્હારો દુષ્ટ પુત્ર ગયો તે તેણે કરેલા અપરાધને યોગ્ય જ થયેલું છે. મ્હને તેને માટે તિલમાત્ર પણ શોક નથી. ઉલટો પુત્ર જન્મથી બાપાઓને આનંદ થાય એટલો એ પુત્રના મૃત્યુથી મ્હને આનંદ થયો છે. મ્હારૂં ઘર અને મ્હારો સંસાર એના મૃત્યુથી નિષ્કલંકજ થયો છે."

"કુમુદસુંદરીની સાસુ વહુના શોકથી ગઇ! ત્હમારો ગુણસુંદરી ઉપરનો સ્નેહ છે તે ઉપરથી મ્હારો મ્હારી ધર્મપત્ની ઉપરનો સ્નેહ જાણી લેજો. એણે મ્હારો વિપત્તિકાળ દીઠેલો ને મ્હારો સંપત્તિકાળ પણ દીઠો. સર્વ દશામાં એ મ્હારી ભાગીયણ હતી; અને એ સ્ત્રીનો હું સ્વામી હતો એટલાથી મ્હારા હૃદયમાં અભિમાન આવે છે. મ્હારા પુણ્યનો સંચય આટલા ભોગથી ક્ષીણ થયો હશે એટલે એ ગઇ. હવે વિશેષ સંસાર ભોગની મને વાસના નથી. નવો ભોગ કે નવો અવતાર ઉભય હવે મ્હને અનિષ્ટ છે."

"મ્હારૂં વૈરાગ્ય શ્મશાન વૈરાગ્ય નથી. હું રંક વિધવાનો પુત્ર હતો ને સુવર્ણપુરના મહારાણાનો પ્રધાન થયો. કુમુદસુંદરી સાક્ષાત્ લક્ષ્મીજીનો કે સરસ્વતીનો અવતાર હતાં. ત્હેમના નિવાસથી મ્હારૂં ગરીબ ઘર પવિત્ર થઇ ગયું. એની સાસુ જેવી પતિવ્રતાના યોગથી મ્હારો આત્મા પવિત્ર થઈ ગયો, જે ઇશ્વરે એ મહાન્ સંયોગો વચ્ચે મ્હને મુકવાની કૃપા કરી હતી તેજ ઇશ્વરે હવે મ્હને એ સંયોગથી મુક્ત કર્યો છે તે તેણે કાંઇ કારણથી કરેલું હશે. મ્હારા મહારાણાની કૃપા મ્હારાથી છુટતી નથી. ત્હેમના રાજ્યકાર્યમાં કેટલાક મોટા પ્રસંગો હજી બાકી છે તે પુરા કરી હું એમની પાસેથી એવું માગવાનો છું કે મ્હારે માથેથી ભાર ઉતારી નરભેરામને માથે મુકવો અને મ્હને આત્મકલ્યાણને માટે કાશીવાસ કરવા દેવો. આ યુગમાં સંન્યસ્ત યોગ્ય લાગતું નથી અને જ્ઞાનની પ્રાપ્તિને અંતે જે સંન્યસ્ત થવું જોઇએ તે જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં લેવા મ્હને અધિકાર પણ નથી. કાશીનિવાસથી અનેક મહાત્માઓના પ્રસંગ પડશે અને તે શોધવાનો લોભ મ્હને થયેલો છે તે છોડી હું સંસારમાં પડીશ એવું નરભેરામ માને છે, પણ તે પામર છે અને મ્હારા મનના અભિલાષ સમજી શકતો નથી માટે જ એ પ્રયત્ન કરે છે.

દેવી એક બાળકપુત્ર મુકી ગઇ છે. જો તે જીવશે તો ત્હેની બ્હેનને હાથે ઉછરશે; નહિ જીવે તો મ્હને શોક નથી. મ્હોટો કરેલો પુત્ર દુષ્ટ થયો અને મુવો તો વીજળી પેઠે ક્ષણવાર ચમકતો બાળક સુપુત્ર નીવડશે એ જાણવું એ કઠણ છે. એની માતા કૃતકૃત્ય થઇ ગઇ એ સ્વર્ગમાં ગઇ, એનો આત્મા સ્વધામ પહોંચ્યો ને હજી અમર છે. એનો શોક કરવો તે મિથ્યા મોહ છે. મ્હને એ મોહ કે શોકમાંનું કાંઇ નથી."

"વ્યવહાર દૃષ્ટિએ જોતાં પણ ઉતરતે વયે લગ્ન કરવાની વૃત્તિ મૂર્ખતા ભરેલી જ લાગે છે. પ્રધાનપદ સુધીના અનુભવની પ્રાપ્તિથી જે માણસ ઘડાય ત્હેને તો આ વાત હસ્તામલક જેવી સુદશ્ય હોવી જોઇએ. નરભેરામની સૂચના યોગ્ય છે એવું જો હું માનું તો તેટલાથી એટલું સિદ્ધ થયું ગણવું કે મ્હારી બુદ્ધિ પ્રધાનપદને યોગ્ય નથી એટલું જ નહિ પણ ક્ષુદ્ર છે, કારણ સામાન્ય બુદ્ધિવાળાને પણ આવા મહાન પદના અનુભવથી જે બોધ મળવો જોઇએ તે બોધ મ્હને મળ્યો ન હોય તો મ્હારામાં બોધ લેવાની સામાન્ય વિવેકશક્તિ પણ નથી એમ જ માનવાનો પ્રસંગ આવે. કેવળ પુત્રવાસના પામર જીવને માટે છે. ઉતરતી વયના અને પ્રધાનપદે ચ્હડેલા બુદ્ધિમાન પ્રાણીને માટે નથી."

"ન્યાય માર્ગે જોતાં પોતાના સ્વાર્થને માટે પારકી કન્યાનો ભવ બાળવો અને વૈધવ્યના માર્ગમાં મુકવી એ મહાપાપ લાગે છે. એ પાપ કન્યાના વૃદ્ધ થતા વરને તેમ બાપને ઉભયને માથે છે."

"અનેક માર્ગે આ વાતનો વિવેક મ્હેં કરી જોયો છે, એક કલ્પના સરખી પણ આ ઉપાધિ સ્વીકારવામાં દોષ સિવાય અન્યફળ જોતી નથી. નરભેરામ મ્હારા ઉપરની પ્રીતિને લીધેજ ભુલે છે."

"ચિ. કુસુમસુંદરીને કોઇ વિદ્વાન્, નીતિમાન્, રૂપવાન શ્રીમાન્ યુવાન્ સ્વામી મળે એવો મ્હારા અંતઃકરણનો આશીર્વાદ છે. અને મ્હારો પોતાનો આપેલો આશીર્વાદ હું જાતે નિષ્ફળ નહિ કરૂં. કુમુદ સુંદરીની ન્હાની બ્હેન એ મ્હારે પુત્રી રૂપજ છે."

બુદ્ધિધનનો આ પત્ર વાંચી રહી ત્હેની સાથે કુસુમનું શેર લોહી ચ્હડયું; ત્હેની નિરાશા નષ્ટ થઇ અને આંખમાં તેજ આવ્યું. ઉતાવળથી પોતાના ખંડમાં આવી અને છાતીએ હાથ ભીડી એકલી બોલવા લાગી.

"હા...શ ! હવે જગત જખ મારે છે. કુસુમની પ્રાર્થના પ્રભુએ સાંભળી. બુદ્ધિધનભાઇ ! તમારૂં ઘણું જ કલ્યાણ થજો ! તમારા પત્રથી

જ મ્હને ઉપદેશ મળે છે. તમારા જેવા અનુભવી પુરૂષોને જે વાત આટલી ઉમરે સત્ય લાગે છે તે મ્હને આજથી લાગે છે. સ્વામીજીની કથામાં પણ મ્હારો જ બોલ ખરો પડે છે. ફ્લોરાબ્હેન પણ મ્હારી જ ગાડીમાં છે; સરસ્વતીચંદ્રને પણ મ્હારી પેઠે જ છે. એતો મ્હારા પ્રથમ ગુરૂ. હવે માત્ર ગુણીયલ અને કાકીને જીતવાં રહ્યાં. સરસ્વતીચંદ્ર નહિ જડે એટલે પિતાની ચિન્તા નથી.

" કાકી શા શા વાંધા કહાડે છે? પ્રથમ કહે છે કે વાસના રોકવી કઠણ છે. પછી કહે છે કે શાસ્ત્રકારો પરણવાની મર્યાદા બાંધી ગયા છે. ત્રીજું સ્ત્રીની એક ભુલ પ્રકટ થઈ જાય, અને ચોથી વાત એ કે કુમારી સ્ત્રીને રહેવાનું ઘર ન મળે, ખાવાના પઈસા ન મળે લોક ચાળા કરે, ને સ્ત્રી જાતને માયા ને કાયા એનાં ભય."

" જો બાવી થઇએ તો આ બધા વાંધા દૂર થાય. મફત ખાવાનું મળે, પુરૂષનો સંગ નહિ એટલે સ્ત્રીને લાલચ નહિ. અને અનેક સ્ત્રીઓ વચ્ચે રહેવાનું એટલે પુરૂષ વર્ગને બ્હાર રાખ્યા વગર ભયે રહેવાનો કિલ્લો! બાવીઓ રહે છે તે પણ શાસ્ત્રની મર્યાદામાં જ હશે કની?"

" આ ઘરમાંથી નીકળવું પડે એ પ્હેલું દુઃખ, ને બાવીઓની પેઠે જાડાં લુગડાં પ્હેરવાં પડે અને જાર–બાજરો ખાવો પડે એ બીજું દુઃખ."

"પ્હેલા દુઃખનું તો કાંઇ નહિ, કાલથી જાડાં લુગડાંને જાર બાજરીની ટેવ પાડીશું. વાડીમાં માળણને ઘેર લુગડાં, જાર, ને બાજરી છે."

" નાત જાત બગડવાની બ્હીક નથી. કયાં હાથે રાંધતાં આવડતું નથી જે વટાળ થશે?"

" એ ટેવ પાડવા જઈશું તો કાકી ને ગુણીયલ પુછાપુછી કરશે.'

" કહીશું કે વર ગમે તેવો મળે ને ગરીબ ઘરનો હોય તો જાડે લુગડે ને જાર બાજરીએ પણ નિભાવ કરવો પડે કની? સારો વર મળશે નહિ ને મ્હારૂં ચાલશે નહિ ને મુરકે મારી ગમે ત્હેને પરણાવશે તો ભાગ્ય પ્રમાણે વર્તવું પણ પડશે."

" ત્યારે એતો એજ! એક પન્થ ને દો કાજ! વળી સ્વામી સારો હોય તે પણ પ્રથમ મીઠો હોય ને પછી કડવો થાય એ તો ફ્લોરાના દેશમાં પણ છે. તેવું થાય તો શું કરીએ? માટે એજ માર્ગ કે આપણે ટેવ પાડવી." **સરસ્વતીચંદ્ર ભાગ ૪.**

# રા. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ.

## લગ્ન.

**कुलं च शीलं च वयश्च रूपं विद्या च वित्तं च सनाथता च।
एतान् गुणान्सप्त परीक्ष्य देया कन्या बुधैः शेषमचिन्तनीयम्॥**

લગ્ન ધીરે ધીરે પાસે આવ્યું. ચંદ્રરાવને ત્યાં બધું કામકાજ અનુબાને માથે પડ્યું. બહારનું ચંદ્રરાવ કરતો તેમાં એને ઝાઝી મદદ કોઇની નહોતી. એનો એક મિત્ર ઘણા મોટા ઘરનો હોવાથી તેને એ કહી શકતો નહિ. મિત્ર વયે નાનો હોવાથી ઘરમાં એટલો સ્વતંત્ર નહોતો કે પોતાના માણસ ચાકરને ચંદ્રરાવની મદદમાં મોકલી આપે એકાદવાર તેણે ચંદ્રરાવને કહ્યું પણ ચંદ્રરાવે જરૂર પડશે તો કહીશ એમ કહી મદદ માગી નહિ. એ ઘણીવાર અતિશય થાકી જતો પણ ન છુટકે કર્યે જતો અને ધારતો કે "હું કરીશ નહિ તો બા એમ સમજશે કે એને પરણવાનું મન નથી એટલે બેદરકાર રહે છે.' ખરૂં જોતાં એ ઉમંગથી કંઈ કામ કરતો નહોતો. ફરજ આગળ એ લાચાર હતો. અનુબાને ઉન્મતિ કામમાં બહુ મદદ લાગતી. લગ્ન પાસે આવ્યું એટલે સાસુની અને પતિની રજા લઇ તેણે ત્યાંજ રહેવા માંડ્યું તેના કામનો સપાટો એટલો હતો કે તેણે થોડીવારમાં બધું તૈયાર કરી દીધું. જે થવું જોઇએ તે આપણી સ્થિતિને અનુસરતું પણ સારૂં થવું જોઇએ એવું તેના મનમાં હતું. કંઇ ખામી નીકળી તો તે મ્હારી નીકળવાની એમ તે ધારતી ચંદ્રરાવે માને બધું કરકસરથી કરવા કહેલું. "બા, મારે કશી વાતનો ઓરીઓ નથી જોઇતો. જે છે તેમાંથી બચે એવું કરજે અને કોઇનું ઉછીનું લીધું તો હું ઘરમાંથી જરૂર જતો રહીશ. કરકસરથી એકઠો કરેલો પૈસો લગ્ન વખતે બધો ખરચી નાખવો એવું મોજીલાપણું લહેરી લાલાઓને પાલવે."

અનુબા ડાહીને સમજુ હતી. તે જાણતી હતી કે કરજના ખાડામાં એકવાર ઉતર્યા તો વ્યાજ આપતાંજ કુચો નીકળી જશે, દરરોજ લહેણદારનું મોં જોવું પડશે, તે કહેશે તે સાંભળી રહેવું પડશે. કોઈની હવેલી જોઈ આપણી ઝુંપડી કંઇ પાડી નંખાય નહિ. લોકોની પાસે પૈસો હોય અને નાચરંગ કરાવે, એ જમણ વધારે કરે, તેમાં વસ્તુ પાંચ વિશેષ બાળે પણ તેની દેખાદેખી આપણે કરીએ

તો પાછળથી પસ્તાવાનું થાય આવા વિચારોને લીધે તેણે બહુ કર-કસરથી કામ ઉપાડયું હતું.

વાંચનાર ! તું વૃદ્ધ હો કે યુવાન હો, પુરુષ હો કે સ્ત્રી હો, બ્રાહ્મણ હો કે વૈશ્ય હો, ક્ષત્રી હો કે શુદ્ર હો, પારસી હો કે મુસલમાન હો, દેશી હો કે પરદેશી હો, લગ્ન તેં ઘણાં જોયાં હશે, જોશે; તો તો તેની વિધિથી તને કંટાળો આપવો એ ઠીક નહિ. ચંદ્રરાવને કશી જાતનો ઉત્સાહ તો હતોજ નહિ એ ત્હારાથી અજાણ્યું નથી. સ્ત્રીનું મુખ તેણે બે ત્રણ વાર જોયું હતું અને તે પરથી તેના ગુણની થોડી ઘણી પરીક્ષા થઇ હતી પણ વધારે અનુભવ બાકી હતો. એટલે હાલ તો એના મનમાં આનંદ નહોતો. મંડપમાં પણ ગંભીર રૂપ ધારણ કરી બેઠો હતો. ઉન્મતિએ એના મનના વિચાર પોતાની સખીને સમજાવ્યા હતા. પહેલીવાર જ્યારે 'સાવધાન' એમ બૂમ પડી કે પ્રતાપી શિવાજીના ગુરુ રામદાસ પેઠે એને ચોરીમાંથી નાસી જવાનું મન થયું. ચંદ્રરાવનો વિચાર કળી ગઇ. સખીને કાનમાં કહ્યું. "હવે નાસી જાય તો મ્હારો વાંક નહિ. અહીં લગણ લાવી છું તો હવે તારા હાથમાં બધુંએ છે." ચંદ્રરાવને કહ્યું. "સાવધાન થવાનું તમને નથી કહેતા, એ તો પુત્રીનાં માતાપિતાને કહે છે કે ભાઇ વિચાર કરી કામ કરજો. કન્યાદાન અયોગ્ય પાત્રને પૈસાના લોભથી યા ગમે તે કારણથી દેતા હો તો હજી ચેતો. સાક્ષી તરીકે બેઠેલા લોકોને કહે છે કે જુઓ, આ તમારી સમક્ષ થાય છે, એમાં તમારે કંઈ લાગતું વળગતું હોય તો સાંભળી લો. પછી ફાવશો નહિ." ચંદ્રરાવ જવાબ દેવા જતો હતો પણ ગુપચુપ બેસી રહ્યો. એકાદ વાર તો આંખમાં પાણી પણ આવી ગયાં. પણ જાણે પરસેવો થયો હોય એમ મોં લુછી નાખ્યું. ઉન્મતિથી આ વાત અજાણી નહોતી. એને આનંદ આપવા આજસુધી તો તેણે તેના ટીખળી સ્વભાવ વડે બને તેટલું કર્યું હતું પણ મંડપમાં બધાના દેખતાં એને કંઇ વધારે કહી શકે એમ નહોતું. અલ્પ સમય પુરો થયો, દર્ભ ખેંચાયો, હસ્ત–મેળાપ થઈ ગયો, હર્ષના પોકારો અને વાજાં અને ટંકારખાનાના અનુમોદનથી ચંદ્રરાવ—નો થયો. થયો, ન થયો હવે થાય એમ નહોતું. ઉન્મત્તિએ કહ્યું. "ભાભીને જીતાડયાં અને તમને હરાવ્યા." "હાસ્તો જમાનો સ્ત્રીઓનો છે." મનમાં બોલ્યો, "આર્યધર્મમાં મનાતી અને શાસ્ત્રીય રૂઢીથી ચાલી આવતા લગ્નની પવિત્ર ગાંઠથી હું જોડાયો,

બંધાયો એ લગ્નની ગાંઠ બાંધવા આપણે અનુભવી અને વૃદ્ધ માતા પિતાના હાથમાં રાખી છે. સારૂં કયું અને નરસું કયું તે નક્કી કરવું સહેલું નથી. જુવાનીના તોરમાં છકી જઇ આપણે કદાચ ખોટો રસ્તો લઇએ માટે આપણે એ વાત યુવાનોના હાથમાં નથી રાખી. પસંદગીમાં જેટલી ભૂલ થાય તેટલી માતાપિતાની ખામી. જાણી જોઇને પોતાના પુત્રને યા પુત્રીને કુવામાં નાખે તો દોષ તેમને શિર પછી આપણે તે જન્મ સૂધી સહેવું પડે છે, પણ ભૂલ તેથી રૂઢીની કહેવાય નહિ. અજ્ઞાન માતાપિતાઓજ આખી ભૂલ કરે છે, સમજુ જવલ્લેજ ખાડામાં પડે છે. લગ્ન પછી એ ગાંઠ આપણે તોડી શકતા નથી માટે વિચાર પહેલેથીજ કરવો જરૂરનો છે. કેટલાક તો પોતાનું સારૂં ન હોય તો પણ સુધારી લે છે, સંતોષ વડે જાળવી લે છે. પસંદગી યુવાનોના પોતાના હાથમાં હોવાથી તેમની જીંદગી આપણા કરતાં સુખી હોતી નથી તે પણ જાણીતી વાત છે. પહેલાં તેની પાછળ ફીદા થાય છે, તેની પાછળ ભમ્યા કરે છે, રાજી કરવા મથે છે, ને નચાવે તેમ નાચે છે. લોકોની ટીકાને પાત્ર થવામાં સ્ત્રી તથા તેના કુટુંબીઓ મોજ માણે છે. બે ત્રણ હરીફ હોય છે તો સ્ત્રી ફળી જાય છે અને બધાના મન પર સર્વોપરિ સત્તા ભોગવે છે. એકને હાથ તાળી આપી બીજાની પાછળ ભમે છે. નિર્ભાગીની સ્થિતિ વાંચનાર, તું પોતેજ કલ્પી લે તે વધારે સારૂં. બીજી જગ્યાએ તે પાસો નાખે છે છતાં ઇર્ષાનું મૂળ નંખાય છે અને તે મરણ પર્યંત વીસરાતું નથી. આપણને એમ થવાનું કારણ રહેતું નથી. માબાપને કદાચ એક જગાથી પછાત પડવાનું આવે તો પણ બીજે વગ થાય એમ હોય તો એટલું બધું દુઃખ થતું નથી. જે ફાવે છે તેના પણ પાછળથી ઘણું ખરૂં રડાકુટાજ હોય છે. મોહ થોડા વખતમાં કમી થતો જાય છે, ઉડી જાય છે. પાછળથી ઘણો ભાગ પસ્તાય છે. મહા અનુભવી કવિ શેક્સપીઅરે પોતાના મંડળનાં ઘણા દ્રષ્ટાંતો અનુભવ્યાથી લખ્યું છે કેઃ—

" Men are April when they woo
December when they wed,
Maids are May when they are maids
But the sky changes when they are wives."

---

* તરૂણ પુરૂષ તેમજ સ્ત્રી સ્નેહ કરતી વખતે પ્રેમમાં બહુ મશગૂલ

હાથે કરી પોતાના પગમાં કુવાડો મારનાર મૂંગો બેસી રહે છે. ગાલમાં તમાચો મારી મોં લાલ રાખે છે. પણ અંદરખાનેથી જોતાં સંસાર સુખી નથી હોતો તે ઉંડી દૃષ્ટિથી જોનારને જણાઇ આવે છે. કેટલાક તો લગ્નની ગાંઠ તે દોરીની ગાંઠ સમજીને તોડવા તૈયાર થાય છે. જ્યાં લગ્નની પવિત્ર ગાંઠ તોડવામાં વાંધો ન ગણાતો હોય ત્યાં પરીક્ષા કરવામાં ચોક્કસ ન રહેવાય એ સ્વાભાવિક છે. બનતી ન આવી તો છુટાછેડા, વરઘોડો કોર્ટે ચઢે છે. તથા ફજેતી થાય છે. અનેક જાતનાં તેમાં જુઠાં સાચાં કરવાં પડે છે. માતાપિતાનું અનુમોદન લેવાનું એમણે પણ રાખ્યું છે, તે એટલા જ વાસ્તે કે યુવાન જોડું જુવાનીના તોરમાં ગમે તેમ પગલું ન ભરે. પણ આ અનુમોદન ઉપરટપકાનું થઇ પડ્યું છે, તેઓ ના પાડી શકતાં નથી યા પાડતાં નથી. ના પાડે છે તો ઓરજ રસ્તો લેવાય છે. એક ઉત્તર તો બીજો દક્ષિણ જાય એવાં 'એલીઝાબેથ અને ડારસી'ના લગ્નની બાબતમાં માતા પૈસો દેખી કાંઇ બોલતી નથી. પિતા 'તું ધારે છે કે એની જોડે તું સુખી થશે? એટલું પૂછી, જવાબ જાણી, વધારે ખટપટમાં ઉતરતો નથી.

આપણે સુધારો કરવાનો છે તે એટલોજ કે બહુ નાનપણમાં વિવાહ કરવો નહિ જેથી પરીક્ષા કરવાનું સાધન રહે. બન્ને વચ્ચે આઠ નવ વર્ષનો ફેર રાખવો. કુલ, વર અને વિદ્યા એ બરાબર ધ્યાનમાં લીધાં હોય તો દુઃખ થવાનો સંભવ ઓછો રહે છે. પૈસોજ દેખી ગમેતેમ ચોકડું બેસાડી છતી આંખે દીકરીઓને કુવામાં નાખવી નહિ. પાત્ર સારૂં હોય છે તો પસ્તાવાનું કદીજ થાય છે. કન્યા વિવાહ થતાંજ વરઘેલી થાય છે. મોટાની મર્યાદા પાળતું જોડું પારકું પોતાનું કરતાં શીખે છે, મનપર અંકુશ રાખતાં જાણે છે. તેમની લજ્જામાં પ્રેમ સમાએલો રહે છે. ધીરે ધીરે તે વધે છે અને અંતે ઘણે ભાગે સુખ થાય છે. ઘણો ભાગ તો લગ્નથી સુખી હોય છે અને સાસરે ગયા પછી દુઃખી થાય છે. આમાં ભૂલ બે જણ તરફથી થવાનો સંભવ વધારે રહે છે. સાસુની યા પતિની કમઆવડત યા ભૂલ થતાં તે ગળી જવી એ તો કોઇને ખબરજ નથી. કુમળા છોડ પર વારંવાર પ્રવાહ કરીએ તો તે ઠેકાણે રહેવો મુશ્કેલ થઇ પડે.

---

રહે છે, પરંતુ પતિપત્ની તરીકે તેમનો સંબંધ થયા પછી તેમનો પ્રેમ મંદ પડી જાય છે.

સમજાવી પટાવી કામ લેવાનું હોય તો હિંદુઓના સંસાર સુખી નીવડ્યા વગર રહે નહિ. પીએર લાડમાં ઉછરેલી બાળિકાને જ્યારે ચોપાસ રાક્ષસી સૃષ્ટિનું દર્શન થાય ત્યારે તે પણ તેવોજ ગુણ ધારણ કરે. સાસુ કદાચ વૈરાંબુદ્ધિથી કામ લેતી હોય અને પતિને માતા આગળ આમન્યા રાખવી હોય તથા તેને કહેવું ન હોય તો પણ તેની સ્ત્રીને તો આશ્વાસન આપવું જ જોઇએ, સાસુની જેમ બને તેમ મરજી ઉઠાવવા અને તે અકળાય યા કસુર કાઢે તોપણ તેને જાતે ન અકળાવા સૂચવવું. પતિ જો સ્ત્રીનો પક્ષ લઇ માને કહેવા ગયો તો તો દરરોજ જ જાદવાસ્થળી, કેમકે સ્ત્રી કોઇ પણ માણસ બીજી સ્ત્રીનો પક્ષ લે તે સહન કરી શકતી નથી. હારૂન હોય તો પુત્રને અને અને તેની વહુને બન્નેને નવનેજાં પાણી ઉતરાવે. તેમ ના હોય તો 'ભાઇ તો હવે વહુના થઈ ગયા' એમ લોકોમાં વાતો કરે. તાજવું પતિએ પોતાના હાથમાં રાખવું, કોઈ તરફ જરા પણ વધારે નમ્યો કે ભોગજ સમજી લેવા. સ્ત્રી કલંઠ હોય તો પતિ તેની તરફેણમાં હોવાથી સાસુને જંપવા ના દે. સાસુ તથા પતિ બન્ને તરફથી દુ:ખ ખમવાનું આવ્યું તો સંસાર દુ:ખીજ નીવડવાનો વહુ જબરી હોય તો સૌને માથે છાણાં થાપે. ગરીબ સ્વભાવની હોય તો વગર મોતે મરી જાય. સૌથી સરસ રસ્તો એજ કે ઘરમાં કલહનું બીજ રોપાવા દેવું નહિ અને અનુકૂળ હોય તો પુત્રે બીજી જગ્યાએ રહેવું. ઠેક ઠેકાણે નોકરીએ જવાનું વધારે થવાથી આ અનુકૂળતા એની મેળે વધતી જશે અને પતિ સારો હશે તો ઘણે ભાગે સંસાર સુખી નીવડશે. સ્ત્રીને પણ તેની ફરજ સમજવાની આવશ્યકતા છે. અને તે બરાબર જાણવા ઉચ્ચ કેળવણીથી જરૂર છે. ગૃહશિક્ષણ આપવામાં તો તેના માબાપે કોઇ જાતની ન્યૂનતા નજ રાખવી જોઇએ. કેળવણીનો લાભ પીયેરમાં ન મળ્યો હોય તો તે બાબત પતિએ પૂરતું ધ્યાન આપવું જોઇએ અને વખત નકામો ગામગપાટામાં ન ગુમાવે તે જોવું જોઇએ."

**વિપિન.**

## રા. રા. આણંદશંકર બાપુભાઈ ધ્રુવ.

### વ્યવહાર અને પરમાર્થ.

ગયા અંકમાં—અમે ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગ પુરુષાર્થમાં ધર્મનું સ્થાન ક્યાં છે એ બતાવ્યું. અન્ય બે પુરૂષાર્થ કરતાં ધર્મની

વિશિષ્ટતા એ છે કે ઉત્તરાવસ્થામાં જ્યારે એ બે પુરુષાર્થો ગૌણતાને યોગ્ય થાય છે ત્યારે ધર્મ આગળ પડી સવિશેષ આદરને પાત્ર બને છે. તેમાં ઉત્તરાવસ્થાનો ધર્મ તે પૂર્વાવસ્થાના ધર્મથી તદ્દન ભિન્ન નથા, પણ પૂર્વાવસ્થાનો ધર્મજ ઉત્તરાવસ્થામાં પરિપાક–દશાને પામે છે–અને મૃગશિરને વા વાતાં જેમ કેરી મીઠી બને છે તેમ પ્રભુના દ્વાર સમીપ આવતાં ધર્મ કોઇક–અનેરી મીઠાશ ધારણ કરે છે. એ અવસ્થામાં અર્થ અને કામ સાથેનો એનો સંબંધ ક્ષીણ થઇ, એ શુદ્ધ રૂપે પ્રકાશે છે, અને તે વખતે એ 'સંન્યાસ'ને નામે ઓળખાય છે. પણ આ સ્થિતિ સામાન્ય જનમાં દુર્લભ છે. તેથા એ સ્થિતિનો વિચાર હવે પછીથ કરવાનો રાખી, પૂર્વાવસ્થામાં ધર્મ જ્યારે અર્થ અને કામ સાથે જોડાએલો હોય છે તે વખતે એનું સ્વરૂપ શુદ્ધ કેવું હોય છે અને તે બીજા બે પુરુષાર્થ સાથે કેવી જાતનો સંબન્ધ ધરાવે છે એ વિષે આજ વિચાર કરીશું.

આરંભમાંજ **સર નારાયણ ચંદાવરકરે** એક ભાષણમાં ટાંકેલો પોતાનો અનુભવ અમને યાદ આવે છે. **સર નારાયણ** કહે છે કે "એક દિવસ રજાના દહાડામાં હું પૂના પાસેના એક ગામ બહાર ફરવા નીકળ્યો હતો. સૂર્યનો લાલ પ્રકાશ ખેતરો ઉપર પથરાએલો હતો અને સઘળું શાન્ત હતું. મારી આગળ એક બાઈ આસપાસ ખેતરોમાંથી છાણ લઇ પાસે મૂકેલી ટોપલીમાં ભરતી જતી હતી. એટલામાં મારી પાસે થઇને એક માણસ તથા બે જુવાન છોકરા નીકળ્યા. પેલા માણસે છોકરાઓને કહ્યું: "આપણે દુનીઆમાં શું કરવું છે? મહેનત કરવી, પેટ ભરવું અને ગુપચુપ બેસી રહેવું." આ શબ્દો સાંભળીને હુ બોલ્યો: 'ભાઇ! આ છોકરાઓને દુનીઆનો આવો હલકો ખ્યાલ કેમ આપો છો? મહેનત કરવી અને પેટ ભરવું તે સિવાય શું બીજું કાંઇજ કરવાનું નથી?' એણે ઉત્તર દીધો: 'ભગવાનનું સ્મરણ કરવું એ તો ખરૂં જ તો' પછી પેલી બાઇ મારી સાથે વાતમાં ભળી અને કહ્યું: 'ભાઇ, ઠીક કહો છો: નહિ તો પરમેશ્વર આપણને અન્ન કેમ આપે?' મેં કહ્યું: 'પણ ભગવાનનું ફક્ત સ્મરણ કરીશું તેથી એ અન્ન કેમ આપંશે? પેલી બાઈએ તુરત જવાબ વાળ્યો: 'ભગવાનનું સ્મરણ કરશો તો તમે ચોરી નહિ કરો, જુઠું નહિ બોલો, અને આળસુ પડી નહિ રહો!'"

ઉપરનો ઉત્તર સાંભળી **સર નારાયણનું** હૃદય સ્વદેશાભિમાનથી હરખાયું. કોનું ન હરખાય? છેલ્લા સેન્સસમાં કદાચ આ સઘળાં

સાદાં ખેડુતજનો "અભણ" વર્ગમાં નોંધાયાં હશે ! પણ ભણેલાઓને પૂછો કે વ્યવહાર અને પરમાર્થનો સંબન્ધ આ કરતાં વધારે યથાર્થ અને સચોટ રીતે તમે દર્શાવી શકશો ? કહે છે કે પ્રભુનાં દફતરમાં તો "આપણા આગળના તે પાછળ, અને પાછળના તે આગળ" એમ હોય છે. તે બરાબર છે: "**अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्.**" (ઉપનિષદ્) શબરી ક્યાં નૈવેદ્યનો વિધિ ભણવા ગઈ હતી ? એ બીચારીએ **પ્રભુને** બોર ધરાવ્યાં ત્યારે પાસે બેઠેલા કોઈકે પૂછ્યું કે ખાટાં તો નથી ? ત્યારે એણે ઉત્તર આપ્યો કે "એકે એક કરડી ચાખીને લાવી છું." ! **પ્રભુએ** એ બોર સ્વીકાર્યાં. માટે અમે તો સ્પષ્ટ કબુલ કરીશું કે પ્રભુનાં રહસ્યો જેવાં આ સાદાં–ભોળાં–અજ્ઞાન ભાસતા મનુષ્યોને સમજાયાં હોય છે, તેવાં આપણી મૂર્ખ વિદ્વત્તાને સ્વપ્નામાં પણ ભાસ્યાં હોતાં નથી. તેથી આજ તો આ બાઈના ઉત્તરનેજ સૂત્રસ્થાને રાખી એના વિવરણરૂપે બે શબ્દો કહીશું.

વ્યવહાર સાથે પરમાર્થ શી રીતે જોડવો, ચોતરફ ચાલતા દુનીઆદારીના પ્રચંડ વિગ્રહની વચમાં ઉભા રહી પ્રભુભક્તિ શી રીતે કરવી,–એ પ્રશ્ન હંમેશાં વિકટ ગણાયો છે પણ વર્તમાન સમયમાં તો એ ઘણાને તદ્દન અસમાધેયજ લાગે છે. કેટલાક મનુષ્યોમાં ધનની તૃષ્ણાનો વાયુ પુષ્કળ બ્હેકી રહ્યો હોય છે તેમને માટે તો કદાચ એમ કહી શકાય કે તેઓ પ્રભુનું સ્મરણ કરતા નથી એ એમની ભૂલ છે. પણ જે મનુષ્યોને સામાન્ય ગુજરાન માટે ઘર અને બજારનાં વૈતરાં કરવાં પડે છે તેમની પાસે પ્રભુભક્તિની શી આશા રાખી શકાય ? બેશક, જો પ્રભુ જ નિત્ય અને સાચો ઠરે અને આ દુનીઆ ક્ષણભંગુર અને મિથ્યા ઠરે તો પ્રભુભક્તિ સ્હામે કોઈપણ સ્વાર્થને ટકવાનો હક નથી. પણ આ દુનીઆ જેવી સત્ય અને અનિવાર્ય લાગે છે તેવો પ્રભુ જ્યાં સુધી નથી લાગતો ત્યાં સુધી તો આ દુનીઆના વ્યવહારનેજ પ્રાધાન્ય આપવું જોઇએ. આમ પૂર્વપક્ષ થાય છે. આથી વર્તમાન સમયમાં ધર્મ પ્રત્યે સામાન્ય જનોમાં અનેક તરેહના ભાવો જોવામાં આવે છે. કેટલાક તો ધર્મને–ડાહ્યાની સભામાં ગાંડો આવ્યો હોય એમ પોતાના ડાહ્યા ડમરા દુનીઆદારીના વિચારોની મિજલસ સભામાંથી હસીને હાંકી કાઢે છે ! કેટલાક એ વિચારોને સભાને છેડે એક ખૂણે બેસાડી મૂકે છે, અને એ

ડાહ્યાઓની સભામાં એને જરાએ બોલવાનો હક્ક તો શેનોજ હોય ? કેટલાક મનુષ્ય હૃદયના ભાવોમાં એની ઉત્કૃષ્ટતા સ્વીકારે છે, પણ એ તો જાણે વારતહેવારે ઘડી બે ઘડી પહેરવાનાં કપડાં હોય એમ સમજીને ! વળી કેટલાક એને આ કરતાં વધારે આવશ્યક માને છે. પણ તેઓ એના ઉપર દર અઠવાડીએ મળ ધોવાની ‘ કૅથાર્ટિક પિલ ’, કરતાં કે તાવ રોકવાના ‘ ક્વિનીન ’ કરતાં વધારે પ્રેમની દૃષ્ટિએ જોતા નથી.

ખરી વાત એ છે કે ધર્મનો અન્ય પુરુષાર્થ સાથે કેવી જાતનો સંબન્ધ છે એ ન સમજવાથીજ ધર્મની આ સર્વ વિડમ્બના થાય છે. સિપાઈના પહેરા બદલાય છે તેમ ધર્મ અર્થ અને કામના પહેરા નથી કે અર્થ અને કામના સમય ઉપરાંત ધર્મનો સમય જોઇએ. જે અર્થ અને કામનો સમય તેજ ધર્મનોઃ માત્ર ધર્મના અન્તઃપ્રવેશથી અર્થ અને કામ સપ્રયોજન અને પવિત્ર બને છે એટલુંજઃ અન્તઃપ્રવેશ, બાહ્યસહચાર નહિ. અન્ય પુરુષાર્થ સાથે ધર્મનો બાહ્યસહચાર એ નિરર્થક દંભ છે. આનું એક દૃષ્ટાન્ત સાંભળેલું અમને યાદ આવે છે. એક સારા દેશી રાજ્યના એડમિનિસ્ટ્રેટર પોતાના રાજ્યકાર્યમાં એવા ગૂંથાએલા રહેતા કે રાત્રે સૂતી વખતે પાસે મીણબત્તી અને દીવાશળીની પેટી રખાવી અને રાતમાં જ્યારે એકાએક વિચાર સૂઝી આવે ( તે રાજ્ય પ્રકરણીજ ) ત્યારે ઝટ દીવો કરી એ વિચાર લખી કાઢે. એમને સન્ધ્યા–પૂજાનો તો વખત ક્યાંથીજ મળે ? તેથી તેઓ ન્હાવાને કુંડીમાં પાણી કઢાવે ત્યારથી સંધ્યા ભણવા માંડે, તે ન્હાઇને પાટલા ઉપર જમવા બેસે ત્યાં સુધીમાં પૂરી થાય–જેથી પોતાના જીવનની એક ક્ષણ પણ સરકારી નોકરીમાંથી ઓછી ન કરવી પડે અને પ્રભુભક્તિ થઇ ગણાય ! આ ધર્મનો વ્યવહારમાં કરવો જોઇતો જે અન્તઃપ્રવેશ તે નથી. એ તો માત્ર બાહ્યસહચાર છે. બલ્કે તે પણ છે કે કેમ એ શંકા પડતું છે. ઔરંગઝેબ ચાલતે યુધ્ધે પણ હાથી ઉપરથી ઉતરી વખતસર પ્રભુની બંદગી કરવા ચૂકતો નહિ. એ ખરા હૃદયથી તે કરતો માટે એને આપણે દંભ તો નહિ કહીએ, તથાપિ એ ધર્મનું ખરૂં સ્વરૂપ જે અર્થ અને કામને અર્થાત્ વ્યવહારને પવિત્ર બનાવવાનું તે–એ સમજ્યો નહોતો; અને તેથી એના વ્યવહાર ધર્મથી વિખૂટો પડી અપવિત્ર બલ્કે પાપી બન્યો હતો. ત્યારે ધર્મનો વ્યવહારમાં એટલે કે અર્થ અને કામમાં

ાન્તઃપ્રવેશ થએલો કેમ જાણવો ? એક દૃષ્ટાન્તથી બતાવીશઃ એક ાચી બૂટ શીવવા બેશે છે; શીવતાં શીવતાં એને થયું કે બિચારા સ્ચાને આ ચામડું તો ખૂંચશેઃ તુરત કાપેલું ચામડું એણે ફેંકી દીધું, ાને બીજું કુંણું ચામડું લઇ ફરીથી શીવવા બેઠો. એ માણુસે પ્રભુને ોળખ્યો. પ્રભુની ઓળખ જેવી નિત્ય વ્યવહારમાં થાય છે તેવી ામાધિમાં પણ થતી નથી. અર્થ અને કામથી દૂર રહ્યે ધર્મ આવ- તો નથી. ધર્મની શિક્ષાવાળા તે આ વ્યવહારનું જગત્ છે. પાણીમાં ડ્યા વિના માત્ર હાથ હલાવવાની વાત જાણવાથી તરતાં આવડતું થી. યુદ્ધનું શાસ્ત્ર પણ ગમે તેટલું શીખો પણ રણભૂમિ ઉપર હિંમત ાંતિ સમયસૂચકતા વગેરે ગુણો તમે કેટલા રાખી શકો છો તે ઉપર જ ામારા જયપરાજયનો આધાર છે. આજ પ્રમાણે ધર્મનું પણ છે. ર્મની ચાર વાતો અરણ્યની ગુફામાં બેસીને કરવાથી ધર્મ આવડતો થી, અરણ્યની ગુફા એ પ્રાચીન રૂઢિનો દાખલો લીધો, પણ વર્તમાન ામયની પણ ગુફાઓ થોડી નથીઃ યુનિવર્સિટિ, પુસ્તકશાળા, પ્રાર્થના ંદિર વગેરે આ જાતની ગુફાઓ જ છે. એમાં પ્રાપ્ત કરેલું જ્ઞાન ્યાં સુધી વ્યવહારની કસોટીએ ચઢતું નથી ત્યાં સુધી એ સિદ્ધ પને સંસ્કારી બનતું નથી. અમારા વખતના એક શિક્ષક માટે એવી ાત ચાલતી કે એમને ઘોડાપર બેસતાં આવડતું નહોતું, પણ એ ારુત્વમધ્યબિંદુનો સિદ્ધાન્ત જાણતા હતા અને તેથી ગુરુત્વ મધ્ય બન્દુની રેખા ઘોડામાં રાખવી એ કરતાં મનુષ્યે ઘોડે બેસવામાં કાંઇ વેશેષ કરવાનું નથી એમ તેઓ સમજતા હતા. આવી સમજથી ાઓ ઘોડે બેઠા, પણ ઘોડાએ એમની સમજને માન ન આપ્યું ! માપણો વ્યવહાર એ પણ આવો ઘોડોજ છેઃ એણે સમતાનો સિ- ાન્ત જાણનાર અસંખ્ય ઘોડેસ્વારોને પાડ્યા છે, અને આપણને ાતિદિન કેટલી બધી વાર પાડે છે એનો સાક્ષી આપણો આત્માજ ા. પણ ઘોડે બેસી જાણે તે ઘોડેસ્વારને સમતાનો સિદ્ધાન્ત જાણ- ાનું શું પ્રયોજન છે ?—એમ તમે પૂછશો. આનો ઉત્તર કે દુનીઆમાં ામેશાં ઘોડેજ બેસવાનું હોતું નથી. કોઇક વાર ઊંટે પણ બેસવાનું ાાવે. તે વખત એ ઊંચું અને કઢંગું પ્રાણી જોઇ તમારૂં કાળજું ધડકે તે માટે એટલું જાણવાની જરૂર છે કે જ્યાં બેસીશું ત્યાં ો સમતાથી બેસીશું તો પડવાનો ભય નથી.

માટે જે પેલી બાઇએ કહ્યું છે કે “ જેણે ભગવાનને ઓળ-

ખ્યો છે તેનામાં જૂઠ ચોરી આળસ એ કદી પણ નહિ આવે.” જેણે ભગવાનને નથી ઓળખ્યો તેમની શાહુકારી તો જ્યાં સુધી જેઇલ છે ત્યાં સુધી જ; એનો ઉદ્યોગ પણ જ્યાં સુધી પારકે પૈસે રબર ટાયરની ગાડીઓ દોડાવવાની નથી મળી ત્યાં સુધીજ. માટે ચોરી આળસ વગેરે અટકાવવાનો ખરો ઉપાય જે સર્વ દેશમાં સર્વ કાળમાં મનુષ્યની સર્વ અવસ્થાઓમાં કામ લાગે છે તે એજ છે કે **પ્રભુની ઓળખ કરવી.** અને પ્રભુની જેને ખરી ઓળખ થઈ હશે તે સારી રીતે જાણશેજ કે પ્રભુ મારી અને આ દુનીઆની બહાર નથી, આખા વિશ્વનો એજ અન્તર્યામી છે, અને તેથી એનું સ્મરણ અર્થાત્ ધર્મ એ પણ દુનીઆના સઘળા વ્યવહારનો—અર્થનો અને કામનો—અન્તર્યામી થવો ઘટે છે; એટલે કે અર્થ અને કામનો એ દાસ નથી, પણ અર્થ અને કામ ઉપર અમલ ભોગવી અર્થ અને કામને પોતાના કાર્યમાં પ્રેરે છે. ધર્મનું આ જીવન્ત અન્તર્યામિત્વ જેના જાણવામાં નથી તેઓ ધર્મને પોતાના દુનીઆદારીના વૈભવનું સાધન બનાવવા ઇચ્છે છે! જે ધર્મ પૈસો આપે, સર્વ પ્રકારનું સુખ આપે એ જ ધર્મ ખરો! એક જણે જરા ચ્હીડાઇને કહ્યું છે તેમ “Men do not worship God tbey use Him.” જૂના વખતમાં અમારી જ્ઞાતિના એક અમલદાર વિષે કહેવાય છે કે (આશા છે કે એ વાત કલ્પિત હશે) તેઓ નિત્ય દેવનું પૂજન કરતા, અને પૂજન કરતી વખતે બોલતા નહિ, માત્ર સંજ્ઞાથીજ વાત કરતા હતા તેવામાં કારકૂને આવીને પૂછ્યું કે અમુક ગુન્હેગારને શી શિક્ષા કરવી? પેલા અમલદારે લાલજીને પોતાના જનોઇથી વીંટીને ટાંગ્યા અને આચમની વતી ફટકા મારી બતાવ્યા! અરે દુષ્ટ! તને ખબર નથી કે જે **પ્રેમાળ માતાના દામણાથી** પણ પૂરેપૂરો બંધાયો નથી તે તારા સૂતરના તાંતણાથી બંધાવાનો હતો? માત્ર તું તારી ભાવનાનેજ બાંધે છે! અને એને પણ તું પવિત્ર પદવીથી ભ્રષ્ટ કરી તારા દુનીઆદારીના વ્યવહારનું સાધન બનાવે છે! તારા કરતાં તો જેઓએ પ્રભુને જગત્‌ની બહાર બેસાડી મૂક્યો છે અને જગત્‌માં એને અવતરતો અને મૂર્તિમન્ત થયો જોતા નથી તેઓ જ સારા. ધર્મને અર્થ અને કામનો દાસ બનાવવો તે કરતાં તો ધર્મનું નામ છોડી દઇ અર્થ અને કામની સેવા કર્યા કરવી એજ સારૂં.

આપણા કેળવાએલા સ્વદેશ બન્ધુઓની, બલ્કે આજકાલ પૃથ્વી ઉપર ઘણે ભાગે, આ બીજી સ્થિતિજ જોવામાં આવે છે. પણ પૃથ્વીના બીજા ભાગમાં એટલું સારૂં છે કે ધર્મ શિક્ષણ એ દેશના પ્રાથમિક મધ્યમ તેમજ ઉચ્ચ સામાન્ય શિક્ષણનો ભાગ હોઇ એની સર્વથા ઉપેક્ષા થઈ શકતી નથી. પણ આપણે ત્યાં તો કેળવાએલો વર્ગ ધર્મજ્ઞાનથી તદ્દન વિરહિત રહે છે અને તેથી સામાન્ય અશિક્ષિત વર્ગના ધર્મથી જ દેશની ધાર્મિક ભાવના સચવાઈ રહે છે. આ સ્થિતિમાં ફેરફાર થવાની બહુ જરૂર છે. ધર્મમાં જીવ હશે તો જ અર્થ અને કામમાં જીવ આવશે—કુવામાં પાણી નહિં હોય તો હવાડો કેટલો વખત ભર્યો રહેવાનો હતો? આપણો કુવો પાતાળ કુવો છે—એમાં પાણી કદી પણ ખૂટવાનું નથી; પણ યોગ્ય સંભાળ નહિ લો એ નહિ ચાલે. કુવો માટી કચરાથી પૂરાઈ ગયો હોય તો તે ગળાવો, એમાં કહોવડામણ દેખાતું હોય તો તે કઢાવી નાંખી સ્વચ્છ કરો. બહોળાં અને સ્વચ્છ પાણીથી તમારાં અર્થ અને કામનાં ખેતરો યોગ્ય સમયે અને યોગ્ય માપમાં પાશો તો એનો પાક સારો ઉતરશે. જમીન ચૂસે, વાવેતરનાં મૂળ ચૂસે, તે કરતાં અધિક પાણી ઢોળીને જમીન બગાડશો નહિ, વાવેતરને કહોવડાવશો નહિ. પણ પાણી વિના ખેતરો સૂકાવા દેશો પણ નહિ.

[ વસન્ત, ફાલ્ગુન વિ. સંવત્ ૧૯૬૭ ]

**આપણો ધર્મ.**

---

## રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

કવિતા નીતિની પોષક અને ઉત્તેજક હોવી જોઇએ એ પ્લેટોનું કહેવું સર્વથા ખરૂં છે. જે પરમ આનન્દ કવિતાનો સર્વોપરિ ઉદ્દેશ છે, જે પરમ આનન્દ માટે કવિતા મનુષ્ય જાતિને પ્રિય છે, તેનો આત્માના ઉત્કર્ષ સાથે—સત્ય જ્ઞાનની પ્રાપ્તિ સાથે—ભાવનાના દર્શન સાથે એવો નિકટ સંબન્ધ છે કે નીતિની ખામી એક ખૂણે પણ કવિતામાં ટકી શકે તેમ નથી, અનીતિથી એ સર્વ ઉત્તમતાનો ધ્વંસ થઈ જાય તેમ છે. જે કવિઓએ દેવોને તથા વીરપુરુષોને અનીતિમાન વર્ણવ્યા છે ( અને એ વીરપુરુષોની અનીતિ ત્યાજ્ય છે એમ દર્શાવ્યું નથી.) તેમણે કવિતાનો ભારે અપરાધ કર્યો છે. એવાં લખા-

ણને ઉત્તમોત્તમ રાજ્યવ્યવસ્થામાંથી પ્લેટો બહાર કહાડે તેમાં કાંઈ વાંધો નથી, કવિતાને તેથી કાંઇ હાનિ નથી, કેમ કે ખરી કવિતા અનીતિમય છેજ નહિ. જ્યોર્જ મોઇરિ અને પ્રોફેસર એઇટુન કવિતાની નીતિપરાયણતા બહુ યથાર્થ રીતે દર્શાવે છે.

'મનુષ્યના સુસંસ્કારી માનસિક આનંદને તેના નીતિમય ગુણો સાથે એવો ગાઢ સંબન્ધ છે, મનુષ્યને કલ્પનાના ઉંચા આધ્યાત્મિક આનન્દનો આસ્વાદ થાય તે માટે પ્રથમ નીતિનો પાયો સુસ્થ અને આરોગ્યવાળો હોવાની એવી આવશ્યકતા છે, અને વળી કલ્પનાના વ્યાપારને તથા હૃદયની લાગણીઓને ઉદ્દીપ્ત કર્યાથી તથા જાગૃત રાખ્યાથી નીતિની આ ઉચ્ચ સ્થિતિને એવું પોષણ તથા ઉત્તેજન મળે છે, કે કવિતા પ્રત્યક્ષ રીતે બોધ આપવાના કાર્યથી દૂર રહે છે તે છતાં કવિતા નીતિમય શિક્ષણની બહુ ઉપયોગી સેવક અને સહાયક છે એમ કહેવું એ યથાર્થ છે; સંસારના વ્યવહારમાં જે વૃત્તિઓ મંદ અને શિથિલ થઇ જાય એવી છે તેમને જગાડી તથા જિંદગાનીની નિઃસ્વાર્થતાવાળી પૂર્વાવસ્થામાં જે વિશેષ શુધ્ધતા તથા વિશેષ ઉત્સાહ વાળી લાગણીઓનો આપણને સંસર્ગ થયો હોય છે તે લાગણીઓનું પુનરુજ્જીવન કરી કવિતા નીતિ શિક્ષણમાં મદદ કરે છે.* * * * ઉત્તમોત્તમ રાજ્યવ્યવસ્થામાંથી કવિઓને બહાર કાઢવાની પ્લેટોની યોજના પાર પડી હોત તો નીતિને કંઈ પણ લાભ થાત નહિં એમાં શક નથી.' અનીતિમય કવિતા કોઈકવાર કેટલાંક મંડળોમાં લોકપ્રિય જણાય છે તે વિશે આ લેખકો કહે છે કે 'અનીતિમય સ્વરૂપવાળી કોઇ કવિતા હમેશ લોકપ્રિય રહેતી નથી. જે ઝરણમાંથી નિર્મળ તથા આશ્વાસન આપનારૂં પાણી નીકળવું જોઇએ તે ઝરણને અનીતિવાળી કવિતા વિષમય કરે છે.' હોમર વગેરે કવિઓ દેવ દેવીઓને અનીતિમાન કલ્પી હાનિ કરે છે, એવી કવિતાથી વાચકોનાં મન બગડે છે એ પ્લેટોની ફરિઆદ ખરી છે. જેમનાં ચરિત્ર મનુષ્યોએ પૂજવા લાયક તથા નમુનારૂપ હોવાં જોઇએ તેમને દુરાચારી વર્ણવ્યાથી વાચકોની નજરમાં નીતિની કિમ્મત હલકી પડે છે. જેમને મનુષ્ય જાતિ કરતાં ઉંચા, મનુષ્યની નિર્બળતાથી મુક્ત, મનુષ્ય કરતાં ઘણી વધારે શક્તિ, સિદ્ધિ તથા આધ્યાત્મિક સંપત્તિ વાળા કલ્પ્યા છે તેમના આચરણમાં અનીતિનો છાંટો પણ હોવો ન જોઇએ, કેમકે મનુષ્ય કરતાં ઉંચી અવસ્થામાં હોવા છતાં દેવો જો અનીતિ-

માન હોય તો નીતિવિના ઉચ્ચતા પ્રાપ્ત થઈ શકે છે અને દિવ્ય અવસ્થામાં પણ અનીતિ વસે છે એવો આભાસ થાય છે, અને જે ભાવનામય માનસિક ઉન્નતિ કાવ્યાનંદ સાથે જોડાએલી છે તે આવા આભાસથી ઉલટી છે. દેવો અનીતિમાન છે માટે તિરસ્કારપાત્ર છે એવું કવિઓએ સૂચિત કર્યું નથી અને તેવું સૂચિત થઇ શકે તેમ નથી, કેમકે એમ હોય તો દેવત્વની કલ્પનાજ નકામી છે. દિવ્ય વાસ તરફ તિરસ્કાર વૃત્તિ ઉત્પન્ન કરવાની હોય તો દિવ્ય વાસ કલ્પવાની જરૂરજ નથી. તિરસ્કારપાત્ર મનુષ્યનિર્બળતાથી ઉંચા વર્ગનું દર્શન કરાવવા માટે દેવતાઓની અને દિવ્ય વાસની કલ્પના ઉદ્‌ભૂત થાય છે. પરંતુ કેટલાક કવિઓએ અનીતિમાન દેવોની કથાઓ વર્ણવી છે અને દુર્વિકારોની ઉશ્કેરણી કરી છે માટે સમસ્ત કવિવર્ગ અને કવિતાનું સાહિત્ય દેશ નિકાલને લાયક થતું નથી. કવિતા જાતે એ અનીતિથી મુક્ત છે.

મનુષ્યોની અનીતિ દર્શાવવામાં નીતિની ઉત્તમતા વ્યંગ્ય રહેલી હોય તેવી રચના કવિતામાં સ્વીકાર્ય છે. અનીતિનું અનુસરણ કરનાર કેવી અંતરવેદના ભોગવે છે અને પરિણામે કેવા દુઃખી થાય છે તે સૂચવવા સારૂ તેઓ કેવી લાલચોથી લલચાય છે ને કેવાં જીવન ગાળે છે એ વર્ણવવાની જરૂર પડે છે. તેમજ, બુદ્ધિશાળી અને સામર્થ્યવાન મનુષ્યો પણ કોઇકવાર કેટલીક બાબતોમાં વિવેક તથા મનોબળની ખામીને લીધે દુર્વિકારોને વશ થાય છે એ સૂચવવા સારૂ વીરત્વ સાથે અનીતિનો યોગ વર્ણવવાની જરૂર પડે છે પણ અનીતિનાં આવાં સર્વ વર્ણનોમાં બાહ્યાભાસની અંદર નીતિનો ધ્વનિ રહેલો હોય છે, અનીતિ કોઇકવાર કેવી દયાપાત્ર હોય છે, કોઇકવાર કેવી તિરસ્કાર પાત્ર હોય છે, અને સદૈવ કેવી ત્યાજ્ય હોય છે એ ફલિત કરવાનોજ કવિનો પ્રયાસ હોવો જોઇએ ને તેમ થઈ શકે તે વિના કાવ્યથી આનન્દ મળતો નથી. અનીતિની મજાહ બતાવવાનોજ જ્યાં પ્રયાસ હોય અગર અનીતિથી પરિણામે આત્માને હાનિ નથી એવું જ્યાં સૂચન થતું હોય ત્યાં હૃદય ઉલ્લાસ પામી શકતું નથી અને કાવ્યાનંદનો અવસર આવતો નથી. કવિતા જ્ઞાન અને આત્મબળ અપાવે છે અને આત્માને સુગતિએ લઈ જનાર હોઈ જનસમાજને પ્રિય હોય છે એ લક્ષમાં લઇ કવિતાની નીતિમયતા કવિ દલપતરામે બહુ યથાર્થ રીતે બતાવી છેઃ

'બાળક પીએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો;
વૃદ્ધ જો પીએ તો તેને હિંમત ને જોર વધે,
ઉપજાવે અંતરમા રસ સોળ આનીનો;
સતીઓ પીએ તો તેને સતનો મારગ સૂજે,
સુધારસ સમ નારી મોટી અને નાનીનો;
સુકવિતા ' કોઇને ન હોય અવગુણકારી,
દોષ ન દેખાય જેમાં જરિએ નાદાનીનો.'
બાળક વાંચે તો તેની બુદ્ધિમાં બિગાડ થાય,
જુવાન વાંચે તો તે જરૂર વહી જાય છે;
વૃદ્ધ જન વાંચે તો તે લાગે તેને વિષ જેવી,
થૂ થૂ કહી જે કવિતા ઉપર થુંકાય છે;
ભગીનીઓ સાંભળતાં, ભાઇથી ભણાય નહિ,
લાજવાળાં માણસો તો વાંચતાં લજાય છે;
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે,
કવિતા તો સૌને સુખકારક ગણાય છે.'

દલપતકાવ્ય.

અને તે માટે તેઓ કહે છે કે, ' સુકવિની કવિતા તે નીતિનું પોષણ કરે' અને 'કુકવિની કવિતા * * અનીતિ ભરેલી ઝાઝા ઝેરની સમાન છે.' કવિતામાં મનુષ્યના મનોરાગ અને લાગણીઓનો સમાવેશ થાય છે એ ખરૂં છે પણ મનોરાગ અને લાગણીઓના ઉત્તમ અંશોજ કવિતામાં સ્થાન પામે છે. કોલેરિજ કહે છે તેમ, ' કવિતા તે સર્વ માનવ જ્ઞાન, માનવ વિચારો, માનવ મનોરાગ, લાગણીઓ, ભાષા, એ સર્વનો પલ્લવ અને સુગંધ છે.'

ઉપર કહ્યું તેમ નીતિ ફલિત કરવા સારૂ તથા અનીતિની ખરેખરી કટુતા દેખાડવા સારૂ અનીતિનાં વર્ણન કવિતામાં આપી શકાય છે, પણ ઉત્તમ કલા વિના કાર્ય થઇ શકતું નથી. પ્રત્યક્ષ બોધ કવિતામાં અસ્થાને છે, તેથી જ્યાં અનીતિના વર્ણન પછી નીતિનો સ્પષ્ટ વચનોથી બોધ માત્ર કરેલો હોય છે ત્યાં કાવ્યત્વ રહેતું નથી; પ્રત્યક્ષ બોધ જુદો પડી શુષ્ક જણાય છે અને અનીતિનું ખોટું ચિત્રજ મોહક રહે છે. નિર્બળ મનને એ મોહથી નુકસાન થાય છે, પણ એ મોહમાં રસ કે આનન્દ હોતો નથી. હૃદયના

ઉત્કર્ષ વિનાના ચિત્રથી રસિકનું મન પાછું હઠે છે. કલાવિધાયકના ચિત્રમાં સર્વ અંશો એકાકાર હોવા જોઇએ, સર્વ અંશો મળી સમગ્રથી એકસંવાદી અસર થાય તેમ હોવું જોઇએ. કાવ્યે અનીતિમય અને બોધ નીતિમય એવા બે વિભાગ કલાની ન્યૂનતા બતાવે છે અને તે કવિત્વને અનુકૂલજ નથી. અનીતિથી ભરેલું કાવ્ય લખી લેખક છેવટે એક અધ્યાય બોધનો લખે, તેમાં એવી અનીતિથી થતા ગેરફાયદા ગણાવે અને એવી અનીતીથી દૂર રહેવાનો ઉપદેશ કરે એ વ્યર્થ છે. એવી રચનામાં કવિતા તરીકેની કિમ્મત હોતી નથી અને તેના બોધમાં ચમત્કાર હોતો નથી. ' સુડા બોત્તેરી, ' ' વ્યભિચારખંડન નાટક, ' અને એવી જાતના લેખ સારા ઉદ્દેશથી લખાયેલા અને બાધવાળાં છતાં નીતિનું પોષણ કરી શકતા નથી, રસજ્ઞને આનન્દ આપી શકતા નથી, અને અનીતિમાનનુંજ આકર્ષણ કરે છે, તેનું આ કારણ છે. અનીતિના વર્ણનમાંજ નીતી ગર્ભિત હોય ત્યારે કાવ્યત્વનો અવકાશ હોય છે. મનુષ્ય સ્વભાવની અધમતા અને નિર્બળતાનાં ચિત્રમાં ઉન્નતિ અને સામર્થ્યનો ધ્વનિ થઈ શકે છે.

અવિનય અને અમર્યાદા વાળાં ચિત્રથી તેમજ કાવ્યથી ઝેરી અસર થાય છે અને આત્મા ભ્રષ્ટ થાય છે એ પણ **પ્લેટોનું** કહેવું ખરૂં છે. જેથી ચિત્તમાં લઘુતા લાગે તેથી કદિ ઉત્કર્ષની વૃત્તિ થઇ શકે નહિ. શૃંગાર રસને બહાને કવિતામાં ઘણીવાર નિર્મર્યાદા અને અશ્લીલતા દાખલ કરવામાં આવે છે, પરંતુ એ યાદ રાખવું જોઇએ કે શૃંગાર રસનો સ્થાયી ભાવ તે રતિ છે અને રતિ તે પ્રેમની ચિત્તવૃત્તિ છે. પ્રેમમાં લઘુતા કે ક્ષુદ્રતા નથી પણ ઉદારતા અને ઉન્નતિ છે, તેથી પ્રેમના સાક્ષાત્કારમાં કંઇ હલકું કે લજ્જાભર્યું આવી શકતું નથી અને આવે તો પ્રેમના સાક્ષાત્કારને હાનિ થાય છે. પ્રેમની વૃત્તિ ચિત્તને સામર્થ્યવાન કરે છે, પ્રેમ ઉમદા કામ કરવા હૃદયને પ્રેરે છે. પણ પ્રેમના વર્ણનમાં જેવાં અવિનયથી ચિત્ત વિષયાવેશને વશ થાય છે ત્યાં ચિત્ત બળહીન થાય છે. સ્ત્રી પુરુષના પ્રેમવર્ણનમાં કે પુરુષના પ્રેમને ઉદ્દીપ્ત કરનાર સૌન્દર્ય વર્ણનમાં કેટલું વિનય અને મર્યાદાવાળું છે અને કેટલું વિનય રહિત અને નિર્મર્યાદ છે એના અતિ સ્પષ્ટ નિયમ થઇ શકતા નથી. કવિ **દલપતરામે** ઉપરના ઉદાહરણમાં જે નિયમ આપ્યો છે કે ' ભગીનીઓ સાંભળતાં ભાઇથી ભણાય નહીં ' તેવું કવિતામાં આવવું ન જોઇએ એ કદાચ સર્વાંશે

માન્ય થશે નહિ; રંગભૂમિ ઉપર નાટકમાં ભજવી બતાવવું યોગ્ય લાગે નહિ એવું વર્ણન કાવ્યમાં હોવું ન જોઇએ એ નિયમ કદાચ વધારે માન્ય થશે. બેમાં થોડોજ ફેર છે પણ સ્પષ્ટતા એકેમાં નથી રસિક જનોના ઉચ્ચ સંસ્કારથી આવા વિષયમાં નિર્ણય થઈ શકે છે. જેથી હૃદયને સંકોચ લાગે અને જ્યાં અધમતાનો ભાસ થાય એ સર્વ તે ત્યાજ્ય હોવું જોઇએ.

\+ + + +

સ્વાભાવિક પ્રતિભા (દિવ્ય શક્તિ) જેનામાં વિશેષ હોય તેજ કવિ થઇ શકે છે. એવા કવિને અલૌકિક ચમત્કારનું ભાન થાય તેવે ધન્ય પ્રસંગે લાગણી થયાથી ઉપજેલા ચિત્તક્ષોભના બળથી પ્રેરાઈ કવિ પોતે દીઠેલો ચમત્કાર અને તેથી થયેલા ભાવ વાણીમાં પ્રકટ કરવા પ્રયાસ કરે ત્યારે કવિતા સ્વયંભૂ ઊર્મિથી ઉદ્‌ભૂત થાય છે. ચમત્કારનું દર્શન તથા કવિત્વમય ભાવવાણીમાં પ્રકટ કરતાં આવેગથી ડોલતા હૃદયની અસરને લીધે કવિની વાણી પણ આન્દોલન અને આવેગ વાળી થઇ છન્દ સરખા રચનામાં ઘડાય છે. કલ્પના અને અનુકરણની કલાઓ કવિતાને સફલ તથા સુશોભિત કરે છે, કવિતામાં સૌન્દર્ય આણે છે, અને કવિતાને જગતની સૃષ્ટિનો નમુનો બતાવી નવાનવા માર્ગમાં ગતિ કરાવે છે. કવિના ભાવ વ્યંગ્ય રાખી મૂર્ત રૂપોમાં માત્ર તેનો ધ્વનિ કરી વિરલ ચમત્કાર તથા ભાવ કવિતામાં દર્શાવવામાં આવે છે. કવિતાના એ સર્વ પ્રયાસનો હેતુ કવિને થયેલો પરમ આનન્દ ચાલુ રાખી જનસમાજને તે આનન્દના અનુભવમાં સામીલ કરવાનો હોય છે. એ પરમ આનન્દ સાથે પરોક્ષ રીતે સત્ય, જ્ઞાન, અને ભાવનાની પ્રાપ્તિ થાય છે પણ તે કવિતાના પ્રત્યક્ષ હેતુ હોતા નથી. કવિત્વનો વ્યાપાર વિચારવિષયક નહિ પણ ભાવવિષયક હોય છે. પણ ભાવને લીધે કવિનું આત્મબલ ઘટતું નથી. કવિત્વની ઊર્મિ કવિને સત્યનાં પરમ તત્ત્વોની ઝાંખી કરાવે છે, અને કવિતા એ તત્ત્વોથી વિરૂદ્ધ હોતી નથી. કવિતા આત્માની ઉન્નતિ કરે છે અને આત્માને સામર્થ્ય આપે છે. કવિતા સર્વ રીતે નીતિમય અને નીતિપોષક હોય છે. આ લક્ષણો જે લેખમાં હોય તે કવિતા ગણવાને યોગ્ય છે.

**કવિતા અને સાહિત્ય.**

---

# રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુન્શી.

[ અવન્તીમાં ઉછેરીને મોટો થએલો પ્રતાપી કીર્તિદેવ અવન્તિના સંધિ વિગ્રહક તરીકે ગુજરાતને સાર્વભૌમત્વ મળે અને આર્યાવર્ત યવનોના ભયથી મુક્ત થાય એ માટે પોતાના પિતા મુંજાલ જે પાટણના મહાઅમાત્ય છે તેને આગ્રહ ભરી વિનતિ કરે છે. પિતા પુત્ર એક બીજાને ઓળખતા નથી એ સ્થિતિમાં આ સંવાદ થાય છે ].

## કીર્તિદેવનો મુંજાલ સાથે મેળાપ.

જ્યારે કાક મંજરીનું પાણિગ્રહણ કરવામાં ગુંથાયો હતો, ત્યારે કીર્તિદેવ તેના જીવનનું મહા કાર્ય આરમ્ભવા તત્પર થયો હતો. તે મહા કાર્ય મુંજાલને મળવાનું હતું.

સજ્જને તેને અનેકવાર વાર્યો, પણ તે માલવી યોદ્ધો અડગ રહ્યો. તેના જીવનની બે નેમ હતીઃ તેના પિતાની શોધ, અને તેના દેશનું ઐક્ય. એ બે ભાવના માટે તે જીવતો હતો; અને તે સિદ્ધ કરવા જતાં તે અમાનુષી—અચેતન સૃષ્ટિના મહા તત્ત્વ જેવો નિશ્ચલ-સચોટ બની રહેતો. જેવી રીતે એક કામ સાધવા તેણે કાલભૈરવ આરાધ્યો હતો, તેવીજ રીતે બીજું કામ સાધવા રાજ્ય ખટપટમાં ભૈરવ સમા ભયાનક મંત્રીને મનાવવા તે જતો હતો.

કીર્તિદેવની બુદ્ધિપ્રધાન નજરે મુંજાલ એક માત્ર કાર્ય સાધવા જતાં ઉભી થએલી આડી ખીલી હતો; પણ પાટણની નાની સૃષ્ટિની નજરે તે બધી વસ્તુનો કર્તાહર્તા હતો. લોકોને પૂછતાં કીર્તિદેવને તેનામાં પ્રભાવનાં કાંઈ ઘણાં અસાધારણ લક્ષણો કે પરિણામની ખ્યાતિ તેણે સાંભળી નહોતી. તે જુવાનીમાં તોફાની હતો, ઉડાઉ હતો, લોકોને ગાંડા કરતો હતો; તેણે અઢળક ધનને પણ અધિક કર્યું હતું, ચંદ્રપુર જઇ હાલની રાજ્ય માતાનું માગું પાટણ લઈ આવ્યો હતો; થોડાં યુદ્ધો લડયો હતો, થોડાં શહેર સર કર્યાં હતાં; ભલા કર્ણદેવના વખતમાં રાજ્ય સત્તા હાથ કરી હતી, રાજાના ભત્રીજા અને પોતાના બનેવી દેવપ્રસાદને દુઃખી કરી દુર્દશાએ પહોંચાડયો હતો; રાણીની સેવા કરતાં, પોતાની સ્ત્રી અને પુત્રનો ત્યાગ કરી બન્નેને મરવા દીધાં હતાં; રાજા મરી ગયા પછી બળવાખોર પટ્ટણીઓને રાજી કરી મીનળદેવીની સત્તા પાછી પાટણ પર બેસાડી હતી; અત્યારે તે રાણી અને રાજાની મહેરબાની અને બીજા મંત્રીઓની નિર્બળતાથી સર્વ-સત્તાધિકારી થઇ બેઠો હતો.

કીર્તિદેવને આ બધામાં કાંઇ અસામાન્યતા ન લાગી; પણ માત્ર અસામાન્યતા તેણે પેદા કરેલા વાતાવરણમાં લાગી. જેમ વાતા-વરણમાં ગમગીની હોય, સુગંધ હોય, ધાસ્તી હોય તેમ ગુજરાતમાં પગ મૂકતાં મુંજાલના પ્રભાવથી ભરેલું વાતાવરણ તેને સ્પષ્ટ લાગ્યું હતું. ન કળાય એવા ધાકથી, ન સમજાય એવા માનથી, ન જણાય એવી મમતાથી બધા તેની તરફ જોતા. કીર્તિદેવ મહાપુરુષ હતો; છતાં તેની વય કોમળ હતી. આ કારણથી તેણે આ પ્રભાવ બધો પટ્ટણીઓની નિર્બળતાથી ઉદ્દ્ભવ્યો છે એમ માની લીધું.

તેની ભાવનામય દૃષ્ટિ, અણઘડાયલી કલ્પના શક્તિ—એ બેથી મુંજાલના પ્રૌઢ વ્યક્તિત્વનો ખરેખરો પ્રભાવ તે પારખી શક્યો નહિ. મુંજાલથી અપરિચિત તે હતો તેથી તેના પ્રભાવમાં જે પ્રતાપી સર્જક શક્તિ હતી તે પણ તે જોઇ શક્યો નહોતો. તે તેને મળ્યો નહોતો; તેના અદ્દ્ભુત વ્યક્તિત્વનો અસહ્ય પ્રતાપ તેણે જોયો નહોતો; નાના ગામડાના માલીકમાંથી પાટણ આજે બાર મંડળ અને બાવન શહેર પર એક હથ્થુ સત્તા કોને લીધે ચલાવતું હતું તેની એને ખબર નહોતી. પણ જ્યારે સજ્જન મહેતા સાથે તે રાજગઢ આવ્યો ત્યારે તેને પળવાર પાછા હઠવાનું મન થયું;—ડરથી નહિ, પણ માત્ર એવા જ વિચારે કે મુંજાલને મળવાથી તેણે ઉપાડેલા કર્તવ્યને કાંઇ હાનિ તો નહિ પહોંચે? બીજી પળે તે વિચાર અદૃષ્ટ થયો; અને બાણાસુરની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા ઉતરેલા અનિરૂદ્ધ સમો કીર્તિદેવ મુંજાલ પાસે ગયો.

મુંજાલની માનસિક સ્થિતિ વળી જુદીજ હતી. જ્યારથી તેણે કીર્તિદેવને જોયો ત્યારથી તેના પ્રભાવના ભણકા તેને વાગ્યા હતા; તેની મોહક, બાલિકા સમી મુખમુદ્રા જાણે કેમ તેના મનમાં રમી રહી હતી; અને તેની ભાવના અને કર્તવ્યો સાંભળી અજાયબી લાગી હતી. આ કારણોથી સજ્જને ફુરસદના વખતે કીર્તિદેવને મળવા મુંજાલ પાસે યાચના કરી કે તેણે તરત તે સ્વીકારી. મુંજાલ મનુ-ષ્યોનો હીરાપારખુ હતો, અને પોતાની શક્તિ નવા ઝગમગતા રત્ન પર અજમાવવાનું તેને મન થયું હતું.

જ્યારે કીર્તિદેવ આવ્યો ત્યારે મુંજાલ તકીએ બેઠો બેઠો પાન ખાતો હતો, મીઠાશથી ભરપૂર હાસ્યથી મુંજાલે કીર્તિદેવને આવકાર દીધો.

" આવો કીર્તિદેવ ! સજ્જન મહેતાને તમે ઘણા જીતી લીધા છે; તમારાંને તમારાંજ વખાણ કર્યા કરે છે. "

" મંત્રીરાજ ! **परगुणकथनैः स्वान् गुणात् ख्यापयंतः**[1] એવા પણ વિરલા દુનિયામાં પડયા છે. " નમ્રતાથી કીર્તિદેવે જવાબ વાળ્યો.

" મહેતાજી ! તમે કીર્તિદેવને ક્યાંથી ઓળખો ? " મુંજાલે એકદમ સજ્જન સામું જોઈ પૂછ્યું.

સજ્જનમંત્રી ગભરાઈ ગયાઃ તેમનું મોઢું લાલચોળ થઇ ગયું. " હું " તે જરા ગુંચવાઇ બોલ્યા. " કીર્તિ—હું—ઉબકનો પુત્ર—દત્ત કપુત્ર એટલે ઓળખું. "

" એમ " મુંજાલે ડોકું હલાવી કહ્યુ.

" તમે તો વણીક છો ? તમારાં પણ સદ્ભાગ્ય કે ઉબકરાજ જેવા શિરછત્ર મેળવી શકયા ? "

" જી હા ! મારાં માબાપ જે હોય તે—તેમણે મને બાળપણથી છોડી દીધો; પણ પરમારે બધી ખોટ પૂરી છે. " પણ આ વાત કાંઈ સજ્જનને રૂચી નહિ. તે એકદમ ઉભા થઇ ગયા. તેને કાંઈ માનસિક ગભરામણ થતી હોય એમ લાગ્યું.

" મહેતાજી ! હવે હું જાઉં છું. "

" કેમ બેસોની. "

" ના. મારે મહારાજને મળવું છે; પછી બીજું કામ છે. હું જઇશ. " કહી ઉતાવળથી રજા લઇ તે ચાલવા લાગ્યા. મુંજાલની આંખ જરા ઝીણી થઈ; તેને આ વર્તણુકની સમજ નહિ પડી.

" ઠીક મહેતા ! આવજો " તેણે કહ્યું. અને સજ્જન ગયો એટલે કીર્તિદેવ તરફ ફરી તેણે જરાક હસીને કહ્યું: " બોલો કીર્તિદેવજી ! શું કામ છે ? "

કીર્તિદેવ અડધી પળ મુંજાલનું વિશાળ ભાલ અને અગમ્ય આંખો જોઇ રહ્યો. તેણે લાગ્યું કે તે એક મહારથી જોડે વાગ્યુદ્ધમા ઉતરતો હતો.

" મંત્રીવર્ય ! હું બે કામે આવ્યો છું. એક આપનાં દર્શન પામી કૃતાર્થ થવા; બીજું એક યાચના કરી ભિક્ષા મેળવવા " કીર્તિદેવે કહ્યું. તેની તેજસ્વી આંખોમાં કપટ નહોતું, ઉંડાણ નહોતું; માત્ર સરલતા, શ્રદ્ધા હતી. તેનો સ્વર કોમળ હતો.

---

૧ પારકાના ગુણના વખાણથી જ પોતાના ગુણ જણાવતા.

તે સ્વરે, તે નજરે મંત્રીના હૃદયમાં ન સમજાય એવા સૂરો પેદા કર્યા; પણ મુંજાલે તે સાંભળવાની કે સમજવાની તસ્દી લીધી નહિ. તેણે મીઠાશથી જવાબ આપ્યો: " બોલો શું કામ છે ? " કીર્તિદેવને મંત્રીના મીઠાશથી આશા આવી; તેણે કહ્યું " કામ તમારા જેવાને સહેલ છે. આપ કરશો ? "

" ભટ્ટરાજ ! તમને સહેલ લાગે: પણ ગમે તેવો પણ હું રાજસેવક." પોતાના શબ્દોને ખોટું પાડતું, સત્તાદર્શક હાસ્ય હસીને મુંજાલે કહ્યું.

" આપ રાજસેવક નથી; રાજના ભાગ્ય વિધાતા છો. "

" તમારો ખ્યાલ ખોટો છે. "

" ના મંત્રીવર્ય ! એટલુંજ નહિ, પણ ભરતખંડનું ભાગ્ય પણ તમારા હાથમાં છે. "

" મારા હાથમાં ! " જરા વિસ્મય પામી મુંજાલે કહ્યું.

" હા. મેં ગુર્જર ભૂમિમાં પગ મૂક્યો ત્યારથી તમારા પ્રભાવનો પરચો જોતો અને સાંભળતો હું આવ્યો છું. અને તેથીજ એક યાચના કરૂં છું. "

" શી " ?

" જેમ ગુજરાતનું રાજ્યતંત્ર એક આંગળીએ ધારો છો. તેમ આર્યાવર્ત્તનું રાજ્યતંત્ર પણ ધારો " કીર્તિદેવે કહ્યું.

" એટલે ? "

" મહારાજ ! તમારા જેવાએ માત્ર એક રાષ્ટ્રની રાજનીતિ પાછળ જીવન સમર્પણ કરવું ન જોઇએ. આખા આર્યાવર્ત્તની રાજનીતિ હાથ કરો; છિન્નભિન્ન થઇ ગએલા રાષ્ટ્રો કુસંપી બનેલાં રાજ્યોને એકતંતે બાંધો. તમારા જેવાની શક્તિ વિના તે કોઈ કરી શકવાનું નથી. "

થોડીવાર મુંજાલ જોઈ રહ્યો: તેને કીર્તિદેવનું મગજ ભમતું લાગ્યું.

" કીર્તદેવજી ! શું અવન્તી ને પાટણની સંધિ વિષે કહો છો ? જરા સ્પષ્ટ કહો. "

" મંત્રીવર્ય ! તમે એમ ધારો છો કે હું પાટણને અવન્તીની સંધિ યાચવા આવ્યો છું ? મહારાજ ઉબક પરમાર તરવારની ધારવડે સંધિ કરાવે છે; સંધિ યાચતા નથી. ગઇ કાલે એમણે ગૌરવ છોડી માગણી કરી, તે માત્ર મારે લીધે. તે માગણી ફરીથી કરી, માન-

ભંગ થવા અવન્તીને અલ્પતા પમાડવા હું ફરી આવું એવો નથી. પટ્ટણીઓ વિગ્રહ માગશે, તો શું માલવીઓ આપશે નહિ ? "

"ત્યારે તમે શું માગો છો ?"

"મહારાજ ! માત્ર પાટણ અને અવન્તી વચ્ચે કુસંપ છે એમ નથી. સપાદલક્ષ અને માલવાને વેર છે: [1]કાન્યકુબ્જાધિપ ચંદ્રદેવ મહારાજ માલવા અને સપાદલક્ષ[2] એ સાથે લઢે છે; [3]ચેદીરાજ કીર્તિવર્મા વા સાથે વઢે છે, ચીતોડના રાવલની મહેચ્છા દિનપ્રતિદિન વધતી જાય છે. આ બધાંનાં વેર સમાવવાં છે. આ બધાને ભેગા કરી એક મહા પ્રબળ સૈન્ય પેદા કરવું છે. એ બધું કરવા આર્યાવર્ત્તને એક મુત્સદ્દી જોઇએ છે. એ પદવી તમે લેશો ?" મુંજાલના મુખપર એકાગ્ર થએલા કીર્તિદેવની આંખોમાંથી તેજના તણખા નીકળવા માંડયા. જેમ તેની વાચાનો પ્રવાહ વધ્યો, તેમ મુંજાલના પ્રભાવનો ખ્યાલ પણ ઓછો થયો. કીર્તિદેવ એક દેવનો દૂત હોય તેવો લાગતો; તેની નિર્મળ કાન્તિ ભભુકી ઉઠી; તેની એકવડી, સુકોમળ દીસતી કાઠી અણદીઠી રીતે ધ્રુજવા લાગી.

"આ બધી મહેનતનું કાંઇ કારણ ?" શાન્તિથી મુંજાલે પૂછ્યું.

"કારણ ? આર્યાવર્ત્તને માથે ભય ઝઝુમે છે, મંત્રીરાજ ! "

"કેવા પ્રકારનો ? "

"મહારાજ ! કાલે રાજ્યસભામાં તમે પેલો અર્ધ નગ્ન મ્લેચ્છ જોયો; એ અહિયાં તો એકલો છે. કાશ્મીર પાસે એની જાતના અબજ યોદ્ધા છે; તે બધા આર્યાવર્ત્તને ભસ્મીભૂત કરવા એકે પગે થઇ રહ્યા છે; તેમનાં ભયંકર રણશીંગડાં–તેમની ભયાનક હાક ઉત્તર પ્રદેશમાં ગાજે છે. તમે પણ ભૂલ્યા મંત્રીવર, ગીઝનીના સુલતાને કરેલો પાટણ અને દેવપાટણનો વિનાશ. કાલે તો જયદેવ મહારાજે એક પાપીને પંચાંગ પોશાક આપ્યો; તેના પૌત્રો તમારાં ને મારાં છોકરાનાં દિલપર એક કાપડનો કકડો રહેવા નહિ દે."

"એટલે આપણાં રાજ્યો વચ્ચે સંધિ કરાવી એ અરિદળો સંહારવાં છે ? એ મ્લેચ્છોને પાછા હાંકી કહાડવા છે ?"

"હા, મુંજાલ મહેતા ! અને તે તમારા વિના કોઈ કરી શકે એમ નથી."

મુંજાલ વિચાર કરતો હતો; તેની પ્રભાવશાળી આંખો કીર્તિદેવપર ઠરી રહી હતીઃ તે મનમાં આ બાળયોદ્ધાની પ્રશંસા કરી રહ્યો હતો. તે થોડીવારે બોલ્યોઃ

" કીર્તિદેવજી ! તમારી વાત સાચી છે; પણ મારાથી કે ગુજરાતથી એમાંનું કાંઇ નહિ બને. "

" કેમ ? " ચમકીને કીર્તિદેવે પૂછ્યું.

" તમે બાળક છો; નહિ સમજો. આવી સ્પષ્ટ રીતે કોઇએ અત્યાર સુધી કહ્યું નહોતું; પણ ચાર વર્ષ પર એક અમારો જતિ હતો તે પણ એમજ કહેતો હતો " મુંજાલે કહ્યું.

" શું ? "

" મને તેના બોલો યાદ આવે છે. " કહી મુંજાલે ઝીણી આંખો કરી તેના શબ્દો સંભાર્યા. તે કહી ગયો હતો. તમારા મંત્રીઓની મહેનત ધૂળ મળશે; તમારા દીકરા દીકરી ગીઝનીનાં બજારમાં વેચાશે; એ સ્પષ્ટ સાંભરે છે. "

" તેની વાત સાચી છે. માટેજ કહું છું કે મારૂં કહ્યું માનો. "

" કીર્તિદેવ ! " ડોકું ધુણાવી મુંજાલે કહ્યું. " તમારી વાત સાચી ભલે હોય; પણ દરેક સત્ય વાત શક્ય નથી હોતી. "

" શક્ય ન હોય તો થવી જોઇએ. "

" ત્યારે દુનીયાનો છેડો આવે. " મુંજાલે કહ્યું. " શક્ય વસ્તુ ન હોય તો હાથમાં ન સ્હાવી એ મારૂં સૂત્ર છે. "

" પણ તમે બધું શકય કરી શકો એમ છો. તમે મહામાત્માય થયા ત્યારે ગુજરાત કેવું હતું ? અને આજે કેવું છે ? "

" પણ હું મહાઅત્માય હતો—તે ખબર છે ? અને તે છતાં મારી પીડા હું જાણું છું. કીર્તિદેવજી ! તમે માગણી કરી મારૂં ગૌરવ વધાર્યું છે; જો હું એક મહા રાજ્યનો તંત્રી હોત; મારા તાબામાં દશહજાર સામંત હોત તો હું તે સ્વીકારત. તે નથી, એટલે લાચાર. " કહી મુંજાલ મુંગો રહ્યો. કીર્તિદેવે તેને અજબ રીતે પીગળાવ્યો હતો.

" તમે બધું કરી શકશો મેં ધણાખરા રાજાઓને સમજાવ્યા છે; તે બધા તમારૂં માનશે. "

" એક ચલ્લું નહિ માને. ભય વિના પ્રીતિ સાંભળી છે ? તમારા વિચારના તેજમાં તમને આંખે અંધારાં આવ્યાં છે. કુસંપ કરતાં સંપ કરવો વધારે કઠણ છે. "

" તે તો મેં કાલેજ જોયું. તમારે ઘેર બેઠો સંપ આવ્યો, પણ તમે સ્વીકાર્યો નહિ. નહિ તો તમારી પીઠે આજે પાટણ અને અવન્તી બે હોત. "

" કીર્તિદેવ ! શબ્દોની શોભાથી હું છેતરાતો નથી. હું અને પાટણ ઉબક પરમારના ગુલામ થઈ રહેત; પાટણના ઉગતા ગૌરવનો અસ્ત થાત. "

" એમજ બધા માને તો કોઇ ભેગા મળી યવનોની સામે થાયજ નહિ. "

" જેણે તમને ભેગા થવાનું વચન આપ્યું હશે તેનો મુદ્દો હું સમજું છું. "

" શો ? "

" યવનોને હરાવી દરેક જણ ચક્રવર્તી થવા આશા રાખતો હશે. " મુંજાલે કહ્યું.

" ત્યારે એ આશાએ તમે કેમ નથી જોડાતા ? "

" ગુજરાત હજી નાનું છે; તે હજી હમણાંજ પગભર થાય છે. તે એવી આશા રાખે તો મૂર્ખ ઠરે. યવનો તો કોણ જાણે ક્યારે હારે–પણ આવતે વર્ષે અમારૂં નખોદ વળી જાય. "

નિરાશા ભર્યા હૃદયથી કીર્તિદેવ જોઇ રહ્યો.

મુંજાલે આગળ ચલાવ્યું.

" તમારા જેવા નિઃસ્વાર્થી માણસ આગળ સત્ય બોલતાં મને શી હરકત ? મહા મહેનતે મેં મારી ઝુંપડી ઉભી કરી છે; આર્યાવર્તનો મહેલ ચણવા જાઉં તો એ ઝુંપડી ચગદાઇ જાય. સમજ્યા ? તમને જે મહેલ બાંધવાની હોંશ છે–તે તમે ભલે બાંધો; મુંજાલ તો એની મઢુલીજ સંભાળશે. "

" એટલે મારાં સ્વપ્નો તો નષ્ટ થવાનાં ? " દીલગીરી ભર્યા અવાજે કીર્તિદેવે કહ્યું.

" ત્યારે તમારાં સ્વપ્ન ખાતર, શું હું મારાં સિદ્ધ થએલાં સ્વપ્નો નષ્ટ કરૂં ? "

" ત્યારે એક નાના રાજ્યની મહત્ત્વાકાંક્ષા સાચવવા આર્યાવર્ત્તનું સત્યાનાશ વળવા દેવું, એમાં તમારૂં મુત્સદ્દીપણું ? " નિરાશાએ ડંખેલા હૃદયથી કીર્તિદેવે કહ્યું–કહેવાઈ ગયું. મુંજાલે ગૌરવથી ઉંચું જોયું; તેને લાગ્યું કે કીર્તિદેવની નિઃસ્વાર્થ બુદ્ધિ જોઇ તેણે અણધારેલી અયોગ્ય ભલમનસાઇ દેખાડી હતી. તેની આંખો નિશ્ચલ થઇ.

" તેનો જવાબ લેવાનો તમારો અધિકાર નથી. " શાન્તિથી

તેણે કહ્યું "હું છું ત્યાંસુધી મારૂં મુત્સદ્દીપણું ગમે તેવું હશે તો પણ—ચાલશે."

"અને મારૂં ચાલશે ત્યાં સુધી નહિ ચાલવા દઉં" સત્તાથી કીર્તિદેવે કહ્યું.

મુંજાલ તિરસ્કાર ભર્યું હસ્યો "એવું મને ઘણા કહેનારા મળ્યા છે. અને—"

"અને તમે તે બધાનો પરાજય કર્યો છે." કાર્તિદેવે ઉમેર્યું. નિરાશાથી તેના મગજમાં ગુસ્સો પેદા થયો હતો. "તમે એમ ધારો છો કે આર્યાવર્ત્તના ભવિષ્યને આડે આવતાં તમે ફાવશો ? મંત્રીરાજ ! તમને ડરાવતો નથી; પણ ખરી વાત કહું છું. હું થોડે દિવસે અવન્તી જઇશ. સમય આવે મારી ઇચ્છા સિદ્ધ કરીશ. દેશદેશના રાજાઓનાં સૈન્યોવડે મ્લેચ્છોનો સંહાર કરાવીશ. અને જીવતો રહીશ તો બતાવીશ કે **सत्यमेव जयते**—નહિ, કે તમારી ટુંક બુદ્ધિની સ્વાર્થી રાજ્યનીતિની–તો ખાત્રી કરી દઇશ કે ગુજરાત એ આર્યાવર્ત્તનું અંગ નથી, પણ સ્વાર્થી શ્રાવક–ધનાઢ્યોને ધન સંચય કરવાનું ચોટું છે. ઉબકરાજ કહે છે તેમ પાટણ માત્ર અવન્તીનું મંડલ થવાનેજ યોગ્ય છે." કહેતાં કહેતાં કીર્તિદેવ ઉભો થઈ ગયો તેની જાજવલ્યમાન કાન્તિ દેવ જેવી દીપી રહી. આ ઉમળકાનો ઉછળતો સાગર મુંજાલના શાન્ત ગૌરવ પર અથડાયો અને વિખેરાઇ ગયો.

"તમારી આશાઓ સિદ્ધ ન થઈ તો ?"

"તો હું જગતને કહીશ કે જ્યારે બધાં રાજ્યો સંધિ કરવા તૈયાર હતાં—જ્યારે બધાના સંપથી યવનોનો સંહાર થાત અને ભરતખંડ બચી જાત—ત્યારે એક મંત્રીએ તેમ થવા ન દીધું. જ્યારે તમારાં રાજ્યોનો વિનાશ થશે—તમારૂં પાટણ પાધર થશે—ત્યારે કહીશ કે આ બધો પ્રતાપ એક મંત્રીનો—એક સ્વાર્થપરાયણ મુત્સદ્દીનો. તમારો જતિ કહી ગયો તેમ જ્યારે તમારા દીકરા દીકરીઓ ગીઝનીમાં વેચાશે—ત્યારે તમારાં કર્ત્તવ્યનું પરિણામ શું છે, તે સમજશો" ગુસ્સાથી કીર્તિદેવનાં અંગેઅંગ ધ્રુજતાં હતાં.

"કીર્તિદેવ !" એક પળવાર થોભી મુંજાલે સખ્તાઇથી કહ્યું. "તમે ઉશ્કેરાઈ ગયા છો, એટલે વધારે વાત કરવામાં માલ નથી. તમે અવન્તી ક્યારે જાઓ છો ?"

"આવતી અમાવાસ્યાએ."

"મારૂં માનો તો આજેજ વદાય થાઓ."

"કેમ?"

"કારણ જાણવાની જરૂર નથી."

"શું મહાઅમાત્ય તરીકે શાસન કરો છો? હું અવન્તીનો સંધિવિગ્રહક છું, હોં" ગૌરવથી કીર્તિદેવે કહ્યું.

"હું શાસન નથી કરતો, શીખામણ આપું છું. માટે જેમ વહેલા પાટણ છોડો તેમ સારૂં."

"ડરાવો છો?" ગુસ્સે થઇ કીર્તિદેવે પૂછ્યું.

"જેની પાસે શક્તિ કે સત્તા ન હોય તે ડરાવે; મારી પાસે બન્ને છે. જય સોમનાથ આવજો" શાંતિથી મુંજાલે કહ્યું અને તે ઉભો થઈ ગયો.

કીર્તિદેવ નીકળ્યો; તેના મનમાં નિશ્ચયાત્મક બુદ્ધિનો પ્રવેશ થયો હતો; તેનું હૈયું ગુસ્સાથી, નિરાશાથી બળી રહ્યું હતું

તેના ગયા પછી તેની પાછળ મુંજાલ જોઈ રહ્યો; અને આખરે બબડયો; "શું છોકરો! શું પ્રભાવ! આવો પુત્ર હોય તો ઇકોતેર પેઢી તારે. શું બોલવાની છટા—ભયંકર! એને અહિયાં રહેવા નહિ દેવો જોઇએ. પર્વત પણ પીગળાવવાનું એની જીભમાં જોર છે. અરે બહાર કોઇ છે કે?" બહારથી વિહારી આવ્યો "બાપુ! શો હુકમ છે?"

"કેમ! શી ખબર છે?"

"રાતના બાર વાગે સજ્જન મહેતાની વાડીમાં બધા ભેગા થવાના છે" વિહારીએ કહ્યું.

"કોણ કોણ?"

"એક તો આ ગયો તે—કીર્તિદેવ: બીજો કાક, પેલો કૃષ્ણદેવ—"

"તે હજુ અહિયાંજ છે?"

"જી, હા. કીર્તિદેવનો જમણો હાથ છે."

"પછી?"

"દેશળદેવ ને બીજા થોડાક છે. હું પછી બધાનાં નામ કહીશ."

"શું કામ?"

"આપે જે જવાબ આપ્યો હોય તેના પર વિચાર કરવા."

" પેલો કાક કેમ છે ? "

" બાપુ ! તે સમજાતું નથી. એ તો બધાનોજ ખાસ  દેખાયછે. કીર્તિદેવનો, કૃષ્ણદેવનો, મંડલેશ્વર મહારાજનો ને મહારાજાં

મુંજાલ હસ્યો. " હરકત નહિ. એ બધું તારે સમજવાની જ નથી. બીજું કાંઇ ? "

" બાપુ ! અત્યારે એ કાક પરણ્યો. "

મુંજાલ હસ્યો. " પરણ્યો ? કોની સાથે ? "

" રૂદ્રદત્ત કવિ હતા ને તેની છોકરી જોડે. મંડલેશ્વર મહાર ને કાશ્મીરાબા પણ હતાં. "

" ક્યાં પરણ્યો ? "

" ગજાનન પંડિતના ઘરમાં. "

" વારૂ ! ડુંગરનાયકને કહી આવ કે મને મળી જાય ને મલ્લ તૈયાર રાખે. "

" જેવી આજ્ઞા " કહી વિહારી ગયો.

" જોઇશ હવે એ રાતના બધા શું કરે છે. " કહી મુંજ મીનળદેવી પાસે ગયો.

ગુજરાતનો નાથ.

